# सुभाषितानि ।

यतो धर्मस्ततो जयः ।

वित्तस्य सारं किल पात्रदानम् ।

उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ।

धर्मस्य त्वरिता गतिः ।

परोपकाराय सतां विभूतयः ।

परोपकारः पुण्याय पापाय परपीडनम् ।

महाजनो येन गतः स पंथाः ।

मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।

शिवमस्तु सर्व जगतः. परहितनिरता भवंतु भूतगणाः।
दोषाः यांतु नाशं. सर्वत्र सुखीभवंतु लोकाः ॥

# પ્રસ્તાવના.

•

એ તો નિઃસંશય છે કે પ્રાયઃ હરેક પુસ્તકોનો ઉદ્દેશ કોઇને કોઇ પ્રકારે જનસમૂહને સન્માર્ગ દર્શાવી ઉત્તમ પ્રકારે સદ્‌વૃત્તિ ધારણ કરાવી સુખ પ્રાપ્ત કરાવવાનો હોય છે. આ પુસ્તકનો ઉદ્દેશ પણ તેજ છે. હવે વાંચકવૃંદે વિચારવાનું એ છે કે સુખ એટલે શું ? મહાન્ દિગ્‌વિજયી થઇ ભરતાદિક ચક્રવર્તિની પેઠે અનેક માંડલિક રાજાઓપર આધિપત્ય ભોગવવું તે સુખ ? અથવા અખૂટ લક્ષ્મીથી ભરેલા ભંડારોના સ્વામી બની લલિતલલનાઓથી નાનાપ્રકારના ભોગો ભોગવવા તે સુખ ? યા તો દીર્ઘાયુષી થઇ અનેક વિનયવાળા શૌર્યવાન્ પુત્રોનો સમૂહ આજ્ઞાનું પાલન કરતો હોય તે સુખ ? વાસ્તવિક રીતે આ સર્વમાં અવલોકન કરનાર વિબુધજનને જણાશે કે ઉપરોક્ત એકે બાબતમાં વાસ્તવિક સુખ લેશમાત્ર પણ નથી, કેમકે તે પુદ્‌ગલિક હોઇ નાશવંત સ્વભાવવાળાં છે. જે માટે ભગવન્ મહાવીરસ્વામીના હસ્તદીક્ષિત શિષ્ય ધર્મદાસ ગણી ઉપદેશમાળામાં કહે છે કે—

कह तं भन्नइ सुखं, सुचिरेणवि जस्स दुखमुहि अइ ॥
जं च मरणावसाणे, भवसंसाराणुबंधि च ॥ १ ॥

**અર્થ.**—ઘણા કાળે પણ જેના પરિણામે દુઃખ વેઠવું પડે તેને સુખ કેમ કહીએ ? અર્થાત્ ન જ કહીએ. મરણ પછી નરકાદિગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરવું પડે અથવા ગર્ભાવાસાદિ દુઃખ સહેવું પડે તે સુખજ ન કહેવાય.

તેત્રીશ સાગરોપમ પ્રમાણ આયુષ્યવાળા અનુત્તરવિમાનવાસી દેવોના જેટલું સુખ સંસારની અંદર અન્ય કોઇ ગતિમાં નથી હોતું. તે સુખને દીર્ઘ કાળ પર્યન્ત ભોગવ્યા પછી પણ પુનઃ જન્મજરાદિનું દુઃખ પ્રાપ્ત થાય છેજ, તો પછી તેવા સુખને સુખ કેમ કહેવું ? અર્થાત્ નજ કહેવું. 'ત્યારે વાસ્તવિક અવિચળ સુખ ક્યાં છે ? અને કોને છે ?' તેવું સુખ તો કેવળ મોક્ષની અંદર સિદ્ધભગવન્તોનેજ હોય છે

હવે તે સુખ શી રીતે પ્રાપ્ત થાય ? તે સંબંધી કંઇ કહેવું એ આ સ્થળે અનુચિત નહિ ગણાય. પરમોપકારી શ્રી તીર્થંકર મહારાજાઓએ તેવું અનંત અવ્યાબાધ સુખ પ્રાપ્ત કરવા માટે દાન, શીલ, તપ અને ભાવના રૂપ ચાર પ્રકારના ધર્મનું સેવન કરવાનું કહ્યું છે. યથાર્થ રીતે એ ચતુર્વિધ ધર્મનું સેવન કરનાર પ્રાણી અનુક્રમે ઉપરોક્ત સુખને ભોગવનાર થાય છે.

આ ગ્રંથની અંદર ( બીજા ભાગમાં ) ઉપર કહેલા ચાર પ્રકારના ધર્મમા અન્તર્ભૂત થતા વીશસ્થાનકના તપને પ્રધાન સ્થાન આપવામાં આવ્યું છે. એ ભિન્ન ભિન્ન વીશસ્થાનક પદ આરાધવાથી કોને કોને શું ફળ પ્રાપ્ત થયું ? તે સંબંધી દરેક પદને આરાધનાર મહાપુરૂષની કથા આપી યથાશક્તિ ગ્રંથને રસિક બનાવવા યત્ન કર્યો છે. તે વાંચવાથી સ્વયં અનુભવગોચર થશે.

આ અવસર્પિણી કાળમાં થયેલા ચોવીશ જિનેશ્વરોએ પોતાના પૂર્વભવમાં આ સ્થાનકોનું આરાધન કરી જિનનામકર્મ ઉપાર્જન કર્યું હતું. પહેલા અને છેલ્લા તીર્થંકરે વીશે સ્થાનકનું આરાધન કર્યું હતું અને બાકીના બાવીશ જિનેશ્વરોએ તેમાંનું કોઇ પણ એક પદ આરાધી ત્રૈલોક્યવંદ્ય તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું હતું. તેવીજ રીતે જે કોઇ ભવ્ય પુરૂષ વીશસ્થાનક તપનું આરાધન કરશે તે શ્રી જિનેશ્વરની અદ્‌ભૂત લક્ષ્મી પ્રાપ્ત કરશે.

આ બુકના બે વિભાગ કરેલા છે. તેમાં પહેલા ભાગમાં શ્રી આનંદઘનજી મહારાજ કૃત ચોવીશી શ્રીજ્ઞાનવિમળસૂરિકૃત બાળાવબોધ સહિત આપવામાં આવેલ છે. તેના પૃષ્ટ ૧૯૨ થયેલ છે.

બીજા ભાગમાં વીશ સ્થાનક સંબંધી તમામ બાબતોની શરૂઆત પ્રથમ શ્રી વજ્રપંજર સ્તોત્ર અર્થ સહિત આપી તે પછી કરેલ છે. તેના પ્રારંભમાં વીશે સ્થાનક આરાધનની વિધિ આપવામાં આવી છે. ત્યારપછી વીશ સ્થાનકની પૂજા શ્રી વિજયલક્ષ્મી સૂરિની કરેલી અર્થ સાથે આપેલ છે. ત્યારપછી તેના ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ અને સઝાયો મળી શકી તેટલી દાખલ કરેલ છે. પ્રાંતે વીશે સ્થાનકનું આરાધન કરનારની વીશ કથાઓ ક્રમસર આપવામાં આવી છે. તે કથાઓ ખાસ વાચવા લાયક છે. શિવાય પરચુરણ પણ કેટલીક વસ્તુઓ ઉપયોગી જણાણી તે દાખલ કરેલ છે.

વીશ સ્થાનકને અંગે મળતુ તમામ સાહિત્ય દાખલ કરવાની ઇચ્છા છતાં વીશ સ્થાનકનો રાસ શ્રી જિનહર્ષકૃત છે તે દાખલ કરેલ નથી. તેમાં આવેલી વીશે કથાઓ આ બુકમાં આપવામા આવી છે. વીશ સ્થાનકની પૂજાઓમાંથી શ્રી વિજયલક્ષ્મી સૂરિકૃત પૂજા અર્થ સાથે દાખલ કરી છે. બીજી બે પૂજા શ્રી રૂપવિજયજી મહારાજની કરેલી તેમજ શ્રી આત્મારામજી મહારાજની કરેલી છે તે પણ દાખલ થઇ શકેલ નથી. આ શિવાય તો પ્રાયે ઘણું ખરૂં દાખલ કરેલ છે.

આ બુક તૈયાર કરવામાં અમે ઘણી ખરી તો તૈયાર રસોઇનોજ ઉપયોગ કર્યો છે. આનંદઘનજી મહારાજની ચોવીશી ઝવેરી માણેકલાલ ઘેલાભાઇએ છપાવેલી તે ઉપરથીજ અક્ષરશ છપાવી છે. વીશ સ્થાનક તપનું આરાધન કરવાની વિધિ અને વીશે સ્થાનકના આરાધન કરનારની કથાઓ શા. હઠીસીંગ દામોદરદાસ અમદાવાદનિવાસીએ છપાવેલી વીશ સ્થાનક સંબંધી બુક ઉપરથીજ લીધેલ છે. વીશ સ્થાનકની પૂજાનો અર્થ અમે લખ્યો છે. અને બીજી બાબતમાં કથંચિત્ શુદ્ધિ કરવાનો પ્રયાસ કર્યો છે.

વીશ સ્થાનકના આરાધન માટે ખમાસમણ દેતી વખતે જે જે ગુણ બોલીને ખમાસમણ આપવાના છે, તે છપાયા બાદ તેમાં કાંઇક અશુદ્ધિ લાગવાથી અને તે સંસ્કૃત ભાષાબદ્ધ હોવાથી તેનું ( પૃષ્ટ ૪૦ નું ) જ માત્ર શુદ્ધિપત્ર બનાવીને આ સાથે આપેલું છે. બીજા ગુજરાતી વિભાગમાં કથંચિત અશુદ્ધિ હશે પરંતુ તેનું શુદ્ધિપત્ર કરેલું નથી.

આ બુક છપાવવામાં પૂરતી આર્થિક સહાય અમદાવાદ નિવાસી સુપ્રસિદ્ધ શેઠજી જમનાભાઇ ભગુભાઇના સ્વર્ગવાસ પછી તેમના ધર્મપત્નિ બ્હેન માણેકબાએ પોતાના પતિના શ્રેયાર્થે તેમજ નામસ્મરણાર્થે આપેલી છે. તેમનો આભાર માનીએ છીએ. તેઓ તો આની નકલો ભેટજ આપવાના છે. પરંતુ જેમને ભેટ ન મળી શકે તેમને લાભ મળવા માટે અમે અમુક નકલો વધારે છપાવેલી છે.

આ બુકમા મતિદોષથી અથવા દૃષ્ટિદોષથી રહેલી ભૂલચૂકને માટે ત્રિવિધે ત્રિવિધે મિચ્છામિદુક્કડ આપીએ છીએ.

સંવત ૧૯૮૨
વૈશાખ શુદિ ૧

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.
ભાવનગર.



# अनुक्रमणिका.

•

## વિભાગ પહેલો.

### ૧ શ્રી આનંદઘનજીકૃત ચોવીશી—શ્રી જ્ઞાનવિમળ સૂરિકૃત બાળાવબોધ યુક્ત.


| | | | | |
|---|---|---|---|---|
| ૧ શ્રી ઋષભદેવ જિન સ્તવન. શબ્દાર્થ ભાવાર્થ યુક્ત. | | | ... | ૧ |
| ૨ શ્રી અજિતનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૭ |
| ૩ શ્રી સંભવનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૧૪ |
| ૪ શ્રી અભિનંદન જિન સ્તવન. | ,, | ... | ... | ૨૦ |
| ૫ શ્રી સુમતિનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૨૬ |
| ૬ શ્રી પદ્મપ્રભ જિન સ્તવન. | ,, | ... | ... | ૩૩ |
| ૭ શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૪૧ |
| ૮ શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન. | ,, | ... | ... | ૪૮ |
| ૯ શ્રી સુવિધિનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૫૫ |
| ૧૦ શ્રી શિતળનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૬૨ |
| ૧૧ શ્રી શ્રેયાંસનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૬૯ |
| ૧૨ શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન. | ,, | ... | ... | ૭૪ |
| ૧૩ શ્રી વિમળનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૮૦ |
| ૧૪ શ્રી અનંતનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૮૬ |
| ૧૫ શ્રી ધર્મનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૯૪ |
| ૧૬ શ્રી શાંતિનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૧૦૧ |
| ૧૭ શ્રી કુંથુનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૧૧૫ |
| ૧૮ શ્રી અરનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૧૨૩ |
| ૧૯ શ્રી મલ્લીનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૧૩૧ |
| ૨૦ શ્રી મુનિસુવ્રત જિન સ્તવન. | ,, | ... | ... | ૧૪૧ |
| ૨૧ શ્રી નમિનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૧૫૨ |
| ૨૨ શ્રી નેમિનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૧૬૫ |
| ૨૩ શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન. | ,, | ... | ... | ૧૮૦ |
| ૨૪ શ્રી મહાવીર જિન સ્તવન. | ,, | ... | ... | ૧૮૬ થી ૧૯૨ |


## વિભાગ બીજો.


| | | | | |
|---|---|---|---|---|
| | | | | પૃષ્ટ |
| ૧ શ્રી વજ્રપંજરસ્તોત્ર અર્થસહિત. | ... | ... | ... | ૧ |

૨ શ્રી વીશ સ્થાનક તપ આરાધન વિધિ. ... ... ૩
૧ પ્રથમ અરિહંત પદ આરાધન વિધિ. ... ... ૪
૨ દ્વિતીય સિદ્ધ પદ આરાધન વિધિ. ... ... ૫
૩ તૃતીય પ્રવચન પદ આરાધન વિધિ. ... ... ૭
૪ ચતુર્થ આચાર્ય પદ આરાધન વિધિ. ... ... ૮
૫ પંચમ સ્થવિર પદ આરાધન વિધિ. ... ... ૯
૬ ષષ્ઠ ઉપાધ્યાય પદ આરાધન વિધિ. ... ... ૧૦
૭ સપ્તમ સાધુ પદ આરાધન વિધિ. ... ... ૧૧
૮ અષ્ટમ જ્ઞાન પદ આરાધન વિધિ. ... ... ૧૩
૯ નવમ દર્શન પદ આરાધન વિધિ. ... ... ૧૫
૧૦ દશમ વિનય પદ આરાધન વિધિ. ... ... ૧૮
૧૧ એકાદશ ચારિત્ર પદ આરાધન વિધિ. ... ... ૨૧
૧૨ દ્વાદશ બ્રહ્મવ્રત પદ આરાધન વિધિ. ... ... ૨૫
૧૩ ત્રયોદશ ક્રિયા પદ આરાધન વિધિ. ... ... ૨૬
૧૪ ચતુર્દશ તપ પદ આરાધન વિધિ. ... ... ૨૭
૧૫ પંચદશ ગોયમ પદ આરાધન વિધિ. ... ... ૨૮
૧૬ ષોડશ જિન પદ આરાધન વિધિ. ... ... ૨૮
૧૭ સપ્તદશ સંયમ પદ આરાધન વિધિ. ... ... ૨૯
૧૮ અષ્ટાદશ અભિનવજ્ઞાન પદ આરાધન વિધિ. ... ... ૩૦
૧૯ એકોનવિંશતિતમ શ્રુત પદ આરાધન વિધિ. ... ... ૩૩
૨૦ વિંશતિતમ તીર્થ પદ આરાધન વિધિ. ... ... ૩૭
૩ શ્રી વીશસ્થાનકની પૂજા–શ્રી વિજયલક્ષ્મી સૂરિકૃત–અર્થસહિત. ... ૪૧
૧ પ્રથમ અરિહંતપદ પૂજા. સાર્થ .. .. ... ૪૧
૨ દ્વિતીય સિદ્ધપદ પૂજા. ,, . .. ૪૪
૩ તૃતીય પ્રવચનપદ પૂજા ,, ... ... ૪૫
૪ ચતુર્થ આચાર્યપદ પૂજા ,, . ... ૪૭
૫ પંચમ સ્થવિરપદ પૂજા ,, . .. .. ૪૮
૬ ષષ્ઠ ઉપાધ્યાયપદ પૂજા ,, ... .. . ૫૦
૭ સપ્તમ સાધુપદ પૂજા ,, ... ... ... ૫૨
૮ અષ્ટમ જ્ઞાનપદ પૂજા ,, ... ... .. ૫૪
૯ નવમ દર્શનપદ પૂજા ,, ... ... . . ૫૫
૧૦ દશમ વિનયપદ પૂજા. ,, . ... ... ૫૭

૧૧ એકાદશ ચારિત્રપદ પૂજા ,, ... ... ... ૫૯
૧૨ દ્વાદશ બ્રહ્મચર્યપદ પૂજા. ,, ... ... ... ૬૧
૧૩ ત્રયોદશ ક્રિયાપદ પૂજા. ,, ... ... ... ૬૨
૧૪ ચતુર્દશ તપપદ પૂજા. ,, ... ... ... ૬૪
૧૫ પંચદશ ગોયમપદ પૂજા. , ... ... ... ૬૬
૧૬ ષોડશ જિનપદ પૂજા. ,, ... ... ... ૬૭
૧૭ સપ્તદશ સંયમપદ પૂજા. ,, ... ... ... ૬૯
૧૮ અષ્ટાદશ અભિનવજ્ઞાન પદ પૂજા. ,, ... ... ૭૧
૧૯ એકોનવિંશતિતમ શ્રુતપદ પૂજા. ,, ... ... ૭૨
૨૦ વિશંતિતમ તીર્થપદ પૂજા. ,, ... ... ૭૪

૪ શ્રી વીશસ્થાનક પૂજા અધ્યાપન વિધિ. ... ...
૫ શ્રી વીશસ્થાનક તપ સંબધી જમ ાની વિગત.... ... ૭૮
૬ શ્રી વીશસ્થાનકના નામનું ચૈત્યવંદન. ... ... ...
૭ શ્રી વીશસ્થાનક તપના કાઉસ્સગ્ગનું ચૈત્યવંદન. ... ... ૮૦
૮ શ્રી વીશસ્થાનકનું સ્તવન. ... ... ... ૮૦
૯ ,, ... ... ... ૮૧
૧૦ શ્રી વીશસ્થાનક તપના મહિમા સૂચક સ્તવન. ... ... ૮૨
૧૧ શ્રી વીશસ્થાનક તપની સ્તુતિ. ... ... . ૮૪
૧૨ ,, બીજી. ... ... ... ૮૫
૧૩ શ્રી વીશસ્થાનકની સઝાય. ... ... ... ૮૫
૧૪ ,, બીજી. ... ... ... ૮૬
૧૫ શ્રી વીશસ્થાનક પદ કથા સંગ્રહ. ... ... ... ૮૭

૧ પ્રથમ પદના આરાધન ઉપર દેવપાળની કથા. ... ... ૮૭
૨ બીજા પદના આરાધન ઉપર હસ્તિપાળની કથા. ... ૧૦૦
૩ ત્રીજા પદના આરાધન ઉપર જિનદત્ત શેઠની કથા. ... ૧૦૪
૪ ચોથા પદના આરાધન ઉપર પુરૂષોત્તમ રાજાની કથા. ... ૧૧૧
૫ પાચમા પદના આરાધન ઉપર પદ્મોત્તર રાજાની કથા. ... ૧૨૩
૬ છઠ્ઠા પદના આરાધન ઉપર મહેંદ્રપાળની કથા .. ૧૨૯
૭ સાતમા પદના આરાધન ઉપર વીરભદ્રની કથા. ... ૧૩૩
૮ આઠમા પદના આરાધન ઉપર જયંતદેવની કથા. ... ૧૪૪
૯ નવમા પદના આરાધન ઉપર હરિવિક્રમની કથા. ... ૧૪૮
૧૦ દશમા પદના આરાધન ઉપર ધનશેઠની કથા. ... ૧૫૪

૧૧ અગ્યારમા પદના આરાધન ઉપર અરૂણદેવની કથા. ... ૧૫૯
૧૨ બારમા પદના આરાધન ઉપર ચંદ્રવર્માની કથા. ... ૧૬૬
૧૩ તેરમા પદના આરાધન ઉપર હરિવાહન રાજાની કથા. ... ૧૭૬
૧૪ ચાદમા પદના આરાધન ઉપર કનકકેતુ રાજાની કથા. ... ૧૭૯
૧૫ પંદરમા પદના આરાધન ઉપર હરિવાહન રાજાની કથા. ... ૧૮૩
૧૬ સોળમા પદના આરાધન ઉપર જિમૂતકેતુ રાજાની કથા. .. ૧૮૭
૧૭ સત્તરમા પદના આરાધન ઉપર પુરંદર રાજાની કથા. ... ૧૯૦
૧૮ અઢારમા પદના આરાધન ઉપર સાગરચંદ્રની કથા ... ૨૦૦
૧૯ ઓગણીસમા પદના આરાધન ઉપર રત્નચૂડની કથા. ... ૨૧૨
૨૦ વીશમા પદના આરાધન ઉપર મેરૂપ્રભની કથા. ... ૨૧૯
૧૬ વીશમા પદના મહત્વ વિષે ગાથા અને શ્લોકો સાર્થ. ... ૨૩૧
૧૭ શ્રી વીશસ્થાનકના કાઉસ્સગ્ગ વિષે સઝાય. ... ... ૨૩૧
૧૮ શ્રી વીશસ્થાનકના આરાધનના કાઉસગ્ગ કરવામાં લોગસ્સની સખ્યા. ૨૩૨
૧૯ તપનો મહા પ્રભાવ અને તેથી તપ કરવાની આવશ્યકતા. ... ૨૩૩
૨૦ વીશ સ્થાનકના વીશે પદોનું ટુંક વિવેચન. ... ... ૨૩૫ થી ૨૪૦

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૩ | એ પદ નીચે વજ્ર શિલામય છે. | એ પદ બને પાદ નીચે વજ્રશિવાલય [ તળીયાંરૂપ છે. |
| ૨ | ૫ | खादिर | खादिरा |
| ૪ | ૧૦ | વીજિત બ્યજન | વીજિત બ્યજન |
| ૪ | ૧૭ | વાદીત્ર | વાદિત્ર |
| ૪ | ૨૦ | શ્રી સ્વપરા | શ્રી સ્વપરા |
| ૫ | ૧૭ થી ૨૬ | વરણીકર્મ | વરણીયકર્મ ( દરેક પક્તિમાં ) |
| ૬ | ૧ થી ૫ | વરણીકર્મ | વરણીયકર્મ ( દરેક પક્તિમાં ) |
| ૬ | ૨-૨ | ચક્ષુદર્શના-અચક્ષુદર્શના | ચક્ષુર્દર્શના-અચક્ષુર્દર્શના |
| ૭ | ૨૩ | શ્રી વર્ણિકસૂત્ર | શ્રી વર્ણકસૂત્ર |
| ૮ | ૧ | ઉદ્યમ સુત્રા | ઉદ્ગમસુત્રા |
| ૮ | ૪ | ગણીપિટકાય | ગણિપિટકાય |
| ૮ | ૧૮ | અપરિશ્રાવિ | અપરિસ્રાવિ |
| ૧૫ | ૧૪ | કુલિગી સગવર્જન | કુલિંગી સંગવર્જન રૂપ |
| ૧૭ | ૩ | ગૃહિત | ગૃહીત |
| ૩૨ | ૨ | દશવેકાલિક | દશવૈકાલિક |
| ૪૦ | ૧ | સઘપુજા | સંઘપૂજા |

# વીશસ્થાનકના ખમાસમણ દેતી વખત બો વાન હ.

( પ્રારંભના અંક પ્રમાણે પદ સમજવું. )

૧ પરમ પંચ પરમેષ્ઠીમાં, પરમેશ્વર ભગવાન;
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો જિનભાણ. ૧

૨ ગુણ અનંત નિર્મળ થયા, સહજસ્વરૂપ ઉજાસ;
અષ્ટ કર્મમળ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ. ૨

૩ ભાવામય ઔષધસમી, પ્રવચન અમૃત વૃષ્ટિઃ
ત્રિભુવન જીવને સુખકરી, જય ય પ્રવચન દૃષ્ટિ. ૩

૪ છત્રીશ છત્રીશી ગુણે, યુગપ્રધાન મુણીંદ;
જિનમત પરમત જાણતા, નમો નમો તે સૂરીંદ. ૪

૫ તજી પરપરણિતિ રમણતા, લહે નિજ ભાવ સ્વરૂપ;
સ્થિર કરતા ભવિલોકને, જયજય સ્થવિર અનૂપ. ૫

૬ બોધ સુક્ષ્મવિણુ જીવને, ન હોય તત્ત્વપ્રતીત;
ભણે ભણાવે સૂત્રને, જય જય પાઠક ગીત. ૬

૭ સ્યાદ્વાદ ગુણ પરિણમ્યો, રમતા સમતા સંગ;
સાધે શુ ાનંદતા, નમો સાધુ શુભરંગ. ૭

૮ અધ્યાતમ જ્ઞાને કરી, વિઘટે ભવભ્રમભીતિ;
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીતિ. ૮

૯ લોકાલોકના ાવ જે, કેવળીભાખિત જેહ;
સત્ય કરી અવધારતો, નમો નમો દર્શન તેહ. ૯

૧૦ શૌચમૂળથી મહાગુણી, સર્વ ધર્મનો સાર;
ગુણ અનંતનો કંદ એ, નમો વિનય આચાર. ૧૦

૧૧ રત્નત્રયી વિણુ સાધના, નિષ્ફળ કહી સદૈવ;
ભાવરયણનું નિધાન છે, જય જય સંયમજીવ. ૧૧

૧૨ જિનપ્રતિમા જિનમંદિરા, કંચનના કરે જેહ;
બ્ર વ્રતથી બહુ ફળ લહે, નમો નમો શિયળ સુદેહ. ૧૨

૧૩ આત્મબોધવિણુ જે ક્રિયા, તે તો બાળક ચાલ,
તત્ત્વારથથી ધારીએ, નમો ક્રિયા સુવિશાળ. ૧૩

૧૪ કર્મ ખપાવે ચીકણા, ભાવમંગળ તપ જાણ;
પચાસ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણખાણ. ૧૪

૧૫ છઠ્ઠ છઠ્ઠ તપ કરે પારણુ, ચઉનાણી ગુણધામ;
એ સમ શુભપાત્ર કો નહીં, નમો નમો ગોયમસ્વામ. ૧૫

૧૬ દોષ અઢારે ક્ષય ગયા, ઉપમા ગુણ જસ અંગ;
વૈયાવચ્ચ કરીએ મુદા, નમો નમો જિનપદ સંગ. ૧૬

૧૭ શુદ્ધાતમ ગુણમેં રમે, તજી ઇંદ્રિય આશંસ;
થિર સમાધિ સંતોષમાં, જય જય સંયમ વંશ. ૧૭

૧૮ જ્ઞાનવૃ સેવો ભવિક, ચારિત્ર સમકિત મૂળ;
અજર અમરપદ ફળ લહો, જિનવરપદવી ફુલ. ૧૮

૧૯ વક્તા શ્રોતા યોગથી, શ્રુત અનુભવ રસ પીન,
ધ્યાતા ધ્યેયની એકતા, જય જય શ્રુત સુખલીન. ૧૯

૨૦ તીર્થયાત્રા પ્રભાવ છે, શા ન ઉન્નતિ કાજ;
પરમાનંદ વિલાસતા, જયજય તીર્થ જહાજ. ૨૦

( આ દુહા શ્રી વિજયલક્ષ્મીસૂરિની કરેલી વીશસ્થાનકની પૂજાનાજ છે. )



## સ્વર્ગસ્થ શેઠ જમનાભાઇ ભગુભાઇ.



અમદાવાદ.

| જન્મ :— | અવસાન :— |
| --- | --- |
| સવત ૧૯૧૫ પોપ શુદ ૨ | સવત ૧૯૮૧ અશાડ શુદ ૧. |

# સદ્‌ગત શેઠ શ્રી જમનાભાઈનો જીવનવિકાસ.

" अंगं गलितं पलितं मुंडं, दशनविहीनं जातं तुंडम् ।
वृद्धौ याति गृहीत्वा दंडं, तदपि न मुंचत्याशापिंडम् ॥



"અં ગ ગળી ગયુ, શિરના કેશ શ્વેત થઇ ગયા, મુખ દાંત વિનાનુ થઇ ગયું અને વૃદ્ધ થઇ લાકડી લઇને ચાલવા લાગ્યો, તથાપિ માણસ આશારૂપ પિંડને છોડતો નથી."

આશા અમર છે. " લાખો નિરાશામાં છુપાયેલી આશા અમર છે " એમ માની આશા અને આશામાં માનવી સસારમાં ફુલાઇ ફાળકો બની, રખડી રઝળીને છેવટ રવડી જાય છે. એ સાથે સત્ય તો એ સોચવાનું હતું કે " જીવન અમર નથી. " પુણ્યવન્તને એવાજ વિચાર અને વર્તન સાંપડે છે કે " દશ દૃષ્ટાંતે દુર્લભ મનુષ્ય ભવ આત્મસાધન માટે જ છે."

સંપત્તિ અને સતતિ સાપડે, વૈભવ અને સાહિબીનો વિકાસ થાય એટલે હૃદયમાંથી ધર્મ-ભાવના નાશ પામે. એવો તાદૃશ્ય ચિતાર શ્રીમાન્ શેઠ જમનાભાઇની જીવન-વાટિકામાંથી જડી આવતો નથી. ત્યાં તો સાવ જુદુંજ જડે છે. લક્ષ્મી અને ભાગ્યની ભરતીનાં મોજાં હેઠલ એમના હૃદયસાગરમાંથી ધાર્મિક-ભાવનાના તેજસ્વી રત્નો પ્રકાશતા હતા. ધાર્મિક-ભાવનાના પૂર્વ સંસ્કારો ભાગ્યવન્ત પિતાશ્રી શેઠ ભગુભાઇથી મળ્યા હતા અને એમના ખાનદાની કુટુંબની ગળથૂથીમાંજ રોપાયા હતા. ગર્ભશ્રીમન્તાઇના ભુવનમાં એ બાળ-સંસ્કારોની વય વધતાની સાથે વૃદ્ધિ થતી ગઇ. ભાગ્યદેવીની કૃપા વધતી ગઈ, પૂર્વપુણ્યાઇની શક્તિઓ ખીલતી ગઈ, તેમ તેમ અન્તરપટ પર હાર્દિક ધાર્મિક-ભાવનાના ચિત્રો ખડા થતા ગયા.

અમે તેમની આત્મકથા કે જીવન-વૃત્તાંત લખવાનો પ્રયાસ નથી આદર્યો, તથાપિ આમાં અમારા અન્તરમાં ઉદ્‌ભવેલા ફક્ત હાર્દિક-ભાવનાના કંઇ કંઇ છુટા છુટા સ્મરણો છે. એની સાથે ઉપયોગી એવી કેટલીક નોંધ છે. જીવન-કથા કે આત્મવૃત્તાંત કે ટુકી રૂપરેખા દુનિયામાં એની જ આળેખાય છે કે જેઓએ પોતાની જિન્દગીનો મોટો ભાગ લોકસેવા કે શાસનસેવાના ચરણે અર્પણ કર્યો હોય. જેઓએ પોતાના દ્રવ્યનો સદ્‌વ્યય સ્વકલ્યાણની સાથે પરકલ્યાણ અને શાસનોન્નતિના હિતમાં કર્યો હોય.

**આલમ એનેજ પૂજે છે, લોકો એનેજ નમે છે, ગુણ તો એનાજ ગવાય છે કે જેઓએ**

જગમાં પરમાર્થે શાસન કે સમાજમાં પોતાની સુખસમૃદ્ધિનો વધતા કે ઓછા અંશે ત્યાગ કર્યો હોય, જેના જીવનમાંથી અન્યને બોધ ગ્રહણ કરવા લાયક કાંઇપણ સાર મળી આવતો હોય.

જેવુ આપણે આપણા કલ્યાણ માટે કામ કરીએ તે આપણા ખરા અને ઉચ્ચતમ કલ્યાણ માટે જરૂરતું છે, તેટલુ જ બીજાની સેવા કરવી તે આપણા ખરા સુખ અને કલ્યાણ માટે જરૂરનું છે, માટે જન્મીને ભૂમિને ભારરૂપ નહિ થતાં ભૂપણરૂપ થવુ તેજ મનુષ્ય માત્રની ફરજ છે.

ઇંટો અને ચુનો, લાકડા અને લોખંડ, પાટીઓ અને જમીનોવાળી બેંકમાં મૂકેલા પૈસાના હિસાબમાં, ધંધા અને શોખમા, વાડી ગાડી કે લાડીમાં, કંચન કે કામીનીમાં રહેલી કલ્પિત મોજમજાઓ કરતાં મનુષ્ય જીવનમાં બીજી મોટી ઘણી કલ્યાણકારી મજાઓ છે.

શ્રીમાન્ શેઠ જમનાભાઇ એટલે અનાથ મુગા જાનવરોના પાળક પિતા, જીર્ણમન્દિરોના સાચા ઉદ્ધારક, દેવ ગુરૂ ધર્મના સાચા ભાવિક, જૈનધર્મના સાચા સહાયક, અને શ્રી શંખેશ્વર ભોયણી તીર્થોના સાચા રક્ષક. શેઠ જમનાભાઇ એટલે દાનની સાચી પ્રતિમા, સાચું જૈનત્વ. સાચી વિનયતા અને શાસનતુ સાચું તેજ.

મ્હોટાઇનો મદ એમની ગર્ભશ્રીમન્તાઇને જરાયે છલકાવી શક્યો નહોતો. લાખોની દોલતે એમના અસલી ખાનદાનીમાંથી વ્હેતા વિવેકના પ્રવાહને ખાળ્યો નહોતો. બબ્બે મીલોના માલેકીપણાથી ઉભા થતાં કામના બોજાએ એમની ધાર્મિક દિનચર્યાને જરાયે પાંગળી કે ઢીલી કરી નહોતી.

આટલી બધી શ્રીમન્તાઇમાં વસેલી એમની સાચી સરળતા અને નિર્મળ નમ્રતા મ્હોટા તવંગરો અને ગરીબોને અજાયબીમાં નાંખતી હતી. એમની સાદાઈ તો એટલી બધી જગજાહેર છે કે સામાન્ય કોટીના બાળકોની સાથે વાર્તામા પણ વિવેકભર્યું વર્તન કદી ગુમાવતા નહિ. ન્હાના બાળકોની સાથે પણ પોતે બહુ આનંદ ઉપજાવે તેવી ભાષા વાપરતા હતા. એમની લાંબી દરેક મુસાફરીમાં એમના મ્હોટીવયના સોબતીઓ સાથે " આનન્દમાં ઉમેરો " ન્હાના બાળવર્ગોની હાજરીથી હમેશાં થતો હતો. ક્રોધ કે કષાયની છાયા એમના ભવ્ય ચહેરા ઉપર કદી જણાતી નહોતી. આવી પડતા દુર્ઘટ બનાવને સંતોષ અને શાંતિથી સહેતા. " બાધ્યું હોય તેટલુજ ભોગવવાનું છે " એવુ એ સ્વમુખે વદતા. ધન વૈભવની છલાછલમાં વસતાં છતાં, એકજ હુંકારાના સાદે સેવામાં દશ નોકરોની જોગવાઇ છતા, સફેદ ઉંચા ઘોડાની મસ મોટી કાળી બ્રુમમાંથી ઉતરી, પોતાનાજ બગીચાના વિધવિધ જાતના ફુલોથી ભરેલી ઝોળી, પોતાના જ હાથે ઉચકીને, બ્હારની વાડીના કે સડકઉપર શ્રી મહાવીરસ્વામીજીના દેરાસરના દ્વારમાં પ્રવેશ કરતા ત્યારે સહજ અન્તરમાં વસી જતું કે " પ્રભુના સાચા ભાવિક તો આજ શ્રેષ્ઠી છે. ધન્ય છે એ આત્માને. " દોલતની કમીના નહોતી; તથાપિ ઉદ્ભટ વેષ કદી નહિ સજતા, પણ સાચા જૈન-ગૃહસ્થને છાજતા અને ધર્મ-ભાવનાને દીપાવે એવાજ સાજમાં હમેશાં શોભતા હતા.

એમનો જીવન-વિકાસ ધાર્મિક ભાવનાથી તરબોળ હતો. એમની વૃદ્ધ નાડીમા ધર્મ-ભાવનાનુ યુવાન ખમીર જોસબંધ વહેતુ હતું. પુસ્તક લખાવવામાં અને ચતુર્વિધ સંઘની ભક્તિમાં પોતાના દ્રવ્યનો સદ્વ્યય કરતા હતા. ધાર્મિક-ભાવનાના અંગે એમની દિનચર્યામાં ધાર્મિક દૃષ્ટિએ નિહાળશું તો આત્મિક સાધન સિવાય બીજુ કાંઇ જણાતું નહોતુ

દરરોજ પ્રતિક્રમણ કરતા. નિત્ય નવકારશી કે પોરશીનુ પચ્ચખ્ખાણ કરતા. એ પચ્ચખ્ખાણ પ્રભુપૂજા કર્યા પછીજ પાળતા. ગમે તેટલા કામમાં હોય છતાં પ્રભુપૂજામાં ઉતાવળ કરતા નહિ; પણ સમતા અને શાન્તિથી દેવસેવામાં બે કલાક ગાળતા. પ્રભુપ્રક્ષાલન અને અંગલુહણ પૂજારી પાસે નહિ કરાવતાં જાતેજ કરતા. સ્નાત્ર ભણાવવાનો નિયમ રોજનો હતો. સ્નાત્રમાં રોજ સવા રૂપીઓ મૂકતા. ફળપૂજામાં બે સ્વસ્તિક ઉપર બે શ્રીફળ અને ઉત્તમ નૈવેદ્ય ધરાવતા. ઓછામાં ઓછા પચીશ વર્ષથી ગૃહ–ભોજનમાં તૈયાર થયેલી બધી રસોઇ રોજ નૈવેદ્યમાં મૂકતા. ગૃહદેરાસરની ઉપજ હરીપુરાના દેરાસરમાં મોકલાવતા. નિત્ય પ્રતિક્રમણ ન બને તો સામાયિક કરતા અને તે ન બને તો દેવાલયમાં એક રૂપીઓ મૂકતા. દેવસી–રાઇ પ્રતિક્રમણ અને નવસ્મરણનો અભ્યાસ હતો. પર્યુપણમાં છુટક છુટક ચાર ઉપવાસ કરતા. મ્હોટી તિથિ જ્ઞાનપચમી, મૌન એકાદશી, કાર્તિકી, ચૈત્રી અને અશાડીએ પણ ઉપવાસ કરતા. રાત્રીભોજનનો ત્યાગ હતો. હમેશાં ઉકાળેલું પાણી વાપરતા. બાર તિથિ લીલોતરી બંધ કરી હતી. એમાં લીલા કેળાં, કેરી કે દાતણની પણ છુટ રાખી નહોતી. પોતાના બગીચાના ફુલ રોજ ખાસ માણુસની સાથે કલોલ અને ભોયણી મોકલાવતા. શહેરમાં પણ ઘણા દેરાસરોમાં મોકલાવતા. પૂર્વાચાર્યવિરચિત પૂજાઓ ભણાવવા ઉપર સારો રાગ હતો. શેઠ જોઇતારામની ટોળીના સારા અભ્યાસી હોવાથી જાતે ઉલ્લાસપૂર્વક પ્રભુપૂજાઓ ભણાવતા.

સુપાત્ર–દાન દેવાની ભાવના તો કાયમને માટે એટલી હદ સુધી તીવ્ર અને ઉત્કૃષ્ટ હતી કે પરમપૂજ્ય સાધુ સાધ્વીની ઉત્તમ વૈયાવચ્ચની સાથે ખપજોગ વસ્તુઓ આલ્હાદથી વહોરાવતા. ચાતુર્માસ પહેલાં તો દર્શન, જ્ઞાન અને ચારિત્રના તમામ ઉપકરણો શહેરના બધા ઉપાશ્રયે અને જરૂર જણાયે બહારગામોમાં પણ પૂરા પાડવામા દરવર્ષે પુષ્કળ નાણાનો ખરચ કરતા હતા.

ગુરૂભક્તિનું તો જબરૂ વ્હેન એમના હૃદયસાગરમાંથી વહેતું હતુ. એનો પૂરતો હેવાલ તો આપી શકાય એમ નથી. એમની વહેતી ભાવનાને " નાયગરાના ધોધ " ની ઉપમા આપી શકાય. પરમપૂજ્ય શાન્ત દાન્ત ઉપગારી વયોવૃદ્ધ પંન્યાસજી માહારાજ શ્રીદયાવિમળજી તથા પંન્યાસજી મહારાજ સૌભાગ્યવિમળજી તથા મુનિ મહારાજશ્રી મુક્તિવિમળજીના હમેશ ભક્તિ કરતા હતા. એમના માંદગી સમયની વૈયાવચ્ચ અને ભક્તિપૂર્વકની શુશ્રૂષા તો આત્મભોગ અને ખરચથી ભરપૂર હતી. એ મહાન્ આત્માઓના કાળધર્મનિમિત્તે ઓચ્છવ–પૂજાઓમાં ઘણુ દ્રવ્ય વાપર્યું હતુ. આ સિવાય દરેક મુનિમહારાજ પ્રત્યે તેમને અપૂર્વ રાગ હતો.

ફુરસદના સમયે ધર્મકથાઓ, સઝાયો અને રાસો વિગેરે ધાર્મિક ગ્રંથો વાંચતા અને વંચાવતા. એમના ભાવિક હૃદયમાં નિરન્તર એજ ભાવના ઉલ્લસી રહેલી હતી કે " જીર્ણ મન્દિરનો ઉદ્ધાર કરવો. " જ્ઞાનપૂજા–પ્રભુપૂજા એ એમનો અંગિત ભાવ હતો.

આ એમનું ધાર્મિક નિત્યકર્મ હતું. માંદગીના પ્રસગ સિવાય કદી એ ક્રિયાથી અળગા રહ્યા નથી.

મર્હુમશ્રીના મુખ્ય કેટલાક પરોપકારી કાર્યોની ટુંક રેખા આ સ્થળે દોરીશું તો તે અસ્થાને નાહીં ગણાય.

પોતાના સમાન કોટીના પ્રતિષ્ઠિત ગૃહસ્થોને જરૂર જણાયે ગુપ્ત રીતે સહાય આપવાને તેઓ ચૂક્યા નથી. દુ ખી, દીન અને સાધર્મી બન્ધુઓની એવીજ રીતે માવજત કરતા. સત્પાત્રોની માગણી તરફ સદા માનની લાગણીથી અમીદષ્ટિએ જોતા અને બુદ્ધિપૂર્વક એમનું સ્વાગત કરતા હતા.

એમના આંગણે આવેલ વ્યક્તિને કાઇને કાંઇ દેતા, દીધા વગર પાછા જવા દેતા નહિ. આવનાર તો લઇનેજ જતા. માગણી કરનાર એમના પગથીએથી કદી વિલે મ્હોઢે ઉતરતા નહિ. એમનુ બારણુ નિરાશાનુ સ્થાન નહોતુ એ તો સદાને માટે આશા, આશ્વાસન અને દયાનુ આશ્રમ દેખાતુ. સાધર્મીઓની સેવાનુ એવુ તો "ગુપ્ત સગ્રહસ્થાન" હતુ કે એમના જમણા હાથનું દાન ડાબો હાથ જાણી શકે નહિ, એવી એમની ઘણી સખાવતો ખાનગી હતી.

લગ્ન અને જમણવારના ટાણાટચકે પોતાની ઉત્તરાવસ્થાને અગે વધતી ઓછી હાજરી આપી શકતા, તથાપિ મરણ વિગેરેના વ્યવહાર પ્રસગે માયા મ્હોબત, સગાવ્હાલા અને નાતજાતમાં સદા હાજરી આપતા. આવા બધાયે પ્રસગો સિવાય વિશેષતા તો એ હતી કે, પ્રભુ–ભક્તિ, જળયાત્રા અને પૂજ્ય વદનિય સાધુ–સત્કારના વરઘોડામાં અને શાસનોન્નતિના કાર્યમાં રસપૂર્વક ભાગ લેવાને હમેશાં વધુ ઉત્સાહી ને ખતીલા રહેતા હતા.

દુનિયાએ એમાંજ આનન્દ માન્યો છે કે દીવાળીમાં હરકોઇ બ્હારગામથી ઘેર આવે. દીવાળીનુ શુભ ટાણુ સસારી મોજમજામાં ઉજવે. સત્ય તો એ છે કે એ મગળકારી પર્વો ધર્મારાધન માટે છે. પરમ કૃપાળુ પરમાત્મા શ્રી મહાવીર દેવનુ નિર્વાણુ અને શાસનોપકારી ગણધરદેવ શ્રી ગૌતમસ્વામીનુ કેવળજ્ઞાન આજ પર્વમાં છે. એ સમયે સસારી મજાઓ, વિકથાઓ. પાપારભનાં કાર્યોનો ત્યાગ કરવો અને ભલી ભાવનાથી આત્મસાધન કરવુ યોગ્ય છે. એ લક્ષ્યમાં રાખીને સદ્ગત શેઠ જમનાભાઇ દરેક સાલ બહારગામ જુદા જુદા તીર્થોમાં દીવાળીનું પુણ્યપર્વ ધર્મધ્યાનવડે જ આરાધતા. ભદ્રેશ્વર, કુલપાકજી, ભાંડુક, સમેતશિખર, રાણકપુર, માતર, ભોયણી અને પાનસર વિગેરે તીર્થોમાં જઇને દીવાળીનુ ભલુ ટાણું ઉજવતા. આ તીર્થોમાં જે જે ખામીઓ જણાઇ તે તે દૂર કરાવી છે, અને જરૂર જણાતી જગ્યાઓએ તીર્થોનો ઉદ્ધાર કરવામાં પુષ્કળ દ્રવ્ય ખરચ્યુ છે.

શ્રી ભોયણીજી તીર્થ અસ્તિત્વમા આવ્યું અને શ્રી મલ્લીનાથજી ભગવાનની પ્રતિષ્ઠા થઇ ત્યારથી એમની વર્ષગાંઠના દિવસે સ્વામીવાત્સલ્યનો જમણવાર શ્રી સઘને દરેક સાલ આપ્યો છે.

શ્રી ભોયણીજીનુ તીર્થ અસ્તિત્વમાં આવ્યુ તે પહેલાં "સાચા દેવ" ની યાત્રા તરીકે "માતરનુ તીર્થ" ગુજરાતમા પ્રસિદ્ધતાની ટોચે બિરાજતું હતુ. એ જુના તીર્થનો ઉદ્ધાર શ્રીમાન્ શેઠે એટલી મ્હોટી ઉદારતાથી કરવા માડ્યો છે કે જ્યાં ઓછામાં ઓછા ચારથી પાંચ લાખ રૂપીઆનો ગજાવર ખરચ થશે. અત્યારસુધીમા દોઢથી બે લાખ તો ખરચાઇ ગયા છે.

મ્હોટી અબાજીનુ ધામ ગુજરાતની ઉત્તર બાજુએ છે. એ પહાડપર વિમળશાહ મત્રી વિગેરેએ બધાવેલા પ્રાચીન કારીગીરી અને શિલ્પશાસ્ત્રના સુદર નમુનારૂપ શ્રી નેમિનાથ ભગવાન વિગેરેના મ્હોટા વિશાળ જિનાલયો છે, જેના શિખરોના શૃગો તરફ પહાડી વાદળીઓ ડોકીયાં કરતી દોડી રહી છે. એ દેવાલયોની સ્હોડમાં જૈનધર્મશાળા ન્હોતી તે પણ મર્હુમશ્રીએ નવિન બંધાવી છે.

કલોલમાં સ્થાનકવાસીની વધારે વસ્તી હતી. ત્યાં જિનમંદિર નહોતુ. એની જરૂર જણાતાં મર્હુમના મ્હોટા ભાઇ શેઠ મનસુખભાઇની ઇચ્છાથી નવિન દેરાસર, ઉપાશ્રય અને ધર્મશાળા બની છે. એની પ્રતિષ્ઠા, નવકારશી અને એચ્છવમાં આશરે દોઢ બે લાખનો ખરચ થયો છે. એ એચ્છવના આમંત્રણમાં અમદાવાદનો જૈન સંઘ, જૈન અને જૈનેતર શ્રીમંત વર્ગ કલોલ પધાર્યો હતો, જેમાં સર ચીનુભાઇ બેરોનેટ પણ હતા.

શ્રી મેવાડ જીર્ણોદ્ધારની ટીપમાં પચાસ હજાર રૂપીઆની મ્હોટી રકમ આપવાનું નક્કી કર્યું છે. દરેક સાલ દશ દશ હજાર આપી પાંચ વર્ષમાં તે પૂરી કરવાની છે. અત્યારસુધી ત્રણ વર્ષના ત્રીશ હજાર અપાઇ ગયા છે.

આસપાસ જીર્ણોદ્ધારના ચરણમાં ન્હાની મ્હોટી રકમો મળીને લાખો રૂપિયાના ભેટણા મર્હુમ ભાગ્યશાળી શેઠે કર્યા છે.

જીવદયા એ તો એમનું વ્હાલસોયુ ધન, પાંજરાપોળ એ તો એમના આત્મ–પ્રાણ, એના રક્ષણ માટે જ અખૂટ સંપત્તિનાં સ્વામી બન્યા હતા, એમ સ્હેજે કલ્પી શકાય તેમ છે.

અમદાવાદના શિરે એક પાપ–કર્મનુ કલંક ચ્હોટેલુ હતુ. તે જ્યારથી વસ્યુ હશે ત્યારથી ભદ્રકાળી માતાને દુર્ગાષ્ટમીના દિવસે એક બકરાનુ બળિદાન અપાતું હતુ. પાંચેક વર્ષ ઉપર અમદાવાદમાં હાલ બિરાજે છે એ પરમપૂજ્ય મુનિમહારાજશ્રી રામવિજયજીનુ ચાતુર્માસ હતુ. એમની હિલચાલના અંગે આખુ અમદાવાદ ખળભળી ઉઠયું. એનો અવાજ જીલ્લા કલેકટર મી. હાર્ટશોર્નની પાસે ગયો. શહેરમાં શાંતિ અને સુલેહ સાચવવાની ફરજ એ અમલદારની હતી. મી. હાર્ટશોર્ન સાહેબે કાળીમાતાના પૂજારીઓને તથા મહાજનના શેઠ તરીકે શ્રીમાન્ જમનાભાઇ, શેઠ મંગળદાસ, શેઠ સારાભાઇ ડાહ્યાભાઇને પોતાની રૂબરૂ બોલાવી વાટાઘાટ કરીને આખરે પતાવટ કરી આપી. દરસાલનુ પાપકર્મ બંધ થયું. એક દશ હજારની રકમ વ્યાજે મૂકવાનુ ઠર્યું. એના વ્યાજમાંથી માતાની પૂજાદિ ક્રિયા અને બ્રહ્મભોજનાદિ ખરચ કરવો ઠર્યો. એ રકમમાં ચાર હજાર રૂપીઆ મર્હુમ શેઠ જમનાભાઇએ આપી " કાયમની જીવહિસા " બચાવવામાં હીસ્સેદાર બની મહા પુણ્ય ઉપાર્જન કર્યું છે.

ઢોરોના વસવાટને સારૂ રાંચરડા ગામમાં કેટલ–હાઉસીસ, પાણી પીવાના હવાડા, ચરવાને સારૂ મ્હોટા બીડો ને ખેતરો પાંજરાપોળ તરફથી વસાવી દીધા છે. ત્યાં પચીશ હજારના ખરચે " ઢોરોના નિવાસ " પુરતી મર્હુમશ્રીએ પડાળીઓ બંધાવી છે. ખોડાઢોરના જીવન માટે લાખોની સખાવતો ઉદાર દિલથી કરવાને જરાયે થભ્યા નથી. એ દાનનો પ્રવાહ ગંગાનદીના પૂરની જેમ આગળ ને આગળ ધપ્યે જતો હતો.

બાવીશ વર્ષથી સાર્વજનિક દવાખાનાનો લાભ શહેરી પ્રજાને આપે જાય છે. કાબેલ અને બાહોશ દાકતરોને સારા પગારથી રોકયા છે, એમની સારવારમાં રોજ ૩૦૦–૪૦૦ દર્દીઓની હાજરી કાયમને માટે રહે છે.

હાલમાં આશરે બે વર્ષ ઉપર એમના પૂજ્ય પિતાશ્રી શેઠ ભગુભાઇના વંડામાં એક નવિન

જિનમન્દિર સાથે મ્હોટા રૂમોવાળી વિશાળ ધર્મશાળા બધાવી છે. જ્યાં બહારગામના યાત્રાળુ-ઓને ઉતરવાની ઉત્તમ સગવડ વાસણ ગોદડાની સાથે કરી છે.

છેલ્લા દશ વર્ષથી ચૈત્ર અને આસો માસની આય બિલની ઓળી શહેરમાં કેટલીએક જગ્યાએ જમે છે, પણ તે પહેલા ભાગ્યેજ કોઇ કોઇ જગ્યાએ જોગવાઇ હતી. આજકાલ લગભગ પચાસ વર્ષથી મર્હુમ શેઠશ્રીના વડીલોના વખતથી તેઓ તે જમાડે છે.

જ્ઞાનોદ્ધારમાં-ગ્રથો લખાવવામાં ઘણુ દ્રવ્ય વાપર્યુ છે. માન્યવર શેઠ માણેકલાલભાઇના લગ્નપ્રસગે સાચા મોતી વિગેરે ઉચી કીમતના પાંસ્તાળીશ છોડનુ ઉદ્યાપન ઘણાજ ખરચે મ્હોટા શેઠના ભાગમાં કર્યુ હતુ. એ સમયે નવકારશી વિગેરે સત્કાર્યોથી શાસનનો સારો ઉદ્યોત પ્રકાશ્યો હતો. એમના જીવન-વિકાસમાથી ધાર્મિક દૃષ્ટિએ આપણને ઘણુ શિખવાનુ છે-ગ્રહણ કરવાનુ છે.

આ તે પ્રભુ-પૂજા ઉપર કેટલી પ્રીતિ ? પૂજા ભણાવવા ઉપર અતરની કેટલી પ્રેરણા ? ભાવના અને ભક્તિની કેવી ધગશ ? એનુ તો વર્ણન થઇ શકે એમ નથી. હુમસના આરિસાભુવન જેવા રમ્ય-જિનાલયમા જેઠ વદિ ૧૪ ના રોજ અતરાય-કર્મની પૂજા ઉલ્લાસપૂર્વક ભણાવી, તથાપિ એ તાન જરાકે ઉતર્યુ નહોતુ. " અસાડ શુદિ એકમનો બેસતો મહિનો છે, માટે એ દિવસે તો બહુજ ધામધૂમથી પૂજા ભણાવવી છે " એ સદ્વિચારે જેઠ વદિ અમાસના દિવસે બધી તૈયારી કરી. સુરતથી ઉત્તમ પ્રકારનુ ફળ નૈવેદ્ય મગાવી રાખ્યુ. એ ભાવનાપૂર્વક કરેલી તૈયારીનો અમલ નહિજ થાય, એવી ખબર જ્ઞાની વિના બીજાને ક્યાથી હોય ? " મનુષ્ય ધારે છે એક, કર્મ કરે છે કાંઇક બીજુ. " " ઘડી પછી શુ બનશે ? " તેની ખબર કોઇને નથી. ઉદય કાળની સૃષ્ટિ અધારામા જ ડુબેલી છે. પ્રભાતનુ ખીલેલુ પુષ્પ સાયકાળે કરમાઇ જાય છે. દીવામાં દીવેલ ખુટયુ એટલે ટપ દઇને દીવો ઓલવાઈ જાય છે.

સદ્ગત્ સાક્ષર રાજકવિ કલાપિના કાવ્યમાં કથીશ કે—

" તે માર્ગના પથિક ત્હોય બધાં દીસે છે, છે મૃત્યુ, જન્મ, જીવવુ, સહુ ભાસ માત્ર.
તો મૃત્યુથી રૂદન, જન્મથી હાસ્ય શાને ? વૈરાગ્યમગ્ન રહી આયુ ન ગાળ શાને ? "

" શ્રીમાન્ શેઠ સાહેબ સાજા સારા હુમસમાં રાત્રીએ સુતા અને મોડી રાત્રે છાતીમાં સહજ દુખાવો થયો અને તુર્તજ હાર્ટફેઇલ થયુ." સુતી વખતે શ્રીમાનશ્રીને માલુમ નહોતુ કે " થોડી વાર પછી આ કાની-તકલેદી દુનિયાને છોડવી પડશે." એમની જીવન-રેખામાંથી એટલુ તો જરૂર સોચજો કે, " શ્રીમત કે રક દરેકને અણધારી વખતે-નોટીસ વગર મ્હોતનુ વારટ લાગુ પડશે." માટે મળેલી સપત્તિ કે જ્ઞાન બુદ્ધિનો સદ્વ્યય **આત્મકલ્યાણ** કે **શાસનસેવામાં** જરૂર કરશો, એજ હિતકર છે. નહી તો આવ્યા એવા ખાલી હાથે,અને વિલે મ્હોઢે ચાલ્યા જશો. ઉત્તમ ભવ હારી જશો. પછી તો એમજ મનાઇ જશે કે છાણુ માંહેનો કીડો છાણમાં જ તરફડીને નાશ પામ્યો.

જુના સસ્કાર છતા નવા યુગમાં " મ્હારો ધર્મ, મ્હારૂં તીર્થ અને મ્હારી પાંજરાપોળ " કહેનાર અને માનનાર મર્હુમ શેઠ જમનાભાઇ શ્રીમતવર્ગમાં એક અગ્રગણ્ય વ્યક્તિ તરીકે ગણાતા હતા. એમાંજ એમની શ્રદ્ધા, મહત્તા અને કાર્યદક્ષતા અકાતી હતી

એમના જીવનનું સહુથી વધારે આકર્ષક પ્રકરણ તો ખોડાઢોર અને પાંજરાપોળને " યાવત્-ચંદ્ર દિવાકરૌ " ની જેમ સદા જીવતી રાખી તે છે. એમની યશસ્વી કારકિર્દી તો મુંગા ઢોરો–અનાથ જાનવરોના સંરક્ષણાર્થે દાખવેલી દયાથી કાયમને માટે ટકી રહેલી જ છે.

વિનય અને વિવેક, પ્રેમ અને દયા, અહિંસા અને ઉદારતા, દ્રઢતા અને નમ્રતા વિગેરે સાદાઇના અપૂર્વ ગુણો જેમના દૈવી જીવનમાં નિરંતર વહેતા હતા એવા આ દાનવીર શ્રીમાનના અવસાનથી એમના ધર્મશીલ પત્ની, એમના આયુષ્યમાન્ શ્રીમાન્ ભત્રીજા અને એમનો કુટુંબ વર્ગ તથા મિત્રમંડળ–એટલાને જ નહિ, પણ આખા અમદાવાદને અને ભારતવર્ષની જૈનજનતાને પણ ભારે ખામી પ[illegible] ખામી પૂરી પાડવાની ફરજ એમના માનવંતા ભત્રીજા શેઠ માણેક-લાલભાઇના શિરે મૂ[illegible]

વર્તમાન યુગમાં જીર્ણ મન્દિર અને ખોડાઢોરના ઉદ્ધારકનો કઠીણ અને ગુંચવાડા ભરેલો કોયડો ઉકેલનાર ઉદાર, સખાવતે બહાદુર, મ્હોટા શ્રીમાન્ શેઠ મનસુખભાઇ અને તીર્થરક્ષણમાં આત્મ-અર્પણ કરનાર શાસનસહાયક સરદાર શેઠ લાલભાઇ જેવા જૈનકોમના એ શ્રીમાન્ તારાઓ આપણી પાસેથી કયારના અદ્રશ્ય થયા છે, એ છવાએલો અન્ધકાર હજુ દૂર થયો નથી, તે આગમજ શ્રેષ્ઠીશિરોમણિ શેઠ જમનાભાઇ આજે આપણી પાસેથી ચાલ્યા ગયા. ગયા તે ગયા. કેટલોયે કાળ વહી જશે તોયે એતો કદીયે પાછા આવવાના નથી: પણ એમની ધાર્મિક ઉદારતા અને પરોપકારી જીવનની છાયા એમની અપૂર્વ શ્રદ્ધા–ક્રિયા સાથે શાસનમાં સદાના માટે સતેજ–જીવતીજ છે.

મર્હુમ શેઠ જમનાભાઇના ધર્મશીલ પત્ની શ્રીમતી ગં. સ્વ. માણેક બ્હેન મૂળથીજ ધર્મનિષ્ઠ, સમજુ, બાહોશ, સુશિક્ષિત, શાન્ત સ્વભાવી અને વિનયવાન છે. એમના પવિત્ર મનમાં બાલ્યાવસ્થાથીજ ધર્મ અને વિનયના ઉચ્ચ સસ્કારોના બી રોપાયા છે. ભાગ્યશાળી સુખી–ગૃહમાં વસવાટ થયા પછી એ ગુણોમા પ્રતિદિન વધારો થતો ગયો છે, અને પ્રભાવશાળી શેઠશ્રીના સમાગમે પોતાની ધર્મજિજ્ઞાસામાં ઉદય પામતી અભિલાષાનો અમલ ધાર્મિક શિક્ષણ અને ક્રિયાઓમાં કરતા રહ્યા છે.

પૂર્વના પુણ્યકર્મોના યોગે મર્હુમ શેઠશ્રીએ આદરેલાં ધાર્મિક કાર્યો ગ. સ્વ. સુશીલ માણેક બ્હેન અધુરાં નહિ રાખે. મર્હુમ માન્યવરશ્રીના સન્માર્ગે ચાલી એમણે ચલાવેલાં ધાર્મિક ખાતાંઓ અને શાસનોન્નતિનાં કાર્યો કાયમ રાખવાને પોતાના આત્મિક–બળનો ઉપયોગ કરશે. સદ્‌ગતશ્રીની આન્તરિક ઇચ્છાઓનો સન્માર્ગે અમલ કરવાનુ હરગિજ નહી ભૂલે. એમની ઉજ્વળ કારકિર્દીમાં થયેલો ઉમેરો જોવાને પોતે સદા હોંસીલા રહેશે.

આ બધી દયા, વિનયતા અને ઉદારતાનો જન્મ એમના અન્તરમાં નવો થયો નહોતો. એ સદ્‌ગુણો એમના પૂજ્યપિતાશ્રી શેઠ ભગુભાઇના તરફથી કૌટુમ્બિક વારસામાં પ્રાપ્ત થયા હતા. એમના મ્હોટાભાઇ માન્યવર શ્રીમાન્ શેઠ મનસુખભાઇએ સગીન રીતે પોષ્યા હતા. મર્હુમ મ્હોટા શેઠ મનસુખભાઇએ સપૂર્ણ સ્વતંત્રતા અને ઉદારતાથી ધર્મ દયા અને દાનનાં પરોપ-કારી કાર્યો કર્યા છે. એ પ્રણાલિકાને કાયમને માટે ટકાવી રાખવાનું મોંઘુ સૂત્ર મર્હુમ શેઠ જમ-

નાભાઇએ ગ્રહણ કર્યું હતુ. એ મુજબ એમના સુજ્ઞ ભત્રીજા શેઠ માણેકલાલભાઇ પોતાના પૂજ્ય પિતાશ્રી અને મુરબ્બી કાકાશ્રીના માર્ગે ચાલી અન્ને મહાન દાનવીરોએ શાસન અને ધર્મના સેવેલા-આદરેલા કાર્યો ચાલુ રાખી નિભાવશે એવી જૈનસમાજ આશા રાખે છે.

આ દૃષ્ટાંત પ્રત્યે અન્ય શ્રીમંત મહાશય પૂરતુ ધ્યાન આપશે. મર્હૂમ મ્હોટા શેઠ મનસુખભાઇ અને સરદાર શેઠ લાલભાઇના સમકાલીન શ્રેષ્ઠીઓ નગરશેઠ મણિભાઇ પ્રેમાભાઇ અને શેઠ ચીમનભાઇ નગીનદાસની શાસનસેવા અને જીવદયા ભૂલી શકાય તેવી નથી. એમણે છપનના દુકાળમા ઢોરોના સંરક્ષણાર્થે અથાગ મહેનત ઉઠાવી હતી; અને એ પ્રસંગે ઢોરોની કતલ માટે નીકળેલા સ્લોટર-હાઉસના દુષ્કૃત્યથી આખા શહેરમા ભયંકર ત્રાસ વર્તી રહ્યો હતો, ત્યારે એ સ્થિતિ નાબુદ કરવાને સારૂ શહેરીઓની એક ગંજાવર સેના ઉભી થઇ હતી. એ સેનાના મોખરે સેનાપતિ તરીકે અડગ ભાવે એજ મર્હુમ નગરશેઠ મણિભાઇ ઉભા રહ્યા હતા. તીર્થ કેસોમાં સરદાર શેઠ લાલભાઇની સાથે શેઠ ચીમનભાઇ નગીનદાસની તર્કશક્તિ અને બુદ્ધિબળ ભલભલાને ચકિત કરે એવુ અદ્ભૂત હતુ. એ બધાની સાથે બુઝર્ગ શેઠ વીરચંદ દીપચંદની શાસન ભક્તિ અને ધાર્મિક કાર્યો જગદ્વિખ્યાત હતા. આજે તો એ બધાયે જૈન-કોમના સાચા હીરાઓ ગુમ થયા છે. એ પૂજ્ય શ્રીમાનોની ખાલી પડેલી જગ્યાઓ એમના સત્પુત્રો પૂરશે અને એમના માનવંતા પૂજ્યશ્રીના પગલે ચાલી શાસન અને તીર્થોનુ રક્ષણ કરી ધર્મની જાહોજલાલી પૂર્વે હતી તેવી વધારશે. જૈનકોમની એવી શુભેચ્છાઓને ફળીભૂત કરવાને તેઓ હરગિજ નહિ ચૂકે.

આ ન્હાનકડા પણ ધાર્મિક જીવાત્માના "જીવન વિકાસ" ના લેખને અન્તે સદ્ગત્ શેઠશ્રીના આત્માની શાન્તિ ઇચ્છવા માટે નીચેનુ કાવ્ય પૂરતુ છે.

"જ્યા હો ત્યાં હો, પણ સુખી હશે, શાન્ત આત્મા નકી એ.
જ્યાં હો ત્યાં હો, પણ હૃદય કે, બોધ દેતું હશે એ.
શ્રીમાનોને, ગરીબ દિલની. વારતા શીખવીને.
જ્યાં હો ત્યાં હો, પણ પ્રભુકને, દોરતુ કે હશે એ.

( શ્રી વીરશાસનના પર્યુષણા સાહિત્ય અંકમાંથી ઉદ્ધરિત. )



શ્રી

# આનંદઘન ચોવીશી.

॥ श्रीसद्गुरवे नमः ॥

મહાપુરૂષ શ્રી આનંદઘનજી મહારાજકૃત વીતરાગ સ્તુતિ.

## શ્રી ઋષભદેવ ભગવાનનું સ્તવન.

---

भ जिनेश्वर ीत ाहरो रे, ओर न चाहुं रे ं ;
री ़ो साहेब संग रिहरेरे, भांगे सादि अ ं . ऋ भ० (टे ) १.

### શબ્દાર્થ.

ઋષભ=જેમને વૃષભનું ચિહ્ન છે એવા પ્રથમ તીર્થંકર ભગવાન્ ઋષભદેવ, જિનેશ્વર=રાગાદિ શત્રુઓ જેમણે જીત્યા છે એવા સામાન્ય કેવળજ્ઞાની મહારાજો તે જિન તેમના ઈશ્વર, પ્રીતમ=પતિ, માહરોરે–મારા છે, ( તેથી ) ઓર=બીજો, ન ચાહુંરે=નથી ઇચ્છતી, ( શું તો કે ) કંત=પતિ, ( કેમકે ) રીઝયો=પ્રસન્ન થયેલો, ( આ ) સાહેબ=ભગવાન્, સંગ=સોબત, ન પરિહરે રે=નહિ છોડે, ( કયાં સુધી ) ભાંગે સાદિ અનંત=અનંત કાળસૂધી=ભાંગે= પ્રકારે સાદિ=જેની આદિ છે તે, અનંત=જેનો અંત નથી તે, ( અથવા સંગ કેવો તો કે ) સાદિ અનંત ભાંગાવાળો સંગ તે નહિ છોડે.

### ભાવાર્થ.

શુદ્ધ ચેતના શ્રદ્ધાને કહે છે:—રાગાદિ શત્રુઓ જેમણે જીત્યા છે તે જિન અને તેમના ઈશ્વર તે જિનેશ્વર એવા ઋષભ નામના જિનેશ્વર મારા પતિ છે;

તેથી હું અન્ય પતિને ઈચ્છતી નથી. પ્રસન્ન થયેલા એ મારા પતિ અનંતકાળ-સુધી મારો સંગ છોડનાર નથી.

### પરમાર્થ.

શુદ્ધચેતનારૂપ અંતર્વૃત્તિ પોતાની શ્રદ્ધારૂપ સખીને કહે છે, એ પ્રકારે સ્થાપના કરી આનંદઘનજીએ સ્તુતિ કરવાનો પ્રારંભ કર્યો છે. આ બન્ને શક્તિઓનો આત્માસાથે તાદાત્મ્યસંબંધ છે. તેથી ચૈતન્યશક્તિ પરમાત્મતાને પામેલા ઋષભદેવ સ્વામી સાથે પોતાનો સંબંધ કેવો છે તે જણાવે છે.

ચેતના—હુ શુદ્ધ આત્મા વિના અન્યને ઇચ્છતી નથી. તેમજ પરમાત્મા ચૈતન્યશક્તિ વિના બીજા પરપદાર્થોથી પ્રસન્ન થતો નથી. જ્યારથી પરપદાર્થો તરફથી લક્ષ્ય વિરામ પામી પોતાના સ્વરૂપ તરફ લક્ષ લાગવારૂપ આત્માનુ પ્રવર્ત્તન થાય છે, ત્યારથી ચૈતન્યની ચૈતન્યશક્તિથી આત્મપ્રસન્નતા થાય છે અને તે જ દિવસથી સ્વરૂપપ્રાપ્તિની આદિ ગણવામાં આવે છે.

આવી રીતે શુદ્ધાત્મપણું પ્રાપ્ત થયા પછી તેનો કોઇ પણ કાળે નાશ થતો નથી. તેથી સાદિ સાંત, સાદિ અનત, અનાદિ સાંત અને અનાદિ અનત, એ ચાર પ્રકારમાંથી બીજો પ્રકાર જે સાદિ અનત છે તે પ્રકારે ચૈતન્યનો અને ચૈતન્યશક્તિનો સબધ રહે છે. જ્યારથી આત્માને પોતાના શુદ્ધસ્વરૂપની પ્રાપ્તિરૂપ ભાન થયુ ત્યારથી ગણાતી આદિનો કોઇ પણ કાળે અંત નથી થતો, તે સાદિ અનત ભાગે થયેલો સંબંધ જાણવો.

**प्रीतसगाई रे ां रेरे, ी ाई ो ;**
**प्रीतसगाई रे निरु धि ीरे, ो ाधि धन खोय. ऋषभ० २.**

### શબ્દાર્થ.

પ્રીતસગાઇરે=દોસ્તીનુ સગપણ, જગમાં=જગત્માં=સંસારમાં, સહુ કરેરે=બધાએ કરે છે, ( પણ તે ) પ્રીતસગાઇ=દોસ્તીનુ સગપણ, ન કોય=ન જાણવું. ( કારણ કે ) પ્રીત સગાઈરે=પ્રીતિનુ સગપણ તો, નિરૂપાધિક=ઉપાધિ રહિત, કહીરે=કહ્યું છે, ( તેથી ) સોપાધિક=ઉપાધિ સહિત જે પ્રીતિ તે તો ધન=આત્મઋદ્ધિ=આત્મતત્વપણું, ખોય=ખોવારૂપ કાર્ય કરે છે.

### ભાવાર્થ.

સંસારમાં પતિપત્નીના સંબંધરૂપ પુત્રપુત્રીનો વિવાહ કરી સગાઇ સંબંધ સર્વ કોઇ કરે છે, પણ તે રીતે કરેલી સગાઇ ખરેખરી પ્રીતસગાઇ નથી. કેમકે મહાત્માઓએ પ્રીતસગાઇ નિરૂપાધિક કહી છે. પૂર્વોક્ત પ્રીતસગાઇ સોપાધિક છે. અને તેથી આત્મઋદ્ધિરૂપ પોતાનું ધન ખોવારૂપ કાર્ય થાય છે.

## પરમાર્થ.

ઋષભજિનનો અને મારો સંબંધ સોપાધિક નથી. આત્મદ્રવ્યવિના અન્યપુદ્ગલાદિકનો સબંધ તે ઉપાધિ અને ઉપાધિએ સહિત તે સોપાધિક. ચૈતન્યશકિતનો અને ચૈતન્યનો સંબંધ તેવો નથી.

જગતના જીવો જે પ્રીતિ સંબંધ કરે છે, તે સોપાધિક છે. શરીરરૂપ ઉપાધિનો આશ્રય કરી રહેલુ ચૈતન્ય તેવી જ ઉપાધિવાળા અન્ય ચૈતન્યની સાથે પોતાના સબંધની કલ્પના કરે છે અને તેને પ્રીતસગાઇ ગણે છે.

આવી રીતની સગાઇ જ્યાં સુધી અનુકૂળપણું હોય ત્યાં સુધી રહે છે, અથવા વધારેમાં વધારે શરીરાદિકના સબધને લઇને સગાઇ થઇ હોય તે જ્યાં સુધી રહે ત્યાં સુધી રહે છે. શરીરાદિ નષ્ટ થતાં સગાઈ પણ નષ્ટ થાય છે: એટલે ઉપર જે ચાર પ્રકાર કહ્યા છે તેમાંના સાદિ સાંત પ્રકારે આ પ્રીતસગાઇ થયેલી જાણવી.

એથી અહિં ચેતનાશક્તિ કહે છે કે મારી અને ઋષભજિનની પ્રીતસગાઇ સાદિ અનત ભાંગે છે. જે સગાઇ થયા પછી કોઇ પણ કાળે નષ્ટ થતી નથી. તેથી આ અલ્પકાળમાં નષ્ટ થવા રૂપ સોપાધિકપણાને લઇને થયેલી સગાઇ બરાબર નથી. આવી સગાઇથી તો આત્માની ઋદ્ધિશક્તિ ખોવારૂપ કાર્ય થાય છે.

**कोइ ं त्तरा करे रे, ं ंतने धा ;**
**ए मे ऽो ि इये ं वेरे, मे ऽो ा ा . ऋुष ० ३.**

## શબ્દાર્થ.

કોઇ=કેટલીક ીઓ અથવા કોઇક જન, કંત=પતિ ( તેને મળવાને ) કારણ=માટે, કાષ્ટ ક્ષણ કરે રે=અગ્નિમાં બળી સતી થાય. ( શા હેતુથી તો કે ) મળશું=મળીશું, કંતને=પતિને, ધાય=દોડીને ( પણ ) એ મેળો= મેળાપ=એ મળવારૂપ કાર્ય તે, નવિ=નહિ, કઇયે=કદિએ=કયારે પણ, સંભવેરે=બની શકે, ( કારણ કે ) મેળો=મળવાની જગ્યા, ઠામ ન ઠાય= ઠામ=ચોક્કસ ઠેકાણું, ઠાય=ચોકસ ઠરાવ, તે વગરની તે ઠામ ન ઠાય= ઠર ઠેકાણા વગરની .

## ાવાર્થ.

કેટલીક સ્ત્રીઓ મરણદ્વારે પતિનો વિયોગ થતાં પતિને મળવા માટે અગ્નિમાં પ્રવેશ કરે છે ( સતી થઇ પ્રાણત્યાગ કરે છે ) અને તેમ કરતાં એમ સમજે છે કે

અમે પતિને તુરત મળીશું, પણ મળવાનું ઠામ ઠેકાણું ચોક્કસ ન હોવાથી આ મેળાપ સંભવી શકતો નથી.

### વ્યંગ્યાર્થ.

પરબ્રહ્મને મળવા માટે કેટલાક અજ્ઞાનીઓ અગ્નિમાં પ્રવેશ કરે છે. ઉપલક્ષણથી પર્વત ઉપરથી પડીને, જળમાં ડુબીને, હિમાલય જઇ હિમમાં ગળીને અને કાશીમાં જઇ કરવત લઇને પ્રાણત્યાગ કરી પરબ્રહ્મરૂપ પતિને તુરત મળવાનુ ધારે છે, પણ આ રીતે તેઓનો પરબ્રહ્મ સાથે મેળાપ થવાનો સભવ નથી; કારણ કે જે નિત્યપ્રાપ્ત છે, અંતર્દશ્ય છે, તેની પ્રાપ્તિ બાહ્યકષ્ટ યા પ્રાણત્યાગથી કરવા ઇચ્છવુ તે બરાબર નથી. તેથી ઉક્ત પ્રકારે તેમની ક્રિયાનું તેમજ પરબ્રહ્મને મળવાનુ ઠામ ઠેકાણું નથી, તેથી પરબ્રહ્મ સાથે તેમનો મેળા સભવતો નથી.

### પરમાર્થ.

લૌકિક પ્રીતસગાઇ ટકાવવાને માટે જે પ્રાણત્યાગ કરવામાં આવે છે તે બરાબર નથી એમ સૂચવ્યુ છે. કેમકે જે શરીરાદિકના સબધને લઇને તે પ્રીતસગાઇ થયેલી તે નષ્ટ થતાં તેવી સગાઇ નષ્ટ થવી જોઇયે અને તેમ થાય તો તેને માટે કલેશ કરવો વ્યર્થ છે.

**कोइ ति रं अतिघणो करेरे, पति रं न तनताप;**
**ए ति रं न ॅ वि चि धर्युंरे, रं न धातुमेळाप. ऋषभ० ४.**

### શબ્દાર્થ.

કોઈ=કેટલીક સ્ત્રીઓ, પતિ=ધણી=સ્વામી, ( તેને ) રંજન=પ્રસન્ન કરવાને, અતિ ઘણો=બહુ બહુ, તપ=તપસ્યા કરે છે, ( અને ) પતિરંજન=પતિને પ્રસન્ન કરવાને, તન=શરીર, ( તેને ) તાપ=તપાવવાનું શારીરિક કષ્ટ તે ( કરે છે ), ( પણ ) એ=પૂર્વે કહ્યું તે, પતિરજન=પતિને પ્રસન્ન કરવાનો પ્રકાર, મેં=આનંદઘને અથવા શુદ્ધચેતનાએ, નવિ ચિત્ત ધર્યું રે=મનમાં ધાર્યું નથી. રંજન=પ્રસન્ન કરવું તે, ધાતુ=મૂળ વસ્તુ, ( તેનો ) મેળાપ=જોડાવું =ધાતેધાત મળી જવું ( તે છે. )

### ભાવાર્થ.

કેટલીક સ્ત્રીઓ પતિને પ્રસન્ન કરવાને ઘણા પ્રકારના તપ કરે છે, તેમ વળી શારીરિક કષ્ટોથી જ પતિ પ્રસન્ન થશે—એમ ધારી પતિની પ્રસન્નતા માટે અનેક પ્રકારે શરીરકલેશ સહન કરે છે.

પણ આ પ્રકારે પતિને રંજન કરવાનું મેં ચિત્તમાં ધાર્યું નથી. પતિને રંજન કરવાનો ઇલાજ તો માત્ર ધાતુમેળાપ એટલે પતિની મૂળ પ્રકૃતિ સાથે મળવું તેજ છે.

### વ્યંગ્યાર્થ.

કેટલાક અજ્ઞાની જનો સ્વરૂપપ્રાપ્તિને માટે વા પરબ્રહ્મરૂપ પતિને મળવા માટે અનેક પ્રકારના તપ કરે છે અને મુક્તિ મેળવવા શારીરિક કષ્ટોથી શરીરને તપાવે છે, પણ તેમ કરવુ મને ઉચિત લાગતુ નથી. એટલે માત્ર તપ કરી નિરંજનરૂપ પતિને મળવાનું મે ચિત્તમાં ધાર્યું નથી.

નિરંજનરૂપ પતિની મૂળપ્રકૃતિ જે શુદ્ધ આત્મસત્તા તે રૂપ ધાતુ તે મૂળ ધાતુ, તેની સાથે મેળાપ થવાથી અથવા નિરંજનમાં ઐક્યરૂપતાપણે પોતાનો મેળાપ થવો તે જ પતિરંજન છે, કે જે પ્રમાણે એકવાર પતિરંજન થવાથી અનંતકાળ સુધી તે કાયમ રહે છે.

### પરમાર્થ.

આ વિષય અનુભવનો છે. નિરંજનરૂપ પતિને મળવાનો જેમનો ખરેખરો અનુભવ હોય તેજ આ વિષયને યથાર્થ દર્શાવી શકે તેમ છે. માટે સદ્ગુરૂથી આ ગાથાના અર્થને વિશેષ સ્પષ્ટ કરી ચિત્તમાં બેસાડવો. અત્રે માત્ર અક્ષરોપર લક્ષ આપી સામાન્યપણે ભાવાર્થ લખ્યો છે.

**कोइ कहे ी रे तणीरे, ्रे ाश;**
**दो रहितने ली ा ि घटेरे, ीला दो ि ा. ५.**

### શબ્દાર્થ.

કોઇ કહે=કેટલાકો કહે છે કે, ( આ ) લીલારે=ક્રીડા છે. ( ક્રીડા કેવી છે તો કે ) અલખ=કળી ન શકાય તેવી, ( કોની તે ક્રીડા છે તો કે ) અલખ તણીરે=પરમેશ્વરની, ( વળી આ ક્રીડા ) લખ=લાખો, પૂરે=સંપૂર્ણ કરે, મન આશ=મનની આશાઓ, ( એવી છે તો પણ ) દોષરહિતને=જેમને દોષો નથી તેમને, લીલા= ક્રીડા, નવિ ઘટે=યોગ્ય નથી, ( કારણ કે ) લીલા=ક્રીડા તે, દોષવિલાસ=દોષોની રંગભૂમિરૂપ છે=દોષરૂપ છે.

### ાવાર્થ.

વળી કોઇક કહે છે કે ઉપર સંકલ્પો કર્યા તે બરાબર નથી. આ જગત્ પરમેશ્વરની લીલારૂપ છે અને તે લીલા જાણવામાં આવે તેવી નથી. પરમેશ્વરજ લોકોના મનની લાખો આશા પૂરે છે માટે ઇશ્વરપરાયણ રહેવું એજ યોગ્ય છે. પતિરંજનના બીજા અનેક ઉપાયોની જરૂર નથી.

આ કહેવું પણ બરાબર નથી. કેમકે દોષરહિત ઇશ્વરમાં લીલા કરવારૂપ સ્વભાવ ઘટતો નથી. કારણ ઇશ્વર નિર્દોષ હોવા જોઇયે અને લીલા કરવી તે તો દોષનો વિલાસ છે---દોષરૂપ છે.

### પરમાર્થ.

પરમાત્માપણું પામવાના માર્ગમાં નિરૂદ્યમી થઇ ગએલા અને માત્ર ईश्वरेच्छा बलीयसी અથવા " જેવુ ભાવી હશે તેવું બનશે " એમ વિચારી પતિરંજનરૂપ આત્મસ્વરૂપ મેળવવામાં નિરૂદ્યમી થયેલાઓને પુરૂષાર્થ કરવાની પ્રેરણા કરવારૂપ આ ગાથાનો વ્યંગ્યાર્થ સમજવાનો છે.

જેઓ માત્ર એમજ કહે છે કે કર્ત્તા હર્ત્તા ઇશ્વર છે, આપણે માત્ર તેને આધીન રહેવું, પછી જે થાય તે ખરૂ, તેમને ઉદ્યમી કરવા આ પ્રયાસ છે કે જગત્ ઇશ્વિરે ક્રીડા કરવા કર્યું નથી ને ક્રીડા કરે તે ઇશ્વર નહિ. તેથી તમે પોતે પુરૂષાર્થ કરીને છૂટા થાઓ.

**चित्त स े रे पू ुं रे, पूजा ंडित ए ;**
**क रहित थइ आ र रे, ा ंद ःरेह. ०६.**

### શબ્દાર્થ.

ચિત્ત=મન, (તેની) પ્રસન્ને રે=પ્રસન્નતા=રાજી થવાપણું=એકતા થવા યોગ્ય ખુશી તે, પૂજન=ભગવાનની પૂજા, (તેનું) ફળ કહ્યું રે=ફળ કહેલું છે. (અને તે) પૂજા=ભગવાનની ક્તિ, અખંડિત=નહિ ખંડન થાય=નહિ નાશ થાય એવી, એહ=આ રીતે છેઃ—કપટ=છળ=માયા, (તેથી) રહિત થઇ=વિનાના થઇને, આતમ=પોતાની=જીવની, અરપણા રે=અર્પણ કરવું તે (ખરી પૂજા છે) (અને એવી પૂજા) આનંદઘનપદરેહ=મોક્ષપદની રેખા છે.

### ભાવાર્થ.

પતિના ચિત્તની પ્રસન્નતા એ જ પતિસેવનનું ફળ છે. અને તે જ અખંડિત સેવના જાણવી કે જે કપટ રહિત થઇ ભિન્નભાવ છોડી પતિને નિષ્કપટપણે આત્માર્પણ કરાય અને ત્યારેજ ચિત્ત પ્રસન્નતારૂપ પૂજાફળ થાય અને ત્યારેજ આનંદના સમૂહરૂપ પદનો મેળાપ થાય.

### પરમાર્થ.

ચેતના અને ચૈતન્યનો તાદાત્મ્ય સબંધ છે, એમ પ્રથમ ગાથામાંજ કહેલુ છે. એટલે પતિના ચિત્તની પ્રસનતા તે જ આત્મપ્રસન્નતા જાણવી અને પૂજાનું ફળ પણ તેજ સમજવુ.

અષ્ટ પ્રકારી, સત્તર પ્રકારી, વીશ પ્રકારી આદિ અનેક પ્રકારની દ્રવ્ય પૂજાઓ અથવા તપ-

ઇંદ્રિયદમન–આદિ અનેક ક્રિયાઓ દ્વારા પૂજાની કલ્પના કરી પૂજા માનવામાં આવે છે, પણ તે દ્રવ્ય પૂજા છે. ખરેખરી ભાવપૂજા તો નિર્દંભપણે આત્માર્પણ કર્યાથી જ થાય છે અને તેવી પૂજાનું ફળ ચિત્તની પ્રસન્નતા છે એટલે કે તેવી પૂજાથી જ ચિત્તને શાંતિ મળે છે.

કપટ એટલે માયા અને ઉપલક્ષણથી બીજા ત્રણ કષાય ક્રોધ, માન અને લોભ પણ ગણવા. તેથી નિષ્કપટ એટલે નિષ્કષાય થઇ પરમાત્મામાં આત્માર્પણ કરવુ, ( આ આત્માર્પણ પાંચમા સુમતિનાથ ભગવાનના સ્તવનમાં કહેવાશે ) તે જ પતિરંજનરૂપ પૂજા છે અને તેનાથી જ આનંદઘનજી મહારાજ કહે છે કે આનંદના સમૂહનુ પદ મેળવી શકાય છે.



# ી અજિતનાથ ભગવાનનું સ્તવન.

—

ंथडो नि ालुं रे ी ा वि ाो रे, वि अजि धा ;
जे ें ीत्यारे ेणो हुं ीति ओ रे, पुरूष वि ं ा . ंथडो १.

## શબ્દાર્થ.

પંથડો=રસ્તો–માર્ગ, નિહાલુ રે=જોઉં, બીજા જિનતણો રે=આ ચોવીશીમાં થયેલા બીજા પ્રભુનો, ( તે બીજા પ્રભુ કોણ તો કે ) અજિત=કોઈનાથી જીતી ન શકાય તે અજિત, ( એવા કોણ કે ) અજિત=અજિતનાથ નામના ભગવાન્, ( કેવા કે ) ગુણધામ=ગુણો–સદ્ગુણોના, ઘરરૂપ–રહેવાના સ્થાન જેવા ( છે ) જે=જે કષાયો–ષડ્રિપુ, તેં=અજિતનાથ ભગવાને, જીત્યારે =જીત્યા છે, તેણે, તે કષાયોએ–ષડ્રિપુએ, હું=મને, જીતિઓરે=જીતી લીધો છે. ( તેથી ) પુરૂષ=પૌરૂષગુણયુક્ત જાતિવાચક, કિસ્યું=કેવું, મુજ=મારૂં, નામ–ફક્ત નામ ( શોભે ? અપિતુ ન શોભે. )

## ાવાર્થ.

અંતર્ આત્મા સુમતિને કહે છે:—બાહ્ય અને અભ્યંતર વૈરીઓથી ન જીતી શકાય એવા બીજા તીર્થંકર અજિતનાથ ભગવાન્ જેઓ ભવ્યત્વવિનાના અન્ય જીવોથી ન મેળવી શકાય એવા આત્માના જ્ઞાન દર્શન વીર્ય અને સુખાદિ અનંત ગુણોના સ્થાનરૂપ છે તેવા બીજા જિનનો યુથથી ભ્રષ્ટ થયેલા મૃગની પેઠે હું માર્ગ જોઉં છું અર્થાત્ જે માર્ગે અજિતનાથ ભગવાને મુક્તતા પ્રાપ્ત કરી તે માર્ગ જોઉં છું.

હે સુમતિ ! અજિતનાથ ભગવાન્‌ની સાથે તાદાત્મ્ય સંબંધથી તેં જે રાગાદિ શત્રુઓને જીત્યા તે રાગાદિ ( રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ વગેરે ) શત્રુઓથી હું પરાજય પામ્યો છું. મારાથી હજુ સુધી સંપૂર્ણપણે તેમના ઉપર જય મેળવી શકાયો નથી, તેથી મારૂં પુરૂષ એવું નામ યોગ્ય નથી. જ્યારે અજિતનાથ ભગવાન્‌ની પેઠે હું કષાયોપર સંપૂર્ણપણે જય મેળવું, ત્યારેજ મારૂં પુરૂષ નામ યોગ્ય છે.

આત્મા અને આનંદઘન એ શબ્દો પુલ્લિંગી છે. તેમને લઇને પુરૂષનામ યોગ્ય નથી એમ કહ્યું છે.

## પરમાર્થ.

જ્યારે કોઇ અર્થ સાધવો હોય અથવા વસ્તુ મેળવવી હોય ત્યારે બીજાઓ તે અર્થ સાધવા અથવા વસ્તુ મેળવવા કેવી રીતે પ્રવર્ત્યા હતા ? કેવો પ્રયત્ન કર્યો હતો ? તે વિચારી તે માર્ગે પ્રવર્તવુ એ બુદ્ધિવાનોનો ધર્મ છે.

અજિતનાથ ભગવાને સંપૂર્ણ સુખ પ્રાપ્ત કર્યું છે, એમ જાણી સંપૂર્ણ સુખના ઇચ્છક આ સ્તવના કરનાર આનંદઘનજી પોતાની મતિ સાથે વિચાર કરે છે કે અજિતનાથ ભગવાને પુરૂષાર્થ કરી જે રીતે મુક્તતારૂપ સંપૂર્ણ સુખ મેળવ્યુ તે રીતે તે માર્ગે પ્રવર્ત્તન કરી હુ પણ મુક્તતારૂપ સંપૂર્ણ સુખ મેળવુ તેને માટે અજિતનાથ ભગવાનની અને પોતાની સરખામણી કરે છે.—

અજિતનાથ ભગવાન્ પણ શુદ્ધ આત્મા હોવાથી તે શબ્દ પુલ્લિંગવાચી છે, તેમજ હું પણ આત્મા હોવાથી પુલ્લિંગવાચી છુ, આ પ્રમાણે જો કે હું પુરૂપવાચી છુ તોપણ તે મારૂ પુરૂષનામ યોગ્ય નથી.

જેમ અજિતનાથ ભગવાને કષાયાદિ શત્રુઓને જીત્યા તેમ હુ પણ જો પુરૂષાર્થવડે કષાયોને જીતુ તો નામ પ્રમાણે ગુણ પ્રાપ્ત થતા મારૂ પુરૂષ નામ સાર્થક થઇ શકે, પણ આ તો તેથી ઉલટુ છે.—જે કષાયોને અજિતનાથ ભગવાને જીત્યા, તે કષાયોએ મને જીત્યો છે, તેથી ખેદ સહિત જેમ મૃગના ટોળાથી જુદો પડેલો મૃગ, મૃગોનુ ટોળુ કઇ દિશાએ નિર્ભય સ્થાનકે ગયુ—તે પોતાના ટોળાના માર્ગને જુએ, તેમ હુ અજિતનાથ ભગવાનનો માર્ગ જોઉ છુ.

**र णा री ारग जोवतां रे, भूल्यो सयल संसार;**
**जेणे णो री ारग ोइयेरे, नयण ते दिव्य विचार. पंथडो० २.**

## શબ્દાર્થ.

ચરમનયણ=ચામડાની આંખો—બાહ્યચક્ષુઓ, ( તેણે ) કરી=તેવડે, મારગ=રસ્તો, જોવતાં=જોતાં, ભૂલ્યો=ભૂલીગયો=ચૂક્યો, સયલ=સઘળો,

સંસાર=લોકોનો સમુદાય=જગત્, (કારણ કે) જેણે=જે નયણે કરી=આંખો-વડે કરીને, મારગ=રસ્તો, જોઇએ રે=જોવો જોઈએ, નયણ તે=તે આંખો, (કેવી જોઈએ તો કે) દિવ્ય વિચાર=અલૌકિક ચક્ષુઓ (જોઇએ. એમ હે સુમતિ ! તું) વિચારજે=ધ્યાનમાં રાખજે, અથવા દિવ્ય વિચાર એટલે અલૌકિક વિચાર રૂપ જ્ઞાનચક્ષુ જોઈએ. [ એમ પણ અર્થ થઇ શકે. ]

## ભાવાર્થ.

અજિતનાથ ભગવાન્ મુક્તતા પામ્યા તે માર્ગને બાહ્યચક્ષુથી જોતો અને તે જ સત્ય ધારતો આખો સંસાર ભૂલ્યો છે.

હું ધારૂં છું તેમ પરમાત્મપણું પામવારૂપ માર્ગ જોવાને દિવ્ય વિચારરૂપ જ્ઞાનચક્ષુજ જોઈએ અને તોજ આ અજિતનાથ ભગવાન્‌નો માર્ગ જણાય તેમ છે.

## પરમાર્થ.

અજિતનાથ ભગવાનનું આવું પ્રવર્તન હતું, આમ ઉપદેશ દેતા, આમ આહાર લેતા, આવાં વસ્ત્ર હતા વા દિગંબર હતા—વગેરે બાહ્ય પ્રવર્તનને બાહ્યચક્ષુએ જોઇ નિશ્ચય કરનાર જગત્‌ના લોકો ભૂલ કરે છે.

ભગવાનની બાહ્ય પ્રવૃત્તિ ઉપર નજર ન રાખતાં આત્મા સાથે અનાદિ સંબંધમાં આવેલા કર્મસમૂહનો નાશ કરી તે ભગવાન્ નિરિચ્છકપણે આત્મામાં જ સ્થિતિ કરી કેવી રીતે પરમાત્મપણું પામ્યા, એ આદિ દિવ્ય વિચાર રૂપ જ્ઞાનચક્ષુએ પરમાત્મપણું પામવાનો માર્ગ જોવો.

મધ્યસ્થ દૃષ્ટિ રાખી મહાત્માઓનો સત્સંગ કરતાં તેમણે આપેલા દિવ્ય વિચારરૂપ જ્ઞાન-ચક્ષુથી ભગવાનનો માર્ગ જોનારજ ખરેખરો માર્ગ પામી શકે છે, બાકી જાતિ, કુળ, વેષ વગેરે પર મમત્વ રાખનાર કદી પણ ભગવાનનો માર્ગ જાણવાને સમર્થ થનાર નથી.

**पुरु रं र भ ा तांरे, ंधो ंध ;**
**तु वि ारेरे जोआ मे रीरे, र धर हि । . ंथ ाो० ३**

## શબ્દાર્થ.

પુરૂષપરંપરા=એક પછી એક થતા પુરૂષો અથવા એક આચાર્યની પછી તેના પદ ઉપર નિમાયલા બીજા આચાર્યો, (તેમનો) અનુભવ=માર્ગ-રીતિ-જ્ઞાન, જોવતાં રે=જોતાં, અથવા અનુભવથી વિચાર કરી પુરૂષપરંપરા

જોતાં અંધોઅંધ પળાય=આંધળાની પાછળ આંધળો દોડ્યો જાય એવું છે. વસ્તુ=તત્ત્વ, ( તેને ) વિચારે રે જો આગમે કરી રે=જો આગમ એટલે જૈન સિદ્ધાન્તો પ્રમાણે ( કોઇ ) વિચારી જુએ તો, ચરણધરણ-પગ મુકવાનું નહિ=નથી, ઠાય=ઠેકાણું.

## ભાવાર્થ.

જો ગુરૂપરંપરાથી ચાલતો આવેલો તેજ માર્ગ એમ વિચારીએ છીએ તો ગચ્છ અને મતાવલંબીઓની પરંપરા નજરે પડે છે, એટલે પુરૂષપરંપરાથી પણ માર્ગ નિરધાર કરવાનું સાધન નથી. ઉલટુ જેમ કોઇ અંધપુરૂષે આગેવાન થઇ બીજા અંધપુરૂષને માર્ગ બતાવવા પ્રયત્ન કર્યો હોય અને એ વાત સત્ય માની, પહેલાની પાછળ બીજો અને બીજાની પાછળ ત્રીજો, એમ આંધળાઓની શ્રેણિ ચાલતી હોય તેવું થયેલું છે એટલે તે રીતે માર્ગપ્રાપ્તિ કઠિન છે.

વળી આગમને આધારે વા શાસ્ત્રને આધારે તત્ત્વનો વિચાર કરીએ, અને શાસ્ત્રમાં જે પ્રમાણે અજિતનાથ ભગવાનનું પ્રવર્તન જણાવ્યુ છે તે પ્રમાણે વર્તવા ઇચ્છા કરીએ તો તેમ પણ બનતું નથી; કારણ ભગવાન્ જે રીતે પ્રવર્ત્યા તે માર્ગે પ્રવર્તવાની વાત તો બાજુપર રાખીએ પણ તે માર્ગમા પગ મુકવાનું ઠેકાણું પણ નથી, અર્થાત્ તે માર્ગમાં પગ મુકવાનું પણ મારૂં સામર્થ્ય નથી.

## પરમાર્થ.

હુ અમુક ગચ્છનો છું, અમારી અમુક ગુરૂપરંપરા છે, અને તે પરંપરાને આધારે અમે જે ક્રિયા કરીએ છીએ તેજ સત્ય છે, બીજા નિન્હવ છે-મિથ્યાત્વી છે-એવુ કહી અન્યની નિંદામાં પ્રવૃત્તિ કરનાર રાગદ્વેષાધીન વૃત્તિથી પ્રવર્તનારે ચલાવેલા ગચ્છો તથા મતોને મૂળ પ્રમાણમા લઇ તેવા મતના આગ્રહી એક આચાર્ય પછી બીજા આચાર્ય અને ગુરૂ પછી બીજા ગુરૂથી ચાલતા આવેલા સંપ્રદાયના ક્રિયાકાંડ-એજ ભગવાનનો માર્ગ છે. એમ ધારી પ્રવૃત્તિ કરનારને અજિત-નાથનો સત્ય માર્ગ પ્રાપ્ત થતો નથી અને તે માત્ર અંધપરંપરા પ્રમાણે વર્ત્તી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી શકતા નથી.

જો સિદ્ધાન્ત પ્રમાણે ભગવાનનો માર્ગ વિચારીએ છીએ તો કષાયોનો નાશ કરી આત્મસ્થૈર્ય પ્રાપ્ત કરી ભગવાને વર્તન કર્યું હતુ તે પ્રમાણે કષાયોનો નાશ કરવો અતિ કઠણ છે, એટલે આગમ પ્રમાણે ભગવાનનો માર્ગ વિચારતાં તે માર્ગે પ્રવર્ત્તવાનુ તો શુ પણ પગ મુકવાનુ સામર્થ્ય પણ દેખાતુ નથી.

र्क वि ारे रे ाद रं रा रे, ार न पहुंचे ोय;
अभि वस्तु रे ्गते हेरे, ते विर ा जग जोय. थडो० .

## શબ્દાર્થ.

તર્ક=કલ્પના, ( તેના ) વિચારેરે=વિચારવાથી, (શું થાય છે તો કે) વાદપરંપરા રે=વાદની પરંપરા ચાલે છે-પૂર્વપક્ષ ઉત્તરપક્ષ થયે જાય છે, (પણ તે રીતે) પાર ન પહુંચે કોય-કોઇ પણ પાર પામી શકતો નથી. વાદ-નીતિથી એક તર્કમાંથી બીજો તર્ક નીકળ્યા જ કરે છે.

અભિમત=ઇચ્છિત પ્રાપ્ત કરવા યોગ્ય, વસ્તુ રે=તત્ત્વ, (તે) વસ્તુગતે જે પ્રમાણે યથાયોગ્ય છે તે પ્રમાણે કહેરે-કહી બતાવે, તે-તેવા મહાત્માઓ વિરલા-થોડા ક્વચિત્, જગજોય-જગત્માં દેખાય છે.

## ભાવાર્થ.

પોતાની મેળે તર્કથી વિચાર કરતાં એટલે તર્કોથી શંકા અને સમાધાન કરતાં એક શંકામાંથી બીજી અને બીજીમાંથી ત્રીજી એમ પરંપરા ચાલ્યાજ કરે છે, તથી તેવી રીતે કોઈ પણ પાર પહોંચી શકતો નથી.

પામવા યોગ્ય વસ્તુ ( ભગવાનનો માર્ગ ) જેમ સિદ્ધાન્તમાં છે તેમ કહેનાર જગત્માં કોઇક વિરલા દેખાય છે.

## પરમાર્થ.

અજિતનાથ ભગવાનનો માર્ગ તર્કો કરીને નિશ્ચય કરીશું એમ કોઇ કહે તો તે પણ બને તેમ નથી, કારણ કે શંકાઓ એટલી બધી છે કે એક શંકાનુ સમાધાન તર્કવડે કરતાં તેમાંથી બીજી શંકા ઉત્પન્ન થાય છે અને બીજીમાંથી ત્રીજી, એમ થતાં વિવાદ હંમેશ ચાલ્યા કરે છે, તેનો છેડો આવતો નથી.

આયુષ્ય ઓછુ છે, જ્ઞાનની મંદતા છે, તર્કોનો છેડો લાવનાર તેવા જ્ઞાનીમહારાજ દેખાતા નથી માટે વિવાદ અને તર્કોથી માર્ગ પ્રાપ્ત થાય તેમ લાગતુ નથી.

વળી વિચાર કરીએ કે "કદિ તર્કોથી ભગવાનનો માર્ગ ન મળ્યો તો સિદ્ધાન્તથી ભગવાનનો તે માર્ગ મળશે-કારણ વાદી પ્રતિવાદીથી થયેલો નિશ્ચય તે સિદ્ધાંત એમ કહેવાય છે. ગણધરો-એ અને પૂર્વાચાર્યોએ આવા અનેક સિદ્ધાન્તો કર્યા છે અને પુસ્તકોમાં લખ્યા છે. તે સાંભળી વા વાંચી માર્ગનો નિશ્ચય કરીશુ." આમ બનવુ પણ કઠણ છે.

પામવા યોગ્ય એવી વસ્તુ ( જિન માર્ગ ) સિદ્ધાન્તોમાં જેમ છે, તેમ તથાપ્રકારથી કહેનાર પણ જગતમાં ક્વચિતજ જોવામાં આવે છે. બાકી રાગદ્વેષથી જેમનાં ચિત્ત દૂષિત છે, અને જેઓ મતના આગ્રહરૂપ ગ્રાહથી ગ્રસાયલા છે, તેમના પાસેથી શાસ્ત્રશ્રવણ કરી ભગવાનનો માર્ગ પામવો તે સર્પની પાસેથી અમૃત અને મર્કટની પાસેથી શાન્તતા મેળવવા જેવુ છે.

**स्तु विचारे रे दिव्यनयन ाो रे, विरह ड्यो निरधार;**
**र जोगेरे तर वासना रे, वासि बोध आधार. पंथडो० ५**

### શબ્દાર્થ.

વસ્તુ=તત્ત્વ, (તેના) વિચારેરે=વિચારવામાં—શોધવામાં, દિવ્યનયણ તણોરે=દિવ્યચક્ષુનો—જ્ઞાનચક્ષુનો, વિરહ પડ્યો=સંબંધ છુટી ગયો—તથા· પ્રકારના જ્ઞાની પુરૂષો મળતા નથી તે રૂપ વિરહ પડ્યો, નિરધાર=નક્કી.

( બાકી આપણને હાલમાં તો ) તરતમ=યથા વિશેષપણે મળતા, જોગે-રે=સંયોગોના અનુસારે, તરતમ=યથાવિશેષણપણે થતી, વાસનારે—જ્ઞાનરૂપ સુવાસ ( તેનાથી ) વાસિત—વાસવાળો થયેલ, ( જે ) બોધ=જ્ઞાન, ( તે જ ) આધાર=અવલંબ રહેલો છે.

### અર્થાન્તર.

તરતમ—યથાવિશેષ, જોગેરે—મન, વચન, કાયાનું સામર્થ્ય તે યોગ તેનાથી, તરતમ—યથાવિશેષ, વાસનારે—જ્ઞાનરૂપ સુવાસ, ( તેનાથી ) વાસિત—વાસવાળો થાય અથવા બોધવાળો થાય, ( કોણ થાય ? ) બોધાધાર—બોધના આધારરૂપ જે આત્મા તે.

### ભાવાર્થ.

વસ્તુરૂપ ભગવાનનો માર્ગ વિચારવામાં દિવ્યનયણનો વિરહ છે એટલે જ્ઞાનરૂપ નેત્ર નથી. બાકી સંયોગો પ્રમાણે જેવો જેવો સસ્કાર થાય છે તેના અનુસારે જે બોધ પ્રાપ્ત થાય છે તેજ આજકાલ આધાર રહેલ છે; તેથી હમણાં ને હમણાંજ ચોક્કસ નિર્ણય થવો બહુ દુર્લભ છે.

### દ્વિતીય ભાવાર્થ

જેમ જેમ મન વચન કાયાના યોગમાં તારતમ્ય એટલે યથાવિશેષપણું થાય છે, તેમ તેમ બોધના આધારરૂપ આત્મા પણ વાસનાથી વિશેષ વાસિત થાય છે.

### તૃતીય ભાવાર્થ.

ભગવાનનો માર્ગ વિચારવારૂપ વસ્તુનો વિચાર કરવામાં દિવ્ય નયણવાળા અપ્રમત્ત મુનિરાજ અથવા તેવાજ બીજા મહાત્માઓ અથવા ઉત્કૃષ્ટપણે વિચારીએ

તો કૈવલ્યજ્ઞાની મહારાજનો વિરહ પડેલો છે, તેથી તે દ્વારાએ પણ વસ્તુ વિચારરૂપ માર્ગ પ્રાપ્ત થતો નથી. મહાત્માના યોગમાં જેટલી તરતમતા-વિશેષતા હોય એટલે કે મહાત્માઓનો ઉપયોગ વિશેષ હોય તેમ તેવા બોધના આધારરૂપ આત્મામાં વિશેષ શ્રદ્ધા થઈ શકે, તોપણ તે નિઃસંદેહ જ્ઞાન કહેવાય નહિ. તેથી દિવ્યચક્ષુ વિના ભગવાનનો માર્ગ યથાર્થ જાણવો અતિ કઠણ છે.

### પરમાર્થ.

વિચાર કરતાં તેવાં સાધનોના અભાવે ભગવાનનો તથારૂપ માર્ગ મળવો અતિ કઠણ છે, એમ બતાવી બુદ્ધિની તીક્ષ્ણતાથી અથવા કોઇ મહાત્માઓના સંગથી ભગવાનનો માર્ગ વિચારે તો જેટલું યોગમાં તારતમ્ય એટલે યથાવિશેષપણું હોય, તેટલો માર્ગ પ્રાપ્ત થાય, પણ તેથી તે નિશ્ચય બરાબર સંપૂર્ણજ છે એમ કહેવાય નહિ. કારણ અપ્રમત્ત અવસ્થાવાળા મહાત્મા શિવાય તેવા અનુભવનો કોઇ સાક્ષી નથી.

**लब्धि लई ं नि ालशुंरे, ए**
**ए जीवेरे जिनजी ा ाे, ंदघ डो० ६**

### શબ્દાર્થ.

કાળલબ્ધિ લઈ=વખત મળે, પંથ=માર્ગ, નિહાળશુંરે=જોઇશું, એ આશા=બીજે વખતે તેવા જ્ઞાની મળતાં માર્ગ જોઇશું એ રૂપ આશાને, અવલંબ=આધારે, એ જન=હું, જીવેરે-જીવું છું, ( એમ ) જિનજી=હે જિનેશ્વર ભગવાન ( આપ ), જાણજોરે=જાણો, ( આપ કેવા છો કે ) આનંદઘન= આનંદના સમૂહવાળા, મત=દર્શન-અભિપ્રાય, ( તેના ) અંબ-આ વૃક્ષ સમાન, ( આપ જાણજો. ).

### ભાવાર્થ.

યોગ્ય સમય પ્રાપ્ત થયે ભગવાનનો માર્ગ જોઈશું એવી આશાનો આધાર લઇ મારા જેવા આયુષ્ય પૂર્ણ કરે છે, એવું હે જિનેશ્વર ભગવાન્, હે આનંદના સમૂહના મોટા આમ્રવૃક્ષ, આપ જાણજો; અથવા આનંદઘનજી કહે છે કે—હે જિનેશ્વર ભગવાન્, હે શુદ્ધ સ્યાદ્વાદમતના આમ્રવૃક્ષ, અમે ભવિષ્યમાં સમય પ્રાપ્ત થયે આપનો માર્ગ પામીશું એ આશાથી જ માત્ર જીવીએ છીએ એવું આપ જાણજો; બીજો અમારે આધાર નથી.

## પરમાર્થ.

ઉપર સ્તવનમાં કહ્યું તે પ્રમાણે ભગવાનનો તથારૂપ માર્ગ પ્રાપ્ત થવાનું સાધન દેખાતું નથી: તેથી જ્ઞાની મહાત્માઓનો યોગ આ ભવમાં અથવા ભવાન્તરમાં મળશે ત્યારે આપનો માર્ગ પામીશું, એવી આશાથીજ માત્ર મારા જેવા જનો પોતાનું આયુષ્ય પૂર્ણ કરે છે એમ આપ જાણજો.

અને આપ આમ્રવૃક્ષ જેવા છો, એટલે જેમ રસ્તે ચાલનારને ગ્રીષ્મઋતુમાં આમ્રવૃક્ષ પ્રાપ્ત થતાં ફળસહિત શીતળતા મળવાથી આનંદ થાય છે અને ત્યાં આરામ કરી સુખપૂર્વક માર્ગમાં પ્રવૃત્તિ કરી શકે છે, તેમ હે પ્રભુ ! અમો સંસારના તાપથી તપેલા છીએ, માટે અમારી દયાજનક સ્થિતિ ઉપર નજર કરી આપની છાયાનો આશ્રય આપી આપને માર્ગે પ્રવર્તવામાં સહાય કરશો.

# શ્રી સંભવનાથ ભગવાનનું સ્તવન.

ंभवदे ते धुर सेाो सवे रे, ही प्रभु से भेद;
से न ारण हे ीभूमि ारे, भ द्वेष अखेद. ंभव०(टे )१

## શબ્દાર્થ

સંભવદેવ=આ ચોવીશીમાં થયેલા ત્રીજા શ્રી સંભવનાથ ભગવાન, તે=તેમને, ધુર=પ્રથમ, સેવો=સેવા કરો ( ભજો ) સવેરે=સર્વ પ્રાણીમાત્ર, ( શી રીતે ? ) લહી=પામી–જાણી ( શું ? તો કે ) પ્રભુ=ભગવાન, (તેમની) સેવનભેદ=સેવા કરવાનો ભેદ, ( જાણીને પ્રભુને સેવો. )

સેવનકારણ=સેવા કરવામાં, પહેલી=પ્રથમ, ભૂમિકારે=ભૂમિ (પગથિયું) ( શું છે ? તો કે ) અભય, અદ્વેષ, અને અખેદ. ( આ ત્રણે પદનો વિશેષ અર્થ આગળ સમજાવ્યો છે તે જુઓ. )

## ભાવાર્થ.

અંતર્ આત્મ—હે ભવ્ય પુરૂષો ! સેવાનું રહસ્ય સમજીને પ્રથમ સંભવનાથ ભગવાનની સેવા કરો !

આ સેવાની પહેલી ભૂમિકા તે અભયપણું, અદ્વેષપણું અને અખેદપણું જાણવું.

## પરમાર્થ.

હે ભવ્ય પ્રાણીઓ ! જો તમારે તમારૂં સ્વરૂપ પ્રાપ્ત કરવુ હોય તો, ( અર્થાત્ અનત અને અવ્યાબાધ સુખરૂપ મુક્તપણુ પ્રાપ્ત કરવુ હોય તો ) શ્રી સભવનાથ ભગવાનની પૂજાનું રહસ્ય સમજીને પ્રથમ તેમની સેવા કરો ! તેમણે પોતાનુ સ્વરૂપ જાણ્યુ છે અને તેથી તેમને મુક્તપણુ પ્રાપ્ત થયું છે, તમે પણ તેમનું સેવન કરશો તો પોતાનું સ્વરૂપ જાણી મુક્તપણુ પામશો.

આ ભગવાનની સેવામાં પ્રથમ આત્મામાં અભયપણુ, અદ્વેપપણુ, અને અખેદપણુ એ રૂપ ત્રણ ગુણો પ્રાપ્ત કરવા અને જ્યારે એ ત્રણે ગુણો આત્મામાં પ્રકટ થાય, ત્યારે ભગવાનની સેવા કરવાના ભૂમિકાની પહેલી ભૂમિકા પ્રાપ્ત થઇ છે એમ સમજવુ.

આ ત્રણે ગુણોનુ વર્ણન આગળ સ્તવનમા વિસ્તારથી બતાવ્યુ છે. તેના ઉપર બરાબર લક્ષ્ય આપી વિચાર કરવાથી એ ગુણો પોતાની મેળે પ્રાપ્ત થશે, અર્થાત્ એ ગુણોનો વારવાર વિચાર કરવાથી અને ઇચ્છવાથી આત્મામાં પોતાની મળે પ્રકટ થશે.

**भय चंचळ ता [illegible] जे [illegible]रिणा [illegible]नी रे, द्वे [illegible] अरो [illegible] भा ;**
**[illegible]त्ति हो [illegible] र [illegible]ां थाकिये रे, दो [illegible] अबोध [illegible]ाव. संभ ०२**

## શબ્દાર્થ.

ભય=બ્હીક, ( પણ અહિંયાં આ પદમાં જ ભયનો અર્થ કર્યો છે તે આ પ્રમાણે ) ચંચળતા=ચપળતા, ( અસ્થિરપણું ) ( શાનું ? ) પરિણામનું=મનનું, ( મનનું અસ્થિરપણું અથવા ચપળપણુ તે ભય. ) દ્વેષ=અપ્રીતિ તે, અરોચક ભાવ=વસ્તુ ન ગમવી, ( વસ્તુપર અપ્રીતિ થવી અથવા વસ્તુ ન રૂચવી તે દ્વેષ ).

ખેદ=થાક, પ્રવૃત્તિ=કાંઇ પણ કરવું, ( કાર્ય કરવામાં ગુંથાયેલા રહેવું તે પ્રવૃત્તિ ) ( તે ) કરતાં=તેમ કરતાં, થાકિયેરે=જે થાકી જવુ તે. ( શ્રમિત થવું તે ) ( ખેદ એ રૂપ ) દોષ=અવગુણ, ( તે ) અબોધ=અજ્ઞાનતા છે, ( એમ ) લખાવ=સમજાવ, ( અથવા એ દોષો અબોધને ઓળખાવે છે. )

## ભાવાર્થ.

પરિણામની ચંચળતા એટલે ચપળપણું તે ભય; અરોચક ભાવ એટલે મનમાં વસ્તુનું જે અપ્રિય લાગવાપણું અથવા ન રૂચવાપણું તે દ્વેષ; પ્રવૃત્તિ કરતાં અથવા ક્રિયા કરતાં થાકિયે તે ખેદ; આ ત્રણે દોષો સ્વરૂપના અજાણપણાથી થાય છે.

## પરમાર્થ.

ભગવાનના ગુણોના વિચારાદિ ચિંતવનમાંથી ચિત્ત ચળી જઇ અન્ય વિષયપર લાગવું તે અથવા ચિત્તની અસ્થિર સ્થિતિ ( ચિત્તનું ચાપલ્ય ) તે ભય. આવી ભયની સ્થિતિ હોવાથી ધ્યાન થઇ શકતુ નથી, માટે ભગવાનની સેવા ઇચ્છનારે પ્રથમ ચિત્તમાંથી ચાંચલ્યતા દૂર કરી અભય થવુ.

જ્યારે એક વસ્તુ વારવાર પ્રાપ્ત થાય છે ત્યારે, અથવા કર્મબંધથી અનાદિથી કષાયની પ્રવૃત્તિ કરતાં પ્રતિકૂળ એટલે શુભ કાર્ય કરવાનુ હોય છે ત્યારે તેવુ પ્રવર્તન જીવને રૂચતુ નથી, તેથી તેવા પ્રવર્તન ઉપર દ્વેષ થાય છે, અને દ્વેષ થવાથી શુભ ધ્યાન કરતાં તેના ઉપર અભાવ થવાથી ત્યાંથી ચિત્ત ચળી જાય છે, માટે દ્વેષ ત્યાગવા યોગ્ય છે. એટલે ચિત્તમા સંકલ્પ કરેલા શુભ વિષયો તરફ જેમ અરૂચિ ન થાય તેમ કરવુ.

ધ્યાન તથા જ્ઞાનાદિના અભ્યાસમાં પ્રવૃતિ કરતા થાકી જવુ તે ખેદ, એટલે કે પરમાત્માના વા પોતાના સ્વરૂપ ચિંતવન તરફ અરૂચિ ન થાય, અને ચિત્ત પણ ચપળતા રહિત હોય, આ બે ગુણો છતાં પણ અમુક વખત પછી શરીરને વા મનને શ્રમ પહોંચે, અને તે શ્રમને લીધે ધ્યાનાદિ ક્રિયાથી વિરમવુ પડે તેને, એટલે આવી પ્રવૃત્તિ કરતા થાકવાના ક્રિયાને ખેદ કહેવાય છે.

પૂર્વોક્ત ત્રણે ગુણો અવશ્ય પ્રાપ્ત કરવાના છે, અને તે જ્યારે પ્રાપ્ત થાય ત્યારે ભગવાનની સેવાની પ્રથમ ભૂમિકા પ્રાપ્ત થઇ એમ ગણવુ, અને જ્યાં સુધી ભય, દ્વેષ અને ખેદ હોય ત્યાં સુધી સ્વરૂપનો બોધ થઇ શકે નહિ.

**चर ा ॅ ाे र र तथा रे, भ रि ति रिपा ;**
**दो टळे ी दृष्टि खुले भ ी रे, ाप्ति चनवा ्. संभव०३**

## શબ્દાર્થ.

ચરમાવર્ત=છેલ્લો ફેરો, ચરમકરણ=છેલ્લું કરણ, ( યથાપ્રવૃત્તિ અપૂર્વ અને અનિવૃત્તિ, એમાંનું છેલ્લું ત્રીજું કરણ ) ( તે ) ભવ=સંસાર, ( તેની ) પરિણતિ=સ્વભાવ, ( સંસારમાં ભય થવાનો સ્વભાવ તે ભવપરિણતિ, તેનો ) પરિપાક=પૂર્ણ થવાપણું તે, ( તે જેને થયું હોય તેના ) દોષ ટળે=અવગુણો દૂર થાય, વળી=અને, દૃષ્ટિ ખુલે=આંખો ઉઘડે, ( જ્ઞાન ચક્ષુ પ્રાપ્ત થાય—શુદ્ધ દ્રષ્ટિ થાય ) ભલી=સારી, ( અને ) પ્રાપ્તિ=મળે, ( પામે ) ( શુ ? ) પ્રવચન=સિદ્ધાન્ત, ( શાસ્ત્ર ) ( તેની ) વાક્=વાણીરહસ્ય. ( અર્થાત્ શાસ્ત્રનુ રહસ્ય પામે અને શ્રદ્ધા થાય. )

## ભાવાર્થ.

જેમને અભયપણું, અદ્વેષપણું અને અખેદપણું પ્રાપ્ત થયું છે, તેમને ભવભ્રમણ કરવાની છેલ્લી ઉત્સર્પિણી અથવા અવસર્પિણી બાકી રહે છે. તથા તેમને ચરમકરણ ( અપૂર્વકરણ ને અનિવૃત્તિકરણ ) કર્યું છે. અને એવી રીતે તેમને ગત્યાગતિનો અભાવ કરવારૂપ સામર્થ્ય પ્રાપ્ત થયું છે એમ સમજવું અને ત્યારેજ દોષ ટળવાથી ઉત્તમ દૃષ્ટિ ખુલે છે, અને સિદ્ધાંતનાં વાકયોની પ્રાપ્તિ થાય છે.

## પરમાર્થ.

કેટલાક એમ કહે છે કે, જ્યારે ભવસ્થિતિ પરિપકવ થશે ત્યારે મુક્તિ થશે. ઇત્યાદિ આલસ્ય વધારનાર પ્રમાદરૂપ વાકયો બોલી પ્રાણીઓને પુરૂષાર્થ કરતાં રોકે છે તે બરાબર નથી એમ બતાવ્યું છે.

પુરૂપાર્થ કરીને જેમણે અભય, અદ્વેપ અને અખેદપણુ પ્રાપ્ત કર્યું છે તેમના ભવસ્થિતિ પરિપકવ થઇ છે, અને તેમણે ગત્યાગતિનો અભાવ કરવારૂપ સામર્થ્ય પ્રાપ્ત કર્યું છે એમ જાણવુ.

તેજ પ્રમાણે તેમનુ ચરમાવર્ત બાકી છે, વળી તેમણેજ અપૂર્વકરણ ને અનિવૃત્તિકરણ કર્યું છે એમ જાણવુ. ઉપર પ્રમાણે જેમને અભયપણુ, અદ્વેપપણુ, અને અખેદપણું પ્રાપ્ત થાય, તેમની દૃષ્ટિ ખુલે છે, અને તેમને સિદ્ધાંતનાં વાકયો પ્રાપ્ત થાય છે. એટલે સિદ્ધાંતનાં વાકયોપર તેમનેજ ખરેખરી શ્રદ્ધા હોય છે.

रिच ति ाधु ंरे, चेत;
ध्या रीरे, रिशी हे . ०

## શબ્દાર્થ.

પરિચય=સંબંધ, ( કોનો ? ) પાતિકઘાતક=પાપોનો નાશ કરનાર, સાધુશુંરે=સાધુઓથી, ( સાધુઓ સાથે ) ( તેથી શું થાય ? ) અકુશળ=અકલ્યાણકારી, મલીનતાનો અપચય=નાશ થાય, ( શાની મલીનતાનો નાશ થાય ? તો કે ) ચેત=ચિત્તની ( મનની ) ( અર્થાત્ મનમાંથી મલીનતા દૂર થાય ) ગ્રંથ=શાસ્ત્રો, અધ્યાતમ=અધ્યાત્મનો વિષય જેમાં મુખ્ય હોય તેવાં; શ્રવણ=સાંભળવું, મનન=મનમાં વિચારવું; તેમ કરીને, ( શાને માટે ? ) પરિ=સમસ્ત પ્રકારે શીલન=મળવું તે પરિશીલન, નય=નયોનું ( તેના ) હેતુ=માટે.

## ભાવાર્થ.

અંતર્ આત્મા—પાપના નાશ કરનાર સાધુ પુરૂષોનો પરિચય થતાં ચિત્તની અકલ્યાણકારી સ્થિતિનો નાશ થાય, તેથી આધ્યાત્મિક ગ્રંથના શ્રવણ અને મનનવડે પોતાનું આત્મસ્વરૂપ સમસ્તપણે પ્રાપ્ત થાય.

## પરમાર્થ.

પ્રથમ અભય, અદ્વેષ અને અખેદપણું પ્રાપ્ત થવાથી ત્રીજી ગાથામાં કહ્યા પ્રમાણે છેવટે સિદ્ધાંતનાં વાક્યોપર શ્રદ્ધા થાય.

સિદ્ધાન્તનાં વાક્યોપર શ્રદ્ધા થતાં, પાપોનો નાશ કરનારા જે સંતપુરૂષો હોય છે, તેમનો સત્સંગ થાય. સાધુ પુરૂષોના સમાગમમાં આવ્યાથી અકલ્યાણકારી અશુદ્ધ શ્રદ્ધા ચિત્તમાથી દૂર થાય અથવા ચિત્ત શુદ્ધ શ્રદ્ધાવાળું થાય, અને તેમ થતા આધ્યાત્મિક શાસ્ત્રોનુ શ્રવણ મનન કરે અને નય તથા હેતુ વિચારતાં ભગવાનના સ્વરૂપ સાથે પોતાના આત્મસ્વરૂપનુ સમસ્ત પ્રકારે સરખાપણુ લાગી પોતાને પોતાનુ સ્વરૂપ પ્રાપ્ત થાય. ( અર્થાત્ પોતાના સ્વરૂપનો મેળાપ થાય.)

**ार ोगे हो ार िपजे रे, ए ं ोइ न ाद;**
**ार ि ार ाधिये रे, ए ि ाद. ं०५**

## શબ્દાર્થ.

કારણ=જેનાથી કાર્ય થાય તે, જોગેરે=મળવાથી, કારજ=કાર્ય (કામ) નિપજેરે=થાયે રે, એમાં=એ વાતમાં, કોઇ ન વાદ=કોઇ પણ પ્રકારનો વિવાદ એટલે તકરાર નથી. પણ કારણ વિણ=જેનાથી કાર્ય થાય એવું કારણ મેળવ્યા વિના, કારજ=કામ, સાધિયે રે—જે સિદ્ધ કરવા જઈએ, એ—તો નિજ=પોતાની, મત=મતિનો, ઉનમાદ=ગાંડાપણું જાણવું.

## ાવાર્થ.

કાર્ય કરવામાં, કારણ એટલે જેનાથી કાર્ય થઈ શકે તે સાધન મળે તો કાર્ય થાય, એમાં કાંઈ વાદ નથી.

પણ કારણ મેળવ્યા વિના કાર્ય કરવાનુ ધારવું, તે માત્ર પોતાના મતનો ઉન્માદ એટલે ગાંડાપણું ધારવું. મતલબ કે જો કારણ મેળવ્યાં હોય તોજ કાર્યની સિદ્ધિ થાય.

## પરમાર્થ.

જો ઘડો કરવો હોય તો તે ઘટરૂપ કાર્ય કરવામાં ઉપાદાન કારણ માટી અને નિમિત્ત

કારણ દંડ ચક્રાદિ. એ મળે તો કર્ત્તા ( ઘડો કરનાર કુંભાર ) ઘડો બનાવી શકે. કોઇ એમ ધારે અથવા એમ જો કોઇ કહે તો તેમાં વાદ નથી, એટલે તેમ બનવું સંભવિત છે; પણ તેથી જો કોઇ ઉલટું જ કહે કે માટી, ચાક અને દંડ વિના ઘડો બનાવું, તો તે ધારવું એ માત્ર ગાંડાપણું જ છે એમ સમજવુ.

સ્વસ્વરૂપને પ્રાપ્ત કરવારૂપ, અથવા મુક્તતા પ્રાપ્ત કરવારૂપ કાર્ય કરવાનું છે. આ કાર્ય જો પરમેશ્વરના સ્વરૂપ સાથે પોતાના સ્વરૂપનું મળવુ થાય તો જ થાય તેમ છે અને તેને માટે ભગવાનના સેવા કરવી યોગ્ય છે.

ભગવાનના સેવા એ મુક્તતારૂપ કાર્ય સાધવાના કારણરૂપ છે; તેથી જો કોઇ ભગવાનના સેવારૂપ કારણ મેળવે, તો મુક્તતારૂપ કાર્ય કરી શકે છે, એમાં વાદ નથી. પણ ભગવાનની સેવાદિરૂપ કારણ મેળવ્યા વિના મુક્તતા મેળવવા ધારે, તો તેમ કરવું તે માત્ર ગાંડાપણું છે એમ ધારવું. તેથી ભગવાનની સેવામાં પણ અનુક્રમે અભય, અદ્વેષ અને અખેદીપણું પ્રાપ્ત કરી ક્રમવડે ભગવાનના સેવા મેળવી મુક્તતા પ્રાપ્ત કરવી.

**मुग्ध री सेवन ादरे रे, से ;**
**देजो दानि से ा ा रे, ंदघन रू. ० ६**

## શબ્દાર્થ.

મુગધ–ભોળા પ્રાણીઓ, સુગમ=સહેલી, કરી=ધારી, સેવન= ભગવાનની સેવાને, આદરેરે=આદરે છે (કરવા માંડે છે, પણ ) સેવન=ભગવાનની જે સેવા તે, અગમ=ન સમજાય તેવી અને, અનૂપ–જેની બીજાને પમા ન આપી શકાય તેવી છે; (તેથી) દેજો=આપજો, કદાચિત=કાઈ વખતે ( શું? ) સેવક=ચાકર, તેની યાચના=માગણી, ( શાની માગણી ? તો કે ગવાનની સેવાની ) ( કોણ આપજો ? તો કે ) હે આનંદઘનરસરૂપ !=હે આનંદના ઘાટા રસરૂપ પ્રભુ ! ( કોઇ વખત સેવા આપજો. )

## ભાવાર્થ.

અંતર આત્મા—ભોળા લોકો સંભવનાથ ભગવાનની સેવા સુગમ છે એમ ધારે છે અને તેમ ધારી સેવાને આદરે છે.

પણ ભગવાનની સેવાની તો ઉપમા પણ કોઈને આપી ન શકાય તેવી છે, એટલે તે ( સેવા ) અનુપમ અને અગમ્ય છે.

તેથી હે આનંદના સમૂહરૂપ ( આનંદઘન ) પ્રભુ ! મને કોઇક વખતે પણ આપની તેવી સેવા આપજો ! એવી મારી ( આપના સેવકની ) વિનતિ છે.

### પરમાર્થ.

પૂર્વોક્ત પ્રકારે અભય, અદ્વેપ અને અખેદીપણારૂપ પ્રથમ ભૂમિકાવાળી ભગવાનની સેવા અગમ અને નિરૂપમ છે, છતાં પણ ભોળા લોકો. તે ભગવાનની સેવા સુગમ છે એમ ધારીને તે કરવા માંડે છે, એ તેમની કેટલી મોટી ભૂલ છે, તે બતાવવા આનંદઘનજી જેવા મહાત્મા પણ ભગવાનની વિનતિ કરી યાચના કરે છે કે હે પ્રભુ ! આ ભવમા અથવા ભવાન્તરમાં પણ આપનો સેવક જે હુ, તેને આપની સેવા આપજો ! અર્થાત્ મને આપના સેવા પ્રાપ્ત થજો ! અને ભગવાનના સેવા એકવાર પ્રાપ્ત થઇ તો મુક્તતાનુ કારણ મળવાથી મુક્તતારૂપ કાર્ય થવામાં સંદેહ નથી; એમ ખાત્રી હોવાથીજ ભગવાનની પાસે સેવા આપવાની આનંદઘનજી મહારાજે વિનતિ કરી છે.

તેથી મહાત્માઓથી ભગવાનની સેવા જાણી તે પ્રાપ્ત કરવાનો મુમુક્ષુ જનોએ પ્રયત્ન કરવો યોગ્ય છે. મતિકલ્પનાથી કલ્પેલી સેવાનો આગ્રહ મોક્ષનું કારણ થાય એમ સમજવું નહિ.

---

## શ્રી અભિનંદન જિન સ્તવન.

ि ंदन ि  दरि ग्ा  रसिये, दरि ग्ा दुर्लभ देव;
भेदेरे जो  इ पूछिये, सहु थापे अहमेव. अभिनंदन० १(टे )

### શબ્દાર્થ.

અભિનંદન=ચોથા તીર્થંકર શ્રી અભિનંદન નામના ભગવાન્ જિન=રાગાદિ શત્રુઓ જેમણે જીત્યા છે તેમનું, દરિસણ=મત, શાસ્ત્ર, અથવા જોવું, તેના પ્રતિ, તરસિયે=ઇચ્છા કરીએ છીએ. ( તૃષ્ણા કરીએ છીએ ) ( ખરેખરી રીતે પ્રબળ ઈચ્છા થવી તે, દરિસણ, મત, માર્ગ અથવા દેખવું તે ) દુર્લભ=અતિ કઠણ છે. ( દુઃખે કરી પામીએ તેવું છે ) ( કોનું દર્શન તેવું છે ? તો કે ) દેવ=અભિનંદન ભગવાનનું.

મતમત ભેદેરે=જુદા જુદા દર્શનોવાળાને, જો=કદાપિ, જઈ પૂછિયે=જઇને પૂછીએ કે, ( અમારે ભગવાનનાં દર્શન કરવાં છે અથવા ભગવાનનો

ખરેખરો માર્ગ શું ? તે જાણવો છે, તો ) સહુ=બધા, થાપે=સ્થાપન કરે ( શું સ્થાપન કરે ? તો કે ) અહમેવ=અમારો માર્ગજ ભગવાનનો માર્ગ છે.

**ભાવાર્થ.**

અંતર્ આત્મા—હું અભિનંદન ભગવાનનું સ્વરૂપપ્રાપ્તિના માર્ગરૂપ દર્શન જોવા ખરેખરો આકાંક્ષી છું. ( ખરેખરો ઇચ્છક છું ) પણ ભગવાનનું દર્શન ( માર્ગ ) ઘણું દુર્લભ છે, અર્થાત્ દુ:ખે કરીને પ્રાપ્ત થાય તેવું છે. જૂદા જૂદા મતોમાં જઇને પૂછીએ કે, પ્રાપ્ત થાય તેવું ભગવાનનું દર્શન કયું છે ? તો દરેક જણ કહે છે કે અમારૂં દર્શન એટલે મત છે તેજ મોક્ષપ્રાપ્તિનો માર્ગ છે અને તેજ ભગવાનનું દર્શન છે.

**વ્યંગાર્થ.**

હું અભિનંદન ભગવાનનું એટલે શુદ્ધ આત્માનું દર્શન કરવા ઇચ્છું છું, પણ તે આત્માનું દર્શન અતિ દુર્લભ છે.

જૂદા જૂદા મતોમાં જઇને જો પૂછીએ છીએ તો દરેક મતવાળા કહે છે કે અમારા મતમાંજ યથાર્થ પ્રવૃત્તિ કરવાથી તમને આત્મદર્શન થશે એમ સૌ પોતાના મતની વિશેષતા સ્થાપન કરે છે,

**પરમાર્થ.**

ભવ્ય પ્રાણીઓ અથવા મુમુક્ષુ જનો હમેશા શુદ્ધ માર્ગ પામવાની તીવ્ર અભિલાષાવાળા હોય છે. તે માટે અભિનંદન ભગવાનનું દર્શન, અર્થાત્ જિનદર્શન પામવાને ઇચ્છે છે; પણ યથાર્થ રીતે જિનદર્શન પ્રાપ્ત થવું અતિ કઠણ છે.

જે જે ગચ્છોમાં અને મતોમાં જઇને પૂછીએ છીએ કે ભગવાનનો માર્ગ કયો ? ખરૂં જૈનદર્શન કયું ? તો દરેક મતવાળા અને દરેક ગચ્છવાળા પોતાનીજ વાત અથવા ગચ્છની પરંપરાને સ્થાપન કરે છે; એટલે કહે છે કે, અમે જે જૈનદર્શન પામ્યા છીએ અને પ્રવૃત્તિ કરીએ છીએ તેજ જૈનદર્શન છે; પણ નિષ્પક્ષપાતપણે ખરૂં જૈનદર્શન બતાવતા નથી.

**ान्ये री दरि दोहिं, नि र विशे ;**
**दमें घेर्यो रे ंधो के `, वि शी रू विलेख. ि ंदन० २.**

**શબ્દાર્થ.**

સામાન્યે= ।માન્ય પ્રકારવડે, દરિ ણ=આપનો માર્ગ અથવા ભગવાનનું દેખવું, દોહિલું=કઠણ છે અને નિરણય=નિશ્ચય, સકળ=સમસ્ત

## શબ્દાર્થ.

ઘાતી=ઘાત કરનારા—વિઘ્ન કરનારા, ડુંગર=પર્વત, આડા=વચ્ચે, અતિ ઘણા=ઘણા વધારે છે ( શામાં ? તો કે ) તુજ=તારા—તમારા, દરિસણ=દર્શન કરવારૂપ કાર્યમાં, અથવા તમારો મત જાણવારૂપ કાર્યમાં, જગનાથ=હે જગતનાના સ્વામી !—ભગવાન્ ! ધીઠાઇ=પક્કાઇ—ખધાઇ—બેદરકારી, કરી=કરીને જો, મારગ=આપે કહેલો એવો મોક્ષ પામવાનો રસ્તો તેમાં સંચરૂ=ચાલું તો, સેગુ=સોબતી—રસ્તો બતાવનાર એવો કોઇ ન સાથ=કોઇ સાથે નથી.

## ભાવાર્થ.

અંતરૂ આત્મા—હે ત્રણ જગતના નાથ ! તમારૂં દર્શન પામવામાં ઘાત કરનારા—વિઘ્નોરૂપે આડા આવનારા ઘણા પર્વતો છે.

છતાં પણ હઠ કરી જો આપના માર્ગમાં હું પ્રવૃત્તિ કરૂં, તો રસ્તો બતાવે તેવો કોઈ સંઘાત પણ સાથે નથી.

## દ્વિતીય ભાવાર્થ.

આત્મદર્શન થવામા અંતરાય કરનારા ઘાતીકર્મરૂપ ડુંગરો ઘણા આડા પડેલા છે. જ્યા સુધી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય, એ ચાર કર્મોનો ક્ષય ન થાય ત્યાંસુધી સત્ય રીતે આત્મદર્શન થાય તેમ નથી.

વળી હઠ કરી આ કર્મોનો ક્ષય કરવાના માર્ગમા પ્રવૃત્તિ કરનાર કોઇ જાણીતો સોબતી સાથે નથી.

## પરમાર્થ.

જેમ કોઇને કંઇ વસ્તુ જોવી હોય, અને જોવામા વચ્ચે કંઇપણ આડુ ન હોય—એવા અંતરાય ન હોય, તો તે વસ્તુ તેને દેખાય છે. તેમ ભગવાનનુ દર્શન કરવાની ઇચ્છાને રોકનારાં પૂર્વે કહ્યાં તેવા તથાપ્રકારના સાધનો ન મળવારૂપ વિઘ્નોરૂપી પર્વતો ઘણા ઘણા આડે આવે છે. તેથી તે વિઘ્નોરૂપી પર્વતો જ્યા સુધી દૂર ન થાય ત્યા સુધી ભગવાનનુ દર્શન થવુ કઠણ છે.

વિઘ્નોરૂપી પર્વતોને ઓળગી આપનુ દર્શન કરીશ, એમ ધારી હઠ કરીને જો હુ વિઘ્નો દૂર કરવા રૂપ પર્વતો ઓળગવાના યોગમાર્ગે પ્રવર્તુ તો માર્ગનો જાણનાર કોઇ સોબતી ભોમીઓ સાથે નથી તેથી ખેદ થાય છે

.र ण दर　　र तो ो रू, ो रणारोझ स ा ;
जेहने पिपासा हो अमृत पान ी, किम भांजे विषपा . भि ं दन ०५

## શબ્દાર્થ.

દરસણ=દર્શન ( ભગવાનનો માર્ગ, અથવા આત્માનું અવલોકન થવું તે ખરૂં દર્શન, પણ ફક્ત ) દરસણ=દર્શન શબ્દ માત્ર, રટતો=બોલતો-વારંવાર બોલતો, જો ફરૂં=જો ફર્યા કરૂં તો, રણરોઝ=જંગલના રોઝ જનાવર, સમાન=જેવો હું થાઉં. ( અર્થાત્ માત્ર શબ્દોચ્ચારથી સિદ્ધિ નથી ) કેમકે, જેહને=જેને, પિપાસા હો=તૃષા-તરસ, અમૃત પાનની=અમૃત પીવાની હોય, તે તરસ, કેમ ભાંજે=શી રીતે મટે ? (શાથી, તો કે) વિષપાન=ઝેર પીવાથી.

## ભાવાર્થ.

અંતર આત્મા-“ દર્શન દર્શન ” આ શબ્દ માત્ર જો હું બોલતો ફરૂં, તો જંગલી રોઝ નામના જનાવરની ઉપમાને પામું; પણ તેથી કંઇ આપનું દર્શન પ્રાપ્ત થઇ શકે નહિ.

જેને અમૃત પીવાની ઇચ્છા હોય તે ઝેર પીધે શી રીતે તૃપ્ત થાય ?

## પરમાર્થ.

હે અભિનંદન પ્રભુ ! આપના દર્શનના પૂર્વોક્ત પ્રકારે અપ્રાપ્તિ જાણીને વેષધારી જૈન દર્શનીઓથી અથવા અન્ય દર્શનીઓથી આપનું જૈનદર્શન પ્રાપ્ત કરવા પૂછતો ફરૂં તો ( જૈન દર્શનાભાસરૂપ મત પ્રકટ છતાં પણ ) મને જિન દર્શન થતું નથી એમ ધારી લોકો મને રણના રોઝના ઉપમા આપે.

અને આ રીતે જૈનદર્શન સત્ય પ્રકારે પ્રાપ્ત થવાને બદલે, અન્ય મતવાદીઓ અથવા જૈન-દર્શનાભાસ રૂપ વેષધારીઓ મારા મનમાં નયોની ભંગજાળ અથવા અન્ય પ્રકારે કાંઇ શલ્ય બેસાડી આપે તો હાલમાં મારી જે શ્રદ્ધા છે તેના બદલે અશ્રદ્ધા થાય અને અન્ય મતને આદરી જૈન-મતના નિંદા અથવા હેલના કરવારૂપ કાર્યમાં જો પ્રવર્તું, તો તે રૂપ ઝેર પીવાથી દર્શનપ્રાપ્તિ-રૂપ અમૃત પીવાની તરશ છીપે નહિ. તેથી “ દર્શન દર્શન” એમ ઠેકાણે ઠેકાણે પૂછવાથી અથવા બોલતા ફરવાથી પણ કાંઇ વળે તેમ નથી.

आवे हो जी तणो, ीजे जो दरि
दरि ाथकी, ा ंदघ हारा .

## શબ્દાર્થ.

તરસ=ત્રાસ=દુઃખ, ન આવે હો=ન થાય, મરણ વનતણો=મરવાનો

કે જન્મવાનો, ( શાથી ત્રાસ ન થાય ? ) સીજે જો=થાય જો,( શું થાય ? તો કે ) દરસણ કાજ=ભગવાનનું દર્શન થવા રૂપ કામ થાય તો ( મરણ જીવનનો ત્રાસ ન આવે ).

દરિસણ=ભગવાનનુ દર્શન, દુર્લભ=દુઃખે પામવા યોગ્ય=કઠણ છે, પણ સુલભ=સુખે પામવા યોગ્ય થાય છે. (શાથી ? તો કે ) કૃપાથકી=માત્ર મહેરબાનીથી, ( કોની કૃપાથી ? તો કે ) આનંદઘન મહારાજ=આનંદના સમૂહરૂપ ભગવાનની.

ભાવાર્થ.

અંતર આત્મા–હે પ્રભુ ! જો આપનું દર્શન પ્રાપ્ત થાય તો મરણનો અને જીવનનો (જન્મનો ) ત્રાસ ન આવે.

જો કે પૂર્વોકત પ્રકારે દર્શન પામવું કઠણ છે તોપણ માત્ર આપની કૃપાથી દર્શન પ્રાપ્ત થાય તેમ છે. ( માટે હે આનંદઘન પ્રભુ ! મને આપનુ દર્શન પ્રાપ્ત કરાવો. )

પરમાર્થ.

હે જ્ઞાનાનંદના સઘનપણા સહિત આનંદઘન પ્રભુ ! જો આપના કૃપાથી સ્વરૂપજ્ઞાન થાય તો તે જૈનદર્શનથી અભેદ છે; એટલે સ્વરૂપજ્ઞાન થાય તો જૈનદર્શન પ્રાપ્ત થયુ જાણવુ અને એકવાર જો જૈનદર્શન પ્રાપ્ત થાય તો જન્મમરણનો ભય મટે અને મુક્તતા પ્રાપ્ત થાય. જો કે બીજી રીતે દર્શન પામવુ કઠણ છે, પણ જો આપની કૃપા થાય તો જૈનદર્શન પામવુ સુલભ છે. અને તે વિના બીજો રસ્તો નથી. માટે હે પ્રભુ ! આપને વિનતિ કરૂં છું કે મને આપનુ દર્શન કરાવો. ( એવો વ્યંગ્યાર્થ છે. )

---

# શ્રી સુમતિનાથ ભગવાનનું સ્તવન.

---

ति चरण । र ।, दर । मञ्रा ।र; सुग ।ा०
ति र । ीह्, रि र सुविचार.
सुग ।नी० ( टेक ) १

શબ્દાર્થ.

સુમતિ=પાંચમા તીર્થંકર ભગવાન્ સુમતિનાથ મહારાજના, ચરણકજ=

ચરણકમળમાં, આતમ=આત્માની, અરપણા=અર્પણ કરવું તે, ( યોગ્ય છે. ) ( ભગવાન્ કેવા છે ? તો કે ) દરપણ=આરસી, જિમ=જેવા, અવિકાર=વિકાર-રહિત છે. મતિ=બુદ્ધિની, તરપણ=તૃપ્તિ, બહુસંમત=ઘણા ણા માને છે, જાણીએ=એમ જાણીએ છીએ, પણ આ વિચારથી, પરિસરપણ=પા । ઓસરવું, તે પણ, સુવિચાર=સારો વિચાર છે.

## અર્થાન્તર.

સુમતિ=પાંચમા તીર્થંકર સુમતિનાથના, ચરણકજ=ચરણકમળમાં, આતમ અરપણા આત્માનું અર્પણ કરવું તે, ( ચરણકમળ કેવા છે ? તો કે ) દરપણ જિમ=આરસીની માફક, અવિકાર=વિકાર રહિત છે. ( એવા ચરણ-કમળમાં આત્માનું અર્પણ કરવું; તેથી ) મતિ=બુદ્ધિનું તરપણ=તૃપ્તિ–પુષ્ટિ ( થાય છે, એ વાત ) બહુસંમત=ઘણા જણાઓએ માન્ય રાખેલી છે, એમ, જાણીએ=જાણવું. ( વળી ) પરિ રપણ=ફેલાવો, ( થાય છે. કોનો ? તો કે ) સુવિચાર=સારા વિચારોનો.

## ।વા ◌ૅ.

દર્પણ જેવા અવિકારી સુમતિનાથ ભગવાનના ચરણકમળમાં આત્મઅર્પણ કરવું ( યોગ્ય છે. )

બુદ્ધિની તૃપ્તિ એ " આત્મઅર્પણ " એમ ઘણાઓનું માનવું છે, પણ આ વિચારથી પાછા હઠવું તેજ સારો વિચાર છે.

## દ્વિતીય ।વાર્થ.

સુમતિનાથ ભગવાન જેમ કૈવલ્યજ્ઞાનથી આરિસાની પેઠે સમસ્ત પદાર્થોનું પોતામાં પ્રતિબિંબિત થયેલ જાણે છે અથવા આરિસામાં શુભાશુભ, શીત, ઉષ્ણ વિગેરે પદાર્થોનું પ્રતિબિંબ પડતા આરિસો જેમ વિકારવાન થતો નથી, તેમ ભગવાન પણ વિકારવાન થતા નથી. આવા સુમતિનાથ ભગવાનના ચરણકમળમાં આત્માનું અર્પણ કરવું ( યોગ્ય છે; ) એટલે તદાકાર થઇ આવા સુમતિનાથ ભગવાનના ચિંતવન અથવા ધ્યાનવડે સ્વરૂપ વિચારવું યોગ્ય છે; અને તેજ આત્મઅર્પણ કહેવાય છે.

બુદ્ધિની તૃપ્તિ, તે આત્મઅર્પણ; તેવું બહુસંમત કહેતાં ઘણા મતવાળા-ઓને કબુલ છે; અર્થાત્ ઘણા મતવાળાઓ બુદ્ધિની તૃપ્તિ એટલે ( બુદ્ધિનો છેવટે

આત્મામાં લય ) તેને આત્મઅર્પણ કહે છે એમ જાણીએ છીએ; તેથી તે વિચારથી પાછા હઠવું, એટલે તે વિચાર બરાબર નથી એમ જે જાણવું તે સારો વિચાર છે.

## તૃતીય ભાવાર્થ.

સુમતિનાથ ભગવાનના આરસી જેવા સ્વચ્છ ચરણકમળમાં આત્માને અર્પણ કરવામાં બુદ્ધિની તર્પણા એટલે પુષ્ટિ થાય છે, તેથી તે બુદ્ધિ ઘણા લોકોને સંમત એટલે માનવા યોગ્ય થાય છે, તથા સારા વિચારોનું પરિસરપણ એટલે ફેલાવો થતો રહે છે.

## પરમાર્થ.

સુમતિનાથભગવાનના ચરણકમળમાં આત્મઅર્પણ કરવુ તેજ મુક્તતા પ્રાપ્ત કરવાનું સાધન છે. આ આત્મઅર્પણ શી રીતે કરવુ તે સ્તવનામાં આગળ બતાવશે; પણ બીજાઓ જે પ્રકારે આત્મઅર્પણ ધારે છે તે પ્રકાર બરાબર નથી એમ આ ગાથામાં બતાવ્યું છે. હવે આત્માના પ્રકારો બતાવી તેનો માર્ગ બતાવશે.

## દ્વિતીય પરમાર્થ.

સુમતિનાથના ચરણકમળરૂપ આરસીમાં આત્મઅર્પણ કર્યાથી મતિ સુધરે છે અને ઉત્તમ પ્રકારના વિચારનો ફેલાવો થવા પામે છે, કારણ કે મૂળે આત્મદ્રવ્ય પ્રકાશમય છે, અને તે આરસી જેવા પ્રકાશવર્ધક ચરણકમળમાં અર્પિત થાય છે, એટલે તેનાં મતિ તથા વિચારરૂપી કિરણો વધુ ફેલાવો પામેજ.

**ि विध क नुधर ा ा, हिरा म धुरि भेद; ग्य ाा०**
**ाा ो ं र ाr ा ाी रो, र ा ि छेद. ग ा ाा० २**

## શબ્દાર્થ.

ત્રિવિધ=ત્રણ પ્રકારનો, સકળ=બધા, તનુધર=શરીરને ધારણ કરનાર પ્રાણીઓમાં, ગત=રહેલો, આત્મા=જીવાત્મા છે. બહિરાતમ=બહિરાત્મા નામનો ધુરિ=પેહેલો, ભેદ=પ્રકાર છે. બીજો અંતર આત્મા=બીજો ભેદ તે અંતર આત્મા, તીસરો=ત્રીજો ભેદ પરમાત્મા=પરમાત્મા નામે, અવિછેદ=વિભાગ વિનાનો જાણવો.

## ભાવાર્થ.

શરીરને ધારણ કરનારા દેહધારીઓનો આત્મા ત્રણ પ્રકારનો છે. તેમાં

બહિરાત્મા છે તે પેહેલો ભેદ; બીજો અંતર આત્મા, અને ત્રીજો ભેદ પરમાત્મા છે કે જે અવિચ્છેદ એટલે અવિનાશી છે.

### પરમાર્થ.

મુકતતા પ્રાપ્ત થયા પહેલાં બધા આત્મા શરીરવાળા હોય છે. અને તે શરીરવાળા આત્માને આશ્રી ભેદો કહેવામાં આવે છે. સ્વરૂપયુકત આત્મા અથવા સિદ્ધ ભગવાનનો આત્મા સ્વરૂપથી એક હોવાથી, તેમાં ભેદના કલ્પના નથી, તેથી શરીરવાળા આત્મામાં બહિરાત્મા, અંતરઆત્મા, અને પરમાત્મા એ ત્રણ ભેદો કહ્યા છે.

**आतमबुद्धे दिक ग्रह्यो, बहि ; ानी०**
**ादिकनो ाधर रह्यो, र रूप. ानी० ३**

### શબ્દાર્થ.

ાતમ=આત્માની, દ્ધે=બુદ્ધિથી, કાયાદિક=શરીર આદિ, ગ્ર ા=ગ્રહણ કરાયો ( અર્થાત્ શરીર એજ આત્મા છે એમ જે સમજે છે તે. ) બહિરાતમ=બહિરાત્મા, ( કેવો ? તો કે ) અઘરૂપ=પાપરૂપ જાણવો.

કાયાદિકનો=શરીર આદિકનો, સાખીધર ર ો=સા ી થઇ ર લો, ( રીર આદિકથી ભિન્ન, પણ તેમાં સાક્ષીરૂપે રહેલો જે જાણે, તેને ) અંતર આતમરૂપ જાણવો.

### ાવાર્થ.

હે સુમતિ ! આત્માની બુદ્ધિથી જેણે કાયાદિકનું ગ્રહણ કર્યું તે પાપરૂપ બહિરાત્મા જાણવો.

પણ આત્મા કાયાદિકનો સાક્ષીદાર થઈને રહેલો છે એમ જે જાણે છે તે અંતર આત્મારૂપ છે.

### પરમાર્થ.

જે શરીરને જ આત્મા માને છે, એટલે શરીરથી આત્માને જૂદો માનતો નથી તે પાપરૂપ બહિરાત્મા છે. શરીરે સુખી તો પોતે સુખી છે અને શરીરે દુઃખી તો પોતે દુઃખી છે તે માત્ર શરીરને અર્થે પ્રવૃત્તિ કરે છે, અને પ્રવૃત્તિથી મુક્ત થવાને બદલે બંધાય છે, એટલે પોતે મિથ્યાજ્ઞાનથી પાપરૂપ થાય છે. માટે બહિરાત્માને પાપરૂપ ગણેલો છે. દૃશ્ય ( દ્રવ્ય ) દેહથી વ્યતિરિક્ત આત્મા, એવો અન્ય પદાર્થ ન માનનાર સ્વર્ગ, નરક કઇ રીતે માની શકે ? અને બળી ગયેલા અથવા અત્ર નષ્ટ થઇ ગયેલા દેહનો પુનર્ભવ પણ કેમ કલ્પી શકે ? આમ હોવાથી પાપપુણ્યનો

વિવેક પણ આવા દેહાત્મવાદી એટલે દેહને આત્મા માનનારને હોતો નથી, તેથી બહિરાત્મા પાપરૂપ છે એમ કહેવું યથાર્થ લાગે છે.

જે પ્રાણી શરીરથી આત્માને ભિન્ન માની શરીરની ક્રિયાનો તેને સાક્ષી માને છે, એટલે અહંકારથી પોતાને કાર્યનો કર્તા માનતો નથી, પણ પોતાને પૂર્વોપાર્જિત કર્મો ભોગવતાં તટસ્થ સાક્ષી તરીકે માને છે તે પોતે અંતરઆત્મરૂપ છે.

અંતરઆત્મપણું પ્રાપ્ત થવું તે ખરેખરૂં કઠણ છે. જેમ સાક્ષીદાર, વાદી પ્રતિવાદીથી જૂદો હોવાથી તેને શરીરના જય-પરાજયથી હર્ષ-શોકનું પ્રબળપણું હોતું નથી, તેમ અંતર આત્મા પોતાને શરીરને સુખે સુખી, તેમજ શરીરને દુઃખે દુઃખી માનતો ન હોવાથી જીવતાં થકાં જીવન મુક્તતાનું સુખ ભોગવી, મરણ બાદ જો આયુષ્યનો બંધ પડ્યો ન હોય તો વિદેહમુક્ત થાય છે; અથવા કાંઇક કર્મો જો ભોગવવાનાં બાકી રહી ગયેલાં હોય તો, બીજે અથવા ત્રીજે ભવે અવશ્ય પોતાના શુદ્ધ સ્વરૂપને પામે છે.

આ પ્રમાણે જે પ્રાણી આત્માને કાયાદિકનો સાક્ષી અને કાયાદિકથી ભિન્ન માને છે તેને અંતરાત્મા જાણવો.

કેટલીક વખતે આવું અંતરઆત્મપણું પામેલા ( યોગીઓ ) યોગ ક્રિયાથી બ્રહ્મરંધ્ર અથવા દશમે દ્વારે આત્માને સ્થાપે, અને પછી મારા વિના આ શરીર સજીવ છે કે નિર્જીવ છે? તે *( ભ્રાન્તિ પામી જુએ ) અને પોતાને ભિન્ન જાણી કાયાદિકથી નિર્મમત્વી રહે. આવો સ્વસ્વરૂપનો જ્ઞાતા તે અંતર આત્મા જાણવો.

**ज्ञा । दे हो पूर ो, र्जि ाधि; ग्या ी०**
**तींद्रिय गु णि । रू, ई र । ाध. ग्या ी ४**

### શબ્દાર્થ.

જ્ઞાનાનંદે હો=વિદ્યાનો આનંદ=પરમાનંદ, તેનાથી, પૂરણ=સંપૂર્ણતાને પામેલો, પાવનો=પવિત્ર, વળી વર્જિત=વિનાનો, ( શા વિનાનો ? તોકે ) સકળ=સમગ્ર-બધી, ઉપાધ=જેનાથી દુઃખ થાય-સંકલેશ થાય, એવી તમામ પૌદ્‌ગલિક વસ્તુઓ=એટલે આત્મા સિવાયની અન્ય શરીરાદિક વસ્તુઓ તે ઉપાધ, ( તેણે કરી રાહત, એવો ) વળી, અતીંદ્રિય=ઇંદ્રિયોથી ન જણાય તેવો ગુણગણમણિ=ગુણોના સમૂહરૂપી જે મણિઓ, તેનો, આગરૂ=આગર-ખાણ, ઈમ=એવો જે આત્મા, તે, પરમાતમ=પરમાત્મા-પરમેશ્વર-ભગવાન્, સાધ=જાણ-સિદ્ધ કર-મેળવ.

* આ ઉપર જણાવ્યા તેમાંના છેલ્લા વિચારો ટબાકાર શ્રી જ્ઞાનવિમલસૂરિજીના વિચારને અનુસરી ટાંક્યા છે.

## ભાવાર્થ.

જ્ઞાન થવાથી થયેલા આનંદવડે કરીને પરિપૂર્ણ, પવિત્ર, તેમ બાહ્ય અને અભ્યંતરની સમસ્ત ઉપાધિઓથી અળગો થયેલો, તેમજ ઇંદ્રિયોથી પણ દૂર થયેલો, તે અતીંદ્રિય, તેમજ ગુણોનો સમૂહ, તેની ખાણ, તેમને પરમાત્મા જાણી, અને હે ચૈતન્ય ! તું આ પૂર્વોક્ત ગુણોવાળું પરમાત્મપણું સાધ.

## પરમાર્થ.

બહિરાત્મપણે શરીરને આત્મા માની, ઇંદ્રિયજિત અથવા મનઃકલ્પિત સુખથી જે આનંદ થાય, તે અલ્પકાલિન હોય છે. અને તેથી હમેશ સુખ આનંદ મેળવવાની તૃષ્ણા રહ્યા કરે છે; તેટલા માટે પોતામાં પરિપૂર્ણપણુ કદી પણ ભાસતુ નથી, પણ જ્યારે સ્વરૂપનું જ્ઞાન થાય છે, ત્યારે પોતામાંજ તમામ ઐશ્વર્ય દેખાય છે, અને કઇ પણ અન્ય વસ્તુ મેળવવાની ઇચ્છા રહેતી નથી. તેમ આત્મામાં આનંદ અથવા અનંત સુખ નામનો જે ગુણ છે તે પ્રકટે છે. એટલે સ્વરૂપના જ્ઞાનથી થયેલો આત્માનંદ અથવા બ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે, અને તેથી કોઇ પણ અન્ય વસ્તુની ઇચ્છા રહેતી નથી, તેમ જ્ઞાનાનંદથી પરિપૂર્ણતા પ્રાપ્ત થાય છે અને તેવી પરિપૂર્ણતાવાળો પવિત્ર ગણાય છે. વળી જેને જ્ઞાનાનંદ પ્રાપ્ત થયો છે તેવા પરિપૂર્ણતા પામેલા પ્રાણીને ઉપાધિ હોવાનો સંભવજ રહેતો નથી. કારણ કે જે ઉપાધિવાન્ હોય તે જ્ઞાનાનંદે પરિપૂર્ણ હોઇ શકે નહી, તેથી પરમાત્મા સર્વ પ્રકારની ઉપાધિથી વર્જિત હોય છે.

શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ ઇત્યાદિ ઇંદ્રિયજનિત ગુણોના અભાવથી જ્ઞાન, દર્શનાદિ અતીંદ્રિય ગુણો પ્રગટે છે, અને અતીંદ્રિય ગુણો અનંત છે તેથી પરમાત્મા અતીંદ્રિય ગુણોના સમૂહરૂપ મણિઓની ખાણ છે.

આવા ગુણોએ કરીને જે યુક્ત હોય તે પરમાત્મા. હે સુમતિ ! હે અંતરઆત્માપણું પામેલા મુમુક્ષુ ! આવું પરમાત્મપણુ સિદ્ધ કરવા યોગ્ય છે: અને એ પરમાત્મપણું સિદ્ધ કરવાને તું—આત્મા જ યોગ્ય છે.

**हिरा ं र ा ,रू थई ारभा ; ग ा ाि०**
**र ं हो ; र दा . ा ा. ५**

## શબ્દાર્થ.

બહિરાતમ=શરીરને આત્મા માનવારૂપ બહિરાત્મપણું તે તજ=ત્યાગ કરી ( શી રીતે બહિરાત્મપણું તજાય ? તે કહે છે કે ) ંતર આતમરૂપ થઇ કાયાનો સાક્ષી થવું, શરીરથી આત્માને ભિન્ન માનવો; તે રૂપ થઇ એટલે શરીરથી ભિન્ન આત્મારૂપે થઇને બહિરાત્મપણું તજ. ( પછી ) પરમાતમનું

જે ઉપલી ગાથામાં કહ્યું તે પરમાત્માનું, આતમ=સ્વરૂપ, (પોતાના આત્મામાં) ભાવવું=વિચારવું—હું પરમાત્મા જેવો છું એમ વિચારવું તે, આતમઅરપણ=આત્માર્પણ, દાવ=ઉત્તમ ઉપાય કરવારૂપ કાર્ય જાણવું.

## ભાવાર્થ.

બહિરાતમપણું તજી અંતરઆત્મારૂપ થઇ, સ્થિર ભાવથી પરમાત્માનું સ્વરૂપ પોતાના આત્મામા ભાવવુ તે આત્મા અર્પણનો ઉપાય છે.

## પરમાર્થ.

બહિરાતમપણુ એટલે શરીરને આત્મા માનવાપણુ. તે છોડી દઇને, શરીરથી આત્મા ભિન્ન છે એમ નિશ્ચયપૂર્વક પોતાને શરીરના ક્રિયાનો અથવા કાયાદિકનો સાક્ષી માનવો, અને દરેક ક્રિયા કરતાં, અહંતા તથા મમતાના ત્યાગપૂર્વક પોતે પોતાને તટસ્થ સાક્ષી નરિંક ગણવો. આ આદિ ગુરૂગમથી વિશેષ વાત જાણી તે પ્રમાણે અંતરઆત્મારૂપ થઇ પ્રવોક્ત પ્રકારે પરમાત્માના ગુણો અથવા પરમાત્માનુ સ્વરૂપ પોતાના આત્મામાં ચિંતવવુ. આ કામ કરવાથી પરમાત્માપણુ પ્રાપ્ત થશે એટલે પરમાત્મામાં આત્માનુ અર્પણ થશે, આત્મ અર્પણ કરવાનો આ૰ ઉત્તમ ઇલાજ છે.

**र स्तु विचार ां, र टळे मति दो ; सुग्यानी०**
**.ारथ ं ि ं जे, ानं .घनरस पोष. सुग्यानी० ६**

## શબ્દાર્થ.

આતમઅરપણ=આત્માને ભગવાનને અરપણ કરવારૂપ, વસ્તુ=તત્વ-પદાર્થને વિચારતાં—વિચાર કરતાં ભરમ ટળે સંશય મટે, (સંશય એ શું છે? તો કે) મતિ=બુદ્ધિ, તેના, દોષ=દૂષણ છે. (અને તેથી) પરમપદારથ=મોક્ષ તે રૂપ સંપત્તિ=ઋદ્ધિ, સંપજે=પ્રકટે. (કેવી ઋદ્ધિ પ્રકટ થાય ? તો કે) આનંદ ઘનરસ=આત્માનંદ સમુદાય, તેનો રસ, તેને પોષ=પોષનારી પ્રાપ્ત થાય.

## ભાવાર્થ.

પૂર્વોક્ત આત્મઅર્પણ રૂપ વસ્તુનો વિચાર કરતાં ભ્રમરૂપ બુદ્ધિનો દોષ ટળે અને તેથી પરમ પદાર્થ જે મોક્ષ તે રૂપી સંપત્તિ ઉત્પન્ન થાય અને તેથી આનંદના સમૂહરૂપ રસનુ પોષણ થાય.

## પરમાર્થ.

પ્રથમ આત્મઅર્પણ કહ્યા પછી આત્માના ભેદ કહ્યા, તેથી શરીરને આત્મા માનવારૂપ

બુદ્ધિનો દોષ ટળે અથવા આત્માથી પરવસ્તુને પોતાની માનવારૂપ, અહંતા મમતાથી ઉત્પન્ન થયેલી તૃષ્ણાને વારે. અનેક વસ્તુઓના સંબંધથી સુખની કલ્પના કરવારૂપ બુદ્ધિની ભ્રાન્તિ ટળી જાય અને એ રીતે અંતરઆત્મપણું પ્રાપ્ત થતાં કહેલા પ્રકારે આત્મામાં પરમાત્માનું ભાવવુ થવાથી આત્મા પરમાત્મરૂપ થાય અને તેથી આનંદરસના સમૂહની પુષ્ટિરૂપ જે પરમ પદાર્થ–અનિર્વચનીય મુક્તતા–અથવા મોક્ષ તે ઉત્પન્ન થાય ( મુક્તતા પ્રાપ્ત થાય. ) માટે આત્મઅપણરૂપ વસ્તુ વિચારવા યોગ્ય છે એ તાત્પર્ય સમજવો.

—❧ ☙—

# શ્રી પદ્મપ્રભ ભગવાનનું સ્તવન.

•

ડ્રિ ંतरुंरे, वि ंजे ं ?
वेपाके ोईनेरे, ोई कहे ि ं . ० (टे )१

### શબ્દાર્થ.

પદ્મપ્ર િ ન=હે છઠ્ઠા તીર્થંકર શ્રી પદ્મપ્રભ નામના જિનેશ્વર ભગવાન, તુજ=આપનું, ને મુજ=મારૂં, આંતરૂંરે=આંતરો–ફેર, કિમ=કઇ રીતે ? ંજે=ભાંગે; ગવંત=હે ભગવન્ ! ( શી રીતે તમારા અને મારા વચ્ચેનો ફેર મટે ? )

કરમવિપાક--પૂર્વે મન, વચન અને કાયાવડે કરેલી ક્રિયાથી આત્મપ્રદેશ સાથે, તે તે ક્રિયાનું ફળ આપવારૂપ મળેલા કાર્મણ પુર્ગલો તે ફળ આપવા તત્પર થાય, અને ફળ આપી રહે, તેને કર્મવિપાક કહીએ. તેનાવડે કારણ જોઇને=તે કર્મપુર્ગલના સંબંધરૂપ કારણને જોઇને, કોઈ કહે મતિમંત=કોઇ જ્ઞાની બુદ્ધિવાને ઉપરના પ્રશ્નનો ઉત્તર આપ્યો કે, કર્મવિપાકે ભગવાનનું અને તમારૂં અંતર ંગે.

### ાવાર્થ.

અંતરઆત્મા—હે પદ્મપ્રભુ પરમેશ્વર ! તમારા અને મારા વચ્ચે જે અંતર પડ્યો છે તે શી રીતે ભાંગે ? આ પ્રશ્નના જવાબમાં કોઈ બુદ્ધિવાન કારણને જોઇને એમ કહે છે કે કર્મવિપાકે આ અંતર ભાંગે.

પરમાર્થ.

છઠ્ઠા પદ્મપ્રભ તીર્થંકર ભગવાનની સ્તુતિ કરતા પરમાત્મપણુ પામવાના ઇચ્છક, એવા આનદઘનજી મહારાજ પ્રશ્ન કરે છે કે, આત્મત્વપણે ભગવાન્ અને હુ સરખા છતાં ભગવાન્ કૃતકૃત્ય થઇ જન્મમરણના ભયથી છુટી અનત ઋદ્ધિ પામ્યા--અર્થાત્ પરમાત્મપણું પામ્ય; અને હુ તો જેવો ને તેવો ભવભ્રમણ કરતો રહ્યો. ભગવાનના અને મારી વચ્ચે જે અતર પડ્યો છે, તે કઇ રીતે ભાગે ? એટલે કે હુ પરમાત્મપણુ કઇ રીતે પામુ ?

કારણ ઉપરથી કાર્યનુ અનુમાન કરનાર એવો કોઇ બુદ્ધિવાન્ આ પ્રશ્નનો એવો ઉત્તર આપે છે કે કર્મનો વિપાક થયે છતે તમારૂ અને ભગવાનના વચ્ચેનુ અતર મટી જાય. એટલે કે જ્યાસુધી મિથ્યાત્વ, અવિરતિ, કપાય અને યોગ હોય ત્યાંસુધી કર્મબધ છે અને ભગવાનને પૂર્વોક્ત ચારે કર્મબધનના કારણો નથી. તેથી જ્યારે તમારા જ્ઞાનાવરણીય આદિ બાંધેલા કર્મોનો ક્ષય થશે, અને નવાં કર્મો બાંધવાનાં કારણો નાશ પામશે, ત્યારેજ તમારા અને ભગવાનના વચ્ચેનો અતર ભાંગી જશે.

**पइ ठिई अणुभाग देशथीरे, उत्तर बहु भेद;**
**घाती अघाती हो बंधोदय उदीरणारे, सत्ता कर विछेद. प्र० २**

**પયઇ=પ્રકૃતિ,-કર્મનો સ્વભાવ, ઠિઇ=સ્થિતિ-કર્મ ઉદય આવવામાં અથવા ઉદયમાં રહેવાનુ કાયમાન, અણુભાગ=રસ-કર્મનું જોર, પ્રદેશ=કર્મ-સમુદાયનો વિભાગ, મૂળ=મુખ્ય, ઉત્તર=પેટાના, બહુ=ઘણા, ભેદ=વિભાગો છે. વળી ઘાતી=આત્માના મૂળ ગુણનો નાશ કરે તે, અઘાતી હો=મૂળ ગુણનો નાશ ન કરે તેવાં, બધ=આત્મપ્રદેશ સાથે કર્મપુદ્ગળનું મળવું, ઉદય=આત્મા સાથે મળેલાં કર્મપુદ્ગલોનો ફળ આપવાનો પ્રવૃત્તિકાળ. ઉદીરણા=કર્મપુદ્ગલોને ફળ આપવા માટે પ્રવર્તવાની પ્રેરણા કરવી તે, સત્તા=કર્મપુદ્ગલો ફળ આપ્યાવિના આત્મા સાથે જોડાઇ રહેલા હોય તે. ( છેલ્લે સરવાળે આવા બધી સ્થિતિવાળા ) કર્મ=આઠે કર્મોનો વિચ્છેદ=નાશ, ( જ્યારે થાય ત્યારે ટળી જશે. )**

ભાવાર્થ.

કર્મની પ્રકૃતિ, સ્થિતિ, અણુભાગ, અને પ્રદેશબંધ, તેમાં પણ મૂળભેદ અને ઉત્તરભેદ ઘણા છે. વળી તેમા પણ ઘાતીકર્મો અને અઘાતીકર્મોનો ભેદ, આ બધાના બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા એમ ભેદ પડે છે તે બધાનો જ્યારે વિચ્છેદ થાય ત્યારે પદ્મપ્રભુ ભગવાનનું અને તમારૂં અંતર ભાંગે એમ મતિમાનો કહે છે.

## પરમાર્થ.

પ્રકૃતિ એટલે સ્વભાવ. સ્થિતિ, અનુભાગ અને પ્રદેશનો સમુદાય. આ ત્રણેના ભેગા થવાથી કર્મની ફળ આપવાની જૂદી જૂદી શક્તિ પ્રમાણે તેના જૂદા જૂદા પ્રકાર થાય છે. આવા અનંત પ્રકારો થઇ શકે છે, પણ મુખ્યતાએ તેવા આઠ પ્રકારો કહ્યા છે, અને ઉત્તર પ્રકૃતિ અથવા પ્રકાર ૧૫૮ થાય છે.

સ્થિતિ એટલે કર્મનો બંધ રહેવાનો કાળ. કોમળ અથવા તીવ્ર આદિ અધ્યવસાય વિશેષથી ગ્રહણ કરેલાં કર્મદળો જેવા અધ્યવસાયથી ગ્રહણ થયાં હોય તેવા પ્રમાણમાં રહી શકે છે. જેમકે તીવ્ર અધ્યવસાય વા પરિણામથી બંધાયેલ કર્મની સ્થિતિ એટલે કાળમાન લાંબુ હોય છે. આ કાળમાનને સ્થિતિ કહે છે. ( સ્થિતિ એટલે કાળમાન. )

અનુભાગ એટલે રસ. કર્મપુદ્‌ગલમાં શુભ અથવા અશુભ ફળ આપવાની શકિત; અથવા અન્ય ગુણનો ઘાત કરવાની અથવા ઘાત કર્યા વિના રહેવાની શકિતરૂપ રસ તે અનુભાગ.

પ્રદેશ, એટલે સ્થિતિ અને રસ, એ બેની અપેક્ષા વિના કર્મપુદ્‌ગલના દળનું જે ગ્રહણ તે પ્રદેશ—એટલે કર્મપુદ્‌ગલનો સૂક્ષ્મ વિભાગ. આવા સૂક્ષ્મ વિભાગો કોઇ કર્મમાં વિશેષ હોય અને કોઇમાં અલ્પ હોય તેને પ્રદેશ કહીએ.

કર્મબંધના ચાર પ્રકારો જાણવા. તેનાં મૂળ ૮ ભેદ, અને ઉત્તર ભેદ ૧૫૮ કર્મપ્રકૃતિના જાણવા.

આ મૂળ આઠ ભેદોમાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય—આ ચારે આત્મગુણનો ઘાત કરનાર હોવાથી તેમને " ઘાતી " એવી સંજ્ઞા આપેલી છે.

આ શિવાયના વેદનીય, આયુ, નામ અને ગોત્ર, એ ચારેને આત્મગુણનો ઘાત કરનાર ન હોવાથી " અઘાતી " એવું નામ આપેલું છે.

આ શિવાય આત્માના શુભાશુભ અધ્યવસાયથી કર્મફળનું ગ્રહણ થાય છે. જ્યારે પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશથી કર્મ બંધાય છે, ત્યારે તેને " બંધ " કહે છે.

આ બાંધેલાં કર્મો જ્યારે ફળ આપે છે, ત્યારે કર્મનો ઉદય છે એમ કહેવાય છે; અર્થાત ફળ આપવાને પ્રવર્તેલાં કર્મો ઉદયવાળાં કહેવાય છે.

જ્યારે કર્મો ફળ આપવાને પ્રવર્તેલાં ન હોય, ત્યારે સ્વસ્થ બેઠેલા સિંહને શિકારીઓ જેમ છેડીને યુદ્ધને માટે પ્રવર્તાવે છે, તેમ કર્મોને ફળ આપવા પ્રવર્તાવવાં, અથવા કર્મોને નિવૃત્ત કરવા માટે ભોગવી લેવાને પ્રેરણા કરી સન્મુખ કરવાં તેને ઉદીરણા કહે છે. ( ઉદીરણા એટલે પ્રેરણા, કર્મોને ફળ આપવાની પ્રેરણા કરવી, તે ઉદીરણા કરી એમ કહેવાય છે. )

જ્યારે કર્મો ફળ આપવાને ન પ્રવર્ત્યા હોય, અને તેમને તેમ કરવાની પ્રેરણા પણ ન થઇ હોય, તેવી સ્થિતિમાં રહેલાં અને ફળ આપવાની શકિતવાળાં કર્મોની સ્થિતિ, તે "સત્તા" કહેવાય છે.

આ કર્મોના વર્ણનનું મુખ્ય શાસ્ત્ર જે " કર્મગ્રંથ " તેનાથી વિશેષ વિસ્તાર જાણી લેવો.

પૂર્વોક્ત પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશ તેમના મૂળ અને ઉત્તર ભેદો તથા ઘાતી, અઘાતી, તેમજ બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા, એ પ્રકારનાં કર્મોથી સમસ્ત પ્રકારે જેમને વિચ્છેદ એટલે જૂદા થવાપણું થયુ છે, અથવા સમસ્ત કર્મો જેમનાથી જૂદાં થયાં છે એવા પદ્મપ્રભ ભગવાનનો અને તમારો અંતર ભાંગવાનો માર્ગ પણ તેજ છે: એટલે ભગવાનની સાથેનો અંતર જો તમારે ભાંગવો હોય તો સમસ્ત પ્રકારનાં કર્મોનો વિચ્છેદ થવો જોઇએ.

ो तु ीपु णीरे, जो ी ादि स्व ा ;
= ंजो ी ि ां गे रे, ारी हे ा . ० .

## શબ્દાર્થ.

**કનક=સોનું, ઉપલ=પથ્થર, વત્=પેઠે–પ્રમાણે કનકોપલવત્ એટલે સોનું અને પથ્થર અથવા માટી જેમ સાથે મળેલાં ખાણમાંથી નિકળે છે, તે પ્રમાણે, પયડી=કર્મ પ્રકૃતિ, અને પુરૂષતણી રે=આત્માની, જોડી=જોડાણ મળેલું છે. ( ક્યારથી ? તો કે ) અનાદિ=અનાદિ કાળથી, સ્વભાવ=સ્વભાવથીજ મળેલ છે. અન્ય=પુદ્ગળ સાથે, સંજોગ =સંયોગવાળો, જિહાં લગે=જ્યાંસુધી, આતમારે=જીવ હોય ત્યાંસુધી, સંસારી=સં ારવાળો–સંસારમાં રહેનારો, કહેવાય= બોલાય–ગણાય.**

## ાવાર્થ.

જેમ સુવર્ણ અને પાષાણ અનાદિથી ખાણમાં જોડાયેલા ( મળેલા ) છે તેમ પુરૂષ ( અને કર્મની ) પ્રકૃતિ ( એટલે જીવ અને ર્મ ) અનાદિથી જોડાયેલાં છે; અને જ્યાંસુધી અન્ય એટલે પુદ્ગલ અથવા કર્મદળના સંયોગવાળો આત્મા છે, ત્યાંસુધી તે સંસારી કહેવાય છે.

## પરમાર્થ.

બીજી ગાથામાં કહ્યું કે કર્મોનો વિચ્છેદ થવાથી ભગવાનની સાથેનો અંતર ભાંગે, તેનુજ આ ગાથામાં સમાધાન છે.

જે વસ્તુનો સંયોગ હોય તેનો વિયોગ થાય એવું હોવાથી આત્માનો અને કર્મનો સંયોગ ક્યારથી અને શાથી થયો ? એવો પ્રશ્ન ઉત્પન્ન થાય તેનું સમાધાન નીચે પ્રમાણે છે.

જેમ અનાદિ કાળથી ખાણમાં પાષાણ સાથે સુવર્ણનો સંયોગ છે તેમ પ્રકૃતિ પુરૂષનો સંયોગ અથવા જીવ અને કર્મનો સંયોગ અનાદિ કાળથી છે.

આ જગાએ કાળ અને કારણની શકા કરવી નહી કારણ કે, " અનાદિ " એ બન્નેનો ઉત્તર છે. છતાં જીવને પ્રથમ કર્મો ક્યારે બંધાયાં ? એમ જો પૂછો તો તમારા એ પ્રશ્નની યોજના જ ઘટતી નથી. કારણ કે અમોએ તો અનાદિથી સંબંધ છે એમ કહ્યું છે.

ત્યારે તમે એમ પૂછો કે જીવને કર્મો શાથી બંધાયાં ? તો આ પ્રશ્ન તો ત્યારે થાય કે જ્યારે જીવને કોઇ પણ વખત કર્મસંબંધથી રહિત માની, પછીથી કર્મબંધ માનવામાં આવે ત્યારે, પણ તેનું એ સમાધાન અનાદિ શબ્દથી છે, એટલે અનાદિથીજ જીવનો અને કર્મનો સંબધ છે એમ કહેવું છે.

હવે બીજી શંકા એમ થાય કે, જ્યારે જીવનો અને કર્મનો સંબંધ અનાદિથી છે, તો તે સંબંધ છૂટે કેમ ? ત્યારે તેનું દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે કે, સુવર્ણનો અને પાષાણનો અનાદિથી સંબંધ છે, પણ તે સંબંધ જ્યારે તૂટે છે, ત્યારે બન્ને જૂદા થાય છે. તેજ પ્રમાણે જીવ અને કર્મો જૂદાં થાય છે.

જ્યાંસુધી અન્ય સંયોગી એટલે કર્મોના સબંધવાળો આત્મા હોય છે, ત્યાંસુધી તે સંસારી કહેવાય છે; અને પછીની એટલે કર્મના સંબધ રહિતપણાની અવસ્થાને પદ્મપ્રભુ ભગવાનની અવસ્થા અથવા સિદ્ધાવસ્થા કહે છે. તેથી તે અવસ્થા પામવાને તેવા થવું જોઇએ એ ઉપદેશ છે.

**जोगे ाो बांधे बंधनेरे, ार गति ा ;**

**ं र अनुक्रमेरे, हे ादे ा. ०**

### શબ્દાર્થ.

કારણ જોગે હો=જે વસ્તુ મેળવવાનું અથવા ત્પન્ન કરવાનું જેનાથી થાય તે કારણ, તેને, જોગેહો=સંયોગે, બાંધે=બંધ કરે, ( શું બાંધે ? ) બંધનેરે=કર્મના બંધનને આત્મા ાથે બાંધે. કારણ=તેવાંજ કારણોથી, મુગતિ=નિ ારા-કર્મનું મૂકી દેવું તે, અથવા કર્મથી છૂટયા પછીની અવસ્થા તે મૂકાય=થાય-અર્થાત્ કર્મોને દૂર કરાય.

આશ્રવ સંવર નામ=જેનાથી બંધ બંધાય તેનું નામ આશ્રવ, અને જેનાથી મૂકાય તેનું નામ સંવર, તે આશ્રવ અને સંવર, એ નામો, અનુક્રમેરે=અનુક્રમે કરી, હેય=તજવા લાયક, અને ઉપાદેય=ગ્રહણ કરવા લાયક, સુણાય=સં ળાય છે-કહેલાં .

## ભાવાર્થ.

કારણો મળવાથી ( આત્મા ) કર્મોનો બંધ બાંધે છે. તેજ પ્રમાણે કારણો મેળવવાથી ( આત્મા ) કર્મોની નિર્જરા કરી મુકત થાય છે–બંધથી છુટો પડે છે.

અનુક્રમે પ્રથમ બંધ કરવાના કારણોનુ નામ આશ્રવ છે અને મુકત થવાના કારણોનુ નામ સંવર છે.

વળી તેમાંનો પ્રથમ આશ્રવ તજવા યોગ્ય છે, અને સવર ગ્રહણ કરવા લાયક છે. આ પ્રમાણે પ્રવૃત્તિ કરે તો ભગવાન સાથેનો અંતર ભાંગે તેમ છે, અને ત્યારે જ ભગવાનની સમાનતા પામે.

## પરમાર્થ.

મિથ્યાત્વ, અવિરતિપણુ, કષાય અને યોગ આ ચાર કારણોથી કર્મબંધ થાય છે. જ્યાં સુધી ભગવાને કહેલાં તત્ત્વોમાં રૂચિ નથી, અથવા શરીરાદિકથી ભિન્ન સ્વકર્મ કર્તા તથા ભોકતા આદિ લક્ષણોવાળો આત્મા છે, એમ જાણ્યું અને અનુભવ્યું નથી, ત્યાં સુધી મિથ્યાત્વ છે અને આવું મિથ્યાત્વ હોવાથી જે જે પ્રવૃત્તિ થાય તે આત્માને બંધન કરવા રૂપજ થાય છે.

મિથ્યાત્વનો ત્યાગ થયા પછી કોઇક પ્રકારાન્તરે અન્ય વસ્તુઓપર રહેલી રૂચિ કિંવા ઇચ્છાનો ત્યાગ તે વિરતિપણુ છે. જ્યાં સુધી જૂદી જૂદી ઇચ્છા થાય ત્યાં સુધી તે પ્રાપ્ત કરવાના પ્રયત્નોનો પણ સંભવ છે અને તેથી આવી ઇચ્છાનું મૂળરૂપ અવિરતિપણું તે કર્મબંધનનો હેતુ જ હોય છે.

મિથ્યાત્વ અને ઇચ્છાના મૂળરૂપ ક્રોધ, માન, માયા અને લોભ, આ ચારેને કષાય કહેવાય છે અને જ્યાં સુધી કષાયો હોય છે ત્યા સુધી કર્મબંધ થાય છે તેથી કષાયો એ બંધનનુ કારણ છે.

યોગ–મન, વચન અને કાયાનો સબંધ તે યોગ છે. આ યોગમાં જ્યાં સુધી આત્મા હોય ત્યા સુધી તે અત્યંતપણે સ્થિરતા પામતો નથી એટલે યોગના સંબંધથી કાંઇ પણ ક્રિયા થાય છે, અને તેવી ક્રિયા જ્યાં સુધી થાય ત્યાં સુધી કર્મ બંધ થવાનો જ.

કદિ કોઇ એમ શંકા કરે કે કેવળી ભગવાનને પણ શરીરનો યોગ તો હોય છે, તેથી તેમને પણ કર્મબંધનો પ્રસંગ આવશે, અને આમ અતિ સૂક્ષ્મતા કરતાં મુકત થવાની વાત જ નાશ પામશે તો તેનુ શી રીતે ? આ શંકાનું સમાધાન એવુ છે કે ખરેખરા ભવભ્રમણના હેતુ એવા મિથ્યાત્વ, અવિરતિપણુ, અને કષાયરૂપ કારણને અભાવે ભગવાનને થતો કર્મબંધ માત્ર નામનો છે. તે અતિ સૂક્ષ્મ કાળ એટલે એક સમયની સ્થિતિવાળો હોવાથી માત્ર નામનો બંધ હોવા છતા પણ " એક કોડીની પુંજી તે કંઇ પુંજી નથી " એ પ્રમાણે બંધરૂપ થઇ શકતો નથી એટલે તે મોક્ષનો પ્રતિબંધક થઇ શકતો નથી. વળી કેવળી ભગવાન યોગોનું રૂંધન કર્યા પછી મુકત થાય છે એટલે મુકત થવામા બાધ આવતો નથી.

મિથ્યાત્વનો અભાવ અથવા ભગવાનના વચનપર શ્રદ્ધા અથવા આત્મતત્ત્વની યથાસ્થિત ઓળખાણ અથવા જડ ચૈતન્યની ઓળખાણ અને આત્માનો અનુભવ તે સમ્યક્ત્વ. ઇચ્છાનો ત્યાગ તે વિરતિપણુ અને કષાયોનો ત્યાગ તે અકષાયીપણુ.

આ મુક્તતા પ્રાપ્ત કરવાનાં કારણો છે એ કારણો મળે તો કર્મબંધ નથી.

જેનાથી કર્મબંધ થાય એવાં કારણોનુ નામ આશ્રવ છે. તે હેય એટલે તજવા યોગ્ય છે અને જેનાથી કર્મબંધ થતો અટકે તેનુ નામ સંવર છે અને તે ગ્રહણ કરવા યોગ્ય છે.

આ પ્રમાણે સિદ્ધાન્તોમાં સાંભળ્યું છે; તેથી આ હેય અને ઉપાદેયના વિવેકપૂર્વક વર્તન થાય તો પદ્મપ્રભુભગવાનનુ અને તમારૂં અંતર ભાંગે.

**યું રણે હો અંતર તુ ડ્યો રે, ગુ કરણે રી ભંગ;**
**તે રી ંહિ ન ગો રે, ંર ભંગ સુ ં ૦ .૫.**

## શબ્દાર્થ.

યુંજન કરણે હો—( કર્મ સંધાતે )જોડાવાથી, અંતર=ભેદ, તુજ=તમારો પડ્યો રે=પડેલો છે. ( તેવો ) ગુણકરણે=ગુણરૂપ થવાથી, કરી ભંગ=ભાંગીને ( તમે ભગવાન્ અને તમારી વચ્ચેનું અંતર ભાંગો. ) ગ્રંથ ઉક્તે કરી=ગ્રંથના આધારથી=શાસ્ત્રાધારથી, પંડિતજન કહ્યો રે=પંડિત પુરૂષોએ અથવા જ્ઞાની પુરૂષોએ કહ્યું છે. ( શું કહ્યું છે? તોકે ) અંતર ભંગ=અંતર ભાંગવાનો, સુઅંગ=સારો પાય એજ કહ્યો છે.

## ાવાર્થ.

કર્મસંધાતે મળવું તે યુંજનકરણ, અને એ યુંજનકરણ કરવાથી તમારે અને પ્રભુને અંતર પડ્યો છે. તે અંતર ગુણકરણે એટલે ગુણરૂપ આત્મા થતાં ભાંગે અને અંતર ભાંગવાનો એજ સારો ઉપાય છે એમ પંડિત પુરૂષોએ ગ્રંથોના અને આગમોના પ્રમાણથી આનંદઘનજીને ઉત્તર આપ્યો.

## પરમાર્થ.

આત્માનો કર્મ સાથે સંબંધ કરવારૂપ ક્રિયાને યુંજનકરણ કહે છે; અને અનાદિ કાળથી તે ક્રિયા કરતો થકો આત્મા કર્મબંધ કર્યા કરે છે તેથી તે મુક્ત થઇ શકતો નથી.

આત્માના જ્ઞાન અને દર્શનાદિ ગુણો છે તે ગુણ કરણે એટલે આત્મા કેવળ ગુણરૂપ-જ્ઞાનદર્શનરૂપ થઈ જાય, અથવા ગુણોમાં આચરણ કરે તો, જ્ઞાનદર્શન તે આત્મા, અને આત્મા તે જ્ઞાનદર્શન, એમ કાર્ય કારણ ભાવના અભેદોપચારીપણાથી આત્મા શુદ્ધ જ્ઞાનદર્શન-

મય થાય. અને ભગવાન્ સાથેનો અંતર ભાંગે. ભગવાન્ સાથે અંતર ભાંગવાનો આજ સારો ઉપાય છે.

પંડિતોએ સિદ્ધાન્તો અને ગ્રંથોના પ્રમાણ સહિત આ ઉપાય આનંદઘનજીને કહ્યો.

**तु अं र ं र ा सेरे, ा ` ं तूर;**
**जीव रो र ति ाधसेरे, ांदघ र ूर० ० ६**

## શબ્દાર્થ.

તુજ=તમારૂં, મુજ=મારૂં, અંતર=ભેદ–છેટું, ( જે છે તે ) અંતર એટલે ભેદ, અથવા મારૂં અંતઃકરણ, તેવડે તે છેટું, ભાજસેરે=ભાંગશે. અથવા તુજમુજ અંતર એટલે તારામારા વચ્ચે ( રહેલો ) ભેદ જ્યારે ભાંગશે ( ત્યારે ) વાજસે=વાગશે, મંગળ=માંગળિક, તૂર=વાજાં, (અને તેથી) જીવ= આત્મારૂપ, સરોવર=તળાવ, અતિશય=ઘણું વધારે, વાધસેરે=વધશે–પ્રસન્ન થશે–ભરાશે, ( શાથી ? તોકે ) આનંદઘનરસ–આનંદના સમૂહનો જે રસ, તેનું, પૂર=ભરતી ચઢ્યાથી.

## ભાવાર્થ.

હે પ્રભુ ! હું આશા ધરૂં છું કે આપની અને મારી વચ્ચેનો અથવા આપનો અને મારો ફરક ભાંગશો; અને જ્યારે તેમ થશે ત્યારે, માંગળિક વાજાં વાગશે; અને જીવરૂપ સરોવર આનંદ સમૂહના રસના પૂરથી અત્યંત વૃદ્ધિ પામશે.

## પરમાર્થ.

જ્યારે પૂર્વોક્ત પ્રકારે આત્મા ગુણકરણે પ્રવૃત્તિ કરશે ત્યારે મારા અંતરમાંથી ધ્યાતા અને ધ્યેયરૂપ જે ભિન્નપણુ છે તે ટળશે એટલે, પ્રભુ કે જે મારે હાલ ધ્યેય છે, તેમાં હું તદાકાર થઇશ. એટલે પછી પ્રભુ સાથે મારે જૂદાપણું રહેશે નહી.

આ ધ્યાતા ધ્યેયની ઐક્યતા થતા પહેલાં યોગશાસ્ત્રના નિયમ પ્રમાણે અનાહત નાદ પ્રગટ થાય છે, અને તે અંતરમાં પ્રગટેલો અનાહત નાદ સર્વ પ્રકારનાં માંગળિક વાજાના નાદનો આનંદ આપે છે. તેથી માંગળિક વાજા વાગશે એમ કહ્યું છે.

અને આવુ થવાથી મૂળ સ્વભાવે જીવ જ્ઞાનમય છતાં, જ્ઞાનાવરણીથી જે હાલ યત્કિંચિત્ રમવાળો થઇ આ જીવરૂપ સરોવર શુષ્ક દેખાય છે, તે જીવરૂપ સરોવર જ્ઞાનાવરણ ટળી જવાથી અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત વીર્ય અને અનંત સુખરૂપ થશે; એટલે અનંત જ્ઞેયતાથી જે આલ્હાદરૂપ રસ ઉપજશે તેથી આત્મા અથવા જીવરૂપ સરોવર આનંદના સમૂહરૂપ રસથી અત્યંત વધશે–પરિપૂર્ણ થશે

# શ્રી સુપાર્શ્વનાથ ભગવાનનું સ્તવન.

•

**श्री जि वंदीए, ं नि गो हे ; ।.**
**शां धारसज निधि,भ । र ंसेतु. ।. ी । .(टे )**

## શબ્દાર્થ.

સુપાસજિન=સાતમા તીર્થંકર ભગવાનને, વંદીએ=અમો વંદના કરીએ છીએ. ( શા માટે ? તો કે ) સુખસંપતિને હેતુ=સુખ એટલે સમાધિ-સાતા તથા સંપત્તિ એટલે આત્માની ઋદ્ધિ, ( તે મેળવવાને ) હેતુ એટલે કારણ છે–માટે, (ભગવાન કેવા છે ? તો કે) શાન્ત=(ક્રોધાદિક કષાયોના નાશથી થયેલી ) શાન્તતારૂપ, સુધારસ=અમૃત ( તેના ) જલનિધિ=સમુદ્ર અને ભવ=સંસાર તે રૂપ સાગર=સમુદ્ર તેમાં સેતુ=પૂલજેવા છે.

## ભાવાર્થ.

સુખ અને સંપત્તિ પામવા માટે શ્રી સુપાર્શ્વ નામના સાતમા તીર્થંકર મહારાજને વંદના કરીએ છીએ. હે સુમતિ ! આ સુપાર્શ્વનાથ પ્રભુ ભવરૂપી સમુદ્રમાં પૂલ અથવા પાજના જેવા છે તથા શાંતરસરૂપ અમૃતના સમુદ્ર છે.

## પરમાર્થ.

હે સુમતિરૂપ સ્ત્રી! અહીઆં અંતરઆત્મા સુમતિરૂપ લલના એટલે સ્ત્રીને ઉદ્દેશીને આ સ્તવનનો પ્રારંભ કરે છે.

હે સુમતિ ! આત્મસંપત્તિ અને અવ્યાબાધ એટલે જેનો કોઈ પણ કાળે ક્ષય ન થાય તેવું સુખ મેળવવું હોય તો શ્રી સુપાર્શ્વનાથ ભગવાનને નમસ્કાર કરો. આ વંદના ક્યારે થાય ? તો કે જ્યારે ભગવાન્ અવ્યાબાધ સુખના આપનાર છે, એમ ખાત્રી થાય ત્યારે.

આથી ભગવાને જે જે વચનો કહ્યાં હોય તેના પર શ્રદ્ધા કરવી એ વાત પણ કહેવામાં આવી છે. ( એવો વ્યંગ્યાર્થ જાણવો. )

'જેની–પોતાની પાસે ધન હોય, તેજ બીજાને આપી શકે ' એવું હોવાથી શ્રી સુપાર્શ્વનાથ ભગવાન્ કેવા છે ? તે કહે છે.

નવે રસોમાં શાન્તરસ રસરાજ કહેવાય છે અને એ પ્રભુ તો શાન્તરસરૂપી જે અમૃત તેના સમુદ્ર છે; એટલે ભગવાન્ કેવળ શાન્તરસમયજ છે.

વળી સંસારરૂપી સમુદ્રની પાર જનારને ભગવાન પૂલરૂપ છે, એટલે અતિ વેગવાળી નદીને લોકો પૂલનો આશ્રય લેઇ જેમ સહજ ઓળગી શકે છે, તેમ ભવભ્રમણ કરતા પ્રાણીઓ ભગવાનનો આશ્રય લઇ સંસારના પારને પામે છે; તેથી સસારરૂપી સમુદ્રમા ભગવાન પૂલ અથવા સેતુ જેવા છે.

। तो, जि र दे ; ल ना.
। । । री, ।रो ि दसे. ।. ी ।स० २

### શબ્દાર્થ.

સાત મહાભય=સાત મોટા ભય—બીક—ડર, તેને, ટાળતો=દૂર કરતો, (કોણ ? તો કે) સપ્તમ=સાતમો જિનવર દેવ=શ્રી જિનેશ્વર પ્રભુ, સાવધાન=સાવધ, મનસા કરી=મને કરીને, ધારો=કરો, જિનપદ=જિનેશ્વર ભગવાનના જે ચરણકમળો, તેની સેવ=સેવા.

### ।વાર્થ.

સાતમા જિનેશ્વર પ્રભુ સાતે મોટા ભયને ટાળનાર છે; માટે મનથી સાવધાન થઇ આ ભગવાનના ચરણકમળની સેવા કરો.

### પરમાર્થ

આ જગતમાં પ્રાણીમાત્રને અનેક પ્રકારના ભયો ઉપજે છે, પણ તેમાં નીચે જણાવ્યા પ્રમાણે મુખ્ય સાત ભયો છે. કામ, ક્રોધ, મદ, હર્ષ, રાગ, દ્વેષ અને મિથ્યાત્વ. આ સાત અથવા આ સાતે ભયોને તે ટાળનાર છે.

આ અવસર્પિણીમાં થયેલા ચોવીશે તીર્થંકર ભગવાનોમાં આ શ્રી સુપાર્શ્વનાથ ભગવાન સાતમા છે.

હે ભવ્ય પ્રાણીઓ ! બહિરાત્મપણું તજવા માટે મનથી સાવધાન થઇ મનની એકાગ્રતાએ આ પ્રભુના ચરણકમળનું આરાધન કરો.

शिवशंकर जगदीश्वरू, चिदानंद भग ।न् ; ।लना.
जिन अरिहा तिरथंकरू, ज्योतिस्वरूप असमान. ना. ी

## શબ્દાર્થ.

શિવ=કર્મોપદ્રવ નિવારક, શંકર=સુખનો કર્તા, જગદીશ્વર=જગત્‌ના સ્વામી–ઐશ્વર્યવાન્, ચિદાનંદ=જ્ઞાનાનંદરૂપ, ભગવાન્[૧]–ઐશ્વર્યવાન, જિન=રાગાદિ શત્રુઓને જીતનાર, અરિહા=કર્મશત્રુને હણનાર, તિર્થંકરૂ=ધર્મતીર્થના પ્રવર્તાવનાર, જ્યોતિસ્વરૂપ=શુભચૈતન્યરૂપ, અસમાન=જેમના જેવું બીજું કોઇ નથી.

## ભાવાર્થ.

આ શ્રી સુપાર્શ્વનાથ પ્રભુની આરાધના કરવાનું જ્યારે કહેવામાં આવે ત્યારે શ્રી સુપાર્શ્વનાથ પ્રભુમાં, આ ગાથામાં જે નામો કહ્યાં છે તે બધા નામોની સત્તા છે; એટલે શિવપણું, શંકરપણું, જગદીશ્વરપણું, ચિદાનંદપણું, ભગવાનપણું, અરિહંતપણું, તીર્થંકરપણુ અને જ્યોતિસ્વરૂપપણું તેમનામાં અર્થથી છે; તેથી આ ભગવાન આરાધ્ય છે. (આ પછીની ગાથાઓમાં પણ આજ પ્રમાણે ઉપાસ્ય દેવોનાં પર્યાય નામો છે, તેથી ત્યાં પણ આ પ્રમાણે સમજવું.

## પરમાર્થ.

જો આપણે ઉપદ્રવોને નિવારવા હોય, સુખ પ્રાપ્ત કરવું હોય, ઐશ્વર્ય સત્તા અને જ્ઞાનાનંદ કે બળવીર્ય મેળવવાં હોય, રાગાદિ શત્રુઓનો વિજય કરવો હોય, યોગ્યતા પ્રાપ્ત કરવી હોય, માર્ગસ્થાપના કરવી હોય, આત્મસ્વરૂપ મેળવવું હોય, અથવા સર્વોત્કૃષ્ટ થવું હોય તો આ સુપાર્શ્વનાથ ભગવાને તે બધું મેળવેલું છે, માટે તેમનો દાખલો લઇ, એટલે કે તેમણે શી રીતે ચાલીને તે બધું મેળવ્યું ? તે જાણી લઇને તે પ્રમાણે વર્તવું.

**नि रं न वच्छलु, ं त्रि रा ;**
**दा दा । दा, पूर आ रा . . श्री ।**

## શબ્દાર્થ.

અલખ=લખ્યો ન જાય તે, નિરંજન=અંજન એટલે લેપ, અને લેપ નહિ તે નિરંજન, વચ્છલુ=સર્વ પ્રાણીઓને હિતકારી, સકળજંતુ વિસરામ=સર્વ પ્રાણીઓને પરમ સત્તા પામવાના સ્થાનક, અભયદાન દાતા=હમેશાં ભયથી બચાવનાર પૂરણ=સંપૂર્ણપણું પામેલા, આતમરામ=આત્મામાં રહેલા.

---

૧ ભગ શબ્દના બાર અર્થો છે, તેમાંથી યોનિવાચી અને સૂર્યવાચી અર્થ ન કરતાં બાકીના સઘળા ગુણો ભગવાન્ શ્રીસુપાર્શ્વનાથમાં છે.

## ભાવાર્થ.

સર્વ બહિરાત્માઓથી પ્રભુનું સ્વરૂપ જાણી શકાતું નથી. તેથી પ્રભુ અલખ છે. કર્મરૂપ લેપનું પડ પ્રભુ ઉપર નથી, તેથી પ્રભુ નિરંજન છે. વિશ્રામ એટલે વિસામાનું સ્થાનક, અર્થાત્ આ ભવરૂપી સમુદ્રમાં ભમતાં થકાં કોઇ પણ ગતિમાં વિશ્રાંતિ નથી, એટલે જ્યાં જ્યાં પ્રાણી જન્મ લે, ત્યાં ત્યાં મરણ તો છેજ અને રોગાદિથી થતો પરિતાપ તો વળી જુદો. આ પ્રમાણે પ્રાણીઓને હમેશાં જન્મમરણ થયાં કરે છે; તેથી જંતુઓ ભગવાનનું શરણું લે છે. જે ભગવાનનું શરણું લે છે. તેને જન્મમરણ કરવું પડતું નથી; અને તે હેતુથી ભવભ્રમણ કરતાં થકાં ભગવાન ખરેખર વિસામાતુલ્ય છે. આ ભગવાન્ નાત, જાત, વર્ણ વિગેરેના પક્ષપાતથી રહિત છે, એવું બતાવવાને “ સકલ જંતુ ” એવું વિશેષણવાચક પદ લખ્યું છે; કેમકે પ્રભુ તો સકળ એટલે સમગ્ર જંતુ એટલે પ્રાણીઓને ખરેખર વિશ્રામરૂપ છે

વળી સંસારના જન્મ, જરા, મરણ, રોગ, શોક આદિ ભયથી ભય પામેલા પ્રાણીઓને આ ભગવાન્ અભયદાન આપનારા છે. જેમ શત્રુથી ભય પામેલો માણસ બીજાનું શરણું લે છે, તેમ ભવ્ય પ્રાણીઓ પ્રભુના ચરણોનું શરણું લેઈ યથાર્થ બોધ પામી સઘળા ભયોથી નિર્ભય થાય છે. તેથી ભગવાન્ અભયદાનના દાન આપનારા છે.

વળી અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત વીર્ય અને અનંત સુખથી પ્રભુ પરિપૂર્ણ છે. જેમને કાંઇપણ પ્રાપ્ત કરવાનુ હોય તે પ્રાપ્ત થાય ત્યારે તેની ઇચ્છા પૂર્ણ થાય પણ ભગવાનને ઇચ્છાજ નથી. સર્વ આત્મગુણ પ્રકટ થયા છે તેથી ભગવાન્ પૂર્ણ છે.

આત્મામા રમે તે આતમરામ. બાહ્ય વસ્તુઓ ઉપરથી વૃત્તિ ખસી જઇ હમેશાં જેમની આત્મામાં જ રમણતા હોય તે આતમરામ.

## પરમાર્થ.

શ્રીસુપાર્શ્વનાથ ભગવાન્ અલખ અને નિરજન બની સકળ જંતુઓને હમેશા અભયદાન આપતા થકા તેમના વિશ્રામરૂપ થઇ પૂર્ણાત્મભાવ મેળવી શક્યા માટે બીજાએ પણ જો પૂર્ણાત્મભાવ મેળવવો હોય તો તેજ પ્રમાણે કરવું.

**ीतरा द कल नां, री रति भ ोग; ।.**
**निंद्रा तंद्रा दुरंद ।, रहि धि ोग. ।. श्री ।स०५**

### શબ્દાર્થ.

વીતરાગ=ગયો છે રાગ જેમનો તે વીતરાગ, તથા, મદ=ગર્વ, કલ્પના=મનથી સંકલ્પ વિકલ્પ કરવા તે, રતિ-પ્રીતિ, અરતિ-પીડા તેમાં દ્વેષનો પણ ભાવ આવે છે. ય=ભીતિ-બ્હીક-અમુક વસ્તુથી બ્હીવું તે; તથા સોગ=પ્રિ વસ્તુના વિરહથી અને અપ્રિયની પ્રાપ્તિથી થતો ખેદ તે સોગ. નિદ્રા= ંઘ, તંદ્રા=આળસ, દુરંદસા=દુષ્ટ સ્થિતિ, (આ પૂર્વોક્ત) મદ, કલ્પના, રતિ, અરતિ, ય, સોગ, નિદ્રા, તંદ્રા અને દુરંદસાથી રહિત=રહિત હોવાથી જેમના, અબાધિત યોગ=મન, વચન અને કાયાના ત્રણે યોગ અબાધિત . (તે શ્રી પાર્શ્વનાથને ંદના કરો.)

### ાવાર્થ.

આ ગાથામાં જે મદ, કલ્પના, રતિ, અરતિ, ભય, શોક એવા માનસિક વિકારો, તેમજ નિદ્રા, તદ્રા, દુર્દશા એ શારિરીક વિકારો દેખાડ્યા, તેથી રહિત આ પ્રભુ છે, એમના યોગો અબાધિત છે; એટલે ભગવાન્ અબાધિત યોગી છે, એમ દર્શાવ્યું છે.

### પર ાર્થ.

રાગ, મદ, કલ્પના, રતિ, અરતિ, ભય, શોક, નિદ્રા, તદ્રા, દુર્દશાનો યોગ, બાધા, એ બધા બહિરાત્મ દશામાં સંભવે; પણ જ્યારે પરમાત્મભાવ પ્રકટે, ત્યારે તે બધા નાશ પામે છે, કારણ કે તેઓ કંઇ આત્માના સ્વભાવ રૂપ નથી. કિંતુ વિભાવ છે; માટે વિભાવો ટાળીને સ્વભાવમાં રમણ કરવું જોઇએ.

**पुरुष पर ा, परमेश्वर रधा ; ा.**
**पर पदार र ेष्ठी, र दे पर ा .ल ा. ाि ा ०६**

### શબ્દાર્થ.

પરમપુરૂષ=પુરૂષોમાં પરમ એટલે જે ત્કૃષ્ઠ-શ્રેષ્ઠ તે, પરમાતમા=તમામ બા આત્મા અને અંતર આત્માથી જે ત્કૃષ્ઠ-શ્રેષ્ઠ તે પરમાત્મા. પરમાત્મા છતાં પરમેશ્વર= ત્કૃષ્ટ ઐશ્વર્યવાળા છે. પરધાન=શ્રેષ્ઠ પ્રધાન પણ એજ ભગવાન્ છે. પરમપદારથ=મોક્ષ-મુકિત પણ એજ પ્રભુ છે. પરમેષ્ઠી-સર્વોત્કૃષ્ટ -ઇષ્ટ અથ ા પરમાં રહેલા તે પરમેષ્ઠિન્, પરમદેવ=શ્રેષ્ઠ દેવ તે પરમદેવ

આ સુપાર્શ્વનાથ ભગવાન્ છે. વળી પરમાન=સ્વસંસિદ્ધ પ્રમાણરૂપ છે; અથવા એમ પરમાન એટલે પ્રમાણ કરો ! માનો !

### ભાવાર્થ.

આ ગાથામાં પરમ શબ્દને વિશેષ પ્રકારે આણ્યો છે. બાકી બધા અર્થો સ્પષ્ટ છે.

### પરમાર્થ.

પરમત્વ એટલે આત્મદ્રવ્યની સર્વોત્કૃષ્ટતા તેને આ શ્રીસુપાર્શ્વનાથ ભગવાન પામ્યા છે. માટે દરેક આત્માએ તથારૂપ થવા પ્રયત્ન કરવો.

**विधि विरं िश्वंभरु, हृषी ेश ज थ; लना.**
**अघहर अ ो धणी, क्ति पर द साथ. ।.श्रीसुपा ०७**

### શબ્દાર્થ.

વિધિ=વિધાતા, વિરંચિ=બ્ર ા, વિશ્વંભરૂ=વિશ્વને ભરે=પોષણ કરે તે. હૃષીકેશ=હૃષીક–ઈંદ્રિયો, ( તેને વશ રાખનાર હોવાથી ) તેના ઈશ એટલે માલેક. જગનાથ=જગતના નાથ તે જગનાથ. અઘહર=પાપોને હરે–કહેતાં લઇ લે તે. (શંકર) તેજ પ્રમાણે અઘમોચન=પાપોને તોડે તે અઘમોચન, ધણી=સ્વામી, મુકિત=મુકાવુ–છુટા થવું તે–શુદ્ધ આત્માપણું તે મુક્તિ. પરમપદ=મોક્ષ, તે રૂપ ઉત્તમપદ, તે ઠેકાણે જવાના સાથ=સંઘાત, તેને "પરમપદ સાથ" કહીએ ( એવા શ્રી સુપાર્શ્વનાથ ભગવાનને વંદન કરો ! )

### ાવાર્થ.

જગતના પ્રાણીઓનું શુભાશુભ નિર્માણ કરનાર તે વિધિ કે વિધાતા કહેવાય છે. આ વિધાતાનું નિર્માણ કરેલું ફરતું નથી એવી ખ્યાતિ છે. જે પ્રાણીઓ પ્રભુને સેવે છે, તેનું નિશ્ચયે કરીને શ્રેય થાય છે, અને જેઓ પ્રભુને સેવતા નથી, તેનું શ્રેય થતું નથી, પ્રભુસેવાથી થયેલા શુભબંધ અને ન સેવવાથી થયેલા અશુભબંધ પ્રમાણે પ્રાણીઓ સુખદુઃખ પામે છે માટે પ્રભુ જ નિમિત્ત કારણરૂપ વિધાતા છે.

દરેક સંસારી જીવ પોતાની સૃષ્ટિનો કર્તા છે. આ ભગવાન્ અને સંસારી જીવો સત્તાએ એક છે, તેથી આ ભગવાન્ પણ વિરંચિ એટલે બ્રહ્મદેવ છે, અથવા જગતમાં રહેલા પદાર્થોમાંથી જેમ બ્રહ્માથી સૃષ્ટિ રચવાનું કહેવાય છે તેમ પદાર્થમા-

ત્રનું સ્વરૂપ જાણીને તેની થવા 'યોગ્ય વ્યવસ્થા અથવા સ્વરૂપ બતાવવાથી ભગવાન્ તેના કર્ત્તા છે, તેથી વિરંચિ નામ યોગ્ય છે.' ( ભગવાન્ ઋષભદેવજીએ આ અવસર્પિણી કાળના ચોથા આરાની આદિમાં જગત્‌ના તમામ વ્યવહાર,હુન્નર, કળા વગેરે પ્રવર્તાવ્યા તેથી તેઓ અનેક જાતની તૃષ્ણાથી ઇચ્છાવાન્–આતુર થયેલા જગત્‌ના પ્રાણીઓની ઇચ્છા પૂરે છે એટલે કે તેમને કંઇ પણ ઇચ્છવાનું રહેતું નથી. ) આ પ્રકારે વિશ્વને ભરે છે, તેથી વિશ્વભર અથવા વિશ્વના આધારરૂપ છે–સંસારી જીવોની તૃષ્ણાને તોડવાના આધારરૂપ છે, તેથી વિશ્વંભર છે.

હૃષીક એટલે ઇંદ્રિયો, તેમને વશમાં રાખનાર હોવાથી ભગવાન્ હૃષીકેશ કહેવાય છે.

વળી પ્રભુ જગત્‌ના નાથ છે, તેથી જગન્નાથ તેમજ પાપરૂપ જે અઘબંધ તેને પ્રભુ લઇ લે છે, એટલે કે જેઓ પ્રભુને શરણે જાય તેનો અશુભબંધ નાશ પામે છે ને નવો થતો નથી, તેથી તે " અઘહર " છે.

પૂર્વે થયેલો બંધ પણ પ્રભુસેવાથી નષ્ટ થાય છે, યા ઢીલો થઇ જાય છે, તેથી તે " અઘમોચન ધણી " છે,

વળી મુક્તિ એટલે મોક્ષરૂપ પરમપદે પહોંચવામાં પ્રભુ સાથી છે; તેથી " મુક્તિ પરમપદ સાથ " એવા ગવાન્ શ્રીસુપાર્શ્વનાથને જાણવા.

### પરમાર્થ.

જુદા જુદા દેવોના નામોનો અન્વર્થ લઇએ તો, તે આ શ્રી સુપાર્શ્વનાથ ભગવાનમાં ઘટિત થાય છે; માટે ખરેખરી રીતે તો તે નામોનો વાચ્ય પદાર્થ અન્ય રાગાદિ સહિત દેવો નહિ પણ વીતરાગ પ્રભુ જ છે.

**ए ने ि धा धरे, अनु वि चार; ।.**
**जे ाणे तेहने करे, ा ंदघ ार. ।. ी । ०८**

### શબ્દાર્થ

એમ=પૂર્વોક્ત પ્રકારે, આ ભગવાન્, અનેક અભિધા=અનેક નામોને ધરે=ધારણ કરે છે. ( આ બધો વિચાર ) અનુભવગમ્ય=અનુભવ=સ્વસંવેદન, તેવડે ગમ્ય એટલે જણાય તેવો, વિચાર=આ બધો વિચાર છે. જે જાણે=અને જે આ વિચારને જાણે છે, તેહને=તેને, કરે=કરે છે, આનંદઘન અવતાર=આનંદના સમૂહનો અવતાર એટલે પોતા સરખો ( પ્રભુ ) કરે છે.

**અથવા આ સ્તવન કરનાર શ્રી આનંદઘનજી મહારાજ કહે છે કે, જે અનુભવગમ્ય વિચારને જાણે છે તેને પ્રભુ પોતા જેવા કરે છે.**

### ભાવાર્થ.

આ શ્રી સુપાર્શ્વનાથ ભગવાનમાં ઉપર દર્શાવ્યા પ્રમાણે અનેક શક્તિઓ છે, અથવા તેઓ અનેક ધ્યેયપણાની સત્તાવાળા છે; અથવા ઉપર કહ્યા પ્રમાણે પ્રભુના અનેક સાર્થક નામો છે.

આ પ્રભુના નામોની સત્તા જાણવી, અથવા બીજી રીતે પ્રભુને ઓળખવા એ વિચાર અનુભવગમ્ય છે. તે માત્ર કહેવાથી, લખવાથી અથવા સાંભળવાથી સમજાય તેવો નથી. તેનો જો આત્મામા અનુભવ થાય તોજ સમજાય તેવો છે.

### પરમાર્થ.

જેમને આ અનુભવગમ્ય વિચાર આત્મામા જાણવામાં આવ્યો, તેને પછી શોક રહેતો નથી, આત્માનંદ પ્રકટે છે, અને તેનો આખો અવતાર આનંદમય થાય છે. મતલબ કે તે જીવનમુક્તિના સુખને અનુભવે છે.

---

## ી ચંદ્રપ્રભ ભગવાનનું સ્તવન.

**दे देरे, ाी मुने देखगा दे, ंद्र प्रभु ंद; ाी०**
**र ो कंद, ० कलि दुः दंद. स० १**

### શબ્દાર્થ.

**(આત્મા અથવા આનંદઘનજી કહે છે). દેખણદેરે=જોવાદે, સખી મુને દેખણદે=હે સખી ! મને જોવા દે. ચંદ્રપ્રભુ મુખચંદ્ર=ચંદ્રપ્રભુ ભગવાનના મુખરૂપી ચંદ્રને જોવા દે, ઉપશમ=શાન્તરસનો, કંદ=મૂળ છે. ગત કલિમલ દુઃખદંદ=વળી જેમાંથી ગત એટલે ગયુ છે, પાપરૂપ કલિમલ એટલે કીચડ અને દુઃખરૂપ દંદ એટલે જોડું, તે શ્રી ચંદ્રપ્રભુ ભગવાનનું મુખ મને જોવા દે.**

### ભાવાર્થ.

આનંદઘનજી અથવા આત્મા–શુદ્ધ ચૈતન્ય ધર્મ ધર્મિત શુદ્ધ ચૈતન્ય શક્તિને

કહે છે કે, મને જોવાદે, જોવાદે. ( આ ઠેકાણે પુનરૂક્તિ દોષ સમજવો નહિ ) કેમકે, વારંવાર "જોવાદે જોવાદે" કહેવું, તેથી જોનારની પ્રબળ ઇચ્છા અને વસ્તુનું અપૂર્વપણું જણાય છે.

આ શ્રી ચંદ્રપ્રભુ ભગવાનનું મુખ કેવું છે ? તે કહે છે. રાગદ્વેષના રહિતપણાથી ઉત્પન્ન થયેલો જે શાન્તરસ તેના કંદ-સરખું છે. કંદની ઉપમા એટલા માટે આપી કે, જેમ કંદમાંથી અનેક અંકુરો ઉત્પન્ન થાય છે, તેમ ભગવાનનું જે મુખ છે, તે શાન્તરસના અંકુરોને ઉત્પન્ન કરવાને મૂળરૂપ જણાયેલું છે.

વળી જેમાંથી પાપ અને દુઃખનો દ્વંદ્વ ગયો છે, એટલે કર્મક્ષયથી જેમાં મુદ્દલ પાપ રહ્યું નથી, તેમજ દુઃખનો દ્વંદ્વ પણ રહેલો નથી એવું નિર્મળ છે.

જ્ઞાનસાગરજી મહારાજે આ ઠેકાણે એવો અર્થ કર્યો છે કે, પ્રભુને સેવનાર દેવતા તથા મનુષ્યના સમુદાયનો પાપ અને દુઃખનો દ્વંદ્વ ગયો છે, માટે મને જોવા દે, કે જેથી મારાં પાપ અને દુઃખનાં દ્વંદ્વ જાય.

### પરમાર્થ.

શ્રી ચંદ્રપ્રભ સ્વામીનો મુખરૂપી ચંદ્ર પરમ શાન્ત અને પરમ નિર્મળ હોવાથી, તેને વારવાર જોવાથી આપણને વધુ ને વધુ આનંદ મળે છે; માટે આનંદાર્થી આત્મા કહે છે કે, તે મને વારવાર જોવા દે.

नि ोदे देखीओ, दर ति हि विशे ; ०
पु ी ा लेखि ो, स० ेउ ले . ०२

### શબ્દાર્થ.

સુહમનિગોદે=(મેં) સૂક્ષ્મ નિગોદમાં, ન દેખીઓ=પ્રભુનું મુખ દીઠું નથી, બાદર=બાદર નિગોદમાં, અતિહિ વિશેસ=અત્યંતપણે ભગવાનનું મુખ દીઠું નથી.

પુઢવી=પૃથ્વી, આઉ=જળ અથવા અપ્કાય કહેવાય છે તે (ત્યાં પણ) ન લેખિયો=ન જાણ્યો ( તેજ પ્રમાણે, ) તેઉ=તેજ અથવા અગ્નિકાય, ત્યાં અને, વાઉ=પવન અથવા વાયુકાય, ત્યાં પણ ન લેસ=લેશમાત્ર પણ પ્રભુનું મુખ દીઠું નહિ.

## ભાવાર્થ.

પ્રભુનું મુખ જોવાનું વારંવાર શામાટે કહેવામાં આવે છે? તેનું કારણ નીચલી બીજી, ત્રીજી, ચોથી અને પાંચમી ગાથાઓમાં દર્શાવ્યું છે કે, આ ચેતન અનાદિ કાળથી આ સંસારમાં અનેક યોનિઓમાં દેહ ધારણ કરે છે, પણ તેને ભગવાનનું દર્શન થવાનો અવકાશ મળ્યો નથી, માટે "જોવા દે, જોવા દે" તેમ કહે છે આ વખત જો ચુકાશે તો વળી અનંત કાળ સુધી રખડવું પડશે માટે ભગવાનનુ મુખ 'જોવા દે' એમ કહ્યું છે.

## પરમાર્થ.

પ્રથમ જીવ માત્ર અતિ સૂક્ષ્મપણે જે સ્થિતિમાં હોય છે તે સ્થિતિને સૂક્ષ્મ નિગોદ કહે છે. આ સૂક્ષ્મ નિગોદ આખા લોકમાં જ્યાં સુધી ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય છે, ત્યા સુધી એટલે લોકની છેવટની મર્યાદા સુધી વ્યાપી રહેલ છે. આ કેવળ અજ્ઞાત અવસ્થા જેવી સ્થિતિ છે. આ સ્થિતિમાં દશ્ય રૂપનો અસંભવ છે, તેથી ચક્ષુ હોવાનો સંભવ નથી, તેથી પ્રભુનુ મુખ દીઠુ નથી એમ જણાવ્યુ છે.

બાદર નિગોદ એ પણ ઉપરની સ્થિતિને લગભગ મળતીજ સ્થિતિ છે. અહીંથી આત્માનુ પ્રથક્પણું સહજ સમજાય છે. અતિ સૂક્ષ્મપણુ તથા અજ્ઞાન જેવીજ અવસ્થા આ સ્થિતિમાં છે. ચક્ષુનો સંભવ આ સ્થિતિમાં પણ નથી, એટલે મે પ્રભુનુ મુખ આ સ્થિતિમા પણ દીઠુ નથી એમ જણાવ્યુ છે.

ત્રીજી સ્થિતિ પુઢવી એટલે પૃથ્વીકાયની છે. આ સ્થિતિમાં હુ છુ, એટલે પૂર્વની સ્થિતિના અવ્યક્ત જ્ઞાન કરતાં કંઇક વિશેષ માત્ર સ્પર્શેન્દ્રિયજન્ય અવ્યક્ત જ્ઞાન હોય છે. તેમજ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલુ શરીર હોય છે, તેથી સૂક્ષ્મપણુ અને ચક્ષુનો અભાવ હોવાથી, હે ચૈતન્ય શકિત! મે આ સ્થિતિમાં લાખો ને કરોડો વર્ષો ગાળ્યાં પણ પ્રભુનુ મુખ દીઠુ નહિ.

આ પૃથ્વીકાયના પેઠેજ જળ, અગ્નિ અને વાયુના શરીરવાળી સ્થિતિમાં પણ મને પ્રભુનુ મુખ જોવાનુ સાધન નહોતું, તેથી હવે મને ભગવાનનુ મુખ જોવા દે.

**पति ति घण दि ा, ० दीठो नहीं दीदार; ०**
**बि ति चउरिंदि ी ा, ० ग स ी ण धार· स०३**

## શબ્દાર્થ.

વનસપતિ=વૃક્ષ, કંદ, ભાજી વિગેરેની કાયા એટલે વનસ્પતિનું શરીર, (ધારણ કરી) અતિ=અત્યંત, ઘણદિહા=ઘણા દિવસ (રહ્યો) પણ (પ્રભુનો દેહ) દીઠો નહિ=જોયો નહિ, દીદાર=ચેહેરો—મુખકમળ.

બિ=બે, તિ=ત્રણ, ચઉરિંદિ=ચાર ઇંદ્રિયોવાળું શરીર ધારણ કર્યું પણ જળલીહા=પાણીમાં કાઢેલી લીંટીની પેઠે નિષ્ફળ થયું; અર્થાત્ પ્રભુનું મુખ ન દીઠું. ( જખલીહા—એવો પાઠ માનીએ તો, જ્યારે તે શરીર લીધું—ધારણ કર્યું ત્યારે પણ પ્રભુનું મુખ ન દીઠું. ગતસન્ની=સં ારહિત—અ-સંજ્ઞી, પણ=પંચેદ્રિયપણામાં ( પણ પ્રભુ મુખ ન જોયું ) ધાર=એમ જાણવું.

## ભાવાર્થ.

આ ગાથામાં ઘણા શબ્દો સાંકેતિક જેવા છે; તેથી સંબંધને લક્ષ્યમાં રાખી અર્થ કરવાનો છે.

ચોથી સ્થિતિ વનસ્પતિકાય ધારણ કરવારૂપ છે. આત્મા પ્રથમ સૂક્ષ્મ નિગોદમાંથી નિકળી, બાદરનિગોદમાં આવી, ત્યાંથી ચાર સ્થાવરપણું પામી અનુક્રમે પ્રત્યેક વનસ્પતિરૂપ પાંચમું સ્થાવરપણું પામે છે.

આનંદઘનજી મહારાજ કહે છે કે, વનસ્પતિનું શરીર કરી મેં ઘણો કાળ વ્યતીત કર્યો, પણ ત્યાં જ્ઞાન અને ચક્ષુને અભાવે પ્રભુનું મુખ દીઠું નહિ.

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ, માત્ર એક સ્પર્શેન્દ્રિયવાળાં જ હોય છે.

ત્યારપછી સ્પર્શેન્દ્રિય અને રસેન્દ્રિયવાળું અળસિયાં, કૃમિ વિગેરેનું શરીર પામ્યો; તેમજ સ્પર્શેન્દ્રિય, રસેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિયવાળું કીડી, માંકડ વિગેરેનું શરીર હું પામ્યો અને ત્યાં પણ ચક્ષુને અભાવે મેં પ્રભુનું મુખ દીઠું નહિ.

ત્યારપછી સ્પર્શેન્દ્રિય, રસેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય અને ચક્ષુરિન્દ્રિયવાળું વીંછી, ભમરા વિગેરેનું શરીર પામ્યો, ત્યાં પણ પ્રભુનું મુખ દીઠું નહિ.

ચૌરિન્દ્રિયપણામાં આંખો છતાં પ્રભુનું મુખ ( સ્વરૂપ ) કેમ દીઠું નહીં ? એમ પૂછવામાં આવે તો મનને અભાવે પ્રભુને ઓળખવા માટે પૂરૂં જ્ઞાન નહોતું, તેથી પ્રભુનું મુખ દીઠું નહિ; અને પાણીમાં કાઢેલી લીંટીથી પાણીના જેમ વિભાગ થતા નથી, અને લીંટી કાઢવાનો શ્રમ જેમ ફોકટ જાય છે તેમ મને ચક્ષુ તો મળ્યાં, પણ પ્રભુનું મુખ દીઠા વિના ફોગટ ગયાં.

વળી અસંજ્ઞી પંચેન્દ્રિયપણામાં મનના અભાવે પ્રભુનું દર્શન થઈ શકયું નહિ.

## પરમાર્થ.

આ પ્રમાણે સત્યજ્ઞાનના અભાવે કરીને મનરહિત પચેન્દ્રિયપણું પામ્યો, છતાં પણ પ્રભુનું મુખ દીઠું નહિ, તેથી હે શુદ્ધ ચેતના ! મને પ્રભુનુ મુખકમળ જોવા દે.

र तिरी निर नि  ां, ० नुज अनार  साथ; स०
ऊ  ा  तिभा  ां, स० चतुर न  च ीओ हाथ. स० ४

### શબ્દાર્થ.

સુર=દેવ, તિરિ=તિર્યંચ-જળચર, ખેચર, ભૂચર, પશુ, પક્ષ્યાદિ, નિરય=નારકી-સપ્ત નરકમાં ઉત્પન્ન થતા જીવો, તેમના નિવાસમાં=રહેવાના સ્થાનમાં, તેમજ મનુજ=મનુષ્યો, અનારજ=અનાર્ય મનુષ્યો સાથ=સંગાતમાં-અનાર્ય દેશમાં.

(ઉપર જે ભેદો ગણાવ્યા, તેના બે ભેદ એક જે યોનિમાં ઉત્પન્ન થાય, તે યોનિને યોગ્ય સમગ્ર સામગ્રી શરીર, મન વિગેરે પામ્યા પછી મરણ પામે તે પર્યાપ્ત; અને બીજા તે સમગ્ર સામગ્રી પામ્યા વિના મૃત્યુ પામે તે અપજજતા=અપર્યાપ્ત, તે રૂપ પ્રતિભાસમાં=ધર્માધર્મરૂપ વિવેકના રહિતપણાથી, ચતુર=એવા પ્રભુ, અથવા શુદ્ધ ચેતન, ન ચઢીઓ=ચઢ્યો નહિ, હાથ=(મારે) હાથ. મતલબ એ કે મને પ્રભુનું દર્શન થયું નહિ.

### ાવાર્થ.

દેવગતિમાં વિષયાસક્તપણાથી; તિર્યંચગતિમાં વિવેકના વિકળપણાથી, નરકગતિમાં દુઃખમાં નિમગ્નપણું હોવાથી, અને અપર્યાપ્તરૂપ પ્રતિભાસમાં તથા અનાર્ય મનુષ્યોની સંગતમાં મારાથી પ્રભુનું મુખ જોવાયું નથી, માટે મને તે જોવા દે.

### પરમાર્થ.

જ્યારે ઘણીજ પુણ્યરાશિ વધે, ત્યારે સન્નીપંચેંદ્રિયપણું પમાય છે. છતાં ત્યાં પણ જ્યાં સુધી પરમ ભાગ્ય ખુલે નહિ ત્યાં સુધી પ્રભુનુ દર્શન થતુ નથી.

इ  ने  थ  ा ीए, स० दरिसण विणु ि  देव; ०
ाग थी  ा ीए, स० ीजे निरम  से . ० ५

### શબ્દાર્થ.

ઇમ=એમ-પૂર્વોક્ત રીતે, અનેક=ઘણાં, થળ=સ્થળ-ઠેકાણાં, જાણુ એ=

અનુ વીએ, ( શા વિના ? ) દરિસણવિણુ=( તમારૂં ) દર્શન પામ્યા વિના, ( કાળ ગયો ) જિણદેવ=હે જિનેશ્વર ભગવાન્ !

( હવે ) આગમથી=શાસ્ત્રોથી, ( ભગવાન્‌ની પૂજા અને દર્શનનો ) મત=અભિપ્રાય, જાણીએ=સમજીએ, ( સમજીને ) કીજે=કરીએ. નિરમળ=શુદ્ધ-તથાપ્રકારે, ( ભગવાન્‌ની ) સેવ=સેવા.

### ભાવાર્થ.

તથા પ્રકારની જોગવાઈ અને જ્ઞાનને અભાવે, હે શુદ્ધ ચેતના ! મારાથી ભગવાન્‌નું મુખ જોવાયું નથી. હવે કેવે પ્રકારે ભગવાનની સેવા કરૂં ?

આનો ઉત્તર શુદ્ધ ચેતના આપે છે કે, પૂજાનું રહસ્ય સિદ્ધાન્તથી જાણીને ગવાનની શુદ્ધ ચિત્તે સેવા કરો, અથવા શુદ્ધ સેવા કરો.

### પરમાર્થ.

તથાવિધ ગુરૂનો યોગ થવાથી, અથવા 'વીતરાગભાષિત' આગમનાં વાક્યો કર્ણગોચર થઇ જ્યારે અંતરાત્માને જગાડે ત્યારેજ પ્રભુદર્શન થાય છે. માટે જેને તે થયુ હોય, તેણે તો નિર્મળ રીતે પ્રભુ સેવા બજાવવી.

**निर साधु भगति ही, ० गो हो ; ०**
**क्रि । ति ही, ० गो . ० ६**

### શબ્દાર્થ.

નિરમળ=નિર્મળ-શુદ્ધ, એવી, સાધુ=મોક્ષમાર્ગ સાધે તે સાધુ, તેમની એટલે કે સાધુ પુરૂષોની, ભગતિ=ઉપાસના, લહી=પામીને તેથી, યોગ અવંચક =મન, વચન, અને કાયના યોગની પ્રવૃત્તિ આત્મગુણોને ન ઠગનારી, તે અવંચક, હોય=થાય; પછી જે જે ક્રિયા=કાર્ય થાય તે, અવંચક=અઠગાઇરૂપ થાય, ( અને ) તિમ=તે રીતે, સહી=નક્કી, ફળ-શુદ્ધ આત્મતત્વની પ્રાપ્તિરૂપ ફળ, અવંચક=અઠગાઇ રૂપ (થતું). જોય=જોઇ લેવું.

### ભાવાર્થ.

સાધુ પુરૂષોની ભક્તિ કરવાથી જ્ઞાન પ્રાપ્ત થાય, અને તેથી ત્રણે યોગોની પ્રવૃત્તિ શુદ્ધ થાય એટલે ક્રિયા પણ શુદ્ધ અઠગાઇ રૂપ થાય; અને તેમ થતાં ફળ પણ શુદ્ધ મળે એટલે ભગવાન્‌નું દર્શન પ્રાપ્ત થાય. પોતે સહજ આત્મ સ્વરૂપ થાય.

### પરમાર્થ.

વિષય અને ભાવ, એ બન્ને જ્યારે શુદ્ધ હોય, ત્યારેજ ફળસિદ્ધિ થાય: નહિ તો બધું બીજાને ઠગવારૂપ જાણવુ.

**`र र जि नवरू, स० ोहनीय क्षय जाय; स०**
**ामि पूरण सुर रू, स० आनंदघन भु पाय. ० ७.**

### શબ્દાર્થ.

પ્રેરક=પ્રેરણા કરનાર ( થાય છે ) અવસર=યોગ્ય સમયે, જિનવરૂ= જિનેશ્વર ભગવાન, ( તેમની સાથે તદાકારપણે આત્મા પ્રવર્તે તેથી ) મોહ-નીય=મોહનીય કર્મનો, ક્ષય=નાશ, જાય=થાય. માટે હે શુદ્ધ ચેતના ! મને પ્રભુનું મુખ જોવા દે.

( પ્રભુના ચરણકમળ કેવા છે ? તો કે ) કામિત=મનોવાંછિત, પૂરણ= પૂરવાને, સુરતરૂ=કલ્પવૃક્ષ જેવા છે. ( એવા કોણ ? તો કે ) આનંદઘન પ્રભુ પાય=આનંદથી ભરપૂર થયેલા ભગવાનના ચરણો છે.

અથવા આનંદઘનજી મહારાજ પ્રભુના ચરણકમળની સેવા ઇચ્છે છે.

અથવા પ્રભુના ચરણકમળ આનંદના સમૂહરૂપ, અને મનોવાંછિત પૂરવાને સુરતરૂ જેવા છે; તેથી મને પ્રભુનું મુખ જોવા દે.

### ભાવાર્થ.

પોતાનું સ્વરૂપ બતાવી તે પ્રમાણે વર્તવાની વ્યંગ્યાર્થે પ્રેરણા કરનાર ભગવાન્ પ્રેરક છે, અને તે પ્રેરણા પ્રમાણે વર્તનાર આત્મા પ્રેર્ય છે.

ભગવાનનું દર્શન પામી સહજ આત્મસ્વરૂપ પામેલો આત્મા, ભગવાન્માં અથવા પોતામાં રમણ કરે છે. અને તેથી મોહનીયકર્મનો ક્ષય થાય છે. મોહનીય કર્મ બધા કર્મોમાં બળવાન્ અને આત્માના ગુણોનો ઘાત કરનાર છે; તેથી અત્રે મોહનીય કર્મ લખ્યું છે. ઉપલક્ષણથી તો બીજાં સાતે કર્મોનો પણ ક્ષય થાય છે. એમ જાણવું.

પ્રભુના ચરણકમળ આનંદના સમૂહરૂપ અને મનોવાંછિત પૂરવાને કલ્પવૃક્ષ જેવા છે.

### પરમાર્થ.

જ્યારે મોહનીય કર્મનો ઉછાળો મંદ પડે છે, અને તેનો સ્થિતિબંધ કમતી થાય છે ત્યારે શ્રી જિનેશ્વર ભગવાનનો ઉપદેશ આત્માને રૂચે છે, તેથી તે અવસરથી જિનેશ્વર ભગવાન્ આત્માને આત્મગુણ પ્રાપ્ત કરવામા પ્રેરકરૂપે ગણી શકાય છે, અને પ્રભુના ચરણો ઇચ્છિત પૂરવા માટે કલ્પવૃક્ષ સમાન હોવાથી પ્રભુના ચરણોના સેવા કરતાં કરતાં તમામ મોહનીય ક્ષય થઇ પરમાત્મતા પ્રાપ્ત થાય છે.

## શ્રી સુવિધિનાથ ભગવાનનું સ્તવન.

**सुविधि जिणे ा ीने, भ र ी ए ीजे रे;**
**अति घणो ट ंग धरीने, ह ी जीजेरे. विधि०**

### શબ્દાર્થ.

સુવિધ=સુવિધિનાથ નામના નવમા, જિણેસર=ભગવાનને, પાય નમીને=પગે લાગીને, શુભ કરણી=જેનાથી શુભબંધ થાય અથવા જે ક્રિયા કરવાથી શુભ ગતિ થાય તે, એમ=જેમ કહીશું તેમ, કીજેરે=કરીએ.

અતિઘણો=અતિશય, ઉલટ=ઉલ્લાસ, અંગ=શરીરમાં, ધરીને=ધારણ કરીને, ( ભગવાનને ) પ્રહ ઉઠી=સવારના પહોરમાં ઉઠીને પૂજીજે રે=પૂજવા.

### ાવાર્થ.

શ્રી સુવિધિનાથ ભગવાનની સ્તવના કરતાં તમામ પૂજાની વિધિ આ સ્તવનામાં બતાવી છે, અતિશય ઉલ્લાસસહિત સવારમાં ઉઠીને ભગવાનની પૂજા કરવી.

### પરમાર્થ.

આ પૂજા કેમ કરવી ? તે નીચે બતાવ્યુ છે, વળી આ પૂજા શુભકરણી છે, એટલે તેનાથી શુભબંધ થાય છે, એમ બતાવ્યું છે. પૂજા કરવી યોગ્ય છે એમ પણ વ્યગ્યાર્થથી સૂચવ્યુ છે.

**.व्य चि भा धरीने, हरखे देहरे ईएरे;**
**द तिग अहिग ाच ं, ए ाधुरि थईएरे. सुवि० २**

## શબ્દાર્થ.

દ્રવ્ય=દ્રવ્યથી–શરીરથી અથવા વસ્ત્રથી, ભાવ=ભાવથી અથવા મનનાં પરિણામથી, શુચિભાવ=પવિત્રપણુ–નિર્મળતા, ધરીને=ધારણ કરીને, હરખે હર્ષસહિત–ઉલ્લાસપૂર્વક, દેહરે=જિનેશ્વર ભગવાનની પ્રતિમાજીની જ્યાં સ્થાપના કરેલી હોય ત્યાં, જઈએરે=જઇએ.

દહતિગ=જેમાં ત્રણવાર કંઈ કરવાનું હોય તે ત્રીક, આવી દશ ત્રીક જે ભાષ્યમાં કહી છે તે, તથા પણ=પાંચ, અહિગમ=અભિગમ, સાચવતાં=સંભાળતા થકા સાચવી કરીને, એકમના=એકાગ્ર મનવાળા–જિનપૂજામાં જ મન રાખનાર, ધુરિ=પ્રથમમાં, થઈએરે=થવું જોઇએ.

## ભાવાર્થ.

નહાવાથી તથા શુદ્ધ વસ્ત્રો પહેરવાથી શરીરની અપવિત્રતા દૂર કરી અનેક જાતના સંકલ્પ–વિકલ્પોના ત્યાગથી થયેલાં શુદ્ધ મનથી ભાવશુદ્ધિ કરી, અપૂર્વ વસ્તુનો લાભ થતા જેમ ખુશી ઉત્પન્ન થાય છે તેમ, જિનપૂજાનો સમય મળ્યો છે એમ જાણી ખુશી થઇને દેહેરે જઇએ.

જે ક્રિયા કરવી હોય તેમાં જ ધ્યાન રાખવાથી તે કાર્ય સારૂં થાય છે, તેથી પૂજાની ક્રિયા તરફ જ વૃત્તિઓને એકાગ્ર કરી દેરાસરજીમાં પ્રવેશ કરવો.

પ્રવેશ કરતા જોડા, છત્ર, ચામર, મુકુટ, અને ફુલના હાર વિગેરે બહાર મૂકવારૂપ દેવવંદન ભાષ્યમાં લખ્યા પ્રમાણેના પાંચ અભિગમો સાચવવા.

ત્યારપછી ત્રણ નિસ્સિહી, ત્રણ પ્રદક્ષિણા, ત્રણ પ્રણામ એવી દશ ત્રીક કરવી. (આ સંબંધી વિશેષ વર્ણન દેવવંદનભાષ્ય, શ્રાદ્ધદિનકૃત્ય વિગેરે ગ્રંથોથી જાણવું.

## પરમાર્થ.

હૃદયનો ઉલ્લાસ, અને એકાગ્રતા, તથા પ્રભુતરફ બહુમાનની લાગણી, એજ પ્રભુભક્તિમાં પ્રધાનભૂત અંગ ગણાય છે. દ્રવ્યભાવથી શુચિભાવ ધારણ કરવાથી હૃદયનો ઉલ્લાસ સાધ્ય છે. દશ ત્રીકો સાચવવાથી મનની એકાગ્રતા સિદ્ધ થાય છે; અને પાંચ અભિગમો સાચવવાથી પ્રભુ તરફ બહુમાનની લાગણી સિદ્ધ થાય છે. માટે તેમ કરવા જણાવ્યું છે.

**कुसुम अक्षत वर वास सुगंधी, धूप दीप मन साखीरे;**
**अंगपूजा पण भेद सुणी इम, गुरुमुख आगम भाखीरे. विधि० ३**

## શબ્દાર્થ.

કુસુમ=ફુલ, અક્ષત=ચોખા, વર=પ્રધાન, વાસસુગંધો=સારી વાસવાળો-ખુશબોદાર વાસક્ષેપ, ધૂપ=અષ્ટાંગ, દશાંગ નામના સુગંધી પદાર્થો-ભગવાનની આગળ અગ્નિમાં જે બાળવામાં આવે છે તે ભૂકો, દીપ=દીવો, ( આ પ્રમાણેની અંગપૂજા=જિનેશ્વર ભગવાન્‌ની પ્રતિમાના શરીરની પૂજા, પણ ભેદ =પાંચભેદે, સુણી=સાંભળી છે. ઇમ=એ રીતે, ( કોને મ્હોડેથી ? તો કે ) ગુરૂમુખ=ગુરૂમહારાજને મ્હોડેથી, અને આગમભાખીરે=સિદ્ધાન્તોમાં કહેલી-સાંભળી છે.

## ભાવાર્થ.

આ ગાથામાં પાંચે પૂજાને અંગપૂજા ગણી છે; પણ વાસક્ષેપની તથા ફુલોની પૂજા અંગપૂજા છે. બાકી ધૂપ, દીપ, અને અક્ષતની પૂજા, તે અગ્રપૂજામાં ગણાય છે. ( એમ અમારી સમજ છે.) ( કોઇક પ્રકારે આ બધી પૂજાને શાસ્ત્રમાં અંગપૂજા ગણી હશે તે બહુશ્રુત જાણે. )

## પરમાર્થ.

આ બધી પૂજા કરતા મનને સાક્ષી રાખવાનુ કહ્યુ છે; તેનો અર્થ એટલોજ કે જો મન બીજે ઠેકાણે ભમતુ હશે અને તમે પૂજા કરશો તો નિરર્થક જશે, તેથી મનને સ્થિર રાખી પૂજા કરવી.

મનને સ્થિર રાખી જે પૂજા થાય તેજ ખરેખર પૂજા જાણવી.

**एहनुं दो भेद सुणीजे, ंतर ने परं ररे;**
**आणा । चि सन्नी, ति सु ति र ंदिररे. सुवि धि० ४**

## શબ્દાર્થ.

એહનું=પૂર્વે કહી તે શ્રીજિનેશ્વર ભગવાનની પૂજાનું ફળ=ફળ, દોય ભેદ=બે પ્રકારે, સુણીજે=સાંભળ, ( એક ) અનંતર=અંતર રહિત-તુરત, ને=અને, ( બીજું ) પરંપરરે=છેવટે-એક પછી બીજું, પછી ત્રીજું, એમ થતાં છેવટ થાય તે. આણાપાલણ=આજ્ઞાનું પાલન કરવાથી, ચિત્તપ્રસન્ની=ચિત્તની પ્રસન્નતા રૂપ, (અનંતર ફળ) અને મુગતિ=અંતે મોક્ષગતિ, (અને વચ્ચે) સુગતિ=સારી

ગતિ–મનુષ્ય વિગેરેની અને સુરમંદિર=વૈમાનિક પ્રમુખની દેવગતિ પ્રાપ્ત થાય તે પરંપર ફળ જાણવું.

### ભાવાર્થ.

પૂજા કરવાથી શું ફળ થાય તે દર્શાવી, પૂજા ઉપર દ્રઢતા કરાવવાનો ઉપદેશ દે છે.

જિનની પૂજામાં તદાકારપણે–સ્વામીસેવક સંબંધે અનંતર અને પરંપર એ બે પ્રકારે ફળ બતાવ્યાં છે.

જિનને પરમોપકારી જાણી એકાગ્ર ચિત્તે જે જિનેશ્વર ભગવાનની પૂજા કરે, તેના ચિત્તમાં ભગવાને આપેલો ઉપદેશ રૂચશે અને તેથી પોતામાં અનંત બળ, અનંત ઋદ્ધિ વગેરે આત્મસ્વરૂપ ઓળખવાથી પોતાનું ચિત્ત પ્રસન્ન થતાં ભગવાનની આજ્ઞામાં પ્રવર્તશે. ( આ ફળ તુરત મળશે. )

અને ત્યારપછી કદાચ ભવસ્થિતિ પાકી નહિ હોય–મતલબ કે પ્રથમ આયુષ્યનો બંધ કર્યો હશે, અથવા નિકાચિત બાંધેલાં ભોગવવાનાં કર્મો બાકી હશે, તો બીજા ભવમાં દેવપણું અથવા મનુષ્યપણું પામી, ધર્મનુ આરાધન કરી મુક્તિ પામશે. ( ભગવાનની પૂજાનું આ પરંપર ફળ જાણવું. )

### પરમાર્થ.

અનતર ફળ સિદ્ધ થયાથી પર પર ફળ પોતાની મેળે જ મળે છે, માટે અનતર ફળ જે ચિત્તપ્રસન્નતા તે મેળવવા ખાતર ભગવાનની આજ્ઞાનુ પાલન કરવુ.

**फु र धूप इवो, ंध नैवेद्य फल भरीरे;**
**पू ा ळी िध, भावे भाि शुभ गति रीरे. सु० ५**

ફુલ=કુસુમ, અ ત=ચોખા, વર=શ્રેષ્ટ ધૂપ=બાળવાનો સુગંધીદાર પદાર્થ, પઇવો=દીવો, ગંધ=કેસર, સુખડ આદિ સુગંધી પદાર્થો, નૈવેદ્ય=પ્રભુની આગળ મુકવા માટે જે પકવાન્ન વિગેરે રસોઇ તૈયાર કરેલી હોય તે. ફળ=કેળાં નાળીએર વિગેરે, જળ=પાણી, ( આમાં દુધ, દહીં વગેરે પંચામૃતનો પણ સમાસ જાણવો. ) ભરી=જળના કળશ ભરીને, આ પ્રમાણે અંગ=ભગવાનની પ્રતિમાને જે સ્પર્શ કરવાથી થાય તે, તથા અગ્રપૂજા=પ્રતિમાજી આગળ મૂકાય તે, મળી=મળીને, અડવિધ=આઠ પ્રકારની પૂજા ( જાણવી. )

વિ=એકાગ્ર ચિત્તથી-શુ મન પરિણામે; ભવિક=ભવ્યપ્રાણી, ( જો ભગવાનની પૂજા કરે તો ) શુભગતિ વરીરે=સારી એવી દેવની અથવા મનુષ્યની ગતિ પામે, ( અને પરંપરાએ મુક્તતા પામે. )

### વા ે.

પ્રથમ જે પાંચ પ્રકારની પૂજા કહી તેવી આ આઠ પ્રકારની પૂજા છે.

આમાં ત્રણ અંગપૂજા છે. જળ, ગંધ અને ફુલની તથા ધૂપ, દીપ, અક્ષત, ફળ અને નૈવેદ્યની તે અગ્રપૂજા છે. અંગપૂજા અને અગ્રપૂજા એ બન્ને મળીને કુલ પૂજાના આઠ પ્રકાર થાય છે. અને એ આઠ પ્રકારે જે ભવ્ય પ્રાણીઓ સારો ભાવ રાખી ભગવાનનું પૂજન કરે છે તે સારી ગતિ પામે છે. અને પરંપરાએ યાવત્ મુક્ત પણ થઇ શકે છે.

### પરમાર્થ.

ભાવ એટલે પ્રભુ તરફ ભક્તિભાવ, તે સહિત જો પૂજા કરાય, તોજ શુભ ગતિ મેળવી શકાય. ભાવ વિનાની પૂજા તથાવિધ ફળ આપી શકે નહિ; માટે પૂજાના તમામ પ્રકારો સાચવતાં સાથે સંપૂર્ણ ભક્તિભાવ અથવા ઉપયોગ રાખવો જોઇએ.

**भेद एकवी  कारे, ोत्तर  भेदेरे;**
**पू  ा बहुविध निरधारी, दोहग दुरगति छेदेरे. वि धि ६**

### શબ્દાર્થ.

સત્તર ભેદ=સત્તર પ્રકારની, એકવીસ પ્રકારે=એકવીશ પ્રકારથી, અઠોત્તરસત=એકસો ને આઠ, ભેદે=પ્રકારે, ( દ્રવ્યપૂજા ) શાસ્ત્રમાં કહી .

વપૂજા=ભાવપૂજા તો, બહુવિધ=ઘણા પ્રકારે, નિરધારી=કહી . ( તે કરનાર ) દોહગ=દુ ર્ગ્ય તે દુઃખની પ્રાપ્તિરૂપ, અને દુરગતિ=નરકગતિ અને તિર્યંચની ગતિ, (તેને) છેદેરે=કાપે છે.

### વાર્થ.

પ્રથમ પાંચ પ્રકાર તથા આઠ પ્રકાર સવિસ્તર બતાવ્યા તેજ પ્રમાણે અંગપૂજા અને અગ્રપૂજાના કેટલા પ્રકાર છે તે બતાવે છે. સત્તર પ્રકાર, એકવીશ પ્રકાર અને એકસો આઠ પ્રકારે અંગ-અગ્રપૂજા થાય છે. આ ઠેકાણે આદિ પદ જોડવું; કારણ કે ઉપલક્ષણથી ચોસઠ પ્રકારી; નવાણું પ્રકારી વગેરે પૂજા કરવાની

વિધિઓ પ્રસિદ્ધ છે. આ વિધિઓમાં ન્યૂનાધિક પણ થઇ શકે છે; તેથી મૂળ ગાથામાં માત્ર ઉપર જણાવ્યા છે તેજ પ્રકારો લીધા છે.

ભાવપૂજા અનેક પ્રકારે થાય છે, તે ગુરૂગમથી અને શાસ્ત્રાંતરથી જાણવી. અમે તો એટલુંજ કહીએ છીએ કે જે જિનેશ્વર ભગવાનની અંગપૂજા, અગ્રપૂજા અને ભાવપૂજા કરશે, તે દુર્ગતિમાં પડતો બચશે. આ પૂજાઓ દુર્ગતિનો છેદ કરનારી છે, અને ઉપરની ગાથાઓમાં બતાવ્યા પ્રમાણે શુભ ગતિને આપનારી છે. એ કહેવાનું તાત્પર્ય છે.

અથવા અંગપૂજા અને અગ્રપૂજા તે અષ્ટપ્રકારી પૂજા જાણવી, અને સત્તર પ્રકારી, એકવીશ પ્રકારી, એકસો આઠ પ્રકારી વિગેરે બહુ પ્રકારે જે પૂજા કરવામાં આવે છે, તેમાં કેટલીક પ્રવૃત્તિ ભાવસૂચક હોવાથી, ત્યાં ભાવને પ્રધાન ગણી, અપેક્ષા ભેદથી તેવી પૂજાઓને અહીંઆ ભાવપૂજા ગણી હોય તો એ રીતે અર્થ કરતાં શબ્દાન્વય બહુ સારી રીતે સચવાય છે.

### પરમાર્થ.

ભાવને પ્રધાન ગણ્યો એટલે તેને કાયમ રાખી અનેક પ્રકારે દ્રવ્યપૂજા કરી શકાય છે; તેથી તે દ્રવ્યપૂજાઓ છતાં ભાવવર્ધક અથવા ભાવપૂર્વક હોવાથી મનોવાછિત ફળ આપે છે.

**तुरि भेद पडि त्ती ा, उ श ीण ोगीरे;**
**चउहा ा इ उ र णे, भा ी के ोगीरे, सु० ७**

### શબ્દાર્થ.

તુરિયભેદ=ચોથો ભેદ તે, પડિવત્તી પૂજા=પ્રતિપત્તી પૂજા, ( પડિવજવું=અંગીકાર કરવું-એટલે કે, પોતાનું સ્વરૂપ અંગીકાર કરવું તે રૂપ ) પૂજા=સેવા, ( આ પૂજા કયારે થાય ? તો કે ) ઉપશમ ખીણ સયોગી રે=અગીઆરમે ગુણસ્થાનક આત્મા હોય એટલે ઉપશાંતમોહ થયો હોય ત્યારે, તથા બારમે ગુણસ્થાનકે ક્ષીણમોહ થયો હોય ત્યારે, તથા તેરમે ગુણસ્થાનકે સયોગી-શુદ્ધતા પામેલા ચૈતન્યને માત્ર યોગ રહેલા હોય તેવી દશામાં આ પડિવત્તી પૂજા થઇ શકે. ચઉહા પૂજા ઇમ ઉત્તરઝયણે=આ ચાર પ્રકારની પૂજા ઉત્તરાધ્યયનસૂત્રમાં ભાષી-કહી છે. કેવળભોગીરે-કૈવલ્યજ્ઞાનવાન એવા ભગવાને કહી છે. ( સમ્યકત્વ પરાક્રમ નામના અધ્યયનમાં કહી છે. )

### ભાવાર્થ.

આ ચોથા ભેદનું સ્વરૂપ અનુભવ વિના લખવાને હું લાયક નથી. તેથી તેનો વિશેષ અર્થ ગુરૂમુખે ધારવા યોગ્ય છે.

### પરમાર્થ.

પોતાના સ્વરૂપને યથાર્થ રીતે જાણીને, ભગવાનની આજ્ઞાનો જે સાર તેને જ અંગીકાર કરવો, એટલે સમસ્ત પરવસ્તુને પરરૂપ જાણી, તેના ઉપરથી મમત્વનો ત્યાગ કરવો, અને કેવળ આત્માનેજ આદરવો એવો સંબંધ લાગે છે.

વિશેષ ઉત્તરાધ્યયનના સમ્યક્ત્વ પરાક્રમ અધ્યયનથી જાણવું.

**इम पूजा बहु भेद सुणीने, सुखदायक शुभ करणी रे;**
**भविक जीव करशे ते लेशे, आनंदघन पद धरणी रे. विधि०८**

### શબ્દાર્થ

ઈમ=પૂર્વે કહ્યા તેમ, પૂજા=પૂજાના, બહુ ભેદ=બહુ પ્રકારો, સુણીને=સાંભળીને, સુખદાયક=મોક્ષને આપનારી, શુભ કરણી રે=સારી ક્રિયા, ભવિક જીવ=જે ભવ્ય પ્રાણી, કરશે=બજાવશે, તે લેશે=તે પામશે. (શું ? તો કે) આનંદઘનપદ ધરણી રે=આનંદસમૂહના સ્થાનરૂપ ધરણી એટલે પૃથ્વી=મોક્ષ (પામશે)

અથવા આનંદઘનજી મહારાજ કહે છે કે જે ભવ્ય પ્રાણી પૂજા કરશે તે મોક્ષદશાને પામશે.

### ભાવાર્થ.

એમ પૂજાના ઘણા ભેદો કહ્યા, એટલે અંગ, અગ્ર, ભાવ અને પડિવત્તી પૂજા તે જે ભવ્ય પ્રાણી કરશે તે મોક્ષસુખ પામશે.

### પરમાર્થ

શુભ ક્રિયા કરીએ તો શુભ ફળ થાય એવો સિદ્ધાંત છે, અને આ ચારે પ્રકારની પૂજા શુભ ક્રિયા છે માટે તે મુક્તિની આપનારી છે.

**ઇતિ શ્રી સુવિધિનાથ જિન સ્તવન.**

# ાી ૧ તલનાથ ભગવાનનું સ્તવન.

•

**ाी ति ति लि त्रि ंगी, वि विध भंगी मोहे रे;**
**रुणा ो ीच्ण ा, उदा ीन ा सोहे रे. शीतल० १**

### શબ્દાર્થ.

૧ તલ=શીતલનાથ નામના દશમા, જિનપતિ=જિનેશ્વરની, લલિત=મનોહર, ત્રિ ંગી=ત્રણ પ્રકારવાળી, વિવિધ=જુદી જુદી, ભંગી=ભંગમાળા, મન=ચિત્ત (તેને) મોહે રે=મોહ પમાડે છે–ખેંચે છે.

કરૂણા કોમળતા,=કરૂણારૂપ કોમળતા (અથવા) કરૂણા તે જ કોમળતા તી ણતા=કર્કશતા, દાસીનતા=અલિપ્તતા, સોહે રે=શોભે છે.

### ાવાર્થ.

શીતલનાથ નામના દશમા ભગવાનની ત્રિભંગી, અને વળી તેના જુદા જુદા પ્રકારો મનને આનંદ આપે છે.

તે ત્રણે પ્રકારોમાં એક કરૂણારૂપ કોમળતા, બીજો તીક્ષ્ણતા અને ત્રીજો ઉદાસીનતા જાણવો.

### પરમાર્થ.

શ્રી શીતલનાથ ભગવાનમાં મનોહર ત્રણ પ્રકારો જોવામાં આવે છે. આ પ્રકારના વળી ઘણા પ્રકારો થાય છે, જે જાણવાથી મનને આનદ થાય તેવું છે.

ભગવાનમાં જે ત્રિભગી કહી છે તે નીચે પ્રમાણે છે:—

પ્રથમ કરૂણા અથવા કોમળતા. આ કોમળતાની સાથે તાક્ષ્ણતા હોવાનો સંભવ નથી પણ તે ભગવાન્‌માં છે; વળી તેની સાથે ઉદાસીનતા પણ છે. આ પરસ્પર વિરોધવાળા ગુણો છે; મતલબ કે પ્રત્યક્ષ વિરોધ ભાસે છે, તેથી આ ત્રિભગી મનોહર છે.

**र्व ंतु हि रणी रू ा, र्विदारण ीच्ण रे;**
**हानादा रहित रि ा ी, उदासी ा वी रे. ी ०२**

### શબ્દાર્થ

સર્વ=બધા, જંતુ=પ્રાણી, (તેમને) હિત=ફાયદાકારક, (જે)

કરણી=ક્રિયા, (તે) કરૂણા=કરૂણા જાણવી. કર્મ વિદારણ=કર્મોને ચીરી નાખવા; ( તે ) તીક્ષણરે=તીક્ષ્ણતા જાણવી.

હાનાદાન=ત્યાગ અને ગ્રહણ ( તેણે કરીને ) રહિત, પરિણામી=પરિણામવાળાપણું=રહિત પરિણામ. ( તે ) ઉદા ીનતા=ઉદાસીનતા, વીક્ષણ રે=એવી–જાણવી.

ાવા ર્

સર્વ પ્રાણીઓનું હિત કરનારી વૃત્તિ તે કરૂણા જાણવી. આત્માના સંબંધમ. રહેલાં કર્મ પુદ્ગલો અનેક પ્રકારનાં છે. તેના મુખ્ય આઠ પ્રકાર છે. તેને જે વિદારવાં એટલે ચીરી નાખવાં તે તીક્ષ્ણતા જાણવી. છોડવું અને ગ્રહણ કરવું, તે બેથી જે રહિત પરિણામપણું, તેને ઉદાસીનતા જાણવી; અર્થાત્ ગ્રહણ કરવાની અને ત્યાગવાની જે બુદ્ધિ તેથી જે રહિતપણું તેને ઉદાસીનતા જાણવી.

પરમાર્થ.

પ્રભુમાં ત્રણે વૃત્તિઓ કેવી રીતે રહે છે તે બતાવે છે:—

સમગ્ર પ્રાણીમાત્રનું હિતચિંતન કરનાર પ્રભુ છે, તેથી તેમનામાં કરૂણાનો ગુણ તો સુપ્રસિદ્ધજ છે.

ઘોર તપસ્યા કરીને અને ધ્યાનાગ્નિથી સમસ્ત કર્મસમૂહનો નાશ કરવામાં પણ જેમની પ્રવૃત્તિ થાય છે, એટલે કરૂણાને અને તીક્ષ્ણતાને પરસ્પર વૈર છતાં પણ પૂર્વોક્ત પ્રકારે બન્ને ગુણો પ્રભુમાં જોવામાં આવે છે.

જેમને પામવા યોગ્ય આત્મસ્વરૂપ પ્રાપ્ત થયું છે, એટલે જગતના અન્ય પદાર્થોપરથી જેમની ઇચ્છા સ્વાભાવિકપણે નષ્ટ થઇ ગઇ છે, તેથી ત્યાગવાનુ અને ગ્રહણ કરવાનુ કઇ રહેતું નથી. માટે ઇષ્ટ અનીષ્ટ વસ્તુને અભાવે આખા જગત્પર ભગવાનને ઉદાસીનતા છે. પ્રભુને સ્વભાવિક વસ્તુ ત્યાગવાના અને ગ્રહણ કરવાના પરિણામ થતાં જ નથી, તેથી તે તેનાથી રહિત છે. આવી રીતે તે ત્રણે ગુણો પ્રભુમાં રહેલા છે.

**रदुः छेद इच ा रू ा, ाित्तण रदुः रीझे रे;**
**दा ाी ाउ विरु , ए ामे के ाीजे रे. शी० ३**

શબ્દાર્થ.

પરદુઃખ=બીજાનાં દુઃખ, ( તેમનું ) છેદન=કાપવું, ( તેની ) ઇચ્છા વાંચ્છ , ( તે ) કરૂણા=કરૂણા નામે પહેલો પ્રકાર. તીક્ષણ=તીક્ષ્ણતા નામે બીજો પ્રકાર ( તે ) પરદુઃખ=બીજાના દુઃખમાં=બીજાને દુઃખ પડતાં જોઇ

રીઝરે=ખુશ થાય–ખુશી થવુ તે ( છે. ) ( અને ) ઉદાસીનતા=ઉદાસીનતા નામે ત્રીજો પ્રકાર તે ઉભયવિલક્ષણ=કરૂણા અને તીક્ષ્ણતા, તે બન્નેથી જુદીજ સ્થિતિ–અર્થાત્ તટસ્થવૃત્તિ=મધ્યસ્થપણું, (આ ત્રણે પ્રકાર) એકઠામે= એક ઠેકાણે, કેમ=શી રીતે ? સીઝેરે=સિદ્ધ થઇ શકે ?–હોઈ શકે ?

## ાવાર્થ.

અન્ય સંસારી પ્રાણીઓના દુ:ખછેદનની જે ઇચ્છા તે કરૂણા. પોતાના આત્માસાથે રહેલાં જે જડ પુદ્ગલો તેને દુ:ખે રીઝવું એટલે હર્ષ પામવું તે તીક્ષ્ણતા.

અને ભવસ્થિતિ પરિપાક થયા વિના દૂરભવ્યને બોધ ન લાગ્યો, તેમજ પુદ્ગલો જડ છે, તેને કંઈ થતું નથી, માટે તેવે પ્રસંગે કરૂણા અને તીક્ષ્ણતા, તે બન્નેથી વિલક્ષણ જે સમતા જેવાં પરિણામ તે ઉદાસીનતા.

તે ત્રણ ( પ્રભુવિના ) એક ઠામે એટલે એક વ્યકિતમાં શી રીતે હોય ? અથાત્ બીજામાં ન હોય, પણ પ્રભુમાંજ હોઇ શકે.

## પરમાર્થ.

અન્ય સસારી જીવો રાગ, દ્વેપ અને અજ્ઞાનથી અથવા પુદ્ગલના સંબધથી, અથવા પોતાનું સ્વરૂપ ભૂલી જવાથી જે દુ ખી થાય છે, તેમને દુ:ખમાંથી છોડવવાની જે ઇચ્છા તે કરૂણા અને આ કરૂણાથી ભગવાન્ ઉપદેશ કરે છે.

પોતાના સબધમાં રહેલો જે કર્મસમૂહ અથવા શરીર આદિ પુદ્ગલ, તેને સ્વરૂપનો બોધ થતાં દૂર થવા રૂપ અથવા પરિપહ સહન કરવારૂપ થતી પીડાથી ખુશી થવુ. શરીર વગેરેને પોતાનુ માની પ્રથમ જે દુ:ખ ભોગવ્યુ તે મિથ્યા હતુ, અને આ જડ પુદ્ગલોને ગમે તે થાય, અથવા ભલે તે દુ:ખી થઇ મારો સબધ છોડે એવો જે ભાવ તે તીક્ષ્ણતા.

આ ઉભયથી વિલક્ષણ જે ભાવના, તેનુ નામ ઉદાસીનતા છે. જેમની ભવસ્થિતિ પરિપકવ થઈ નથી, તેવા જીવોપર કરૂણાથી કરેલો ઉપદેશ, અથવા કરૂણા કરવાથી કઇ ઉપયોગ નથી, એ રૂપ માધ્યસ્થવૃત્તિ, તેમજ જડ કે જે જ્ઞાન રહિત છે, તેને સુખદુ:ખનુ ભાન નથી, એટલે મારા સબંધમાં રહેલા પુદ્ગલને દુ:ખી થયે રીઝવું તે પણ ઠીક નથી. તે રૂપ તીક્ષ્ણતા ઉપર પણ માધ્યસ્થ વૃત્તિ આવવી. આ દશાને ઉદાસીનતા જાણવી.

આ વૃત્તિઓ એક સ્થળે કેવી રીતે મેળવી શકાય ? માત્ર જેમને આત્માનદ પ્રાપ્ત થયો હોય, એવા પ્રભુમાંજ તે મળે એ વ્યગ્યાર્થ જાણવો.

दान ति चाण करु ा, ाी ावे रे;
`र ि क्रुति उदा ीन ा, इ विरोध ि ावे रे. ाी०

## શબ્દાર્થ.

અભયદાન=નિર્ભયતા આપવી- વિત આપવું તે, તિમ=પૂર્વોક્ત રીતે, લ ણ કરૂણા=કરૂણાનું લ ણ ( છે. ) તીક્ષણતા=તીક્ષ્ણતા છે તે, ગુણ ાવિરે=ગુણોને વિચારવામાં ( અથવા ) ગુણ ને ાવમાં ( છે. ) પ્રેરણ= પ્રેરણાસંકલ્પ, ( તેના ) વિણ=વિનાની, ( જે ) કૃતિ=ક્રિયા તે, દાસીનતા= દાસીનતા છે. ઇમ=એ રીતે, વિરોધમતિ=વિરોધનો વિચાર–વિરોધભાવ, નાવે રે=ન આવે–નહિ આવે.

### ા ા ર્થ.

જન્મ, મરણ, રોગ, તથા શોક આદિનો ભય સમસ્ત સંસારી જીવોને છે. તે ય દૂર કરવારૂપ જ્ઞાન આપવું તેના ચિન્હરૂપ કરૂણા જાણવી.

આત્માના ગુણો જે જ્ઞાનદર્શનાદિ તે વિચારવાથી તીક્ષ્ણતા થાય છે.

( ઇષ્ટ અનિષ્ટ સંયોગથી ) પ્રેરણાવિના જે ાવ રહે, તે કરેલી–થયેલી ઉદાસીનતા જાણવી.

એવી રીતે પૂર્વે જે કહ્યું તેમ વિચારતાં આ ત્રણે ાવો સાથે રહેવામાં બુદ્ધિમાં વિરોધ ન આવે.

### પરમાર્થ.

વળી કરૂણા, તીક્ષ્ણતા અને ઉદાસીનતા પ્રભુમાં કેવી રીતે રહી શકે ? તે બતાવે છેઃ—

ભવ્ય પ્રાણીઓને ભગવાનના સ્વરૂપનો બોધ કરાવી, સંસારની મોહજાળથી બચાવી, પ્ર જે અભયદાન આપે છે તે કરૂણાનો ભાવ ભગવાનમાં છે.

પોતાના સ્વરૂપનો બોધ થતાં, સંબંધમાં રહેલા પુદ્‌ગલસમૂહપર સ્વાભાવિક તીક્ષ્ણતા ઉત્પન્ન થાય છે; એટલે તેનાથી છૂટવાની ઇચ્છા, અથવા કર્મસમૂહને દૂર કરવારૂપ ભાવ, પોતાના ગુણને ભાવવાથી ઉત્પન્ન થાય છે, તે તીક્ષ્ણતા ભગવાનમાં હોય છે.

જ્યાંસુધી જગતમાં યથાર્થ પદાર્થોનું સ્વરૂપ ન જાણ્યું હોય ત્યાંસુધી આ પદાર્થ ઇષ્ટ છે, અને આ અનિષ્ટ છે એવી બુદ્ધિ થાય છે, અને તે બુદ્ધિના પ્રેરણાથી રાગદ્વેષ થાય છે; પણ ભગવાનને તો વસ્તુમાત્રનું સ્વરૂપ વિદિત છે, તેથી ઇષ્ટ અનિષ્ટરૂપ બુદ્ધિજ થતા નથી; તેથી પ્રેરણા થયા વગર સમસ્ત જગત્ ઉપર ઉદાસીનતા છે.

આવી રીતે વિચારતાં ભગવાનમાં ત્રિભંગીની પરસ્પર વિરોધતા આવતી નથી.

**शक्ति ठ चि ि भु भुता, निर्ग्रंथ ा ंयोगे रे;**
**ो ी ो ी क्ता ौ ी, अनुपयोगी उ ोगे रे. शी ल० ५**

## શબ્દાર્થ.

શક્તિવ્યકિત=સામર્થ્ય પ્રકાશ–સામર્થ્યનો આવિર્ભાવ, (તેના હિસાબે) ત્રિભુવનપ્રભુતા=ત્રણે ભુવનોની ઠકુરાઇ–મોટાઈ (દર્શાવે છે) (અને) નિર્ગ્રંથતા=પરિગ્રહ રહિતપણું તે, સંયોગેરે=સંયોગના હિસાબે છે; અર્થાત્ પાસે રાખવાના હિસાબમાં તો તેઓ તદ્દન અકિંચન છે, (આ એક વિરોધાભાસ, બીજો એ કે તેઓ) યોગી=(મન, વચન, કાયારૂપ) યોગવાળા છે, (અને) ભોગી=(શુદ્ધાત્મ પરિણતિ સાથે) રમણ કરનાર પણ છે, આ બીજો વિરોધાભાસ છે. (ત્રીજો વિરોધભાસ એ કે તેઓ) વક્તા=બોલનાર છે, (અને) મૌની=મૌનધારી પણ છે. (ચોથો વિરોધાભાસ એ છે કે, તેઓ) અનુપયોગી=કૃતકૃત્ય હોવાથી ઉપયોગ વગરના–પ્રયોજન વગરના છે, અને ઉપયોગેરે=ઉપયોગમાં–જ્ઞાનદર્શનોપયોગમાં વર્તે પણ છે.

## ાવાર્થ.

શક્તિ એટલે આત્માના સ્વગુણ પર્યાયને ગ્રહણ કરવાનું સામર્થ્યપણું, તથા વ્યક્તિ એટલે શક્તિથી આત્માના ગુણોને પ્રગટ કરવા તે.

આત્માનો સ્વગુણ ગ્રહવામાં સામર્થ્ય શેનું ? તેમજ આત્માના ગુણો છે તે પ્રગટે તેમાં વ્યક્તપણું તે શેનું ? એમ વિચારવાથી શકિત અને વ્યકિતથી ભિન્ન અશકિત અને અવ્યકિતરૂપ એક ગુણ જાણવો. આ રીતે શકિત, વ્યકિત અને અશકિત અવ્યકિત રૂપ ત્રિભંગી થઈ.

વળી ત્રણે ભુવનના પ્રાણીઓ એટલે ઇંદ્રાદિકોને પણ પ્રભુ પૂજનિક છે, તેથી પ્રભુમાં ત્રિભુવનની પ્રભુતા છે, તેમજ પ્રભુની પાસે કાંઇ પણ પરિગ્રહ રૂપ ગ્રંથી નથી, એટલે પ્રભુ નિર્ગ્રંથ છે એમ બન્ને ગુણો પ્રભુમાં છે.

ત્રિભુવનની પૂજ્યતાની ઇચ્છા પ્રભુને નથી, તેમજ નિર્ગ્રંથપણે ફરવાની ઇચ્છા પણ પ્રભુને નથી. તે ઉપર જણાવેલા બને ગુણોથી વિલક્ષણ અત્રિભુવનપૂજ્યતા અને અનિર્ગ્રંથતારૂપ ત્રીજો ગુણ પણ પ્રભુમા છે, એટલે આ પણ ત્રિભંગી થઇ.

ઉપરના પરસ્પર વિરોધી ગુણોનો પણ સંયોગ પ્રભુમાં દેખાય છે, તેથી આ પરસ્પર સંયોગ ન બને તેવા ગુણોના સંયોગે એ ત્રિભંગી થઇ.

મન, વચન અને કાયાના આત્માને યોગ છે તેથી યોગવાળા તે યોગી છે.

આત્મગુણને ભોગવે છે તેથી સ્વગુણના ભોગી છે.

કર્મનો ક્ષય થવાથી જેમને યોગ બાધા પમાડી શકતો નથી. યોગ છતાં પણ પ્રભુ અયોગી છે; તેમજ પોતે પોતાનાં ગુણમાં રમણ કરવું તે ભોગ છતાં પણ અભોગી છે; તેથી યોગી ભોગી સાથે અયોગી અને અભોગીપણુ પણ પ્રભુમાં દેખાય છે.

વળી પ્રભુ દ્વાદશાંગી રૂપ શાસ્ત્રના કહેનાર છે, તેથી વકતા છે.

આશ્રવ સબંધી, પાપ સંબંધી વચન ન બોલનાર હોવાથી મૌની છે.

આ બન્ને ગુણોથી ભિન્ન અવકતા એટલે અનેક ભગવાનોએ પૂર્વે કરેલો ઉપદેશ જ નિરિચ્છકપણે પ્રભુએ કરેલો છે, એટલે વકતા છતાં અવકતા છે.

તેમજ તીર્થપ્રર્વતન સમયે દ્વાદશાંગી શબ્દવર્ગણાએ કહેવી પડી, માટે પ્રભુ અમૌની પણ છે. એવી રીતે આ ચોથી ત્રિભંગી જાણવી. " વકતા, મૌની, અવકતા અમૌની. "

સામાન્ય જ્ઞાનવાનને જ્યારે કાંઇ પદાર્થ જાણવો હોય ત્યારે જ્ઞાનનો ઉપયોગ તે તરફ મૂકવો પડે, તોજ પદાર્થનું જ્ઞાન થાય, પણ ભગવાન્ કૈવલ્ય જ્ઞાનવાન્ હોવાથી ઉપયોગ મૂકયા વિના પણ પદાર્થોનું સ્વરૂપ જાણી શકે છે, તેથી તેઓ અનુપયોગી છે.

આટલું છતાં પણ કેવળ જ્ઞાનના ઉપયોગ સાથે કેવળ દર્શનનો પણ ઉપયોગ હોય છે, માટે ઉપયોગી પણ છે. આ બન્ને ગુણો જ્ઞાન અને દર્શનને લઇને ભિન્ન થયા છે.

વળી યોગરૂંધન થયા પછી જ્ઞાનનો તેમજ દર્શનનો ઉપયોગ, અનુપયોગ ઠરવાનું પ્રયોજન હોતું નથી, તેથી ઉપરના બન્ને ગુણોથી ભિન્ન એવા ત્રીજા ગુણની સંભાવના થાય છે.

આ પ્રમાણે પાચ ત્રિભંગી પ્રભુમાંજ સભવી શકે છે.

**इर दि हुभं ि भंगी, च ार ि देीरे ;**
**अचरि ाीचित्र विचित्रा, आनंदघन द लेीरे. शीत ० ६**

## શબ્દાર્થ.

ઇત્યાદિક એ વિગેરે, બહુ ંગ=ઘણા ભાંગાઓની-ઘણા પ્રકારોની, ત્રિ ંગી=ત્રિભંગીઓ, ચમતકાર=અજાયબી રેલી ખુબી, ચિત=ચિત્તમાં-મનમાં, દેતીરે=આપે -પેદા કરે છે. (એ ત્રિભંગીઓ કેવી છે ? તો કે) અચરિજકારી=આશ્ચર્યકારક ( ), ચિત્રવિચિત્રા=જુદા જુદા રૂપની (છે), (અને) આનંદઘન=આનંદથી વ્યાપ્ત--આનંદથી રપૂર (એવા) પદ=મુકિતપદ-મોક્ષસ્થાન, (તેને) લેતીરે=લાવી આપનાર છે.

## ભાવાર્થ.

ઇત્યાદિક પૂર્વે કહી તે, તથા બીજી બહુ પ્રકારની ત્રિ ંગીઓ મનને ચમત્કાર પમાડે છે. અને તે આશ્ચર્યકારી ત્રિભંગીઓ જુદા જુદા પ્રકારોની છે. વળી જેમનામાં તે ત્રિ ંગીઓ, કેવળજ્ઞાન ને કેવળદર્શનને આશ્રયે હોય છે, તે ત્રિભંગીવાળા મોક્ષપદ પામે છે.

## પરમાર્થ.

ઇત્યાદિક એટલે ઉપર કહી તે શિવાયની બીજી ત્રિભંગીઓ છે એમ સમજવું.

જેઓને કૈવલ્યજ્ઞાન અને કૈવલ્યદર્શન પ્રાપ્ત થયું છે, તેમને આશ્રયે સમસ્ત ગુણો રહે છે એટલે તેમનામાં અનેક પ્રકારના ગુણો પરસ્પર વિરોધી પણ હોઈ શકે છે. ઉપર કહ્યા છે તે શિવાય નીચે લખેલા પરસ્પર વિરોધી ગુણો પણ સાપેક્ષપણે પ્રભુમાં દેખાય છે.

જેમ કે કામ એટલે ઇચ્છા, અને સ્વરૂપ ગ્રહણ કરવાની જેમને ઇચ્છા છે તે કામી. મોહાદિક મનોવિકારરૂપ શત્રુઓને હણનારા તે ક્રોધી. આ મોહાદિક શત્રુઓ મહા બળવાન્ છે; માટે તેમનાપર જો ખરેખરો અભાવ ન આવે, અને તેમનો નાશ કરવાની જો પ્રવૃત્તિ ન થાય તો, તેઓનો નાશ થાય તેમ નથી, માટે ક્રોધી પણ ખરા.

જ્યારે મોહનો ક્ષય થાય છે ત્યારપછી એટલે સંજ્વલન નામના લોભનો નાશ કરીને આત્મામાં બારમુ ગુણસ્થાન પ્રાપ્ત થાય છે ત્યારે કામ અને ક્રોધ હોતા નથી. માટે નિઃકામી, નિઃક્રોધી.

આવી રીતે અનંત ગુણો ભગવાનમાં પ્રગટે ત્યારે અનેક ત્રિભંગીઓ થઇ શકે છે.

પરસ્પર વિરોધી ગુણો જ્યારે એક સ્થળે જોવામાં આવે છે ત્યારે ચિત્તમાં ચમત્કાર થાય છે.

કદી કોઇ બીજામાં પણ આવા કોઇ ગુણો દેખાય તો તે કલ્પના માત્ર જાણવા આ ત્રિભં-

ધન એટલે મોક્ષપદને લે છે. અથવા આનંદઘનજી મહારાજ કહે કે પરમ આનંદપદને લે છે; એટલે આવી ત્રિભંગીવાળો પરમાનંદ પદને પામે છે.

ઇતિ ૧૦ તળનાથ જિન સ્તવન.



# શ્રી ેયંસ ભગવાનનું સ્તવન.

**श्री ` ' जि ' ामी, आतमरामी नामी रे;**
**पूरण ामी, सहज मुगतिगतिगामीरे. श्री `०**

## શબ્ ાર્થ.

શ્રે ાં = ીમાન્ શ્રેયાં નામે અગી ારમા, જિન=જિનેશ્વર ગવાન્, અંતરજામી=અંતર્યામી- દયના ાવને જાણ નાર ( છે, ) આતમરામી= ત્મારામ—આત્મસ્વરૂપમાં રમનાર છે, નામીરે= ત્તમ નામવા । અથવા કર્મ ત્રુઓને નમાવનાર ( .) અ ાતમમત=અધ્યાત્મમત—આત્મા બંધી વિનિશ્ચય (તેને), પૂરણ=સંપૂર્ણ રીતે—પૂરેપૂરૂં, પામી=પ્રાપ્ત કરીને, હ = વગર કષ્ટે, મુગતિ=ગતિ—મુક્તિરૂપ પંચમ ગતિ, (તેના) ગામીરે=જનાર છે.

## ાવાર્થ.

શ્રી શ્રેયાંસ નામના તી ંકર પ્રભુ હૃદયના ાવને જાણનારા છે. તથા આત્મારામ નામના ઉત્તમ નામવાળા છે. આત્મા સંબંધી નિશ્ચયને સંપૂર્ણ રીતે પામીને વગર પ્રયાસે મોક્ષે જનારા છે.

## પરમાર્થ.

શ્રી શ્રેયાંસનાથ નામના ભગવાન્ કેવળજ્ઞાન અને કેવળદર્શનથી વસ્તુમાત્રનું ગુહ્ય સ્વરૂપ જાણી શકે છે, માટે અંતરજામી કહેવાય છે; તેથીજ તેમનુ નામ આત્મારામ છે. અથવા આત્મામાંજ જેમનું રમ છે, તેથી આત્મારામ નામવાળા છે.

આ પ્ર સ્વરૂપ સંબંધી સંપૂર્ણતા પામી, અથવા આત્માજ જેમાં અધિકપણે વર્તે છે, તેવો મત પૂર્ણપણે પામી સહજ મુક્તિગતિ પામનાર છે; અથવા સહજ મોક્ષે જનાર છે.

सं ारी इंद्रियरा ी, मुनि गु आ रामीरे;
मुख्य णो जे । रा ी, ते केवळ निःकामीरे. श्रीश्रे ांस० २

### શબ્દાર્થ.

સયલ=સકલ-સર્વ, સંસારી=સંસારમાં ખુંચેલા પ્રાણીઓ, ઇંદ્રિયરામી=ઇંદ્રિયસુખમાં રમનાર છે. મુનિ=મુનિમહારાજ-સાધુ પુરૂષો, ગુણ આતમ=આત્મગુણ-આત્માના જ્ઞાનાદિ ગુણ, ( તેમાં ) રામીરે=રમનારા ( હોય છે. ) મુખ્યપણે=મુખ્યત્વે કરીને, જે=જે પુરૂષો, આતમરામી=આત્મસ્વરૂપમાં રમણ કરનાર ( હોય છે. ) તે=તે પુરૂષો, કેવળ=તદ્દન, નિઃકામીરે=નિષ્કામ-નિઃસ્પૃહ-લોભ લા ચ વગરનાજ ( હોય છે. )

### ાવા ે.

સકળ સંસારમાં રહેલા ચારે ગતિમાં ભ્રમણ કરનારા જીવો, શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શથી ઉત્પન્ન થતા ઇંદ્રિયોના સુખમાં તદાકારપણે પ્રવર્તનારા હોય છે; અને સાધુ પુરૂષો આત્મગુણમાં રમણરૂપી સ્વરૂપને ભજનારા હોય છે.

મુખ્યપણે જે આત્મામાં રમનાર હોય છે તે કેવળ પુદ્ગલની અભિલાષા વિનાના હોય છે.

### પરમાર્થ.

સઘળા સસારી જીવો ઇંદ્રિયોના સુખમાં રમનાર હોય છે, અને મુનિમહારાજો આત્મ-ગુણમાં રમનાર હોય છે, તેથી તે મુનિઓ ઇચ્છા રહિત હોય છે.

नि स्व रू जे किरि ा साधे, तेह ध्य ा हियेरे;
जे कि रि ा री उ ति ाधे, ते न ध्या हियेरे. श्री० ३

### શબ્દાર્થ.

નિજસ્વરૂપ=સ્વસ્વરૂપ-પોતાનું સ્વરૂપ, જે=જે જાતની કિરિયા=ક્રિયા-જ્ઞાનધ્યાનાદિ યોગાભ્યાસ, (તેને) સાધે=સિદ્ધ કરે, તેહ=તે ક્રિયા, અધ્યાતમ=અધ્યાત્મ-અધ્યાત્મ શબ્દવાચ્ય-આત્માને લગતી, લહિયેરે=લેવી-જાણવી.

( પણ ) જે=જે જાતની, કિરિયા=ક્રિયા, કરી=કરીને, ચઉગતિ=ચતુ-

રે ગતિ, સંસાર સાધે=સધાય, તે–તે ક્રિયા, ન=નહિ, અધ્યાતમ=શબ્દવાચી, કહિયેરે=કહી શકાય.

### ાવાર્થ.

પોતાના આત્મસ્વરૂપની જે પ્રાપ્તિ તેને માટે, અથવા તેમાં રમણ કરવા રૂપ જે આવશ્યકાદિક ક્રિયા તેનું જે સાધન તેને અધ્યાત્મ કહીએ.

પણ જે ક્રિયા કરી દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકીની ગતિ સાધે, એટલે એ ગતિઓમાં જવા યોગ્ય કર્મનો બંધ કરે તેને અધ્યાત્મ ન કહીએ.

### પરમાર્થ.

આત્મસ્વરૂપે રમતાં જે પ્રાણી પ્રતિક્રમણ વિગેરે ક્રિયાઓ સાધે, અને તેનો આત્મ અધિ એટલે મુખ્યતાએ વર્તે, તેને જ અધ્યાત્મ કહેવુ.

પણ પોતાના સ્વરૂપના જ્ઞાનને અભાવે જે પ્રાણીઓ ક્રિયા કરી ચારે ગતિઓમાં ભ્રમણ કરવારૂપ કર્મોનાં દળ ઉપાર્જન કરે તેને અધ્યાત્મ કહેવુ નહિ.

જેમ કોઇ સાધુ શુભ કરણી કરી, દેવઆયુ બાંધે, અથવા મનુષ્યગતિને સિદ્ધ કરે અથવા અશુભ ક્રિયા કરી નરક, તિર્યંચગતિને સિદ્ધ કરે તેને અધ્યાત્મ કહેવું નહિ.

**ધ્ય ઠ દ ા , દ્રવ દ ા છંડોરે;**
**ધ્યા નિ ગુ ાધે, તો તે ર ડોરે. શ્રી ૦**

### શબ્દાર્થ.

નામ અધ્યાતમ=નામ માત્રથી અધ્યાત્મ, ઠવણ અધ્યાતમ=સ્થાપનામાત્રથી અધ્યાત્મ, દ્રવ્ય અધ્યાતમ=દ્રવ્ય માત્રથી અધ્યાત્મ, (અધ્યાત્મ ભાવ વગરના ફક્ત ઉપર ટપકાના અધ્યાત્મા ાસના નામ, સ્થાપના, ને દ્રવ્ય ) ( તેને ) ંડોરે=ત્યાગ કરો.

( કારણકે ) ભાવ અધ્યાતમ=ભાવથી અધ્યાત્મપણું–ખરૂં અધ્યાત્મપણું, નિજગુણ=( અનંતજ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ) પોતાના ગુણને, સાધે=સિ કરે, તો=તે માટે, તેહશું=તેના સાથે, રઢ=રટના–પ્રીતિ, મંડોરે=માંડો.

### ભાવાર્થ.

અર્થ વિનાનો નામ માત્ર અધ્યાત્મ શબ્દ, તે નામ અધ્યાત્મ; તથા શબ્દ

લખેલો અથવા અમુક વસ્તુને અધ્યાત્મ છે, એમ કલ્પના કરવી, તે ...ા-અધ્યાત્મ; અધ્યાત્મ જેવો દેખાવ, પણ મુખ્યતા આત્મામાં નહિ તે દ્રવ્ય...મ; તે ત્રણે અધ્યાત્મનો ત્યાગ કરો.

જેમાં સમસ્ત ક્રિયાઓમાં આત્મા મુખ્યતાએ વર્તે, અને આત્મસ્વરૂપની પ્રાપ્તિને માટેજ ક્રિયા હોય, અથવા આત્માના હિતને માટેજ ક્રિયા હોય, તેને ભાવ-અધ્યાત્મ જાણવું; અને તે ભાવઅધ્યાત્મથી આત્મગુણ સધાય છે. માટે તે ભાવ-અધ્યાત્મ સાથે પ્રીતિ કરો, અર્થાત્ ભાવ અધ્યાત્મને સાધો.

પરમાર્થ.

કોઇ પુરૂષ પોતે અધ્યાત્મનો લેશમાત્ર ન જાણવા છતાં, પોતાને અધ્યાત્મી કહેવરાવે તે નામ અધ્યાત્મી છે.

જેમ કોઇ વસ્તુને તેમાં ગુણ ન છતાં ગુણી માનવામાં આવે છે તેમ, ગુણ ન છતાં કોઈ પુરૂષ બીજાને અધ્યાત્મી છે એમ માને તેને સ્થાપના અધ્યાત્મ જાણવુ.

બહારથી યોગની સાધના કરી પ્રાણાયામ વિગેરે ધ્યાન કરે, દેખાવ અધ્યાત્મીનો રાખે અને અંદરખાને વિષયોની વાંછના હોય તે દ્રવ્ય અધ્યાત્મી કહેવાય છે.

બાહ્ય તથા અભ્યંતરની પણ એક સરખી પ્રવૃત્તિ હોય, તથા સ્વરૂપની મુખ્યતા સહિત ક્રિયામાં પ્રવૃત્તિ હોય—જેમાં આત્માની અધિકતા શિવાય બીજુ કાંઇ ન હોય, તો ભાવ અધ્યાત્મ જાણવું. તેની રચના કરવીજ યોગ્ય છે; અને આ છેલ્લા શિવાયના ઉપરના ત્રણે અધ્યાત્મ છાંડવા યોગ્ય છે.

**શબ્દ અધ ા અર્થ ીને, નિર્વિ આદરજોરે;**
**શબ્દ ધ્યા ાજાણી, ગ્રહણ મતિ ધરજોરે. શ્રીશ્રે૦ ૫**

શબ્દાર્થ.

શબ્દ અધ્યાતમ=અધ્યાત્મ શબ્દ, ( તેનો ) અર્થ સુણીને=અર્થ સાંભળીને, નિર્વિકલ્પ=નિર્વિકલ્પપણે—નિઃશંકપણે,—બેલાશક, (તેને) આદરજોરે=આદર આપજો.

( પણ ) શબ્દ અધ્યાતમ=( અર્થ વગરનો ફક્ત ) અધ્યાત્મ શબ્દ=નામ માત્રથી અધ્યાત્મ, ( તેમાં ) ભજના=ખરાપણું હોય પણ, ને નહિ પ હોય, એમ વિકલ્પ=શક—શંકા ( રહેલી છે ) ( માટે તે ) જાણી=જાણી કરીને—ચો સ રીતે તેના ખરાખોટાપણાનો નિશ્ચય મેળવી કરીને (ત્યારબાદજ) ાનગ્રહણ=તેને છોડી દેવું કે ગ્રહણ કરવું (તેની) મતિ=ધાર ા ધરજોરે=કરજો.

## ભાવાર્થ.

અધ્યાત્મ શબ્દનો અર્થ સાંભળીને, આત્મામાંથી વિકલ્પપણાથી રહિત થઈને, એટલે એક શુદ્ધ આત્મા શિવાયના વિકલ્પ માત્રને દૂર કરીને નિર્વિકલ્પપણું સ્વીકારજો.

કેવળ અધ્યાત્મ શબ્દમાં સ્વરૂપ અધ્યાત્મિકપણું નથી એમ જાણીને તેમાં ત્યાગવાની મતિ ધરજો; અને પ્રથમ કહેલા અધ્યાત્મ શબ્દનો અર્થ ગુરૂદ્વારાએ સાભળી તે ગ્રહણ કરવાની મતિ ધરજો.

## પરમાર્થ.

શબ્દ અધ્યાત્મનો અર્થ સાભળી તેવી આત્માની નિર્વિકલ્પ દશા આદરજો, પણ અધ્યાત્મ શબ્દમા માત્ર મોહ પામશો નહિ. અધ્યાત્મ શબ્દમાં તો અધ્યાત્મની ભજના માત્ર જાણીને તેને ત્યાગ કરવાની મતિ રાખજો.

અમે અધ્યાત્મી છીએ, એમ કહીને ગમે તે પ્રવૃત્તિ કરનાર શુષ્ક વેદાંતીઓના જેવા ન થવાને આ ગાથામાં ઉપદેશ કરેલો છે કે, માત્ર "અહ બ્રહ્માસ્મિ" અથવા "સોહ" એવા શબ્દોમાં મોહ પામશો નહિ, પણ તે શબ્દોના ભાવાર્થ તરફ લક્ષ્ય આપી પ્રવૃત્તિ કરવાનુ કરજો.

**ध्यातम जे तु विचारी, ाी ा सीरे;**
**तु े जे स्तु काशे, ा ंद न ीरे. ीश्रेयां ०६**

## શબ્દાર્થ.

અધ્યાતમ=(ખરેખર) અધ્યાત્મી પુરૂષો (તેજ કે) જે=જેઓ, વસ્તુ=મૂળ વસ્તુ–આત્મતત્ત્વની યથાર્થતા, (તેના) વિચારી=વિચારનાર, (હોય) (બાકી મૂળ વસ્તુના વિચારહીન) બીજા–નામમાત્રથી અધ્યાત્મી બની બેઠેલા લોકો, જાણ=નક્કીપણે સમજો કે, લબાસીરે=લબાડ છે.

(માટે) વસ્તુગતે=યથાર્થપણે, જે=જે પુરૂષો; વસ્તુ એટલે તત્ત્વ, પ્રકાશે= જણાવે–સમજાવે, (તેજ પુરૂષો) આનંદઘન=આનંદથી ભરપૂર રહેલ જે જિનેશ્વર ભગવાન્ (તેનો) મત=માર્ગ, (તેમાં) વાસીરે=વસનાર અથવા તેનાથી વાસિત થયેલા (જાણવા).

### ભાવાર્થ.

ઉપર કહ્યા તે શિવાયના આત્મતત્ત્વની વિચારણા નહિ કરનારા જે મતમમત્વીઓ તેમને લબાડ જાણવા. આગમમાં રહેલું જે તત્ત્વ, તે પ્રમાણે અથવા જેમ આગમમાં કહ્યું છે તે પ્રમાણેનું આત્મતત્ત્વ જેઓ શિષ્યાદિકોને કહે, તે કૈવલ્યજ્ઞાની મહારાજના મતના વાસી થાય, અર્થાત્ જિનમતના વાસિત થાય. અથવા આનંદઘનજી મહારાજના મતવાળા થાય.

### પરમાર્થ.

જે માત્ર આત્મતત્ત્વનોજ વિચાર કરનાર છે તે અધ્યાત્મી કહેવાય. તે શિવાયના મોઢેથી અધ્યાત્મની વાતો કરનારા, અને નિશ્ચય નયનું આલંબન લઈ વિષયકથામાં પ્રવૃત્તિ કરનારા મમત્વીઓને લબાડી જાણવા. આગમમાં કહ્યા પ્રમાણે આત્મતત્ત્વ જાણનારા અને પ્રરૂપનારા, તેજ જિનમતવાળા જૈની, અથવા આનંદઘન મહારાજના મતના છે એમ જાણવું. બાકી તિલક કરનાર, અથવા શ્વેત, પીત વસ્ત્ર પહેરનાર અથવા નગ્ન રહેનારને જિનેશ્વર ભગવાન્ સાથે સંબંધ નથી એમ જાણવુ. તેઓ માત્ર વેષધારી છે, માટે તેઓના તરફ દયાની દૃષ્ટિથી જોવું.

---

## ી વાસુપૂ ય ભગવાનનું સ્તવન.

•

ा पूज जि त्रि ी, ा ी रना ी रे;
निरा ार ार , र फळ ा ीरे. ०१

### શબ્દાર્થ.

વાસુપૂજ્ય=વાસુપૂજ્ય નામના બારમા, જિન=ભગવાન, ત્રિભુવન સ્વામી=ત્રણે લોક એટલે સ્વર્ગલોક, મનુષ્યલોક અને પાતાલલોકના ધણી છે. ધનનામી=ઘણા નામોવાળા છે. પરનામીરે=પર જે રાગાદિ શત્રુઓ, તેમને નમાવનાર છે; અથવા પર=ઉત્કૃષ્ટ—શ્રેષ્ઠ નામવાળા છે અથવા પરનામી=એટલે પરિણામી=પરિણતિવાળા—આત્મ પરિણતિએ પરિણત છે. નિરાકાર—ચૈતન્યરૂપે આકાર રહિત છે. સાકાર—શરીરવાળા હોવાથી આકાર સહિત પણ . સચેતન=ચેતનામય—કેવળજ્ઞાને પરિપૂર્ણ છે. કરમ=ક્રિયા કરમફળ—ક્રિયાનાં જે ફળો ( તેના ) કામીરે=ચાહના કરનારા છે.

૧૧ .

શ્રી વાસુપૂજ્ય નામના બારમા ભગવાન સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રણે ભુવનના સ્વામી છે. ઘણા નામોવાળા છે અને નામ પ્રમાણે પરિણામી છે.

અંતર આત્મા સામાન્ય ઉપયોગે નિરાકાર છે અથવા ભગવાન ચૈતન્ય નિરાકાર છે; અને વળી અંતર આત્મા વિશેષ ઉપયોગ લક્ષણે સાકાર છે; અથવા ગવાન શરીર સહિત આકારવાળા છે. વળી નિરાકાર અને સાકાર લક્ષણવાળા છતાં ચેતનાના જે જ્ઞાનાદિ ગુણો તે સહિત છે, એટલે સચેતન છે.

સામાન્ય શુભાશુભ ઉપયોગે પ્રવર્તતો ચેતન, ક્રિયાના ફળરૂપ પુણ્ય અને પાપ પ્રકૃતિના ફળનો અભિલાષી છે એમ જાણવું.

પરમાર્થ.

દેવલોકના ઈંદ્રો, મૃત્યુલોકના ચક્રવર્તીઓ, ભુવનપતિ તથા વ્યંતર લોકના ઇંદ્રોએ ભગવાનનું વંદન, પૂજન વિગેરે કરવાથી તેમજ સમગ્ર આત્મઋદ્ધિ પ્રાપ્ત કરવાથી, અને જેમને કંઇ પ પ્રાપ્ત કરવાનું બાકી નથી, તેથી ભગવાન ત્રણે ભુવનના સ્વામી છે.

ભગવાનનાં ઘણાં નામો છે અને તે નામ પ્રમાણે પરિણામવાળા છે.

વળી ભગવાન નિરાકાર છે; તેમ સાકાર પણ છે, અને સચેતન છે.

કૈવલ્યજ્ઞાનની પ્રાપ્તિ પૂર્વે તમામ આત્મા કર્મના કર્તા છે, અને તેથી ભાશુભ કર્મથી થયેલાં પુણ્ય પાપરૂપ ફળના ભોકતા તથા ઇચ્છક છે.

**निरा ार भेद ं ह , भेदग्राह ा ारोरे;**
**द ॅ न ज्ञा भेद चे ना, व्या ारोरे. १ ० २**

શબ્દાર્થ.

નિરાકાર=આત્માનું નિરકારપણું, ( શી રીતે ? તો કે ) અભેદ સંગ્રાહક=અભેદ ગ્રાહિ–સર્વ આત્માઓને એકાત્મભાવથી જોનાર નય ( તેના હિસાબે છે ) ભેદગ્રાહિક=ભેદગ્રાહી ( નયોવડે તો ) સાકારોરે=સાકારપણું ( રહેલું ) છે.

દર્શન=દેખવું, જ્ઞાન=જાણવું, ( એમ ) દુભેદ=બે ભેદ ( તે ) ચેતન=ચેતના કહેવાય. ( તે શું છે ? તોકે ) વસ્તુગ્રહણ વ્યાપારોરે=વસ્તુને ઓળખવાનો જે વ્યાપાર–ઉપયોગ ( તેજ ચેતના ) છે.

### ભાવાર્થ.

સર્વ આત્માઓને એકાત્મભાવથી જોનારો જે નય તે નિરાકાર અને ભિન્ન ભિન્ન સ્વરૂપે ગ્રહણ કરનાર તે સાકારોપયોગ. આ પ્રમાણે દર્શન અને જ્ઞાન એ બે ભેદો થાય છે; અને આત્મસ્વરૂપને ઓળખવાને, અથવા જડથી ભિન્ન ચૈતન્યને ઓળખવાને તે રૂપ જે ક્રિયા તે જ્ઞાન અને દર્શનથી થાય છે.

### પરમાર્થ.

આકાર રહિત એવું આત્મતત્ત્વનું લક્ષણ છે. તે પ્રમાણે ગ્રહણ કરતાં અભેદ એટલે જૂદાપણુ ભાસતુ નથી. તેથી જૂદાપણારહિતનુ ગ્રહણ થાય છે, સામાન્યપણે દર્શન ઉપયોગથી ભેદરહિત નિરાકાર આત્મસ્વરૂપ સમજાય છે.

ભેદવાળું સ્વરૂપ ગ્રહણ કરવું તે સાકારથી થાય છે. આકારે કરીને સહિત હોય, અને તેવીજ રીતે ગ્રહણ કરે તોજ ભેદગ્રહણ થાય છે.

આ વિશેષ વાત છે. વિશેષ પ્રકારે આત્માનુ સ્વરૂપ જાણવાનું છે તે જ્ઞાનોપયોગથી જણાય છે.

આ પ્રમાણે ચૈતન્યશક્તિ બે પ્રકારની છે. સામાન્યોપયોગ તે દર્શન, અને વિશેષોપયોગ તે જ્ઞાન. જો કે વિશેષમાં સામાન્ય આવી જાય છે, તોપણ પ્રથમ સામાન્ય જ્ઞાન થયા પછી વિશેષ જ્ઞાન થાય છે, તેથી બે અવસ્થાનાં બે નામો છે.

**र्त्ता परिणामी  रिणा ो,  र्म जे जीवे करियेरे,**
**एक अनेक रू  नयवादे, नि यते नर अनुसरियेरे. वासु० ३**

### શબ્દાર્થ.

કર્ત્તા=( આત્મા ) કર્તા પણ છે, ( કોને ? તોકે ) પરિણામી=પરિણામ પામતા ( જ્ઞાનદર્શનરૂપ ) પરિણામો=જે પરિણામો ( તેનો ), ( વળી પૂર્વે કહેવામાં આવ્યુ છે કે, ભગવાન્ કર્મ અને કર્મફળના કામી છે, ત્યાં કર્મ તે શું ? તે બતાવે છે.) કર્મ જે જીવે કરિયેરે=જીવ જે કરે–ક્રિયા કરે, તે ક્રિયા તે કર્મ. ( વળી ) એક અનેક રૂપ નયવાદે=આત્મા, નયવાદની અપેક્ષા લેતાં એક પણ છે, અને અનેકરૂપ પણ છે. ( એમ ) નિયતે=નિશ્ચય પૂર્વક, નર=આત્મા છે, ( તેને એમ ) અનુસરિયેરે=માનવું જોઈએ.

### ભાવાર્થ.

આત્મામાં કર્મનું કર્તાપણુ વ્યાપક પરિણામે છે, વાસ્તવિક નથી.

નયવાદે આત્મા એક અને અનેકરૂપ કહેવાય છે. પણ હે પુરૂષ ! નિશ્ચય નયને અનુસરીએ તેજ બરાબર છે.

### પરમાર્થ.

આત્મામાં કર્તાપણાનાં પરિણામો માત્ર વ્યાપીને રહેલાં છે અને આવાં પરિણામોથી જીવ જે કરે, અથવા જીવથી જે ક્રિયા કરાય, તે કર્મ કહેવાય. નિશ્ચય નયથી આત્મામાં કર્તાપણું નથી.

જૂદા જૂદા નયોના મત પ્રમાણે આત્મા એક પણ કહેવાય છે અને અનેક પણ કહેવાય છે. પણ હે મનુષ્ય ! તુ નિશ્ચય નયનું આલંબન ગ્રહણ કરી, તે પ્રમાણે શુદ્ધતા પ્રાપ્ત કરવા પ્રવર્ત; એટલે તુ ભગવાનનું પદ પામીશ, અને શુદ્ધ આત્મપણુ પણ પ્રાપ્ત કરીશ.

**दुः र जाणो, नि ए आनंदोरे;**
**चेतन । परिण चूके, चेत हे जि चंदोरे. । ४**

દુઃખ=આત્મા જેનાથી અસાતા ભોગવે છે તે, સુખ=આત્મા જેનાથી સાતાનો અનુભવ કરે છે તે ( તે ) રૂપ=તદાકાર, કરમફળ જાણો=આત્માએ કરેલાં કર્મોનાં ફળો જાણવાં. નિશ્ચય=નિશ્ચય નયને મતે, એક=એકજ, આનંદો રે=આત્મામાં આનંદ છે. ચેતનતા=ચૈતન્યપણું, તદ્રૂપ, પરિણામ=ભાવ, ન ચૂકે=ભૂલે નહિ તો તેને, ચેતન શુદ્ધ આત્મા, કહે=કહે છે, ( કોણ ? તો કે ) જિનચંદોરે=જિનેશ્વર ભગવાન્.

### ભાવાર્થ.

દુ:ખ અને સુખ એ બંને કર્મનાં ફળરૂપ જાણો. નિશ્ચય નયથી તો એક આનંદ જ છે. એવું કેવળી ભગવાનોમાં ચંદ્ર સમાન એવા શ્રી તીર્થંકર મહારાજ કહે છે. જે આત્મા કોઈ પણ દશામાં ચૈતન્યપણાને મૂકતો નથી તે ચૈતન્ય છે, અને નિશ્ચય નયથી તે આનંદરૂપ છે.

### પરમાર્થ.

જ્યારે ચૈતન્યમાં નિશ્ચય નયથી કર્તાપણુ નથી, ત્યારે સુખ દુ:ખ એ શું છે એમ શંકા થાય તેનુ સમાધાન કહે છે:—

સુખ અને દુ ખ એ માત્ર કર્મનાં ફળો છે. આ કર્મનુ કર્તાપણું ઉપરની ગાથામાં કહ્યુ તેમ નિશ્ચય નયથી આત્મામા નથી, પણ વ્યવહારથી વ્યાપીને રહેલુ છે, તેથી નિશ્ચય નય પ્રમાણે આત્મામાં સુખ દુ.ખપણુ નથી. પણ આત્મા આનંદમય છે.

તેથી જિનેશ્વર ભગવાન્ કહે છે કે, આવી ઉપચારિક અત્યંત સુખ અને દુ.ખના દશામાં પણ ચૈતન્ય ચેતનતા ચૂકતો નથી. ચૈતન્ય તો ચૈતન્યરૂપે જ રહે છે. કહ્યું છે કે.—

ધર્મી અપને ધર્મકું, ન તજે છીનો કાલ;
આત્મા ન તજે જ્ઞાન ગુણ, જડ ક્રિયાકી ચાલ.

આ પ્રમાણે આત્મા પોતાના ચૈતન્યના જ્ઞાનગુણને તજતો નથી; અને જ્યારે સમય પ્રાપ્ત થાય છે ત્યારે વિભાવનો ત્યાગ કરી, સ્વભાવમાં પ્રવૃત્તિ કરી આત્મા પોતાનુ પદ પ્રાપ્ત કરે છે.

रिणा ी े न रि ामो, ज्ञान करम फळ भावी रे;
ान र चेतन कहीए, लेजो तेह मनावी रे. वासु० ५

## શબ્દાર્થ.

પરિણામી=અદલ બદ થતાં છે, ( કોણ ? તો કે ) ચેતન પરિણામો= ાન, દર્શનરૂપ ચેતનાનાં પરિણામો તે. ( અને ) જ્ઞાન=આત્માને એ ાન ( રહેલુ કે ) કરમફળ=ક્રિયાનાં ફળ,ભાવીરે=અવશ્ય થનારજ છે; (ત્યારે) ાન કરમ ફળ=કર્મનાં ફળનું જે જ્ઞાન તે ( જ્ઞાનરૂપે ) ચેતન=ચેતનાવંત આત્મા, કહીએ=કહેવાય છે. ( માટે ) લેજો તેહ મનાવીરે=( કર્મફળ શાંતપણે ભોગવવા માટે ) તે આત્માને સમજાવી લેવો જોઇએ.

## ાવાર્થ.

( ચેતનતા ધર્મે ) વ્યાપી રહેલો જે જીવ, તેનાં પરિણામો તે ધર્મસ્વરૂપનું જાણવાપણું તે જ્ઞાન; તે પૂર્વક જે કરવું તેનુ ફળ આગામી કાળે સ્વરૂપપ્રાપ્તિથી થાય છે. જ્ઞાન કહેતાં સ્વસ્વરૂપનુ જ્ઞાન અથવા આત્મજ્ઞાન, તેનું કરમ એટલે કરવું-પ્રગટ કરવું-પ્રયુજવું, તેનુ ફળ તે સ્વરૂપપ્રાપ્તિ અને તેનેજ ચેતન કહીએ. જાણુપણાવાળા ચેતનને લક્ષણા સહિત અને અજ્ઞાની ચેતનને લક્ષણા રહિત ચેતન કહેવું. એવુ શાસ્ત્રોમા કહેલું છે.

હે ભવ્યો ! આ ( લક્ષણા સહિત ) ચેતનને મનાવી લેજો, એટલે આત્મજ્ઞાન પ્રાપ્ત કરી લેજો-સ્વરૂપમાં પ્રવર્તજો; એટલે સ્વરૂપ ચિંતવન વિના અન્ય ચિંતવન કરશો નહિ.

## પરમાર્થ.

જે ચૈતન્ય પોતાને દેહાદિકમાં વ્યાપી રહેલો સમજે છે, વળી જડથી પોતે ભિન્ન છે, એમ સમજે છે તે ચૈતન્યતા ધર્મયુક્ત જાણવો, અને જો કે સર્વે જીવો ચૈતન્યતા ધર્મથી યુક્ત હોય છે, પણ જેમને સ્વરૂપજ્ઞાન હોતુ નથી, તે લક્ષણા સહિત ચેતન કહેવાતા નથી. માત્ર સ્વરૂપ જ્ઞાનવાળા ચેતનને જ આગમમાં લક્ષણા સહિત ચેતન કહેલા છે.

ાનંદઘન  મહારાજ કહે છે કે, તમે આવું લક્ષ  ાસહિત ચૈતન્યપણું મનાવી લેજો–પ્રાપ્ત કરી લેજો.

આ લક્ષણા સહિત ચેતનપણું કેમ પ્રાપ્ત થાય ? અથવા ક્યાંથી પ્રાપ્ત થાય ? એવો ભય રાખશો નહિ; કેમકે તેને માટે આ ગાથાના પૂર્વાર્ધમાં કહેલુ છે કે,

જ્ઞાન એટલે સ્વરૂપનું જ્ઞાન, એટલે હુ ચેતન છું, અને આ દેહાદિ જડ છે. જેમનો સડન, પડન અને વિધ્વંસન ધર્મ છે, તેમાં હું વ્યાપી રહેલો છુ. આવુ જ્ઞાન ચોક્કસ અનુભવપૂર્વક થાય છે અને પછી તે જે કર્મ કરે છે તેનું ફળ સ્વરૂપપ્રાપ્તિ થાય છે.

આવા જ્ઞાનીનું જે કંઇ કર્મ કરવું અથવા પ્રયુંજવુ, તેને જ એટલે તેના ફળને આત્મજ્ઞાન કહીએ; અને તેજ ચેતનપણું જાણવુ. અર્થાત્ આ લક્ષણુસહિત ચૈતન્યપણું પોતામાં જ છે, તેનું યથાયોગ્ય જ્ઞાન સદ્દગુરુદ્વારા પ્રાપ્ત થવુ જોઇએ. આમાં અનુભવનો કેટલોક વિષય છે, તેથી વધારે અર્થ કોઈ મહાત્માથી ધારી લેવો.

**ा ज्ञानी ण कहावे, ि ा ो द्रव्यहिं ीरे;**
**वस्तुग े जे ाशे, ा ंद ंीरे. ० ६**

## શબ્દાર્થ.

( આ રીતે ) આતમ ાની=આત્મસ્વરૂપનો જાણનાર ( જે ાય તે ) શ્રમણ= ાધુ, કહાવે–કહી શકાય ( બાકી ) બીજા તો=આત્મજ્ઞાનશૂન્ય મત. મમત્વાઓ તો, દ્રવ્યલિંગીરે= ાધુનો વેષ માત્ર પહેરતા હોવાથી દ્ર૦ લિંગ-ધારી ( જાણ ા ).

માટે વસ્તુગતે–વસ્તુસ્વરૂપને જાણીને, ( તે પ્રમાણે ) જે–જે પુરૂ ા, વસ્તુતત્ત્વ, પ્રકાશે=જણાવે, ( તેઓજ ) આનંદઘન–આનંદથી ભરપૂર એવા ( ભગવાનના ) મત–માર્ગના, સંગી–પ્રેમધારી હિમાયતીઓ ( છે. )

## ાવાર્થ.

આત્માના જાણનાર જે આત્મજ્ઞાની તેજ મુનિ કહેવાય. આત્મજ્ઞાન વિનાના રજોહરણ, મુખવસ્ત્રિકા વિગેરેને ધારણ કરનાર દ્રવ્યલિંગવાળા હોવાથી દ્રવ્યલિંગી સાધુ કહેવાય. આત્માનુ યથાર્થ સ્વરૂપ જે પ્રકટ કરે છે, તે આનંદઘનરૂપ જે આત્મા, તેની બુદ્ધિ અથવા તે રૂપ સુમતિના સહચારી થાય; અથવા આનંદઘનજી જે ગ્રંથકર્તા, તેમના મતના સહચારી–સોબતી થાય.

### પરમાર્થ.

ખરેખરા ભાવસાધુ તે આત્મજ્ઞાનવાન્ મુનિ જાણવા. ગમે તેટલી ક્રિયા કરતો હોય અથવા ગમે તેવો તપસ્વી હોય તેને ભાવસાધુ કહેવાય નહિ. પણ જો તે યથાર્થ લિંગ ધારણ કરતો હોય તો તેને દ્રવ્યસાધુ કહેવાય.

જે આત્મા જેવો છે તેવો પ્રકાશે, એટલે પોતે જાણે અને લોકોને સમજાવે, તેજ માત્ર આનંદઘનજીના સહચારી થવાને યોગ્ય જાણવા. એટલે કે તેજ મુમુક્ષુ અથવા અધ્યાત્મી, આત્માનો જે સમૂહ, તેની મતિના ( એટલે તે પ્રાપ્ત કરવાની બુદ્ધિવાળા ) જાણવા, અર્થાત્ તેમનેજ આત્માનંદ પ્રાપ્ત થઈ શકે એમ સમજવુ.



# શ્રી વિમલનાથ ભગવાનનું સ્તવન.

दुःख दो ग दूरे टल्यांरे; सुखसं द भेट;
धींग धणी ाथे वि ारे, कु गंजे रखेट वि ल जिन.
दी लो ण ा , ारां ीधां ांछित ाज. वि ०

### શબ્દાર્થ.

દુઃખ દેહાગ=દુઃખદૌર્ભાગ્ય, દૂરે=વેગળાં, ટલ્યાંરે=જતાં ર હ્યાં, (અને) સુખસંપદશું=સુખ અને સંપદાઓ સાથે, ભેટ=મેળાપ ( થયો છે. ) ( કારણ કે ) ધીંગ=ધીંગો—જોરાવર, ધણી=નાયક, માથે કીયોરે=સ્વીકાર્યો છે—તેની આજ્ઞા મસ્તકે ચઢાવી છે. ( માટે ) કુણ=કોણ—કયો, ગંજે=ગાંજી શકે—જીતે, નરખેટ=નરરાક્ષસ- નરાધમ, ( જે માટે ) વિમલજિન=તેરમા શ્રી વિમલનાથ ભગવાન્ દીઠા=(મે ) જોયા, લોયણ=લોચનોવડે—(મારાં) અંતર ચક્ષુવડે, આજ=આજે—હમણાં, (તેથી) મારા=મારાં આત્માનાં, સીધાં=સિદ્ધ થઇ ચૂકયાં, વાંછિત કાજ=મનવાંછિત કામો.

### ભાવાર્થ.

દુઃખ અને દૌર્ભાગ્ય વેગળાં ગયાં, અને સુખ તથા સંપદાની સાથે મેળાપ થયો. આજે શ્રી વિમલનાથ નામના જિનેશ્વર ભગવાનને દીઠા તેથી ઉપર પ્રમાણે થયું.

વળી મારાં મનોવાંછિત કાર્યો સિદ્ધ થયાં અને આવા સામર્થ્યવાન્ પ્રભુને મેં માથે ધણી કર્યા છે, તો હવે મોહાદિક કષાયોમાંથી મને કોણ ગાંજી શકે તેમ છે? એટલે જીતી શકે તેમ છે? અપિતુ–અર્થાત્ કોઈ નહિ.

### પરમાર્થ.

મેં શ્રીવિમળનાથ ભગવાનનાં દર્શન કર્યાં, તેથી મને પોતાનામાં આત્મત્વ ભાસ્યું; તેથી અજ્ઞાનથી હું જે અનેક કલ્પનાઓ કરી દુઃખી થતો હતો તે અજ્ઞાન મટવાથી દુઃખ અને દૌર્ભાગ્ય પણ દૂર ગયા.

આમ થવાથી મને મારામાં અનંત અવ્યાબાધ સુખ ભાસ્યું, અને આત્મસંપદાથી મારો મેળાપ થયો.

જેમના દર્શન માત્રથી આમ બન્યું તેમનું શરણું લેવું યોગ્ય ધારીને આ પ્રભુનો હું દાસ થયો. એટલે પ્રભુને મેં મારે માથે ધણી કર્યા છે. તેથી નરખેટ–હલકા પુરૂષોનો અથવા કષાયાદિ કોઈનો મને ભય રહ્યો નથી; કેમકે તેઓ મને ગાંજી જાય તેમ નથી–મારે માથે પ્રભુ સમર્થ છે.

**चरण ा सेरे, नि थिर द दे ;**
**स अथिर द रिहरेरे, ा र पे . वि० दी० २**

### શબ્દાર્થ.

ચરણકમળ=( શ્રી વિમળનાથ ભગવાનના ) ચરણરૂપ કમળ–પંકજમાં, કમળા=લક્ષ્મી–શ્રી દેવી, વસેરે=નિવાસ કરે છે, ( શું જોઈને ? તો કે ) નિર્મળ=મળરહિત, થિર=સ્થિર–દ્રઢ, પદ=સ્થાન, દેખ=દેખીને–જોઈને, ( અને લક્ષ્મી ) સમળ=મળ સહિત–મળમાંથી પેદા થયેલા, અથિર=અસ્થિર–હેજ પવનથી પણ કંપતા, પદ=સ્થાન, ( તેને ) પરિહરેરે=છોડી દે છે, ( એવું સ્થાન તે કયું ? તો કે ) પંકજ=પંકમાંથી પેદા થયેલું કમળ તેમને, પામર=તુચ્છ–હલકું, પેખ=જોઇને–વિચારીને.

### ભાવાર્થ.

કમળને મેલવાળું તથા થોડા વખતમાં નાશ પામનારૂં એવું પામર જોઇને લક્ષ્મી મેલ રહિત અને સ્થિર એવા ભગવાનના ચરણરૂપી કમળમાં વાસ કરે છે.

### પરમાર્થ.

ભગવાનના ચરણકમળની સેવા કરનારને લક્ષ્મી પણ સહજ પ્રાપ્ત થાય છે, કેમકે કાદ-

જેનો નાશ થઇ જાય છે એવા કમળ વથી જેની ઉત્પત્તિ છે એવુ મેલવાળા, અને અલ્પકાળમાં જેનો નાશ થઇ જાય છે એવા કમળ પુષ્પનો ત્યાગ કરી લક્ષ્મી ભગવાનના ચરણકમળ, કે જે કર્મ રૂપ રજથી મુક્ત છે, તેમજ જેમને આત્મપદ પ્રાપ્ત હોવાથી અવિનાશી સ્થિરતા પ્રાપ્ત થઇ છે, તેમાં તે લક્ષ્મી વાસ કરે છે; તેથી ભગવાનના સેવકોને તે તુરત પ્રાપ્ત થાય છે ( એ વ્યંગ્યાર્થ છે. )

**मु  मन तु   द ंकजेरे, लीनो गुण  करंद;**

**मु  मन तु   द ंकजेरे, लीनो गुण  करंद; इंद्र ंद्र नागेंद्र. वि० दी० २**

**रं  गणे ंदर धरारे, इंद्र ंद्र नागेंद्र. वि० दी० २**

### શબ્દાર્થ.

મુજ=મારૂં, મન=ચિત્ત, તુજ=તારા, પદ=પગ, ( તે રૂપ ) પંકજેરે= કમળોમાં ( જ ), લીનો=લીન થયેલ છે, ગુણ–ગુણરૂપ, મકરંદ=પુષ્પરજ– પરાગ, (તે જોઇ ને); રંક=જેમ એક રાંક જેવી, ગણે=ધારે–માની લે છે. (શેને?) મંદર ધરા=મેરૂ પર્વતની જમીનને તેમજ ઇંદ્ર=ઇંદ્રલોક, ચંદ્ર=ચંદ્રલોક, નાગેં- દ્ર=નાગલોક, (તેને) (તેમ જોઇને હું પણ તમારાં ચરણોમાંજ લયલીન બન્યો છું.)

અથવા ( મારૂં મન ) મેરૂ પર્વતની ધરા તથા ઇંદ્રાદિ લોકને (હવે) રંક એટલે દમ વગરના ગણે છે.

### ભાવાર્થ.

હે ભગવાન્! મારા મનરૂપી ( ભમરો ) આપના ગુણોરૂપી પરાગવાળા ચરણકમળપ્રત્યે લીન થયો છે; તેથી તે મેરૂપર્વતની પૃથ્વીને, ઇંદ્રલોકને, ચંદ્ર- લોકને તથા નાગેંદ્રલોકને પણ રાંક જેવા ગણે છે.

### પરમાર્થ.

જ્યારે પ્રભુના અનંત જ્ઞાનાદિ ગુણોનુ જ્ઞાન થવાથી તેમનામાં ચિત્ત લાગે છે ત્યારે બીજી બધી વસ્તુઓ તુચ્છ ભાસે છે, અને મન એવુ મોટુ થાય છે કે તે કોઇપણ નાશવંત વસ્તુને તુચ્છ ગણે છે. તેજ વાત ગાથામા બતાવી છે કે, મારા મન રૂપી ભમરો પ્રભુના પદપંકજના ગુણથી તેમા લીન થઈ ગયો છે, તેથી મને મેરૂ પર્વતની સુવર્ણમય ભૂમિ તેમજ ઇંદ્ર, ચંદ્ર અને નાગેંદ્ર વિગેરે રાંક જેવા લાગે છે.

ઇંદ્ર, ચંદ્ર, નાગેંદ્ર વિગેરે, જેમને મહત્ પદ પ્રાપ્ત થયુ છે, તે પુણ્યના યોગે પ્રાપ્ત થયું છે, અને પુણ્યનો ક્ષય થતાં તે તે પદનો પણ ક્ષય થનાર છે, પણ મારૂ મન જે પ્રભુના ચરણ- કમળમાં લાગેલુ છે, અને મનના એકાગ્રતાથી મને જે પ્રભુનુ પદ મળવા રૂપ અતિ હર્ષ પ્રાપ્ત થયો છે, તે એવો છે કે આ વિનાશી પદના ધારક પુદ્ગલમા જ મોહ પામેલા ઇંદ્ર, ચંદ્રાદિક મને રાંક જેવા ભાસે છે.

**साहेब रथ तुं धणीरे, । ो र उदार;**
**वि राी ोरे, । ो ाधार. वि० दी०**

### શબ્દાર્થ.

સાહેબ=હે સાહેબ—હે વિમલનાથ પ્રભુ! સમરથ=પૂરા સામર્થ્યવાળો, તું ધણીરે=તું નાયક (તેને હું) પામ્યો=પામી ચૂકયો છું. (તું કેવો છે? તો કે) પરમ ઉદાર=અતિશય ઉદારતાવાળો (છે,) (વળી) મનવિસરામી=મન-(સેવકોનું મન) વિશ્રાંતિ પામી શકે જ્યાં (એવો તું) (છે,) વાલહો રે=મારો વાલો છે—મારો ઈષ્ટનાથ છે, (માટે તુંજ) આતમચો=(મારા) આત્માનો, આધાર=આધારરૂપ છે.

### ાવાર્થ.

હે પરમેશ્વર! તમે મારા શક્તિમાન્ સ્વામી છો. વળી જેમના જેવા બીજા કોઇ દાતાર નથી એવા તમે છો; કારણ કે ભગવત્ સ્વરૂપની પ્રાપ્તિ કરાવનારા છો, એવા તમે પ્રભુ મને મળ્યા છો. વળી આપ મારા મનને સ્થિર થવાના સ્થાન-રૂપ એટલે વિસામાની જગ્યારૂપ છો. મનને પ્રભુમાં સ્થિર કરવાથી જ તે વિરામ પામી શકે છે. અન્ય પદાર્થોમાં સ્થિરતા પામી શકતું નથી. પદાર્થના ક્ષણિકપણાથી મન પણ એક પદાર્થ ઉપરથી બીજા પદાર્થ ઉપર જાય છે. તેથી પ્રભુ જ ખરેખરા મનના વિસામા તુલ્ય છે; અને એજ હેતુથી પ્રભુ મને વહાલા છે. વળી તે પ્રભુ મારા આત્માના આધારરૂપ છે. આવા પ્રભુને હું પામ્યો છું—મને આવા પ્રભુ મળ્યા છે.

### પરમાર્થ.

ઉપર કહેલા ગુણોવાળા પ્રભુ મળ્યા છે એમ કહી વ્યંગ્યાર્થથી એમ સૂચવ્યુ છે કે, હે મન! હવે તુ અન્ય વસ્તુઓમાં ભમવાતું મૂકી દઇ માત્ર પ્રભુને શરણેજ રહેજે.

પ્રભુ સમર્થ છે, પરમ ઉદાર છે, મનને સ્થિર થવાના સ્થાનરૂપ છે, મુમુક્ષુ જનોને પ્રિય છે, અને આત્માના આધાર છે; માટે તેમનું શરણું લેવાથી તારૂ કાર્ય સિદ્ધ થશે, અને પછી કર્મનો ભય રહેશે નહિ

**दरि दीठे जि णुंरे, संशय न रहे वेध;**
**दिन र र पसरंता रे, अंधकार तिषेध. ि० दी० ६**

### શબ્દાર્થ.

દરિસણ દીઠે જિનતણું રે=(વિમલનાથ) જિનનું દર્શન=દેખવા યોગ્ય મુખારવિંદ દીઠાથી, સંશય=શક, ન રહે=નહિ રહે, (તેમજ) વેધ= વિરોધરૂપ વેધ પણ નહિ રહે (કારણકે) દિનકર=સૂર્ય, (તેનાં) કર= કિરણો, (તેનો) ભર=સમુદાય (તે) પસરંતા રે=ફેલાવો પામતાં, અંધકાર= અંધારૂં, તેનો પ્રતિષેધ=અટકાવ, (થાયજ, તેમાં શું કહેવાનું છે ?)

### ભાવાર્થ.

શ્રી વિમળનાથ ભગવાનનું દર્શન થવાથી (પ્રભુના સ્વરૂપમાં અને પોતાના સ્વરૂપમાં સરખાપણારૂપ) વાંધો કે સંશય રહે નહિ; કેમકે સૂર્યના કિરણોના સમૂહનો ફેલાવો થતાં અંધકારનો વિનાશ થાય છે. તેની પેઠે ભગવાનના દર્શનથી આત્મામાંથી સંશય દૂર થાય છે.

### પરમાર્થ.

જેમ સૂર્યના કિરણોનો પ્રસાર થતાં અંધકાર નાશ પામે છે. તેમ પ્રભુના દર્શનથી પોતા- માંથી અનાત્મપણાની ભ્રાંતિ દૂર થાય છે, અને પોતાને પોતાનુ સ્વરૂપ સ્પષ્ટ સમજાય છે.

પોતાનું સ્વરૂપ સમજવાથી પોતાની અને પ્રભુના સ્વરૂપની ઐક્યતા ભાસેછે; તેથી મનનો સંશય નાશ પામી કોઈ પણ પ્રકારનો વેધ એટલે વાંધો રહેતો નથી. અને કેવળ મન નિઃસંશય- પણાને પ્રાપ્ત થઈ ઉત્તરોત્તર પરમાનંદનો અનુભવ લેવા સમર્થ થાય છે.

**ि यभरी ूरति रचीरे, ओपमा न घटे कोय ;**
**ां धारस झील िरे, निरखत तृप्ति न होय. वि० दी० ६**

### શબ્દાર્થ.

અમિયભરી=અમૃતથી ભરેલી—અમૃત પરિપૂર્ણ, મૂરતી=મૂર્ત્તિ (તમારી) પ્રતિમા, રચીરે=બનાવવામાં આવી છે, (તેનું વર્ણન કરતાં) ઓપમા ન ઘટે કોય=કોઇ પણ ઉપમા ઘટી શકતી નથી—ઉપમેય અતિ ઉત્કૃષ્ટ હોવાથી તેને યોગ્ય ઉપમાજ મળતી નથી.

(તમારા મૂર્તિ કેવી છે ? તો કે) શાંત=શાન્ત રસરૂપ જે, સુધારસ=

અમૃતરસ, ( તેમાં ) ઝીલતીરે=ઝીલે છે ( તેને ) નિરખત=જોતાં થકાં, તૃપ્તિ= ( જ ) ન હોય–થતો નથી.

### ભાવાર્થ.

ી વિમળનાથ ભગવાન્ ! આપના શરીરની આકૃતિ અથવા આપની પ્રતિમા જોતાં મને એમ લાગે છે કે, જાણે તે અમૃતનો સાર કાઢીને કરેલી હોય નહિ ? તેવી આપની મૂર્તિ છે. વળી શાન્તરસરૂપ જે અમૃત, તેમાં જાણે સ્નાન કરતી હોય નહિ ? એવી આપની મૂર્તિ છે. તે મૂર્તિને કોઇ પણ જાતની ઉપમા ઘટી શકતી નથી; અર્થાત્ બીજા જે ઉપમેય પદાર્થો છે, તેમાં હીનત્વ હોવાથી આપની મૂર્તિને કોઇની પણ ઉપમા આપી શકાય તેમ નથી. વળી આપની મૂર્તિને જોતાં થકાં તૃપ્તિ જ થતી નથી. જ્યારે કોઇ પણ વસ્તુ જોવામાં આવે છે, અને તેનું યથાર્થ સ્વરૂપ જાણવામાં આવે છે, અથવા વારંવાર જોવામાં આવે છે, ત્યારે તે વસ્તુ જોવાથી આંખ કંટાળે છે, પણ પ્રભુની મૂર્તિની અપૂર્વતા એવી છે કે જેને જોતાં મુદ્દલ કંટાળો આવતો નથી, અને જોવાનું મન થયાજ કરે છે.

### પરમાર્થ.

રાગ દ્વેષ જવાથી અને સમપરિણામીપણું પ્રાપ્ત થવાથી પ્રકટ થયેલો એવો જે શાન્ત નામનો નવમો રસ, તેમાં જાણે સ્નાન કરતી ન હોય અને જાણે અનુપમ અમૃતનીજ બનેલી ન હોય ? એવી ભગવાનની મૂર્તિ જોતા મારા મનને તૃપ્તિ થતી નથી, તદાકાર થવાનુ સ્થાન એ ભગવાનના મૂર્તિ છે, તેથી તેના તુલ્યતા કોઇનાથી થાય તેમ નથી.

**ए र सेव ी रे, धारो ि े ;**
**री मु दीजि े रे, ा दसे . ि० ी० ७**

### શબ્દાર્થ.

એક=બીજી નહીં પણ ફક્ત એક, અરજ=વિનતિ, સેવકતણીરે=આપના દાસની, અવધારો= ાં લ્યો, જિનદેવ=હે જિનેશ્વર પ્રભુ ! કૃપા=કરૂણા, ી=કરીને, મુ = જીયેરે=દેજો–આપજો, આનંદઘન=આનંદથી ભરર, ( એવા જે તર ની ) પદસેવા=ચરણોપાસના.

### ાવાર્થ.

હે પ્રભુ ! મારી એટલે આપના સેવકની એક વિનતિ છે તે આપ સ્વીકારો,

એટલે કૃપા કરીને મને આપ જે આનંદના સમૂહરૂપ છો તેના ચરણકમળની સેવા આપો.

### પરમાર્થ.

સ્તવનકર્તા આનંદઘનજી મહારાજ કહે છે કે, મેં તો શ્રી વિમળનાથ ભગવાનને મારા સ્વામી કર્યા છે અને હું તેમનો સેવક છું. સ્વામી પાસે સેવક કંઇ માગણી કરે તો તે સ્વામી આપે એમ હોવાથી સેવકો જે જે વસ્તુની ચાહના રાખી સેવા કરતા હોય તે તે વસ્તુ, જેવી કે સંપત્તિ, સ્વર્ગલોક, મણિ, મંત્ર, વિદ્યા ઇત્યાદિની માગણી કરે છે, પણ મારે કોઇ પર વસ્તુ એટલે પૌદ્‌ગલિક વસ્તુ જોઇતી નથી. પણ જેનાથી મેં મારૂં સ્વરૂપ જાણ્યું છે, જેનાથી મારા કર્મરૂપ શત્રુનો ભય દૂર થયો છે, એવા પ્રભુના ચરણકમળની સેવાજ મારે જોઇએ છીએ, અને તેજ હું માગું છું. હે પ્રભુ ! આપ મારાપર પ્રસન્ન થઇ આપના ચરણકમળની સેવા આપવા રૂપ મારી એક અરજી સ્વીકારો. વળી બીજો અર્થ એ છે કે, હે પ્રભુ ! આનંદઘનપદ જે મુક્તિ તેનું સેવન આપવાની મારી એક અરજ તમે સ્વીકારો.

---

## શ્રી અનંતનાથ જિન સ્તવન.

---

**धार र ारनी ोह ी दोह ी, चौद ा जिन णी रणासे ा;**
**धार र ा ादे ा ी रा, सेवना ार र रहे दे ा. धार०**

### શબ્દાર્થ.

ધાર તરવારની=તરવારની ધાર, સોહલી=સુલભ છે. ( એટલે કે તેના પર હજુ ચાલી શકાય છે. ) (પણ) દોહલી=દુર્લભ–મુશ્કેલ છે, (શું ? તો કે) ચૌદમા જિનતણી=ચૌદમા શ્રી અનંતનાથ ભગવાનની, ચરણસેવા=ચરણોની સેવા, (કારણ કે) ધારપર=તરવારની ધાર ઉપર તો, નાચતા દેખ બાજીગરા=જુઓ બાજીગર–ખેલાડીઓ નાચી શકે છે. ( પણ ) સેવના=(પ્રભુ ચરણની) સેવના રૂપ, ધારપર=ધાર ઉપર–અખંડ ચાલુ પ્રભુપદના ધ્યાનની ધાર ઉપર ન રહે=રહી શકે નહી, ( કોણ ? તો કે ) દેવા=દેવતાઓ પણ.

### ભાવાર્થ.

ખડ્‌ગની ધાર તો સહેલી છે, કેમકે તેનાપર હજુ ચાલી શકાય છે; પણ ચૌદમા

ઓજ પાછા ) તત્ત્વની=આત્મતત્ત્વની, વાત=વાર્તા, કરતા=મોઢે કહેતા થકા, ન લાજે=શરમાતા નથી, ઉદરભરણાદિ=પેટ પોષણ વિગેરે, નિજ=પોતાના સ્વા રેલાં, કાજ=કામો, કરતા થકા=સાધતા થકા, મોહ નડિયા=મોહે કનૅ ડેલા—મોહ સુભટે પકડેલા છે, કળિકાળ રાજે=આ કળિકાળના રાજ્યમાં.

## ભાવાર્થ.

તપા, ખરતર, લોંકા વિગેરે ગચ્છના ઘણા ભેદોને આંખોથી અથવા વિચાર-શ્રુથી જોતાં, ( અને પાછા ) આત્મતત્ત્વની વાત કરતા થકા તે ગચ્છવાદીઓ રમાતા નથી.

ટ ભરવા વિગેરેનું પોતાનું કાર્ય કરતા થકાં તેઓને આ દુષમકાળમાં ાહસુભટે પોતાના વશમાં લીધેલા છે.

## પરમાર્થ.

એક તરફ મત અથવા ગચ્છનો મમત્વ, અને બીજી તરફ નિર્મળ આત્મતત્ત્વની વાત ાીએ બનતુ નથી. જ્યા મતનો મમત્વ હોય ત્યાં આત્મતત્ત્વનું જાણપણું હોતું નથી, ાા સમુદાય અથવા તપા લોંકાદિ ગચ્છના ભેદોમાં ગુથાયેલા એવા તેઓ તત્ત્વની વાતો કરતાં શરમાતા નથી.

વૃક્ષના મૂળમાં અગ્નિ બળતો છતાં વૃક્ષ લીલુ રહે તે સંભવિત નથી, તેમ મમત્વ અને તત્ત્વની વાત તેને વિસવાદ છે: એટલે મમત્વીઓ યથાર્થ તત્ત્વ જાણે, અને કહે તે ઉપર કહેલા વૃક્ષના દૃષ્ટાંત જેવુ છે.

આ ગચ્છ અને તેના પ્રતિભેદોમા ગુથાયેલા મમત્વીઓ શુ કરે છે ? અને તેમની એવી સ્થિતિ કેમ છે તે કહે છે.

મત્વીઓને કળિકાળરૂપી રાજાએ, અથવા કળિકાળના રાજ્યમાં મોહરાજાએ નડ-ર્થાત્ મોહરાજાએ તેઓને પોતાના તાબામા લીધેલા છે, તેથી કપાયપૂર્વક કરણ હોય છે. તેથી તેઓ ઉદર પોષણ વિગેરે કામ કરે છે, અને પરમાર્થથી વગળા છે. સામાન્ય મનુષ્યોને મોહે કોઇને કેડ સુધી તો કોઇને ગરદન સુધી ગ્રહેલા છે, એટલે સામાન્ય મનુષ્યમા કપાય જો કે ઓછા જોવામા આવે છે, પણ આ વેપધારી મતવાદીઓને તો મોહરાજાએ પગથી તે માથા સુધી ગ્રહણ કરેલા છે, એટલે તેમનામાં તો કપાયના પ્રબળતા જણાય છે. તેઓ ાપડા દયાપાત્ર છે. કહ્યું છે કે—

દુહો.

ભાખે નિરપેક્ષક વચન, ક્રિયા દેખાવે કૂર,
વાકો તપ સયમ સરવ, કિયો કરાયો ધૂર. ૧

માટે જે એકાંતપક્ષી, ગમે તો દયાપક્ષી હોય, વા ભકિતપક્ષી હોય, વા ક્રિયાપક્ષી હોય કે "ગુરૂ ગુરૂ જપના, ઓર સબ સુપના" એમ કહેનાર ગુરૂપક્ષી હોય, તો પણ નિરપેક્ષ વચન બોલનાર કષાયવાન્ ચારે ગતિઓમાં ભ્રમણ કરે છે.

**नि रपेक्ष व्य ार जूठो ो, च ापेक्ष हार सा ो;**
**निरपे व्य हार ारफ , सांभ ी ादरी कांइ राचो.**
**धार० ૪**

શબ્દાર્થ.

વચન=જિનવચન અથવા અનેકાંતવાદ (તેને), નિરપેક્ષ=તેની અપેક્ષા નહીં રાખનાર, વ્યવહાર=બાહ્ય આચરણ તે, જૂઠો કહ્યો=જૂઠો જાણવો. (અને) વચન સાપેક્ષ=જિનવચનને અનુસરતો, વ્યવહાર=પ્રવર્તન તે, સાચો=ખરો (જાણવો). (વળી) વચન નિરપેક્ષ=જિનવચનથી ઉપરાંઠો, વ્યવહાર=પ્રવર્તન, તે સંસારફળ=સંસાર વધારવારૂપ ફળવાળો છે, (એમ) સાંભળી=શ્રવણે સુણી કરીને પણ, (તેવો વ્યવહાર) આદરી=પકડી રાખીને, કાંઈ રાચો=શું ખુશી થાઓ છો ?

ભાવાર્થ.

જિનવચન એટલે અનેકાંતવાદની અપેક્ષા વિનાના જે બાહ્ય આચરણ તે જૂઠાં જાણવાં, પણ જેમ પુત્રની અપેક્ષાને લઇને પિતા કહેવાય તેમ અપેક્ષાસહિત એવો જે વચનવ્યવહાર તેનેજ સાચો જાણવો. અપેક્ષા વિનાનુ જે પ્રવર્તન તે સંસારને વધારવારૂપ ફળવાળું છે. તે પણ નિરપેક્ષ વ્યવહારને પકડી રાખી શા માટે ખુશી થાઓ છો ?

પરમાર્થ.

જે મતવાદી અથવા ગચ્છવાદી હોય તેનાથી પ્રાયે તમામ વચનો સાપેક્ષ બોલાય જ. કારણ કે મતના આગ્રહને લઇને તેવે મમતને ઠેકાણે નિરપેક્ષ વચન બોલ અને તેથી તે ગમે ક્રિયા કરતો હોય, પણ તેનુ ફળ તો સંસારની વૃદ્ધિ કરવારૂપજ થાય; માટે નિરપેક્ષ વચન

વ્યવહાર જૂઠો કહ્યો છે. જેને ગચ્છનો એટલે મતનો આગ્રહ ન હોય, એવા આત્મજ્ઞાનીજ સાપેક્ષ અનેકાંત વચન બોલે, અને તેઓજ આ સંસારના પારને પામવાને યોગ્ય થઇ શકે; માટે સાપેક્ષ વચનવાળો વ્યવહાર સાચો જાણવો. આવું સિદ્ધાંતમાં અને જ્ઞાની પુરૂષો પાસે સાંભળતાં છતાં તમે નિરપેક્ષ વચનવાળો વ્યવહાર શા માટે આદરો છો ? અર્થાત્ તે રસ્તે શા માટે પ્રવૃત્તિ કરો છો ? તેથી સંસારની વૃદ્ધિ થશે, માટે તે આદરીને શું ખુશી થાઓ છો ? તેવું ખુશી થવું વ્યર્થ છે; માટે સાપેક્ષ વચનવાળો વ્યવહાર આદરો એમ કહેવાનો ભાવાર્થ છે.

**दे गुरु धर्म ीशु हा के रहे, के रहे शुद्ध ा णो;**
**श्रद्धान वि क्रिया ़रे, छारपर ींपणुं ते णो. र ५**

## શબ્દાર્થ.

દેવ=જેનાથી પોતાના ારનો માર્ગ પ્રથમ પ્રવર્ત્યો હોય, તે પરંપરાએ પ્રથમ પકાર કરનાર, ગુરૂ=તત્ત્વોપદેષ્ટા—જેનાથી તત્ત્વનો પદેશ મળ્યો હોય તે ધર્મગુરૂ, જેનાથી કુળની સ્થિતિનો ઉપદેશ મળે તે કુળગુરૂ, અને વિદ્યા શિખવે તે વિદ્યાગુરૂ, અને સામાન્યપણે શિખામણ આપનાર વૃદ્ધ જનોને પણ ગુરૂજનો જાણવા; આ ઠેકાણે માત્ર ધર્મગુરૂ સમજવા. ધર્મ=દુર્ગતિમાં પડતા જીવને ધારણ કરે તે, અથવા દેવે કહેલો અને ગુરૂએ બતાવેલો જે આત્મતત્ત્વની પ્રાપ્તિનો માર્ગ તે ધર્મ. તેની, શુદ્ધિ=શુદ્ધતા, કહો કેમ રહે=કહો કે શી રીતે રહી શકે ? ( વળી ) કેમ રહે=કઈ રીતે રહી શકે ! શુદ્ધ શ્રદ્ધાન=શુદ્ધ—તથાપ્રકારની શ્રદ્ધા—પ્રતીતી, ( તેનું ) આણો=અવધારણ—ધારણ કરો તો રહી શકે. ( અને ) શુદ્ધ શ્રદ્ધાન વિણ=તથાપ્રકારની વચનપર પ્રતીતિ ન હોય તો, સર્વ ક્રિયા કરે=બધી ક્રિયાઓ કરે તે, છાર=રાખોની, પર= પર, લીંપણું=લીંપણ કર્યા બરાબર, તેહ=તે, જાણો=ધારો=માનો.

## ભાવાર્થ.

જ્યાં હઠ કદાગ્રહ હોય ત્યાં દેવ, ગુરૂ અને ધર્મની શુદ્ધ ઓળખાણ કેવી રીતે રહે ? અને શ્રદ્ધાનું અવધારણ પણ કેમ થઈ શકે ? શુદ્ધ શ્રદ્ધા વિનાની સર્વ ક્રિયાઓ ધૂળ ઉપર લીંપણ કરે તેવી થાય એમ જાણો.

## પરમાર્થ.

જ્યારે કોઇપણ વાતનો પક્ષ થાય છે ત્યારે તે પક્ષને મજબૂત કરવા વચન બોલવું પડે છે.

આવા પક્ષ ગ્રહણ કરેલાઓથી ખરેખરૂં બોલાતુ નથી; તેથી જે પક્ષમાં પોતે હોય, તે પક્ષની પરંપરામાં જે દેવ, ગુરૂ અને ધર્મનું સ્વરૂપ કહ્યુ હોય, તેજ તે કહે છે અને તેમ ન કરનાર અથવા ન માનનાર ઉપર આક્ષેપ પણ કરે છે. આવા પક્ષપાતીના વચનથી ખરેખરા દેવ, ગુરૂ અને ધર્મની ઓળખાણ થતી નથી, અને દેવ, ગુરૂ અને ધર્મની શુદ્ધતા ન થઇ એટલે શુદ્ધ શ્રદ્ધા પણ રહેતી નથી.

જ્યારે શુદ્ધ શ્રદ્ધા ન રહી, ત્યારે સમ્યકત્વ ન રહ્યુ, અને સમકિત વિનાની સર્વ ક્રિયાઓ ધૂળપર લીપણ જેવી થઇ. જે તપ સંયમથી કર્મની નિર્જરા થઇ મુકતપણુ પ્રાપ્ત થવાનું હતુ. તે તપ સંયમ અશુભ યા શુભ કર્મનો બંધ પાડનાર થયા અને તેથી સંસાર ઘટવાને બદલે ઉલટો વધ્યો, તેથી શુદ્ધ શ્રદ્ધા વિનાની ક્રિયા છારપર લીપણ જેવી જાણવી.

**ाप हीं ोइ उत्सू भा ण ी ं, ध र्ं हीं कोइ सूत्र रिखो;**
**सूत्र नु ार जे भवि वि रि ा रे, ते नुं द्ध ारि रिखो. धार०**

## શબ્દાર્થ.

પાપ=પાપ, નહિ=નથી, કોઇ=કોઇપણ, ઉત્સૂત્રથી=સૂત્રથી વિરૂદ્ધ, ભાષણ=બોલવું, (તેના) જીસો=જેવો, (અને) ધર્મ=ધર્મ, નહિ=નથી, કોઇ=કોઇપણ, જગ=જગતમાં, સૂત્ર=સૂત્રને, મળતું બોલવું (તેના) સરિખો=જેવો.

(માટે) સૂત્ર અનુસાર=સૂત્રમાં લખેલી રીત પ્રમાણે, જે વિક=જે ભવ્ય પુરૂષ, કિરિયા=વ્યવહાર ક્રિયા, કરે=આચરે, તેહનું શુદ્ધ ચારિત્ર પરિખો=તે પુરૂષનુંજ શુદ્ધ ચારિત્ર હોય એમ પરખવું જોઇએ.

## ભાવાર્થ.

જગતમાં:જિનસિદ્ધાંતોથી વિરૂદ્ધ ભાષણ કરવા જેવુ કોઇપણ પાપ નથી; અને સૂત્રમા લખ્યા પ્રમાણે બોલવું, તેના જેવો કોઇ ધર્મ નથી. સૂત્રને અનુસારે જે ભવ્ય પ્રાણીઓ ક્રિયા કરે છે, તેનું શુદ્ધ ચારિત્ર હોય એવી પરીક્ષા કરો–ખરૂ જાણો.

## પરમાર્થ.

સૂત્ર એટલે જિનાગમો—અનેકાંત વચનવાળાં શાસ્ત્રો, અથવા સાપેક્ષ વચનવાળાં શાસ્ત્રો. તેનાથી વિરૂદ્ધ બોલવું. અને તેમ કરી ભોળા પ્રાણીઓને ફસાવી ધર્મને બદલે અધર્મ કરાવવો તેના જેવુ જગતમા કોઇપણ પાપ નથી.

તેમજ લોકોને સૂત્ર પ્રમાણે ઉપદેશ કરી ખરો ધર્મ બતાવી સંસારસમુદ્રમાંથી તરવાનો ઉપાય બતાવવો તેના જેવો કોઇ ધર્મ નથી.

જે ભવ્ય પ્રાણીઓ સૂત્રને અનુસારે ક્રિયા કરે છે તેનુજ ખરેખરૂ ચારિત્ર છે એમ જાણવું; અર્થાત્ ભગવાને કહેલાં સૂત્રો પ્રમાણે વર્તનારનુંજ શુદ્ધ ચારિત્ર છે એમ સમજવું.

**एह देशनो सार ंद्ने थी, जे रा नि ां नित्य ६ ावे;**
**ते रा दिव्य . वी, नि ा ंद रा पावे.**
**धा ० ७**

## શબ્દાર્થ.

**એ =આ, પદેશનો=બોધનો, ાર=પરમા ં, સંક્ષેપથી=સંક્ષેપરૂપે જે નરા=જે પુરૂષો, ચિત્તમાં=મનમાં, નિત્ય=હમેશાં, ધ્યાવે=વિચારે, તે નરા=તે પુરૂષો, દિવ્ય=મનોહર–દેવસંબંધી, બહુકાળ=ઘણા કાળ સુધી, સુખ અનુભવી=સુખ ભોગવીને, નિયત=નક્કી, આનંદઘન રાજ=આનંદથી ભરપૂર આત્મરાજ, પાવે=પામશે–મેળવશે.**

## ાવાર્થ.

આ પૂર્વે જે ઉપદેશનો સાર કહ્યો છે તે ટુંકામાં કહ્યો છે. તે ઉપદેશના સારને જે માણસો હમેશાં મનમાં ધારશે તે માણસો ઘણા વખત સુધી દેવની સરખાં સુખો, અથવા સ્વર્ગનાં સુખો અથવા શાતાવેદનીયનો અનુભવ કરી ખરેખર આનદના સમૂહનું જે મોક્ષરૂપ રાજ તેને પામશે.

## પરમાર્થ.

ગચ્છના એટલે મતના મમત્વ વિના સૂત્રને અનુસારે જે પ્રવૃત્તિ કરવી, એટલે શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મની ઓળખાણ કરી શ્રદ્ધાને શુદ્ધ કરવી એવી રીતના ઉપદેશનો જે સાર આ સ્તવનામાં કહેલો છે, તે સારને જે પુરૂષો અને સ્ત્રીઓ, અગર જે પ્રાણીઓ પોતાના ચિત્તમા હમેશાં ધારણ કરશે, તે પ્રાણીઓ ઘણા કાળ સુધી દિવ્યસુખ–શાતાવેદનાયનો અનુભવ કરી મોક્ષસુખ પામશે.



# શ્રી ધર્મનાથ જિન સ્તવન.

•

धर ि नेश्वर गाउं रंगशुं, भं डशो हो ी , ि ने र !
बी ो ंदिर ाणुं हीं, ए कु ट रीत, ि नेश्वर. धर्म० १

### શબ્દાર્થ.

ધરમ જિનેશ્વર=ધર્મનાથ નામના પંદરમા તીર્થંકર ગવાનને, ગાઉં રંગ =આનંદથી સ્તવું છું. ; ંગ મ પડશો હો પ્રીત જિનેશ્વર=હે જિનેશ્વર ભગવાન્ ! (તમારા પર રહેલી મારી) પ્રીતમાં (કોઇ પણ રીતે–કોઇ વેળા) ભંગ મા પડો; (કારણ કે) બીજો=બીજા કોઇને પ , મનમંદિર=મારા મનરૂપી મંદિરમાં, આણું નહિ=હું દાખલ થવા દેનાર નથી. એ=આ, અમ=અમારી, કુલવટ રીત=કુલીનપણાની મર્યાદા–કુલપરંપરાગત ધોરણ છે.

### ાવાર્થ.

શ્રી ધર્મનાથ નામના પંદરમા તીર્થંકરને હું હર્ષયુક્ત થયો થકો સ્તવું છું. (આ મારી પ્રીતિમાં) હે જિનેશ્વર ભગવાન્ ! ત્રુટ ન પડશો, (એવું હું ઇચ્છું છું.) મારા મનરૂપી ઘરમાં હું બીજા કોઇ પણ દેવને આણતો નથી; કેમકે હે જિનેશ્વર ભગવાન્ ! શુદ્ધ દેવ વિના બીજા દેવને ધ્યાવવા નહિ એવી અમારા શુદ્ધ આત્માના કુળની રીતિ છે.

### પરમાર્થ.

હવે હું આત્મસ્વરૂપ પામવાથી--પ્રભુને ઓળખવાથી અત્યંત ખુશીથી ધર્મનાથ નામના પંદરમા ભગવાનના સ્તવના કરૂં છું.

ભગવાનની સાથે આત્મત્વધર્મે મારે સરખાપણું હોવાથી પ્રીતિ થઇ છે, અને હવે તે પ્રીતિમાં ભંગાણુ ન પડે એવું હુ ઇચ્છુ છુ. કેમકે જ્યારે હું બહિર્મુખ વૃત્તિઓથી મારો ધર્મ ભૂલી જાઉં તો જ પ્રભુને ભૂલી શકુ, અને તેમ થાય તો વળી હુ અત્યંત દુખી થાઉં. તેથી પ્રભુ સાથેની પ્રીતિમાં ભગ ન પડશો એવુ હુ અત કરણપૂર્વક ઇચ્છુ છું.

આ પ્રમાણે પ્રભુના સાથેની પ્રીત ત્રુટવાનુ જે કારણ હોય તેને દૂર કરવુ જોઇએ. એ વાત ધ્યાનમાં લેઇને કહેવામાં આવે છે કે અમારી:એટલે અંતર આત્મપણું પામેલા આત્માના કુળની જ એવી રીત છે. તે એ કે શુદ્ધદેવ વિના બીજાનું ધ્યાન કરતા નથી તે રીત પ્રમાણે હું બીજા

સ્ત્રો, શસ્ત્ર, સૂત્ર અને અક્ષમાળા વિગેરે ધારણ કરનાર રાગી અને દ્વેષી દેવોને મારા મનમાં લાવું તોજ પ્રીતિનો ભંગ થાય અને તેમ હુ કરતો નથી, એટલે રાગી દ્વેષી દેવોને હું મારા મનમાં લાવતો નથી; તેથી પ્રભુ સાથેની મારી પ્રીતિ અખંડ રહેશે.

**धर धर र ो हु ीरे, धर जाणे हो ; जि नेश्वर !**
**जि नेश्वर चरण ा छी, कोइ ंधे हो .जि ेश्वर० ०२**

### શબ્દાર્થ.

ધરમ ધરમ કરતો જગ સહુ ફીરે=જગત્માં બધા માણસો "ધર્મ કરવો–ધર્મ કરવો" એમ મોઢેથી કહેતા ફરે છે. (પણ) ધરમ ન જાણે હો મર્મ=ધર્મનો અર્થ જાણતા નથી. (ત્યારે ધર્મનો મર્મ શું છે? તેનો ઉત્તર એ કે) ધરમ જિનેશ્વર=ધર્મનાથ ભગવાનના, ચરણ ગ્રહ્યા પછી=ચરણોને ભાવપૂર્વક ફરસ્યા પછી, કોઇ ન બાંધે હો કર્મ=કોઈ પણ પ્રાણી કર્મથી બંધાય જ નહિ.

### ભાવાર્થ.

જગતના સર્વ મનુષ્યાદિ પ્રાણીઓ "ધરમ, ધરમ" એમ શબ્દોચ્ચાર કરતા થકા ફરે છે; પણ હે પ્રભુ ! તેઓ ધર્મનું રહસ્ય જાણતા નથી.

શ્રી ધર્મનાથ ભગવાનના ચરણકમળોનુ શરણ લીધા પછી અથવા ચરણકમળમાં મન લગાડ્યા પછી (તેવો મન લગાડનાર) કોઇ પણ અતિ નિકાચીત કર્મબંધ કરતો નથી.

### પરમાર્થ.

હું શૈવધર્મી છું, હુ વૈષ્ણવધર્મી છુ, હુ બૌધધર્મી છુ, એમ "ધર્મ ધર્મ" એવો શબ્દોચ્ચાર કરતો, તથા જે ધર્મવાન પોતાને માનતો હોય, તે ધર્મના ક્રિયા વગેરે કરતા આખા જગતના લોકો સંસારમાં ફરે છે, પણ વાસ્તવિક રીતે ધર્મનો મર્મ અથવા રહસ્ય તેઓ જાણતા નથી તે એ કે આત્મા કોઇ ધર્મી નહિ પણ પોતાના ધર્મવાળો છે

આ આત્માનો ધર્મ, તેજ ધર્મનાથ ભગવાનનો ધર્મ, કારણ કે શુદ્ધ આત્માપણું પામેલા ધર્મનાથ ભગવાનમાં બીજો ધર્મ હોઇ શકે નહિ, તેથી જેમણે ધર્મનાથ ભગવાનના ચરણકમળનુ શરણ ગ્રહણ કર્યું, તેમણે આત્મધર્મનુ અવલબન લીધુ, એટલે અંતરઆત્માપણુ પામી છેવટે તેઓ પરમાત્માપણુ પણ પામશે; તેથી ધર્મનાથ ભગવાનનુ શરણ ગ્રહણ કરનાર, તથા તેમની આજ્ઞાનો સાર જાણનાર, સસારમા ભ્રમણ કરાવનારા કોઇપણ નવાં કર્મો બાંધશે નહિ; અથવા ભગવાનનું શરણ લેનાર કોઇપણ ભવભ્રમણ કરાવનારાં કર્મનો બધ કરશે નહિ.

न जो दृगुरु रे, देखे र नि धान; जिनेश्वर !
द नि ाळे गध ी, हि ा मेरु ा .जि ेश्वर० ध०३

### શબ્દાર્થ

પ્રવચન=જિનોપદેશ, (તદ્રૂપ) અંજન=નેત્રાંજન, જો સદ્‌ગુરૂ કરે=જો ગુરૂરાજ (કોઇની આંખોમાં) લગાવે, તો (ત્યારે તે પુરૂષ) દેખે=દેખી શકે, પરમનિધાન=ઉત્તમ ગુપ્ત ખજાનાને (આ ટાંકણે) હૃદયનયણ=હૃદયચક્ષુથી, નિહાળે=જોઇ શકે, (કોને? તો કે) જગધણી=જગતના ધણી (ધર્મનાથ ભગવાન્‌ને,) (એ ભગવાન્ કેવા છે? તો કે) મહિમા મેરૂ સમાન=મહિમા–મોટાઇ–તેનાં મેરૂ જેવા છે; એટલે કે અતિ મોટાઈવાળા છે.

### ભાવાર્થ.

પ્રવચન એટલે સિદ્ધાંત, તેરૂપી અજન જો સદ્‌ગુરૂ હૃદયરૂપી આંખમાં આંજે તો તે અજન કરાવનાર માણસ આત્મારૂપી ગુપ્ત ખજાનાને જોઇ શકે, અને તે હૃદયરૂપી આંખોથી ભગવાનને દેખે. પછી એવી રીતે જોનારનો યશ મેરૂ પર્વત જેટલો થાય.

### પરમાર્થ.

જો સદ્‌ગુરૂ મહારાજ પ્રવચનરૂપી અજન કરે, તો પરમનિધાન જે આત્મદ્રવ્ય તે મુમુક્ષુના જોવામા આવે. જેમ આંખમા કોઇક પ્રકારનુ અજન કરવાથી જમીનની અંદર રહેલુ ધન જોવામાં આવે છે, તેમ સદ્‌ગુરૂ જો આગમનો ઉપદેશ કરે અને તેરૂપી અજન જો મુમુક્ષુના હૃદયરૂપી આંખમાં આંજે, તો અનાદિકાળથી ગુપ્ત રહેલુ આત્મદ્રવ્ય તેના જોવામાં આવે.

આ આત્મદ્રવ્યનુ હૃદયમાં ભાન થાય એટલે કે આત્મા અરૂપી હોવાથી, ચક્ષુ વિગેરે ઇદ્રિયોનો વિષય થઇ શકતો નથી પણ તેના અસ્તિત્વાદિનો હૃદયમાં અનુભવ થાય છે, તેથી હૃદયરૂપી આંખોવડે જગતના ધણી ભગવાન્ તેમને અથવા તેમના સદ્દશ્ય આત્માને જોવાનું થાય.

આવી રીતે આત્મદર્શન કરનારનો મહિમા મેરૂપર્વત જેટલો થાય, કેમકે પુદ્‌ગલને ભિન્ન જાણી, આત્મામા અનત ઋદ્ધિ જોવાથી અનતુ સુખ પામે અને ભવના અતને પામે, તેથી મેરૂ જેટલો તેનો મહિમા થાય

दोड दोड दो दोहि ो, जे ी ननी रे दोड; जि नेश्वर !
ी वि ारो ढुं ी, रूग लेजोरे जोड. जि ने र. ध० ४

## શબ્દાર્થ.

**દોડત દોડત દોડત દોડિયો=દોડતાં દોડતાં એટલું દોડ્યો છું કે, જેતી મનનીરે દોડ=જેટલી મનની દોડ થઇ શકી–અર્થાત્ જ્યાં સુધી મન દોડે ત્યાં સુધી હું દોડી ચૂક્યો છું. (પણ) પ્રેમ પ્રતીત=પ્રેમની પ્રતીતિ–ખાત્રી તો, વિચારો ઢુકડી–ઢુંકડે રહેવાથીજ થાય છે, એમ વિચાર કરી લ્યો. (અને તેની સાથે) ગુરૂગમ=ગુરૂ સમીપે રહ્યાથી માલમ પડતું તત્ત્વ (તે પણ) લેજોરે જોડ=જોડી લેજો–મેળવી લેજો.**

## ભાવાર્થ.

દોડતાં દોડતાં હું મારા મનની જેટલી શક્તિ હતી એટલું દોડ્યો. શા માટે ? તો કે પ્રભુના દર્શન માટે, પણ હે પ્રભુ ! પ્રેમની જે પ્રતીતિ એટલે ખાત્રી તે તો તેની પાસેજ છે એમ મને લાગ્યું. (પ્રભુજીની પ્રતીતિ પોતાની પાસે જ થાય, એમ શીરીતે જાણીએ ? એવા પ્રશ્નનો જવાબ આપે છે કે ) પોતાની બુદ્ધિ સાથે ગુરૂએ આપેલી સમજ, અથવા તેમણે દેખડાવેલો માર્ગ તે જોડો એટલે પ્રભુની પ્રતીતિ ઢુંકડીજ થશે. પ્રભુત્વ પોતામાંજ ભાસશે.

## પરમાર્થ.

અનેક તીર્થોમાં પ્રભુ હશે એમ ધારી, બાહ્ય દોડ કરી હુ અનેક સ્થળોમાં ભમ્યો. તેમજ વેદાંત, સાંખ્ય, ન્યાય, મિમાંસા વિગેરે દર્શનમાં મને સ્વરૂપપ્રાપ્તિ થશે, એમ ધારી મેં મારા મનની જેટલી શકિત હતી, તેટલી દોડ કરી જોઇ—ફેરવી જોઈ. પણ યથાર્થ જ્ઞાનને અભાવે મને સ્વરૂપપ્રાપ્તિ ન થતાં ભગવાનનું દર્શન થયું નહિ. (માટે હે ભવ્ય પ્રાણીઓ ! તમે તેમ કરશો નહિ).

તમે વિચાર કરો, અને ગુરૂગમને સાથે જોડો; કારણ કે તમે એકાંત વિચારજ કરશો તો તમને કંઇ મળવાનુ નથી. પ્રભુનું દર્શન વા આત્મદર્શન થશે.નહિ; પણ જો તમે ગુરૂગમ એટલે સદ્દગુરૂએ આપેલો ઉપદેશ, તેને સાથે જોડીને વિચારશો તો તમને ભગવાનનુ દર્શન વા આત્મદર્શન ઢુકડું એટલે શરીરમાંજ થશે. પ્રેમપ્રતીત એટલે પ્રેમ કરવા યોગ્ય જે પ્રભુ, તેની પ્રતીત તે ઢુંકડેજ થશે. તેને માટે મનના કે તનની દોડ કરવાના જરૂર નથી.

**ए ी वि ीति रवडे, ल्या हो ंधि; जिने०**
**ं रागी ं ोहे ंदी ो, तुं नि र ी नि र ंध. जि नेश्वर० ५**

## શબ્દાર્થ.

એક પખી=એક પક્ષથી કરવામાં આવતી, કિમ=શી રીતે ? પ્રીતિ=

પ્રેમની લાગણી, પરવડે=પોસાય--સહી શકાય, ( કેમકે ) ઉભય=બે પાત્ર, મળ્યાં=મળતાં-મળે ત્યારેજ, હોય=થાય, સંધિ=મેળ-મેળાપ.

( હવે આપણી વચ્ચે જે પ્રીત છે તે એક પક્ષી શી રીતે છે ? તે બતાવે છે. )

હું રાગી=હું રાગવાળો અને, મોહે ફંદીઓ=મોહના ફંદમાં બંધાયેલો છું, ( અને ) તું=તું તો, નિરાગી=રાગરહિત-વીતરાગ તથા, નિરબંધ=વીત-બંધ-બંધરહિત-વીતમોહ છો.

### ાવાર્થ.

એક પક્ષની પ્રીતિ કેવી રીતે પરવડે ?—ફાવે ? અથવા થાય ? બે મળવાથી સંધિ થાય. તેમાં પણ હું રાગી છું, તથા મોહવડે ફાંદામા પડેલો છું, અર્થાત મોહવડે બધાયેલો છુ અને તમે તો રાગ રહિત છો, અને મોહાદિકના બંધનથી પણ રહિત છો એટલે આપણી પ્રીતિ શી રીતે થાય ?

### પરમાર્થ.

એક પક્ષની પ્રીતિ કરવાની ઇચ્છા છે, અને બીજા પક્ષની તેવી ઇચ્છા નથી, તો એક પક્ષની ઇચ્છાથી પ્રીતિ કેવી રીતે થાય ? જો બંનેના મન મળે તોજ પ્રીતિ થાય. કેમકે જે સરખાં હોય તેમનાં મન મળે. " સમાને શોભતે પ્રીતિ " પણ આ તો તેથી ઉલટુ છે, એટલે હુ રાગ-વાળો છું, મને મોહનુ બધન છે, અને તુ તો નિરાગી એટલે વીતરાગ છો, તેમ તને કોઇ પણ પ્રકારનુ બધન નથી. આવી બંધનવાળાની અને નિર્બન્ધની પ્રીતિ કઇ રીતે થાય ?

**र [illegible] निधा [illegible] ा [illegible] े, ग [illegible] उं [illegible] ी हो जाय; जिने०**
**[illegible]ोति वि[illegible] ा जुओ [illegible] ी [illegible] ी, धो [illegible] ंध पु [illegible] ा .जिनेश्वर० ६**

### શબ્દાર્થ.

પરમનિધાન=ઉત્તમ ગુપ્ત ખજાનો તે, પ્રગટ મુખ આગળે=મ્હોં સામે પ્રગટ છે, (છતાં) જગત=જગતના મોહમૂઢ પ્રાણીઓ, ( તેને ) ઉલ્લંઘી હો જાય=બેદરકાર થઇ તેને ઉલ્લંઘીને આગળ દોડ્યા જાય છે.

જ્યોતિવિના જુઓ જગદીશની=પરમેશ્વરની જ્યોતિ જે આત્મતત્ત્વ પ્રકાશ તે વિના, અંધો અંધ પુલાય=આંધળા પાછળ આંધળો દોડ્યો જાય છે, અથવા પૂરાય છે કે ભરાય છે.

## ભાવાર્થ.

ઉત્કૃષ્ટ એવું જે દાટેલું ધન, તે મ્હોં આગળ ખુલ્લું પડેલું છે, પણ તેને જગતના પ્રાણીઓ ઓળંગીને ચાલ્યા જાય છે. ભગવાનની જ્યોતિ એટલે પ્રકાશવિના, જુઓ કે આંધળાની પાછળ આંધળો ચાલ્યો જાય છે.

## પરમાર્થ.

લોકોને ધન મેળવવાની ઇચ્છા છે, અને મ્હોં આગળ ધન પડેલું છે, પણ તે જાણ્યા વિના મ્હોં આગળ પડેલા ધનને ઓળંગીને ધન મેળવવા માટે આગે ચાલ્યા જાય છે. આત્માનું હિત કરવાની સર્વને ઇચ્છા છે. જો જ્ઞાનદ્રષ્ટિથી જુએ તો આત્મા શરીરમાં ભિન્ન જણાય તેવું છે; પણ જગતના લોકો તેમ ન કરતાં આત્માની શોધમાં સ્થાને સ્થાને ભ્રમણ કરે છે, અને ઠેકાણે ઠેકાણે પૂછે છે કે આત્મા અથવા પરબ્રહ્મ કેવા છે ? કયાં છે ? શાથી તે પમાય ? આવા પ્રશ્નોનો ઉત્તર ન જાણનારા જ્ઞાનદ્રષ્ટિથી રહિત પુરૂષો ગમે તેવો માર્ગ બતાવે છે અને અમુક ક્રિયા કરવાથી, અમુક તપ કરવાથી, તીર્થયાત્રા કરવાથી, દાન કરવાથી પરમાત્મતત્ત્વરૂપ નિધાન પ્રાપ્ત થશે એમ બતાવે છે, અને તે પ્રમાણે ગુરુ અંધ અને તેના ચેલા પણ અંધ. એમ આંધળે આંધળાનું ટોળું ચાલ્યું જાય છે, પણ સદ્દગુરૂથી મેળવેલી જ્ઞાનદ્રષ્ટિથી હૃદયમાં વિચાર કરી પોતાના શરીરમાં રહેલું આત્મતત્ત્વરૂપ નિધાન પામી શકતા નથી.

## દ્વિતીય પરમાર્થ.

પોતે શુદ્ધ ચૈતન્ય છે, પણ વિભાવમાં પ્રવર્તતાં પુદ્દગળના સંગથી પોતાનું ભાન ભૂલ્યો છે અને તેથી પોતે પરમાત્મા સદ્રશ છતાં રંકની પેઠે પરમાત્માની શોધમા ફરે છે, એટલે પરમનિધાનરૂપ આત્મતત્વ પોતે છતાં, તેને ન જાણતાં તેને ઓળગીનેજ જગતના લોકો બીજે પરમાત્માની શોધ કરવા જાય છે.

આ પ્રમાણે ભૂલ થવાનું કારણ જણાવે છે કે, જો કંઇ પણ વસ્તુ જોવી હોય તો તે પ્રકાશવાળી વસ્તુથી જોવાય છે. આત્મારુપ તત્ત્વ જોવાની જ્યોતિ, જગદીશ એટલે પરમાત્માની દિવ્ય જ્યોતિ હોવી જોઇએ. તે જ્યોતિવડેજ સ્વરૂપનુ ઓળખાણ થાય. તે જ્યોતિ વિના અજ્ઞાનીઓના કથનરૂપ અજ્ઞાનદષ્ટિથી એક આંધળાની પાછળ બીજો આંધળો, એમ ચાલ્યા જાય છે પણ સુખ પામવાનો માર્ગ પ્રાપ્ત થતો નથી; તેથી સુખના સાધનરૂપ મ્હોં આગળ પડેલુ નિધાન ઓળંગીને-જગત્ ચાલ્યુ જાય છે.

**निर गुण रि रोह भूधरा, नि । ं; जि नेश्व र०**
**ते रीधन वे । ी, । । पि ंश. जि ेश्वर०**

## શબ્દાર્થ.

( જગદીશ કેવા છે ? ) નિરમળ ગુણમણિરોહણભુધરા=નિષ્કલંક ગુણરૂપ મણિ માણિક્યોના રોહણાચળ પર્વત સમાન છે, (વળી) મુનિજન માનસહંસ=મૌન યોગધારી યોગીજનના મનરૂપી માનસરોવરમાં હંસની

માફક રમનાર છે. ધન્ય તે નગરી= તે નગરી ધન્ય–ઉત્તમ ભાગ્યવંત જાણવી, વેળા ઘડી=તે સમય અને તે ઘડી પણ ઉત્તમ જાણવી. માતપિતા કુલવંશ= માતા, પિતા, કુળ, અને વંશ, એ બધા ઉત્તમ ભાગ્યશાળી જાણવા (કે જયાં ભગવાન જન્મ્યા.)

## ભાવાર્થ.

(જગદીશ કેવા છે ? કે) મેલ વિનાના ચોખા ગુણોવાળાં જે રત્નો, તેનું ઉત્પત્તિસ્થાન જે રોહણાચળ પર્વત, તેના જેવા છે. વળી સાધુ પુરૂષોનાં મનરૂપી જે માન સરોવર તેમાં હંસ પક્ષી જેવા છે. વળી તે શહેર, તે વખત, તેમનાં માતા, પિતા, કુળ અને વંશને ધન્ય છે કે જેમાં પૂર્વોક્ત જગદીશ્વર ઉત્પન્ન થયેલા છે.

## પરમાર્થ.

જ્ઞાનસાગરજી મહારાજે નીચે પ્રમાણે અર્થ કર્યો છે.

નિર્મળ એટલે ઉજ્વળ જ્ઞાનાદિક અનંત ગુણોનો આરોહણ એટલે સ્થાપનનો ઉપમાન કરતે છતે ભૂધરા કહેતાં પર્વતોપમ છે. વળી મુનિરાજોના માનસ એટલે મન, તેને વિષે હંસતુલ્ય ઉજ્વળ ભાસે છે, અથવા મુનિરાજોનાં મનજ માનસરોવર ને હંસ છે, એટલે મુનિના મનમાં વશી રહ્યા છે. (ઇત્યાદિ)

આમાં મણિ શબ્દનો અર્થ જણાતો નથી, તેમજ રોહણ શબ્દ છે, અને આરોહણ એવું પદ નિકળતુ નથી. મારા સમજ્યામાં ઉપર શબ્દાર્થમાં લખ્યા પ્રમાણેનો અર્થ ઠીક લાગે છે, તેથી વાંચનારે બહુશ્રુતપાસે વિચારી લેવુ.

નિર્મળ ગુણવાળા મણિઓના ઉત્પત્તિસ્થાન રોહણાચળાદિ પર્વતો છે. તેમ ઉપર કહ્યા છે તેવા જગદીશ પરમેશ્વર પણ આત્માના નિર્મળ ગુણોરૂપી મણિના ઉત્પત્તિસ્થાન છે.

વળી મુનિરાજના મનરૂપી માન સરોવરમાં ભગવાન્ હંસ છે. જેમ માન સરોવર હંસ રહિત હોતુ નથી, તેમ મુનિરાજોનુ મન પણ પ્રભુરૂપી હંસવિનાનુ હોતુ નથી. અર્થાત્ મુનિજનોના ધ્યાનમા પ્રભુ ધ્યેયરૂપે છે

આવા પ્રભુ જે માતા પિતાથી જન્મ્યા હોય તેમને ધન્ય છે. તેમજ જે વખત, જે નગરી અને જે વેળાએ જન્મ્યા હોય તેને પણ ધન્ય છે, કારણ જેમનુ આલંબન ગ્રહણ કરી અનેક ભવ્ય પ્રાણીઓ પોતાના સ્વરૂપને પ્રાપ્ત થાય છે, અને આવા જગદીશની જ્યોતિથી આત્મા પરમનિધાન રૂપ પોતાના ગુણોને ન જાણતાં જે ભ્રમણ કરે છે, તે મટે છે, અને પ્રભુના સ્વરૂપને પામે છે

न धुर र र ोडी हे, द नि ट नि । ;जिनेश्वर०
घन । ी । द ं ो, ए सेव रदा . जिनेश्वर० ८

## શબ્દાર્થ.

મન મધુકર=(મારો) મનરૂપી ભ્રમર, વર કરજોડી કહે=રૂડી રીતે હાથ જોડીને કહે છે કે, પદકજ=ચરણરૂપ પંકજ—કમળ, (તેની) નિકટ=સમીપે, નિવાસ=વાસ (થજો,) (હે) ઘનનામી=બહુ નામવાળા, આનંદઘન=આનંદથી ભરપૂર ભગવાન્, સાંભળો=સાંભળજો, એ=તમારા પદપંકજમાં નિવાસ મળવા રૂપ, સેવક=મુજ સેવકની, અરદાસ=વિનંતિ છે.

## ભાવાર્થ.

શ્રેષ્ઠ એવો મનરૂપી મર હાથ જોડીને કહે છે કે હે ઘણા નામવાળા આનંદના સમૂહરૂપ પ્રભુ! આ પૂર્વે કહેલી એવી મારી સેવકની વિનંતિ સ્વીકારો, અને મને આપના ચરણકમળની પાસે રહેવાનું સ્થાન આપો, અર્થાત્ આપ જેમ કર્મોના સમૂહ નાશ કરી લોકાગ્રે સ્થિત થયા છો, તેમ મને પણ ત્યાં રહેવા દ્યો એટલે મને મુક્તતા આપો.

## પરમાર્થ.

મારા મનરૂપી શ્રેષ્ઠ ભમર આપને હાથ જોડી વિનંતિ કરે છે કે, આનંદઘન પ્રભુ! હે ઘ ા નામવાળા પરમાત્મા! મને આપના ચરણકમળની સમીપે રાખો અને તેટલી મારી અરજ સ્વીકારો.

સ્તવન રચનાર શ્રી આનંદઘનજી મહારાજ વિનંતિ કરે છે કે, આપની સાથે પ્રીતિ થવાનાં અથવા પ્રીતિ ન થવાનાં કંઇ પણ સાધન નથી, માત્ર આપ કૃપા કરો તો જ—મારો નિસ્તાર થાય તેમ છે; તેથી સંસારથી થાકીને મોક્ષાભિલાષી થયેલો એવો મારા મનરૂપી શ્રેષ્ઠ ભમરો આપના ચરણકમળમાં નિવાસ કરવાની ઇચ્છાથી હાથ જોડીને વિનતિ કરે છે કે હે ઘણા નામવાળા પ્રભુ! મારી એટલે આપના સેવકની આ વિનંતિ સ્વીકારો અને જેમ ભ્રમર અન્ય કમળમા નિવાસ કરે છે, તેમ મારા મનરૂપી ભ્રમરને આપના ચરણકમળમાં રહેવાની જગા આપો.



# શ્રી શાંતિનાથ જિન સ્તવન.

ांतिजि  ए  वि ति,  ो ि भुव  र  ारे;
ांति स्वरूप के  ा ीए,  हो  कि  र  ा ारे.  ति० १

### શબ્દાર્થ.

શાંતિજિન=હે શાંતિનાથ નામના સોળમા ભગવાન્ ! એક=એકાદ, મુજ=મારી, વિનતિ=અરજ, સુણો=સાંભળો. ત્રિભુવન રાયરે=હે ત્રણ ભુવનના રાજા !–ત્રણ લોકના સ્વામી ! શાંતિ=મનની શાંતતા ( તેનું ) સરૂપ= સ્વરૂપ, કેમ=શ રીતે, જાણીએ=સમજી શકીએ, ( અને ) કહો=જણાવો કે, મન=અંતઃકરણની વૃત્તિ તે, કિમ=શી રીતે, પરખાયરે=ઓળખી શકાય ?

### ભાવાર્થ.

હે શાંતિનાથ નામના સોળમા પ્રભુ ! તથા સ્વર્ગલોક, મૃત્યુલોક અને પાતાળલોકના રાજા ! મારી એક વિનંતિ સાંભળો.

આપનું સ્વરૂપ અથવા શાંતતા અથવા જે શાંતરસ તેનું સ્વરૂપ હું કેવી રીતે જાણી શકું ? મારા મનવડે તેની કેવી રીતે પરીક્ષા કરી શકું ? તે આપ કૃપા કરી મને કહો !

### પરમાર્થ.

આ સ્તવન પ્રશ્નોત્તર રુપે છે. તેમાં આનંદઘનજી મહારાજ પ્રભુનું સ્વરૂપ જે કેવળ શાંતરસમય છે, તે જાણવાને અને તેની પરીક્ષા થઇ શકે તેને માટે શાંતિનાથ ભગવાન્ જેઓ પરમ શુદ્ધ ચૈતન્યતાને પામ્યા છે તેમને વિનતિ કરે છે કે હે પ્રભુ ! મને આપનુ સ્વરૂપ કેમ જણાય ? તે કહો, કે જેથી હુ, જે સસારના ત્રિવિધ તાપથી તપેલો છું, તે પણ પરમ શાંતતાને પામુ અને મારા મનની પણ સ્થિરતા પ્રાપ્ત કરી શકુ.

**धन्य ं ा जेहने, एह ो श्न अव ाशरे;**
**धीरज न धरी ंभ ो, कहुं शांति ति भा ारे. शां० २**

### શબ્દાર્થ

ધન્ય તું આતમ= આત્મા ! તું ધન્ય છે–ભાગ્યશાળી છે–નશીબદાર છે, ( કે ) જેહને=જેને, એહવો=એવો, પ્રશ્ન અવકાશ=પ્રશ્ન કરવાનો વિચાર સૂઝયો છે. ( માટે ) ધીરજ મન ધરી=મનમાં ધીરજ ધારીને, સાંભળો=સાંભળ, કં ( હું તને ) કહી બતાવું છું, શાંતિ પ્રતિભાસરે=શાંતિ સ્વરૂપ.

### ાવાર્થ.

હે આત્મા ! તને ધન્ય છે, કેમકે જેને પ્રથમ ગાથામાં કર્યો છે તેવો પ્રશ્ન કરવાને અવકાશ છે–જિજ્ઞાસા થઈ છે.

મનમાં ધીરજ રાખીને સાંભળો. શાંતિનાથ ભગવાને કહેલો તે પ્રતિભાવ રહસ્યરૂપે અથવા પ્રતિભાસ એટલે તાદ્રશ્ય તેવુંજ હું કહું છું.

### પરમાર્થ.

શાંતિનાથ ભગવાનનુ સ્વરૂપ જાણવાની અને શાંતતા પ્રાપ્ત કરવાની જેને ઇચ્છા થઇ છે તેવા તને ધન્ય છે, કારણ કે આવી ઇચ્છા થવી એ પણ ખરેખર ભાગ્યોદયના વાત છે. જ્યારે ઇચ્છા થાય છે ત્યારે તે ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે પ્રવૃત્તિ થાય છે. આવુ શાંતતાનુ સ્વરૂપ જાણવાનો પોતાના મનમાં અભિલાષ થયો છે તેથી પોતેજ પોતાના આત્માને કહે છે કે તને ધન્ય છે !

વળી કહે છે કે, હે આત્મા ! ધૈર્ય રાખીને સ્વસ્થ ચિત્ત કરીને જે પ્રમાણે શાંતિનાથ ભગવાને શાંતતાનું સ્વરૂપ કહ્યું છે તે તમો સાંભળો ! આમ કહેવાનો અર્થ એટલો જ છે કે, આગમને અનુસારે જે પ્રમાણે ભગવાને પોતાનુ સ્વરૂપ કહ્યુ છે, અને જે લક્ષણો જાણવાને માટે કહેલાં છે, તે કહું છું. સ્વકપોલકલ્પનાથી કઇ પણ કહેતો નથી, તેથી આ કથનપર જો વિશ્વાસ રાખી વર્તવામાં આવશે તો જરૂર તેની પ્રાપ્તિ થશે.

**वि शुद्ध विशु जे, ा जि न र दे रे;**
**ते ते ा र द्दहे, थ ए शा ति द से रे. ां० ३**

### શબ્દાર્થ.

**ભાવ અવિશુદ્ધ સુવિશુદ્ધ જે=જે જે સુવિશુદ્ધ અને અવિશુદ્ધ–શુદ્ધ અને અશુદ્ધ–ઉત્તમ અને હીન, ભાવ એટલે પદાર્થો કે પ્રકારો, કહ્યા જિનવર દેવરે= જિનેશ્વર ભગવાને વર્ણવ્યા છે; તે=તે તે, તેમ=તેવીજ રીતે, અહાતત્થ=યથાતથ્ય–યથાર્થ–ખરેખરા, સદ્દહે=સરધે–માને–માનવા, પ્રથમ એ=તે પહેલી, શાંતિપદ સેવરે=શાંતિનાથ ભગવાન્‌ની પદસેવા છે, અથવા શાંતિભાવ રૂપ પદ–સ્થાન, તેને ( તું ) સેવ–આરાધ.**

### ભાવાર્થ.

અવિશુદ્ધ એટલે નઠારા, અને સુવિશુદ્ધ એટલે વિશેષ પ્રકારે સારા, એવા શ્રી જિનેશ્વર ભગવાને જે ભાવો કહેલા છે, તે ભાવોને તેવીજ રીતે નિર્ભ્રાંતપણે જે માનવા, તે શ્રી શાંતિનાથ પ્રભુના ચરણોની પેહેલી સેવા છે; અથવા તે પહેલું શાંતિપદ છે, તેને હે આત્મા–હે ભવ્ય ! તું સેવ !

### પરમાર્થ.

પ્રથમ ગાથામાં જે પ્રશ્ન પૂછયો છે, તેનો ઉત્તર કહે છે. રાગદ્વેષના રહિતપણાથી જે જે પ્રકારે શુદ્ધ અને અશુદ્ધ વસ્તુસ્વરૂપ ભગવાને કથન કર્યું છે, તેને તેજ પ્રમાણે તથાપ્રકારે બરોબર

માને, તે શાંતિપદનું પ્રથમ પદ છે. માટે હે ભવ્યો ! નવતત્ત્વ, તથા ષટ્દ્રવ્ય, અને દેવ, ગુરૂ, ધર્મનુ, લોકનુ સ્વરૂપ તથા આત્માનુ કલ્યાણ કેમ થાય ? તે માર્ગ વિગેરે જિનેશ્વર ભગવાને જે જે કહ્યા છે તે જાણવા પ્રયત્ન કરો અને તે જાણો, અને તે તથાપ્રકારે જેમ કહ્યુ છે તેમજ માનો. તે શાંતિપદનુ પ્રથમ પાદ જાણવુ આ ગાથામાં શ્રદ્ધા અથવા સમકિતનુ લક્ષણ કહ્યું છે, અને તે વિના બધી ક્રિયાઓ નિષ્ફળ અથવા ભવભ્રમણના હેતુરૂપ થાય છે. જેમ કોઇ ઉંચા ઘરમાં જવુ હોય તો પ્રથમ પગથીએ પગથીએ ચ્હડી ઇચ્છિત સ્થાને જવાય છે, તેમ મોક્ષનું અથવા સ્વરૂપ પ્રાપ્તિનુ, કહેલા તત્ત્વોપર શ્રધ્ધા રાખવારૂપ પહેલુ પગથીઉં આવવાનુંજ અને તેને સેવન કરતા મુક્તતા પ્રાપ્ત થાય તેમ હોવાથી પ્રથમ એ પદની સેવા કરવાનુ જણાવ્યુ છે

**धर गुरु वि ति, वि रि ा ं र ार रे;**
**ं दा ी ं दा, ची नुभ ाधार रे. शां० ४**

### શબ્દાર્થ.

આગમધર=જિનેશ્વરભાષિત સિદ્ધાંતોના ધરનાર–જ્ઞાનસંપન્ન (હોય તે) ગુરૂ=ગુરૂ જાણવા. (વળી તે કેવા હોય ? તો કે) સમકિતિ=સમ્યક્ત્વવંત =તત્ત્વની શ્રદ્ધાવાળા–દર્શન સંપન્ન હોય. (વળી તેમની) કિરિયા=તમામ અનુષ્ઠાન–ક્રિયા, સંવરસાર રે=સંવર ભાવ ભરેલી–નવાં કર્મનો બંધ જેમાં ન થાય એવી હોય છે. એટલે કે તેઓ ચારિત્રસંપન્ન હોય છે. (વળી તેઓ) સંપ્રદાયી=ગુરૂસંપ્રદાયના સાચવનાર–ગુરૂકુળની મર્યાદાઓને જાળવી રાખનાર હોય છે. અવંચક=વંચક ાવ રહિત–નિષ્કપટ–નિર્દં હોય છે. સુચી=શુચિ–પવિત્ર અંતઃકરણવાળા હોય છે. અનુભવાધાર રે=અનુભવના આધાર–અનુભવના દરિયા હોય છે. (એવા હોય તેનેજ ગુરૂ જાણવા).

### ાવાર્થ.

જિનેશ્વર ભગવાને કહેલા શાસ્ત્રોના જાણનાર, શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મની શ્રદ્ધાવાળા, જેમની ક્રિયા કેવળ નવાં કર્મોના બંધને રોકવારૂપ છે તેવા, વળી ગુરૂ-પરંપરાથી પ્રાપ્ત થયેલી શુદ્ધ પ્રવૃત્તિ પ્રમાણે પ્રવર્તનાર, હમેશાં બીજાને ન ઠગનાર, સ્વસંવેદન આત્મજ્ઞાનને ધારણ કરનાર, એવા ગુરૂ જોઇએ.

### પરમાર્થ.

ગુરૂ જો બરાબર ન હોય તો જ્ઞાન પ્રાપ્ત થાય નહિ, તેથી શાંતિનાથભગવાનનુ સ્વરૂપ પ્રાપ્ત થાય નહિ, તેથી ગુરૂ જો સમગ્ર ગુણવાળા હોય તોજ યથાર્થ સ્વરૂપની પ્રાપ્તિ થાય તેવુ છે. જો ગુરૂમા ન્યૂનપણુ હોય તો યથાર્થ સ્વરૂપ શિષ્યને પ્રાપ્ત થવુ દુર્લભ છે, માટે ગુરૂની પરીક્ષા કરવામા બહુજ સાવધાની રાખવાની જરૂર છે.

આગમના જાણનાર ગુરૂ જોઇએ. મસ્તરામ જેવા કેવળ ખાઇ પીને, અમુક પ્રકારનો વેષ પહેરી પરિભ્રમણ કરનાર ગુરૂથી તત્ત્વપ્રાપ્તિ થતી નથી. તેમજ માત્ર આગમના જાણનાર હોય, પણ દેવ, ગુરૂ અને ધર્મની શ્રદ્ધા ન હોય તેવા ગુરૂથી પણ આત્મકલ્યાણ થઇ શકતું નથી; માટે ગુરૂ આગમધર અને સમકિતી જોઇએ.

આવા ગુરૂની ક્રિયા માત્ર આત્માને થતો કર્મબંધ રોકવારૂપજ હોય; એટલે કે કર્તાપણાના અભિમાન રહિત કેવળ નિરવદ્ય ક્રિયા કરનાર ગુરૂમહારાજ હોય છે, તેમજ ગુરૂઆજ્ઞામાં રહેનાર, અસ્વેચ્છાચારી, અને અંદર કાંઇ અને બહાર કાંઇ, એમ પોતાનામા જે ગુણો ન હોય તેનો બહારથી ડોળ કરી લોકોને ઠગવાની ઇચ્છા ન રાખનાર, પવિત્ર અને આગમને જાણનાર, અનુભવનાર એવા ગુરૂ હોય તો જ શિષ્યને જ્ઞાન પ્રાપ્ત થાય છે.

કદાચ ગુરૂ આગમના જ્ઞાનવાળા હોય, પણ સમ્યકત્વ ન હોય તો શિષ્યને સમ્યકત્વ પ્રાપ્ત કરાવી શકતા નથી; અને સમકિત વિના નવ પૂર્વધર પણ અજ્ઞાની કહેવાય છે. તેથી કેવળ આગમધર અને બીજા ગુણો વિનાના ગુરૂને પણ નકામા જાણવા. તેજ પ્રમાણે શાસ્ત્રનુ જ્ઞાન ન હોય, પણ પૂર્વના સસ્કારથી યા ગુરૂઉપદેશથી ભગવાનનાં કહેલાં તત્ત્વોપર શ્રદ્ધાવાન્ ગુરૂ હોય, તે શિષ્યને જ્ઞાનપ્રાપ્તિ કરાવી શકતા નથી. કારણ કે શિષ્યને શકા થતાં, તે શંકાનું નિવારણ કરવાની ગુરૂમાં શક્તિ ન હોવાથી શિષ્ય શકાવાળો રહે છે, તેથી તેને સમ્યકત્વ પ્રાપ્ત થતુ નથી. આવા ગુરૂ પાંદડાંની પેઠે પોતે તો તરે છે, પણ આલબન કરનારને તારી શકતા નથી.

આગમધર અને સમ્યકત્વવાન્ ગુરૂ કેવી રીતે જણાય? તેનું લક્ષણ કહે છે કે, તેમની સઘળી ક્રિયાઓ ઉદાસીન ભાવે હોય, તેથી નવો કર્મબંધ ન કરતાં, પ્રાયે કર્મબધ થતો અટકાવવારૂપજ તેમની પ્રવૃત્તિ હોય, તેમજ જિનસિદ્ધાંતને સત્ય માનીને પ્રવૃત્તિ કરનાર હોય, તેને મત મમત્વનો સ્વપ્ને પણ ખ્યાલ ન હોય, તેવા શુદ્ધ ગુરૂનો મેળાપ થવો તે અતિ કઠણ છે. મહા સમુદ્રમાં તરવાને જેમ વહાણ પોતે સમર્થ છે, અને તેને આશ્રયે રહેનારને પણ તારે છે, તેમ આગમધર અને સમકિતી ગુરૂ પોતે તરી પોતાનો આશ્રય કરનાર શિષ્યવર્ગને પણ તારનાર હોય છે.

**शुद्ध ा ं न ादे, ी र ं रे;**
**ी त्ति वि रि रे, भजे सात्ति ा रे. शा० ५**

### શબ્દાર્થ.

(એવા ગુરૂ હોય તેઓ) શુદ્ધ આલંબન=પુષ્ટ આલંબન–મજબુત જ્ઞાનવૃદ્ધિ આદિ પ્રયોજનનું અવલંબન (તેને) આદરે=કરે છે, તજી અવર જંજાળ રે=બીજી (સ્વાર્થી) પ્રપંચજાળ છોડી દઇને, (વળી)

તામસી=તમોગુણવાળી, વૃત્તિ=વર્તણુક, સવિ=બધી–મનવચન કાયાની, ( તે ) પરિહરે=ત્યાગ કરે છે, ( અને ) ભજે=સેવે છે–આદરે છે, ( કોને ? તો કે ) સાત્ત્વિક=સત્ત્વ ગુણમય, સાલરે=( દયામય ) શાળા–અથવા ( ક્ષમારૂપ ) શાલદુશાલો–અથવા શાલિ–ભાતતુલ્ય સાત્ત્વિકાહાર–અથવા મનરૂપી વણકરની સાત્ત્વિક વૃત્તિરૂપ શાલ તેને.

## ાવાર્થ.

બીજી સઘળી ઉપાધિને છોડી દઇને તેવા ગુરૂ ખરેખરા આધારને ગ્રહણ કરે છે. તમોગુણવાળી ક્રોધી પ્રકૃતિનો ત્યાગ કરે છે, અને મનોહર એવી સત્વગુણવાળી દયામય પ્રકૃતિને ભજે છે.

## પરમાર્થ.

કષાય અથવા રાગાદિ દોષ અથવા કર્મમળ, તેથી રહિત એવા જે પરમાત્મા જિનેશ્વર ભગવાન્ વા સિદ્ધ ભગવાન્ તેમનુંજ આલંબન, બીજી જંજાળ અથવા ઉપાધિ ત્યાગીને ગ્રહણ કરનાર હોય, તેમજ તામસીવૃત્તિ એટલે કષાય ભાવ, તેનો ત્યાગ કરી કેવળ સાત્ત્વિક વૃત્તિને ગ્રહણ કરનાર હોય તેજ ગુરૂમહારાજ યોગ્ય ગણાય.

જ્યારે એક વેલડીને ઊંચે ચઢવું હોય ત્યારે લાકડી અથવા ભીત અથવા વૃક્ષાદિનો આધાર ગ્રહણ કરીને તે ઊંચી ચડે છે. તેમજ આત્માને જો મુક્તપણું પ્રાપ્ત કરવુ હોય તો મુક્ત પુરૂષોનું આલંબન લેવું પડે છે. જેવું ધ્યાન કરે તેવો આત્મા થાય એ નિયમ છે, તેથી ગુરૂમહારાજ પરમાત્માનું આલંબન ગ્રહણ કરનાર જોઇએ. જો બીજા રાગી દ્વૈષી દેવોનુ આલંબન ગ્રહણ કરે તો અવ્યાબાધ એવા મોક્ષસુખને ન પામતાં જે દેવનુ આલંબન લીધું હોય, તે દેવની ગતિને પામે છે; તેથી અલ્પ–પરિમિત કાળ તે ગતિને અનુસારે સુખ અથવા દુઃખ ભોગવી પાછો અધોગતિને પામે છે. તેથી આવા દેવોનુ આલંબન ગ્રહણ કરનાર ગુરૂ અનંતકાળ સુધી રહેનાર એવું મોક્ષસુખ શિષ્યને પ્રાપ્ત કરાવી શકતા નથી, માટે શુદ્ધ આલંબન આદરનાર જે ગુરૂ હોય તેનેજ ગુરૂ ધારવા.

> फ ं ाद जे ां ीं, शब्द ते र्थ सं धी रे;
> ाद ठ ा ी रह्यो, ते शि ाध संधि रे. ां० ६

## શબ્દાર્થ.

ફળવિ ંવાદ=ફળનો ંશય–ફળનું અચોકસપણું તે; જેહમાં=જેમાં, નહિ=નથી, ( એવો જે અર્થ ) શબ્દ તે અર્થ સંબંધી રે=તે અર્થ સંબંધી

**જે શબ્દ=જિનભાષિત આગમ પ્રમાણ, ( તે કેવો ? કે જેમાં ) સકળ=બધો, નયવાદ=જુદા જુદા નયોનો વાદ-અપેક્ષાવાદ, વ્યાપી રહ્યો=ફેલાઇ ર ો તે=એવો જે આગમ તે, શિવ સાધન સંધિરે=મુક્તિના સાધનોમાં સંધિનુ મધ્યભાગનું માર્મિક સાધન છે.**

**ભાવાર્થ.**

ફળનો સંશય અથવા ફળની તકરાર અથવા ફળસંબંધી વાંધો જેમાં ન હોય, વળી શબ્દો અર્થવાળા હોય, વા અર્થના સંબંધવાળા હોય; વળી જૈન-શાસ્ત્રોમાં માનેલા મુખ્ય ઓછામાં ઓછા જે સાત નયો, તેઓનું જે [illegible], તેમાં વ્યા[redacted]રહેલો[redacted]શ જેનો હોય, તે ઉપદેશ મોક્ષ મેળવવામાં સંધિ કરવા જેવો

**પરમાર્થ**

[redacted]ગુરૂનો ઉપદેશ કેવો હોય ? તેનું અહી કથન છે. જો કે છપાયેલી અર્થની પોથીમાં આ બધાં ગુરૂનાં વિશેષણો ગણેલાં છે; પણ કાવ્ય ઉપરથી મને તેમ ન લાગવાથી શબ્દાર્થમાં પણ મે ગુરૂના ઉપદેશનાં વિશેષણો ગણેલાં છે. આ સંબંધી વાંચનારે વિચાર કરી પોતાને યોગ્ય લાગે તે અર્થ ગ્રહણ કરવા અત્રે સૂચના કરી છે.

ગુરૂનું વચન અથવા ઉપદેશ એવો હોય કે જેમાં ફળપ્રાપ્તિનો સંશય ન હોય; એટલે તે વચન પ્રમાણે વર્તન કરનારને અવશ્ય ફળપ્રાપ્તિ થાય તેવું હોય. વળી વચન અથવા ઉપદેશ નિરર્થક ન હોય. જે શબ્દો બોલ્યા હોય તે પ્રયોજન પૂરતા અને અર્થની સાથે સંબધવાળા હોય. વળી આ ઉપદેશ નૈગમાદિ સાતે નયોમાં વ્યાપી રહ્યો હોય, અર્થાત્ સાતે નયથી વિરૂદ્ધ ન હોય; અથવા સાતે નય પ્રમાણે જેમાંથી અર્થ પ્રાપ્ત થાય તેમ હોય; તેવો જે ઉપદેશ હોય તે મોક્ષ પ્રાપ્ત કરવાના સંધિરૂપ છે, એટલે તેમાંથી મોક્ષ અવશ્ય પ્રાપ્ત થાય છે એમ જાણવું.

**विधि प्रतिषेध .री । ।, दार वि रोध रे;**
**ह विधि ।जने रिग्रह्यो, इ ो ।गमे बोध रे. ां० ७**

**શબ્દાર્થ.**

( એ આગમ પ્રમાણથી જોતાં ) વિધિ=સ્થાપનવાદ, પ્રતિષેધ=નિષેધ-વાદ, ( તેણે ) કરી=તે બેવડે, આતમા=આત્મારૂપ, પદારથ=પદાર્થ-તત્ત્વ, અવિરોધરે=અપેક્ષાવાદે કરીને વિરોધરહિતપણે, ગ્રહણવિધિ=ગ્રહણ કરવાની જે વિધિ-સ્વીકારવાની જે રીત. ( તેવડે ) મહાજને=અનુભવી સત્પુરૂષોએ

( તેને ) પરિગ્રહ્યો=કબુલ રાખ્યો છે. ઇસ્યો=એવો, આગમે=આગમ ગ્રંથોમાં બોધ રે=ખુલાસો ( છે. )

## ભાવાર્થ.

ક્રિયાવડે કાર્યસિદ્ધિ થાય તે વિધિ, અને પ્રતિષેધ એટલે નિષેધ તેણે કરીને આત્માને અથવા આત્મા એજ વસ્તુ, તેને વિરોધરહિતપણે ગ્રહણ કરો; કેમકે આત્માને પામવાની વિધિવડે સતાદિ મોટા પુરૂષોએ આત્માને ગ્રહણ કર્યો છે. એવી રીતે જૈનશાસ્ત્રમાં ઉપદેશ કર્યો છે એમ જાણવું.

## પરમાર્થ.

રાગદ્વેષનો ત્યાગ, ગુરૂએ બતાવેલે માર્ગે ધ્યાન, તપ, સંયમ, સત્[illegible] [illegible] વડે પોતાના આત્માનો બોધ થાય તે ક્રિયાને અહીં વિધિ કહેવામાં આવે [illegible] માયા, લોભ અને સમસ્ત પુદ્ગળને અનુસરતી ક્રિયા, રાગ, દ્વેષ, ઇર્ષ્યા, [illegible] આત્મપ્રાપ્તિમાં પ્રતિષેધરૂપ કહેવામાં આવે છે, એટલે પ્રથમ કહેલ વિધિનું [illegible] અને પ્રતિષેધનો ત્યાગ કરવો. આમ કરીને આત્મપ્રાપ્તિ, વા આત્મસાક્ષાત્કાર અથવા મુક્તતા પ્રાપ્ત કરી લેવી. અનાદિથી આત્મસ્વરૂપ કર્મોના આવરણથી પ્રચ્છન્નપણાને પામેલુ હોવાને લીધે ખોવાયેલ જેવુ હતું તેને ગ્રહણ કરવુ એ જ માત્ર કર્તવ્ય છે.

આગમમાં પણ આજ પ્રમાણે કહ્યું છે, અને મોટા સાધુસતોએ પણ એ આત્માના સાક્ષાત્કાર રૂપ આત્મગ્રહણ આ પ્રમાણે વિધિ અને પ્રતિષેધ કરીનેજ કરેલ છે. માટે જેમને શાંતિનાથ ભગવાન્નું સ્વરૂપ અથવા પોતાનુ સ્વરૂપ જાણવાના અથવા પામવાની ઇચ્છા હોય તેમણે પૂર્વોક્ત પ્રકારે વિધિ પ્રતિષેધ કરીને આત્માને ગ્રહણ કરવો એવો ભગવાનનો ઉત્તર છે, અને તે સદ્ગુરૂની પ્રાપ્તિથી પ્રાપ્ત થાય છે એમ જાણવુ.

**दु[illegible] सं[illegible]ति[illegible] रि[illegible]री, भजे सुगुरू [illegible]ान रे;**
**[illegible]ो[illegible] [illegible]ा[illegible]र्थ चि[illegible] भा[illegible] जे, धरे मुगति [illegible]दा[illegible] रे. शां० ८**

## શબ્દાર્થ.

( થોડાક વિધિ પ્રતિષેધ બતાવે છે. )

દુષ્ટજન=દુષ્ટ માણસ, ( તેની ) સંગતિ=સોબત, પરિહરી=છોડીને, ( જે પુરૂષ ) ભજે=સેવે, ( શું ? તો કે ) સુગુરૂસંતાનરે=સદ્ગુરૂનો સંતાન-ગુરૂકુલ-એક પછી એક ગુરૂ ( તેને ભજે, અને તે શી રીતે ભજે ? તો કે )

જોગ ામર્થ્ય=પોતાના મન વચન અને કાયારૂપ યોગની શક્તિ પ્રમાણે, (અને) ચિત્તભાવ જે=ચિત્તમાં પ્રાપ્ત થયેલો જે ભાવોલ્લાસ, તે વડે (જે ભજે તે) ધારે-પામે, મુગતિ-મુક્તિ, નિદાનરે-આખરે.

## ભાવા ˚.

સ્વાર્થી-હઠકદાગ્રહવાળા-અસંયમી મતમમત્વવાળા જે અજ્ઞાનીઓ, તેઓની સોબત તજીને, નિઃસ્પૃહી, સ્વપર સમયના જાણ, અલ્પ કષાયવાળા તથા દયાળુ આદિ લક્ષણોવાળા જે સંયમી સુગુરૂ, તેની પરંપરાનો સંગત કરે. વળી મન, વચન અને કાયા સંબંધી જે શક્તિ, તેવડે ચિત્તવૃત્તિનું રોધન કરે; અથવા મનના વિકારોને અ વા મનને વશ રાખે તે મોક્ષનું મૂળ કારણ પામે, એટલે મુક્ત થાય.

## દ્વિતીય ાવા ˚.

દુષ્ટની સોબત છોડવી, ગુરૂકુળ સેવવું, યોગ સામર્થ્ય પ્રમાણે વર્તવું, અને મુક્તિનું નિદાન જે ચિત્તનો ભાવોદ્ભાસ તે ધારણ કરવો.

## પરમાર્થ.

ઉપર કહ્યું છે તે સિવાય મોક્ષાભિલાષીએ અસત્ સંગનો એટલે ખરાબ સોબતનો ત્યાગ તો અવશ્ય કરવોજ જોઇએ. અને પછી સત્સગ કરવો. સારા ગુરૂ, અને તે ન હોય તો સારા ગુરૂના શિષ્યો, મતલબ એ કે, સંત અથવા સંતના સબંધમાં આવેલા એવા તેમના શિષ્ય પ્રશિષ્યાદિની સંગતિ કરવી.

આથી મન, વચન, અને કાયાના યોગને વશ કરવાનું સામર્થ્ય આવે, તેથી કર્મક્ષયનું મળ કારણ જે ચિત્ત આધીનતા તે પ્રાપ્ત થાય; અને છેવટે મુક્તપણુ પામે.

**न ा चित्त गो, गो ा ा रे;**
**वंद निंद गो, इ ो हो तुं ा रे. ०६**

## શબ્દાર્થ.

માન=સત્કાર, અપમાન=અનાદર (એ બેને) ચિત્ત=મનમાં, સમ=સરખા, ગણે=માને કનક=સોનાને, (અને) પાષાણરે=પત્થરને; (વળી) વંદક=વાંદનારને, (અને) નિંદક-નિંદા કરનારને, સમ=સરખા, ગણે=માને, ઈસો=એવો, હોયે તું જાણરે=તું જાણકાર થઇ રહે.

## ભાવાર્થ.

સત્કાર અને અસત્કારને મનમાં સરખા ગણે, વળી સુવર્ણને અને પત્થરને પણ સરખા માને, તેમજ પગે લાગનારને અને નિંદા કરનારને પણ સરખા માને એવા તું થાય એમ જાણ; અથવા તુ એવો જાણ થાય. સમાન ભાવ જાણનારો થાય એમ જાણ.

## પરમાર્થ.

નિજ સ્વભાવમાં પ્રવર્તનારના લક્ષણ કહે છે. પૂર્વોક્ત પ્રકારે જેણે આત્માના સ્વભાવ જાણ્યો છે, અને જે સ્વ સ્વરૂપમાં રમણ કરનાર છે, તેને કોઇ માન આપે, અથવા કોઇ અપમાન કરે; તો તેમ કરનાર પર સમભાવ રાખે, અર્થાત્ માનથી પ્રસન્ન ન થાય, તેમજ અપમાનથી ખેદ ન પામે, અને પોતે સમભાવમાં રહે.

વળી પૃથ્વીના વિકાર રૂપ જે સુવર્ણ છે તે પુદ્ગલ છે, અને જે પાષાણ છે, તે પણ પુદ્ગલ છે, એમ વસ્તુભાવ જાણવાથી બન્નેને પુદ્ગલ જાણે અને પૃથ્વીના વિકારરૂપ સરખાં માને. તેજ પ્રમાણે કોઇ ગુણને યાદ કરી પગે લાગે, તથા કોઇ અછતા દોષો આરોપણ કરી નિંદા કરે તે બન્નેને પોતાના આત્મા તુલ્ય આત્મા હોવાથી, તથા પોતે કરેલા કર્મોનો, અથવા કરશે તે કર્મોનો પોતે ભોક્તા થશે, એમ ધારીને સમપરિણામીપણે વર્તતા મહાત્મા બન્નેને સરખા ગણે—એવી રીતે જો તારામાં ગુણ પ્રગટ થશે તો તુ તેવો થઇશ અથવા ગુણ પ્રગટાવવા હોય તો એવો તુ થા અને એવો જો થઇશ તોજ ગુણ પ્રગટ થશે, અને ભગવાનનુ સત્ય સ્વરૂપ જાણીશ.

ˆ ंतुने गणे, ˋ तृ रि भा रे;
क्ति ं ार बेहु ग ˋ, णे निधि ना रे. शां० १०

## શબ્દાર્થ.

સર્વ=બધા જગજંતુને=જગતના જંતુઓને, સમ ગણે=સરખા ગણે એટલે કે શત્રુ મિત્રને સરખા ગણે; ગણે ( સરખા ) ગણે, તૃણ મણિ=તણખલાં અને મણિ માણેક રૂપ, ભાવરે=પદાર્થો ( તેને ); ( તેમજ ) મુક્તિ=મોક્ષસ્થળ કે મોક્ષ, ( અને ) સંસાર=ચતુર્ગતિરૂપ ભવસ્થળ, ( તેમને ) સમ ગણે=સરખા ગણે—સરખા માને, ( તે પુરૂષ ) મુણે=જાણે—સમજે, ભવજળનિધિ નાવરે=સંસારરૂપ સમુદ્રમાં ( તરવા માટે ) નાવ સમાન જે ( સમતા રૂપ ) વસ્તુ છે તેને.

## ાવાર્થ.

સઘળા ત્રણે જગત્‌ના અથવા સંસારના ત્રસ અને સ્થાવર જીવોને સરખા ગણે, ઘાસનું તણખલું તથા રત્નોના ભાવને પણ તુલ્ય માને; વળી મુક્તપણું અને ચારગતિરૂપ જે સંસાર તે બન્નેને સરખા માને, તે ( શાંત રસરૂપ પૂર્વોક્ત ભાવનાથી પ્રકટ થયેલી ) હોડીવડે સંસારરૂપી સમુદ્રનો પાર પામે છે.

## પરમાર્થ.

જેને નવમી ગાથામાં કહેલી દશા પ્રાપ્ત થઇ હોય, તેની સ્થિતિ કેવી થાય છે? તથા તે શુ કરે છે? તે આ ગાથામાં બતાવ્યું છે.

જગત્‌ના સર્વ પ્રાણી માત્રને પોતાની સરખા માને, એકેંદ્રિયથી માડી પચેદ્રિય સુધીમાં આત્મત્વ સરખુ હોવાથી સૌને એક સરખા માને, કોઈના પણ આત્માને દુખાવે નહિ, તેમજ મોક્ષ આત્માની સ્વભાવવાળી સ્થિતિનુ નામ છે અને સસાર તે પણ આત્માની વિભાવવાળી સ્થિતિનું નામ છે. તે બન્ને નામ માત્ર છે, કારણ કે તે બનેનો મૂળ આધાર આત્મા છે, અને આ બને સ્થિતિ સમજાતાં આત્માવલંબી પુરૂપ આ બન્ને સ્થિતિમાં સ્વરૂપરમણ હોવાથી વધારે ઓછાપણુ જોઇ શકતો નથી, તેથી સાતમા ગુણઠાણામાં મોક્ષ પામવાની ઇચ્છા પણ નિવૃત્ત થાય છે, એટલે સસાર અને મોક્ષને સરખા ગણી મોક્ષની ઇચ્છા કરતો નથી. અને આ સ્થિતિ પ્રાપ્ત થતાં શાંતરસરૂપી હોડીવડે મહાત્માઓ સસારરૂપી સમુદ્રને તરી જાય છે. ( નવમી અને દશમી ગાથાનો ભેગો સંબંધ લેવો ).

**ापणो ा भा जे, ए चे ाधार रे,**
**र त्री ा ंयो थी, एह नि रि र ार रे. शां १**

## શબ્દાર્થ.

આપણો=આપણ પોતાનો, આતમભાવ જે=આત્મભાવ–સ્વીયરૂપ–પોતાપણું ( તે શું છે? તો કે) એક=એકલી, ચેતના=ચૈતન્યશકિત, : તેજ આત્મભાવ છે એમ ) ધારરે=ધારવું, અવર=બીજું, સવી=સર્વ, સાથ=સાથે વળગેલુ છે તે, સંયોગથી=સંયોગ સંબધથી ( જોડાયેલું છે ) માટે એહ=એ બીજા યોગિક પદાર્થો તે, નિજ=આપણા, પરિકર=પરિવારરૂપે (માનીએ તો) સારરે=સારૂં ઠીક છે; અથવા અવર સર્વ, ાથે પડેલું આ પરિકર–પરિવાર અને સાર=ધન દોલત તે, સંયોગ સંબંધી છે. ( આત્મભાવે તો એકલી ચૈતન્યશકિત જ . )

## ભાવાર્થ.

પોતાના આત્માનો જે સ્વભાવ, તે માત્ર એક ચૈતન્ય શક્તિ જાણ. બીજી સર્વ સંબંધવાળી વસ્તુઓ જોડાવાથી થયેલ છે. આ પ્રકારે આ દૃશ્ય જગતની વસ્તુઓમાં પોતાનો પરિવાર તત્ત્વરૂપ છે એમ જાણ !

## પરમાર્થ.

હવે આત્માનું સ્વરૂપ ઓળખાવે છે. આ જગતમાં જે દૃશ્ય ભાવ જણાય છે તે અને શરીર સર્વ સંયોગજન્ય છે, વિભાવથી ઉત્પન્ન થયેલા છે, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ એ અજ્ઞાનમૂલક છે. અનાદિ કર્મ સંબંધથી ન્યૂનાધિકપણું પામે છે, તે સૌ વિભાવ છે. ત્યાગવા યોગ્ય છે. ત્યાગ થાય તેવા છે.

આત્માનો સ્વભાવ તો માત્ર એક ચેતના છે, તે જ્ઞાન, દર્શન ચારિત્ર, વીર્ય, સુખ અને ઉપયોગમયી છે. આ સારરૂપ છે, પોતાનો પરિવાર છે. પોતાની સાથે છે, તથાપ્રકારે ભાનમાં આવે તેમ છે. એમ હે ભવ્ય ! હે મુમુક્ષુ! તું ધાર ? ( તથા પ્રકારે સમજાયું તેમ સમજાવાયું નથી. તેથી પરોપકારાર્થે અનુભવીએ કંઇક ઉમેરો કરવો. ગુરૂગમથી અર્થ જાણવા. )

**भु थी ए ां ी, हे आत रा रे,**
**ाहे दरिसणे नि र ों, मुज सीधां सवि का रे. शां० १२**

## શબ્દાર્થ.

પ્રભુમુખથી=શાંતિનાથ ભગવાન્‌ના મુખથી, એમ=પૂર્વે કહેલી રીતે સાંભળી=શ્રવણ કરીને, કહે આતમરામ રે=આત્મભાવમાં આરામ પામનાર, કે રમનાર જીવ બોલે છે કે, તાહરે=તારા, દરિસણે=દર્શનથી (હું) નિસ્તર્યો=નિસ્તાર પામ્યો છું. ( અને ) મુજ=મારાં, સીધાં=સિદ્ધ થયાં, સવિ=સર્વે કામરે=કામો, ( અથવા સર્વે કામનાઓ=ઇચ્છાઓ પાર પડી એમ પણ અર્થ થઇ શકે છે. )

## ભાવાર્થ.

શ્રી શાંતિનાથ ભગવાન્‌ના મુખથી, અથવા તેમણે કહેલાં શાસ્ત્રોથી ઉપર કહ્યું તેવી રીતે સાભળીને કહે છે. ( કોણ ? તો કે મારો આત્મા અથવા શ્રોતાનો આત્મા ) હે ભગવન ! તમારૂં દર્શન કરવાથી અથવા આપના જૈનદર્શનથી હું

સંસારના પારને પામ્યો અને મારાં સર્વ મનોવાંચ્છિતો સિદ્ધ થયા, અર્થાત્ સર્વે ઇચ્છાઓ પરિપૂર્ણ થઇ.

### પરમાર્થ.

પૂર્વોક્ત પ્રકારે પ્રભુનો ઉપદેશ સાંભળી અથવા શાસ્ત્રદ્વારાએ જાણી શ્રોતાઓનો અંતર-આત્મા એમ કહે છે કે, હે પ્રભુ ! તમારૂં જૈન દર્શન પામવાથી અથવા આત્મદર્શન થવાથી મારાં તમામ કામો સિદ્ધ થયાં–હુ સસારનો પાર પામ્યો–કૃતકૃત્ય થયો.

**हो ः ो हुं जने हुं, न ा मुज ो मुज रे;**
**अमि दान दा ार ी, जेहनी भेट इ तु रे. ां० १३**

### શબ્દાર્થ.

અહો અહો=અહો અહો, એવું માનભરેલું સંબોધન, હું મુજને કહું=હું પોતાનેજ કહ્યાં કરૂં છું, નમો મુજ નમો મુજરે=મને નમસ્કાર થાઓ, મને નમસ્કાર થાઓ. ( કારણ કે ) અમિત=અમાપ–અનંત, ફળ=લાભ, (તેનું), દાન=અર્પણ, ( તેવા દાનના ) દાતારની=દેનાર, જેહના=જે તું તેની, ભેટ થઈ=મુલાકાત થઇ, તુજરે=( હે આત્મા ) તને.

### ભાવાર્થ

" અહો અહો " એ આશ્ચર્યકારક અથવા આહ્‌લાદદર્શક વચન છે. હુ સ્તવના કરનાર અથવા ઉપદેશનો રહસ્ય જાણનાર પોતાને કહું છું કે ' મને નમસ્કાર કરો.' કેમકે માપવિનાનો બદલો આપનાર જે શાંતિનાથ ભગવાન્ તેનો તને મેળાપ થયો છે. પોતે પોતાને કહે છે–છતાં "તને" વાપર્યો છે, તે પોતાના અર્થમાં જાણવો.

### પરમાર્થ.

પ્રભુના પૂર્વોક્ત ઉપદેશના શ્રવણથી આહ્‌લાદ પામી અંતરઆત્મપણું પામેલા સ્તવન બનાવનાર પોતે પોતાના આત્માને, અજ્ઞાનપણુ મટવાથી ધન્ય માને છે; અને પોતાને પ્રભુતુલ્ય જાણવાથી ખુશી થઇ પોતે પોતાને કહે છે કે, મને નમસ્કાર થાઓ ! મને નમસ્કાર થાઓ ! કારણ કે આજે અમૃત ફળ આપનાર અથવા પોતાનુ પદ આપનાર પ્રભુનો મને મેળાપ થયો છે, તેથી હવે મારે કોઇને પણ નમવાની જરૂર રહી નથી. પણ મને પ્રભુત્વ પ્રાપ્ત થયુ છે, એટલે હુ નમવા યોગ્ય થયો છું. જેને પ્રભુનુ દર્શન થાય તે શુદ્ધ આત્મપણુ પામે છે અને તેની દીનતા દૂર થાય છે. જાણે પોતે બહિરાત્મા હોય, અને પાછળથી પોતાના આત્મામા અતર

આત્મપણું પ્રગટ્યું, તેથી પોતે શુદ્ધ આત્માતુલ્ય પોતાને ભાસવાથી પોતાની પ્રથમની બાહ્યાત્મપણાની અવસ્થાને આશ્ચર્ય સાથે કહેતા હોય કે, " મને નમો, મને નમો " કેમકે મારે અમિત ફળ આપનાર એવા પ્રભુની ભેટ થઇ છે. હું પણ પરમાત્મા તુલ્ય છું, એમ મેં જાણ્યું છે.

**ांति रूप ंक्षे थी, ह्यो निज पर रूप रे;**
**ा ंहि वि र घणो, कह्यो शांति जिनभूप रे. शां० १४**

### શબ્દાર્થ.

( આ રીતે ) શાંતિસરૂપ=આત્મશાંતિનો અથવા શાંતિનાથ ભગવાનનું સરૂપ=બ્યાન, સંક્ષેપથી=સંક્ષેપે, કહ્યો=વર્ણવ્યું, નિજપરરૂપરે=સ્વપરરૂપે, (અને ) આગમમાંહે=જિનાગમમાં, વિસ્તર ઘણો=ઘણા વિસ્તારથી, કહ્યો=વર્ણવ્યું છે, શાંતિ=શાંતિનાથ નામે જિનભૂપરે=જિનરાજ ભગવાને.

### ભાવાર્થ.

શાંતરસ અથવા શાંતિનાથ ભગવાન, અથવા શુદ્ધ આત્મા, અથવા પરમાત્મા, તેમનું સ્વરૂપ ટુંકાણમા કહ્યું. પોતાના અને પારકા રૂપપણે કહ્યું; પણ જિનેશ્વર ભગવાને કહેલાં ધર્મપુસ્તકોમાં આ બાબત ઘણો વિસ્તાર કહેલો છે. ( કોણે કહેલો છે ? તો કે ) શ્રી શાંતિનાથ નામના સોળમા તીર્થંકર કે જેઓ ચક્રવર્તી, રાજા પણ હતા તેમણે કહેલો છે.

### પરમાર્થ.

પૂર્વોક્ત પ્રકારે શ્રી શાંતિનાથ ભગવાનનું સ્વરૂપ મે સંક્ષેપથી નિજરૂપે એટલે પોતાપણે તેમજ અન્ય ભવ્ય પ્રાણીઓના આત્માપણે એટલે પરરૂપે કહ્યું છે વળી શ્રી શાંતિનાથ ભગવાને આ જ બાબત આગમોમાં ઘણા વિસ્તારથી કહેલી છે. તે બાબતને ભવ્ય પ્રાણીઓ જાણીને સ્વસ્વરૂપને ગ્રહણ કરશે. એવો ઉપદેશ રૂપ તાત્પર્ય છે.

**ांति रू ए भां शे, धरी शुद्ध रि धा रे;**
**ा ंद द ा शे, ते हेशे हु ान रे. शां० १५**

### શબ્દાર્થ.

શાંતિસરૂપ=શ્રી શાંતિનાથનું સ્વરૂપ, એમ પૂર્વોક્ત પ્રકારે, (જે) ભાવશે=વિચારશે, ( તે પણ શી રીતે ? તો કે ) ધરી=ધારણ કરી, શુદ્ધ=નિર્મળ, પ્રણિ-

ધાનરે=એકાગ્રતાવાળું ધ્યાન, (તે પુરૂષ) આનંદઘનપદ=આનંદથી ભરપૂર મુક્તિપદ, પામશે=મેળવશે, અને તે=તે પુરૂષ, લહેશે=પામશે, બહુ માનરે=ઘણું માન.

### ભાવાર્થ.

પૂર્વે કહ્યું તેવી રીતે જે માણસ ચિત્તની નિર્મળ એકાગ્રતાએ કરીને શ્રી શાંતિનાથ ભગવાનનું સ્વરૂપ વિચારશે તે માણસ આ સ્તવનના કર્તા શ્રી આનંદઘનજી મહારાજનું પદ, અથવા આત્માનંદપણાના સમૂહનું પદ અને બહુમાન એટલે જગતનું પૂજ્યપણું મેળવશે.

### પરમાર્થ.

પૂર્વોક્ત પ્રકારે જે ભવ્ય પ્રાણીઓ ચિત્તના એકાગ્ર વૃત્તિ કરી પ્રભુનુ સ્વરૂપ વિચારશે, અને પ્રભુની દશાને પોતાના આત્મામા પ્રગટ કરશે તે પરમાનંદ પ્રાપ્ત કરશે, અને જગદ્વંદ્ય થશે. એમ શ્રી આનંદઘનજી મહારાજ કહે છે.



## શ્રી કુંથુના[illegible]જિન સ્તવન.

ंथुजि ! हुं वि ही न ब[illegible]े कुंथुजि न०
जि जि ज न रीने राखुं, ति[illegible] तिम अलगुं भाजे हो. कुं० १

### શબ્દાર્થ[illegible]

કુંથુજિન=હે કુંથુનાથ નામના સત્તરમાં જિને[illegible] ગવાન્! મનડું-(મારૂં તુચ્છ) મન, કિમહી=કોઇ રીતે પણ, ન બાજે[illegible] મુકરર વિષયપર) વળગતું નથી. (અને) જિમ જિમ=જેમ જેમ[illegible]કરીને=યત્ન પ્રયત્ન કરીને=મહેનત લઇને, રાખું=(તે મનને) પક[illegible] છું, તિમ તિમ=તેમ તેમ, અલગું=વેગળે ભાજે હો=ભાગી જાય છે.

### ભાવાર્થ

હે સત્તરમા શ્રી કુંથુનાથ ભગવાન્! મારૂં મન કોઇપણ રીતે એકાગ્રતાથી જોડાતું નથી. જેમ જેમ મહેનત કરીને તેને વશ રાખું છું તેમ તેમ વેગળું ભાગી જાય છે.

પરમાર્થ.

હે કુંથુનાથ પ્રભુ ! આપની સાથે મારૂં મન મેળવવા મારી ઇચ્છા છે, પણ પરમાત્મપણું પામેલા શુદ્ધ પરમાત્મા એવા આપની સાથે તે જોડાતુ નથી. હુ જેમ જેમ મહેનત કરી મનને વશ રાખવા પ્રયત્ન કરૂં છુ, તેમ તેમ તે દૂર જાય છે, એટલે અન્ય વિષયોમાં પ્રવેશ કરે છે.

**रजनी ा र स्ती उजड, गयण पायाले जाय:**
**ा ा ने मु हुं थोथुं, एह ओखाणो न्याय हो. कुं० २**

શબ્દાર્થ

રજની=રાત હોય ત્યાં, વાસર=દિવસ હોય ત્યાં, (તેમજ વસતી=વસ્તી હોય ત્યાં, ઉજડ=વેરાન મેદાન હોય ત્યાં (અથવા તો) ગયણ=ગગન-આકાશ મંડળમાં, ( યા ) પાયાલે=પાતાલ ભુવનમાં, જાય=મારૂં મન ભમતું રહે છે. ( છતાં તે શાંત પડતું નથી, આમ જોતાં ) સાપ=સર્પ, ખાય=ખાતો જાય, ને અને=તોપણ=મુખડું, તેનું મુખ, થોથું=ખાલીને ખાલી ( અતૃપ્ત ) રહે છે. એહ=એ, ઓખાણો=કહેવત-ઉપાખ્યાન ન્યાય હો=ન્યાજળી ઠરે છે.

ભાવાર્થ.

રાત્રીએ તથા દિવસે, જ્યાં માણસો વસતાં હોય તેવી જગ્યામા, જ્યાં કોઈ રહેતુ ન હોય તેવી ઉજ્જડ જગ્યામાં, આકાશમા અને પાતાળમાં મન જાય છે; (પણ કંઈ વળતુ નથી. ) જેને સાપ કરડે છે ને સાપે ખાધો કહેવાય છે, પણ તે સાપનું મ્હોઢું તો ખાલી રહે છે. ( સર્પ કરડે, તો જેને તે કરડે તેનો જીવ જાય, પણ સર્પના મ્હોઢામાં કંઈ આવે નહિ, તે તો ખાલી જ રહે, ) માટે એ પૂર્વે કહેલી કહેવતનો ન્યાય તુલ્ય છે.

પરમાર્થ

ભગવાનમાં મનને પ્રયત્ન કરી જોડતાં જોડાતુ નથી, પણ અન્ય સ્થળાંતરમાં ગમે ત્યારે જાય છે. તેને રાત્રી પણ નડતી નથી, દિવસ પણ તેને નડતો નથી. ગમે ત્યારે ગમે ત્યા જાય છે આકાશમા અને પાતાળમાં પણ જાય છે. આ ઉપરથી વખતે કોઇ એમ અનુમાન કરે કે, " કરે તે ચરે " તેમ મનને વિષયોનો આનંદ મળતો હશે, તો તેમ પણ નથી. જેમ કોઇ માણસને યા પશુને સર્પ કરડે છે, ત્યારે તેને " સાપે ખાધો " એમ કહેવાય છે, પણ તેથી તે સર્પની ક્ષુધા નિવૃત્ત થતી નથી, અને તેના મ્હોમા પણ કંઇ આવતુ નથી. તેમ આ મનને પણ વિષયાનંદ મળતો નથી, પણ તે માત્ર કર્મો બાધે છે. એટલે " સાપે ખાધો " એ ઉપનય અત્રે મળતો આવે છે.

मुगति ा भि ाषी तपि ा, ज्ञान ने ध ा ा े;
रीडुं कांई एहवुं चिंते, नाखे ले पासे. हो कुं० ३

### શબ્દાર્થ

મુગતિતણા=મુક્તિના-મોક્ષના, અભિલાષી=ઇચ્છક, તપિયા=તપશ્ચર્યા કરનાર, ( તપસ્વી શ્રમણ પુરૂષો ) જ્ઞાન=વિદ્યા, ને=અને, ધ્યાન=ધ્યાન યોગ, અભ્યાસે=સાધે છે, ( પણ મારૂ મન તો ) વયરીડુ=નીચ વૈરીરૂપે થઇ, કાંઇ=હરકંઇ, એહવું=એવી તરેહનું, ચિંતે=ચિંતવે છે ( કે જે ) નાખે=( મને ) પાડે છે, અવલે પાસે આડે પાસે-ઉંધે પાસે-પડખે ( મતલબ કે મને એવું ઉંધું ભમાવે છે કે મને સારૂં કામ કરવું સુજતુંજ નથી. )

### ભાવાર્થ

મોક્ષની અભિલાષા કરનાર એવા બાહ્ય અને અભ્યંતર તપસ્વીઓ વિદ્વાનો પ્રભુમાં અથવા બીજી કોઇ વસ્તુમાં મનને જોડવાનો અભ્યાસ કરે છે, ( છતાં તેમનું પણ ) શત્રુરૂપ મન કંઇક એવુંજ ચિંતવી નાખે છે કે, તેમને ક્ષણવારમાં મોહના પાશમાં અથવા કર્મોના ફંદમાં પાડી નાખે છે.

### પરમાર્થ

મોક્ષ મેળવવાની ઇચ્છાવાળા એવા બાહ્ય અને અભ્યંતર મળી બાર પ્રકારના તપ કરનાર, અને હમેશાં જ્ઞાન અને ધ્યાનના અભ્યાસ કરનારને પણ આ દુષ્ટ મનરૂપી શત્રુ કંઇ એવો વિકાર ઉત્પન્ન કરીને વિષયાંતરમા જોડી દે છે કે ક્ષણવારમા તે મોહના પાશમાં પડી જાય છે. આવી રીતે અનેક મુનિઓ પડ્યાના સેંકડો દાખલાઓ છે.

धरने ाथे, ावे कि िधि ां;
किहां णो ो हठ री हडकुं ो, व्याल ाणी रे ां ो. ०

### શબ્દાર્થ

આગમ=સૂત્રો, આગમધરને=અગીઆર અંગસૂત્ર કંઠે ધરનારના અથવા પૂર્વધરના. હાથે=હાથમાં કે નજીક ( હોય છે છતાં, ) નાવે=નથી આવતું, નથી રહેતું, કિણવિધિ=કોઇ પણ પ્રકારે, આંકું=અંકુશમાં-વશમાં ( આવી

જાતનું મન છે તેને ) કિહાંકણે=કોઇ ઠેકાણે, જો=કદાચ, હઠ કરી=બળાત્કાર વાપરી, હડકું=હડસેલું કે અટકાવું—વળગાડું, તો=ત્યારે, વ્યાલતણીપરે= સર્પની માફક, વાંકુ=વક્ર ( બની રહે છે. )

### ભાવાર્થ

સૂત્રોના જ્ઞાતાને, અગીઆર અંગરૂપ સૂત્ર જેમના જીહ્વાગ્રે છે એવા મહા જ્ઞાનીઓના હાથમાં અથવા પાસે મન હોય છે, છતાં પણ કોઈ પ્રકારે તેમના વશમાં રહેતુ નથી. આવું મન છે તેને કદાપિ કોઇ સ્થાને બળાત્કારે હડસેલું અથવા રોકુ તો સર્પની પેઠે વક્ર ગતિને પામે છે, અર્થાત્ તરત અવળે માર્ગે જાય છે અથવા વાંકુંચુંકું થઇ જાય છે.

### પરમાર્થ.

આગમ જાણનારા ચૌદ પૂર્વધરો પણ પતિત થયેલા સાંભળ્યા છે, તે આ મનના પ્રતાપથી છે. તેથી આગમ જાણનારનું મન વશ રહે એમ સમજવામાં પણ ભૂલ થાય છે. આગમો વાંચતી વેળાએ તેમાં મનને વશ કરવાનો સંબંધ વંચાતો હોય તો તેવે વખતે પણ આ ચપળ મન વાંચનારને અન્ય સ્થાનકે લઇ જાય છે

આ મનને સર્પની ઉપમા આપી છે, સર્પ મૂળે તો વાંકો હોય છે, અને તેમાં જો તેને છંછેડ્યો, તો તે વિશેષ વાંકો થઈ ગતિ કરે છે. તેમજ આ મન વાકુ છે, તે સહજ કોઇ વસ્તુપર ટકે તો ટકે છે, પણ જો તેને હઠ કરી કોઈ વસ્તુપરથી ખસેડી, ધ્યેય એવા શ્રી જિનેશ્વર ભગવાનમાં અથવા બીજા કોઇ વિષયમાં જોડવા માંડીએ તો તે ત્યાં જોડાતુ નથી, પણ સર્પની પેઠે વિશેષ વક્રતા પકડી અન્ય વિષયોમાં જોડાય છે. આ ગાથામાં મનને વશમાં લાવવાનું કઠણપણુ જણાવ્યું છે, અને મન વશમાં આવતુ નથી એમ કહેવામા આવેલ છે.

**जो ग हुं ो ठग ो न देखुं, शाहु ार ण ांही;**
**मांहे ने हुथी गुं, ए अचरिज न ांही ो. कुं० ५**

### શબ્દાર્થ.

જો=જો કદાચ, ( મનને ) ઠગ=ઠગનાર, કહુ=જણાવું, તો=તો તેને, ઠગતો=ઠગાઇ કરતુ, ન દેખું=જોઈ શકતો નથી. (તેમ) શાહુકાર=શાહ—પ્રમાણિક, ( કહું તો તે પણ એ ) નાંહી=નથી. ( એ તો ) સર્વમાંહે=બધામાં ( ભટકનારૂં છે ) ને=અને, સઉથી=બધાથી, અળગું=અલગ રહેનાર ( પણ

) માટે એ=ઉપર વર્ણવેલું, અચરજ=આશ્ચર્ય, મનમાંહી=મનના બંધમાં ( દેખાય છે. )

### ભાવાર્થ.

જો કદાચ મનને છેતરનાર કહું તો તેને ઠગાઈ કરતાં હું દેખતો નથી; તેમ શાહુપણું ધારણ કરનાર પણ મને તે લાગતું નથી. તે મન તો સર્વ ઇંદ્રિયોની અંદર અને સર્વે ઇંદ્રિયોથી જુદું પણ છે; આ પરસ્પર વિરૂદ્ધ વાત છે અને તે મારા મનને આશ્ચર્ય પમાડે છે.

### પરમાર્થ.

આ મન હમેશાં ઇંદ્રિયોને પ્રેરે છે, અને તે પ્રમાણે ઇંદ્રિયો વિષયોમાં પ્રવૃત્તિ કરે છે; એટલે આત્મા ખરેખર ઇંદ્રિયોનાં કૃત્યથી કર્મબંધમાં ફસાય છે, તેથી ખરેખરી રીતે પ્રત્યક્ષપણે ઇંદ્રિયો આત્માને વંચે છે, અને તેથી મનને ઠગ કહેવા જાઉં છું પણ તે ઠગપણાનું કાર્ય કરનાર ન હોવાથી ઠગરૂપે દેખાતું નથી.

તેમજ તેને શાહુકાર પણ કહેવાય તેમ નથી, કારણ કે ઇંદ્રિયો મનની પ્રેરણા વિના કંઈ કરી શકતી નથી, અને જે આત્માને ઠગવાની પ્રેરણા કરે અને તેમાં આનંદ માને, તેને શાહુકાર પણ શી રીતે કહેવાય? તેથી તે શાહુકાર પણ નથી.

વળી આ મન તો નોઇંદ્રિય છે, પણ પ્રેરકપણે તે તમામ પાંચે ઇંદ્રિયોમાં ભળેલું છે, તેથી તે સર્વે ઇંદ્રિયોમાં વ્યાપક હોવાથી સર્વમાંહી છે. તેમજ દરેક ઇંદ્રિયના વિષયોને તે જાણનાર, તથા સંકલ્પ વિકલ્પ કરવાનો જેનો સ્વભાવ છે, એ રીતે મન જૂદું પણ છે. આવો સર્વમાંહી અને સર્વથી અળગાપણાનો મનનો સ્વભાવ જાણી, મને આશ્ચર્ય લાગે છે કે આ બન્ને વિરૂદ્ધ ધર્મને પણ ધારણ કરનાર ચપળ મન છે.

**जे जे हुं ते ान न धारे, ाप ते रहे ालो;**
**र र ंडित जन समजावे, स जे न ारो ा ो ो. ०६**

### શબ્દાર્થ.

જે જે=જે કાંઇ, કહું=બોલું, તે=તેને (એમને) કાન ન ધારે=કાને ધરતું નથી, ( એ તો ) આપમતે=પોતાની સ્વચ્છંદતાના વિચારે કરીને, રહે કાલો=કાલું થઇને રહે છે—મલીન બની રહે છે. ( અને ) સુર=દેવ વર્ગના, નર=મનુષ્ય વર્ગના, પંડિતજન=પંડિતલોક, સમજાવે=સમજાવવા માંડે છે, (તોપણ) સમજે ન મારો સાલો=( મારી કુમતિરૂપ સ્ત્રીનો ભાઇ એ મન રૂપી ) મારો સાળો સમજાવ્યો સમજતો નથી.

## ભાવાર્થ.

મારા મનને હું જે જે શુભ વાર્તા કહું છું તે તે શુભ વાર્તાને તે સાંભળતું નથી, અને પોતાના સંકલ્પવિકલ્પરૂપી અશુભ મતમાંજ પાપરૂપ કૃષ્ણુર ગવાણું થઇને મલીન રહે છે. વળી તેને દેવો તથા મનુષ્યો માંહેલા પંડિતો જો કે ઘણું સમજાવે છે, તો પણ મારી કુમતિરૂપ સ્ત્રીનો ભાઇ, એ મનરૂપી સાલો સમજતો નથી; અર્થાત્ મારૂં મન આપની સાથે બાઝતું નથી.

## પરમાર્થ.

આ અસાર સંસારથી નિવૃત્ત થવા, અથવા પરમાત્મા સાથે લીનતા કરવારૂપ હું મનને જે સદુપદેશ આપું છું, અને તેને ઠેકાણે લાવવા જે જે પ્રયત્ન કરૂં છું તે સર્વને આ દુષ્ટ મન સાંભળતું નથી. જેમ બહેરા માણસને કંઈ વાત કહેવી હોય, તે કહીએ ત્યારે તે જેમ સાંભળે નહિ તેમ આ મન મારી ( આત્માની ) કહેલી સદુપદેશની વાત સાંભળતું નથી. અને પોતે અનેક પ્રકારના સંકલ્પવિકલ્પો કરી પાપો બાંધ્યા કરે છે, અને રાત દહાડો કાળું એટલે મલીન રહે છે.

દેવતા, મનુષ્ય અને જ્ઞાની પુરૂષો એ મનને ઠેકાણે લાવવા પ્રયત્ન કરે છે, અને મનને સમજાવે છે, તોપણ આ ચંચળ મન દેવો મનુષ્યો અને જ્ઞાનીઓનું પણ માનતું નથી. " મારો સાલો " એમ કહીને, આ મનને ગાળ દીધી છે. જાણે આ મન આત્માની કુબુદ્ધિરૂપ સ્ત્રીનો ભાઇ હોય તેમ સમજી તેને ગાળ દીધી છે.

**ˋ ा ुं ए लिंग पुंस , स ळ रदने ठेले;**
**ी ी ाते रथ छे नर, एहने कोइ न जेले हो. कुं०**

## શબ્દાર્થ.

મેં જાણ્યું=હું (એમ) સમજ્યો હતો (કે), એ=મન, લિંગનપુંસક= લિંગથી નપુંસક છે—નાન્યતર જાતિ છે, (માટે નામર્દ હોવું જોઇએ, પણ એતો ) સકળ =તમામ, મરદને=મરદોને, ઠેલે=હઠાવે છે. ( કારણકે ) બીજી- વાતે=બીજી (બધી) વાતોમાં, સમરથ છે નર=નર—માણસ બળવાન્ છે, (પણ) એહને=એ મનને, કોઈ=કોઇ પણ માંણસ, ન જેલે=ઝીલી શકતો નથી.

## ભાવાર્થ.

સ્તવન કરનાર શ્રી આનંદઘનજી મહારાજ કહે છે કે ) મેં એમ માન્યું હતું કે, એ મન નપુંસક એટલે નાન્યતર જાતિનું છે, પણ એ તો ઘણું બળવાન્ છે.

એટલે સઘળા નરજાતિવાચકોને તે હઠાવે તેવું છે. મનને જીતવા શિવાયની બીજી બાબતોમાં પુરૂષ શકિતવાન્ છે, પણ મનને કોઈ પુરૂષ ઝીલી (જીતી) શકતો નથી; અર્થાત્ મનની ગતિને કોઇ રોકી શકતું નથી.

### પરમાર્થ.

વ્યાકરણ રીતે “ મન કેવુ ” એટલે નાન્યતરજાતિનુ અર્થાત્ નપુંસકલિંગ છે. નપુસકો કરતાં પુરૂષમા પુરૂષત્વ સ્વાભાવિક રીતે વધારે હોય છે, છતા આ મનની બાબતમાં તેથી ઉલટું છે. મન નપુંસક છે છતાં પણ બધા પુરૂષોને હઠાવે છે, અર્થાત્ જીતે છે. બીજી સઘળી વાતોમાં પુરૂષો ઘણા સામર્થ્યવાન્ જોવામાં આવે છે. પણ આ મનને જીતે એવા પુરૂષો :તો થોડાજ હોય છે. મનને કોઇ જીતી શકતુ નથી. અર્થાત્ મનના વેગને કોઇ રોકી શકતુ નથી.

**न  ाध्युं तेणे सघळुं साध्युं, एह  ा  ी ोटी;**
**एम कहे साध्युं ते नवि  ानुं, ए  ी  ा  ोटी हो. थुं० ८**

### શબ્દાર્થ.

( જેણે ) મન સાધ્યુ=મનને વશ કર્યું તેણે=તે પુરૂષે, સઘળું=બધું, સાધ્યું=સિદ્ધ કર્યું. એહ વાત=એ કથણી, નહી ખોટી=જૂઠી નથી. ( પરંતુ ) એમ કહે=આમ તેમ કહીને ( અમે અમારૂં મન ) સાધ્યું=વશ કર્યું છે ( એમ જે માત્ર મુખે બોલે છે ) તે=તે વાત, નવિ માનું=માની શકતોજ નથી, ( કારણ કે ) એ કહી વાત=એ કહેલી વાત ( તો ), છે મોટી હો=બહુ મોટી—અતિ દુષ્કર છે. ( અર્થાત્ વિરલા માણસોજ મનને વશ કરી શકે ; અને જે વશ કરે છે, તે મ્હોઢેથી બોલતા નથી. )

### ભાવાર્થ.

જેણે મનને વશમાં આણ્યુ, તેણે તપ, જપ, સંયમ વિગેરે સઘળું સાધ્યું એમ જાણવુ. એ વાત કંઈ ખોટી નથી; પણ ફોકટ મ્હોઢેથી જે એમ બોલે કે “ મેં મનને [illegible] એ વાત હું માનતો નથી; કેમકે એ મન સાધવાની જે વાત કહી છે તે મો[illegible] અર્થાત્ કઠણ છે.

### પરમાર્થ.

જેનુ મન[illegible] તેને સમસ્ત આત્મશક્તિ પ્રાપ્ત થઇ એમ સમજવું. એક મનને જેણે જીત્યુ તેણે [illegible] જીત્યું એમ જાણવુ આવુ જે કહેવાય છે તે વાત બરાબર છે; અર્થાત અનુભવપૂર્વક એ[illegible]ઇ ખોટી નથી.

પણ કોઇ કહે કે, મેં મનને સાધ્યું છે, એની ફક્ત મ્હોઢે કહેવાની વાત હું માની શકતો નથી; કેમકે મનને સાધવું એ વાત ઘણી કઠણ છે.

हुं दुराराध ॰ ाण्युं, ाग ी ति आणुं;
ा द भु ा रुं ा ो, ो साचुं करी जाणुं हो. कुंथु० १

### શબ્દાર્થ.

મનડું=મન, દુરારાધ્ય=દુઃખે આરાધાય એવું—દુઃખે સચવાય એવું—દુઃસાધ્ય છે, ( તેને ) તેં=તમે, વશ આણ્યું=વશ કર્યું છે, (એ રીતે) આગમથી=આગમશાસ્ત્ર થી ( વાંચી કે સાંભળીને ) મતિ=વિચાર, આણું=લાવું છું. ( પરંતુ ) આનંદઘન પ્રભુ=હે આનંદથી ભરપૂર દેવ ! ( જ્યારે તમે ) માહરૂં=મારૂં ( મન ) આણો=ઠેકાણે આણો, મારે વશ કરો તો=ત્યારે ( તમે દુઃસાધ્ય મનને વશ કર્યું છે, એ વિચારને ) સાચુ કરી જાણું હો=સાચે સાચું માનું.

### ભાવાર્થ.

દુઃખે કરીને આરાધી શકાય તેવું અર્થાત્ દુઃખે કરી વશમા આવે તેવું જે મન, તેને હે ભગવન્ ! આપે વશ કર્યું છે, એ વાત શાસ્ત્રદ્વારે મેં જાણી છે, પણ હે આનંદના સમૂહરૂપ પ્રભુ ! અથવા આનંદઘનજી મહારાજ કહે છે કે, હે પ્રભુ ! જો આપ મારૂં મન મારા વશમાં આણો, તો "આપે મનને વશ આણ્યું" એ વચન સત્ય કરીને જાણું.

### પરમાર્થ.

હે પ્રભુ ! આવુ દુઃસાધ્ય મન પણ આપે વશમા આણ્યુ છે, એવુ શાસ્ત્રોથી મે જાણ્યુ છે. મારી બુદ્ધિમાં એ વાત શબ્દપ્રમાણથી સિદ્ધ માની છે. પણ જો આપ કૃપા કરીને, મારૂં મન, કે જેને હું આપની સાથે જોડવા ઇચ્છુ છુ, તેને ઠેકાણે લાવી જો આપના સ્વરૂપમાં લીન કરવા દ્યો તો "આપે મનને વશ આણ્યુ" એ વાતને હુ ખરી માનુ. હે પ્રભુ ! ગમે તેમ કરીને મારા મનને જો આપ ઠેકાણે લાવો તો પ્રત્યક્ષ પ્રમાણથી પણ, આપે મનને [illegible] કર્યાની વાત સિદ્ધ થાય, અને મારૂ કામ થઇ જાય. અર્થાત્ આપે મનને વશ આણ્યુ હતું [illegible] પ્રત્યક્ષ પ્રમાણથી પણ હું માની જાઉં માટે મારૂ મન આપ કૃપા કરીને ઠેકાણે લાવી આપો [illegible] આનંદઘનજી મહારાજ ભગવાનને વિનતિ કરે છે.

આ કાવ્યમાં જાણે ભગવાનને કહેતા હોય કે આપે મનને વશ આણ્[illegible]ની પ્રતીતિ કરાવવાને પણ આપ કૃપા કરી મારૂ મન વશ લાવી આપો એવો ભાવાર્થ છે.

# શ્રી અરનાથ જિન સ્તવન.

परम रनाथ ो, कि ा ं भगवंतरे;
वपर ावीए, हि ा ं ं रे. धर ० १

## શબ્દાર્થ.

ધરમ પરમ=પરમ ધર્મ–ઉત્કૃષ્ટ સ્વસ્વભાવ, અરનાથનો=અરનાથ નામે જે અઢારમા તીર્થંકર, તેના કિમ=શી રીતે ? જાણું=જાણી શકું–સમજી શકું, ગવંતરે=હે ભગવન્ ! ( માટે ) સ્વપરસમય=પોતાના અને પારકા સિદ્ધાંત, મજાવીએ=( મને ) સમજાવો, મહિમાવંત=હે મહિમાવાન્ ! ( અને ) મહંતરે=હે મહાન્ ! હે મહાપ્રભુ !

( આ રીતે અર્થ કરતાં ભગવાન્‌ને સંબોધી પ્રશ્ન કર્યાથી પછીની ગાથાઓમાં ભગવાન ઉત્તર આપે છે એમ સમજી અર્થ કરવો. )

## ભાવાર્થ.

શ્રી અરનાથ નામના અઢારમા તીર્થંકર ભગવાનનો ઉત્કૃષ્ટ ધર્મ સ્વસ્વભાવ છે. તે આપના અનંત ગુણોરૂપી ધર્મને હે ભગવન્ ! હું શી રીતે જાણી શકું ? વળી હે ઐશ્વર્યવાન મોટા પ્રભુ ! આપ કૃપા કરીને પોતાના અને પરના સિદ્ધાંતો સમજાવો.

## પરમાર્થ.

હે મોટા મહિમાવાળા શ્રી અરનાથ ભગવાન્ ! હું અજ્ઞાની રાગદ્વેષે ભરેલો હોવાથી આપનો પરમ ઉત્કૃષ્ટ ધર્મ શી રીતે જાણી શકું ? જેમના અનંત પ્રદેશો નિર્મળ થયા હોય, તેવા શુદ્ધાત્મપણું પામેલા કેવળી ભગવાન્ આપના ગુણને સમસ્ત પ્રકારે જાણવાને સમર્થ થઇ શકે છે, પણ કહી શકતા નથી. તો પછી મારૂં તે શું ગજું ? તેથી મારા ઉપર કૃપા કરી, આપનું કહેલું જૈનશાસ્ત્ર, અને બીજાઓના શાસ્ત્રથી મને પરમાત્મપણું પામેલા એવા આપનું સ્વરૂપ આપ સમજાવશો.

## અર્થાંતર.

**ધરમ પરમ અરનાથનો**=અરનાથ ભગવાનનો અધ્યાત્મ ધર્મ, **કિમ જાણું ગવંતરે**=હે ગુરૂ મહારાજ ! હું શી રીતે જાણી શકું ? ( માટે ) **સ્વપર સમય સમજાવીએ**=સ્વમત તથા પરમત સમજાવો. ( હે ગુરૂ મહારાજ ! તમે કેવા છો ? તો કે ) **મહિમાવંત મહંતરે**=મહિમાવાન્ અને મોટા છો.

( આ રીતે અર્થ કરતાં ગુરૂનું સંબોધન કર્યાથી ઉત્તર વાક્ય ગુરૂ બોલે છે, એમ સમન્વય છે; અને તે પ્રથમના અર્થ કરતાં વધુ બંધબેસતો છે. )

**।   दा,   एह वि ा रे;**
**र ाी ांडीजे डे, ` र   नि ां रे. धर ० २**

## શબ્દાર્થ.

**શુદ્ધાતમ=વિશુદ્ધ આત્મા—પરમાત્મા, ( તેનો ) અનુભવ=(સમાધિમાં રહી ધ્યાનદ્વારા ) ઓળખાણ, સદા=હમેશાં (કરવી) સ્વસમય=પોતાના સમયમાં—જિનપ્રણીત આગમમાં, એહ=એ, વિલાસરે=આનંદજનક વાત —ખુલાસો છે.**

**પરબડી=પર્વની—પર્વના દિવસપર, છાંહડી=છાયા, જે પડે—જે પડતી દેખાય, તે પરસમય નિવાસરે=તે પરસમયમાં રહેલી છે. ( મતલબ એ કે ) સદૈવ આત્માનુભવ કરવો, એ જિનસમય છે અને કોઇ ચોક્કસ વખતે આત્માનુભવ કરવો, એ પરસમય છે.**

## ભાવાર્થ.

નિર્મળ જે આત્મા, તેનું જ્ઞાન અથવા સ્વરૂપનું પ્રત્યક્ષ થવાપણું, તે હમેશાં જે રહે, તે મારા સ્યાદ્વાદ સિદ્ધાંતની અથવા મારા કહેલા શાસ્ત્રની ઓળખાણ જાણવી. આત્મા શિવાયની અન્ય વસ્તુ જે પુદ્ગલ તેની છાયા જેમાં પડે, તે બીજાના શાસ્ત્રનો અથવા બીજાના સિદ્ધાતનો નિવાસ છે.

## પરમાર્થ.

આનંદઘનજીએ પહેલી ગાથામાં પૂછેલા પ્રશ્નનો જાણે શ્રી અરનાથ ભગવાન્ ઉત્તર આપે છે, એવો આ ગાથાનો ભાવાર્થ છે.

કર્મથી રહિત જે કેવળ શુદ્ધ ચૈતન્ય, તેનુ હમેશા પ્રત્યક્ષ જ્ઞાન, તે શુદ્ધાત્માનુભવ કહેવાય. અને તે પ્રાપ્ત થવાનો વિવેકાદિ માર્ગ જેનામા હોય, તે મારૂં શાસ્ત્ર, અને જેથી શુદ્ધ આત્માનુભવ પ્રાપ્ત થાય એવુ કથન તે મારૂં કથન અને મારો સિદ્ધાંત જાણવો અને તેજ મારો સ્વસમય, તે સ્વસમયની ઓળખાણ જાણવી.

અને જેમા માત્ર પુદ્ગલનુ વર્ણન, અને પુદ્ગલ સબધી વ્યાખ્યા હોય, અને જે શાસ્ત્રમા પુદ્ગલની મુખ્ય વાત, તે બીજાનુ એટલે એકાતવાદીનુ શાસ્ત્ર જાણવું. જૈનમતના કોઇપણ આચાર્યનું અથવા અન્ય નામધારીનુ બનાવેલુ શાસ્ત્ર હોય, તેમાં પૂર્વોક્ત લક્ષણથી વિવેક કરવો. જિનસિદ્ધાંત હમેશાં નિવૃત્તિપરાયણ હોઇ આત્મા સ્વસ્વરૂપને કેવી રીતે પ્રાપ્ત થાય? તે દર્શાવનારૂં જ હોય છે.

**तारा ग्रह चंद ी, ज ोति दिनेश ो ार रे;**
**दर ज्ञा चरणथ ी, क्ति नि धार रे; धर ० ३**

### શબ્દાર્થ.

તારા=તારાઓ, નક્ષત્ર=અશ્વિની આદિક નક્ષત્રો, ગ્રહ=મંગળ, બુધ આદિ ગ્રહો (તે) ચંદની=ચંદ્રમાની, જ્યોતિ=પ્રકાશ ( તે ) દિનેશ મોઝારરે= સૂર્યમાં રહેલી છે. (તેમ) દરસન=દર્શન, જ્ઞાન=જ્ઞાન, ચરણ=ચારિત્ર, ( તે ) થકી તેની (જે) શક્તિ=સામર્થ્ય ( તે બધું ) નિજાતમ=આપણા આત્મામાં ધારરે=ધારી લેવું ( અર્થાત્ આત્મામાં બધું છે. )

### ભાવાર્થ.

તારા, નક્ષત્રો, ગ્રહો અને ચંદ્રની જે કાંતિ છે તેનો સૂર્યની કાંતિમાં સમાવેશ થાય છે, તેમ દર્શન એટલે સામાન્ય રીતે જાણવાપણું અને જ્ઞાન એટલે વિશેષ રીતે જાણવાપણું, તથા ચરણ એટલે સંયમ પ્રક્રિયા, તે સર્વની શક્તિ પોતાના આત્મામાં જાણ.

### પરમાર્થ.

જાણે એમ પ્રશ્ન હોય કે જ્ઞાન દર્શન અને ચારિત્ર તે શું ? અને શુદ્ધ આત્માનુભવ તે શું ? તેનો જવાબ આ ગાથામાં આપ્યો છે.

દૃષ્ટાંત એવું છે કે, જેમ તારા, નક્ષત્રો, ગ્રહો અને ચદ્રમા, એ જૂદી જૂદી જાતના પ્રકાશક પદાર્થો છે, છતાં કોઇ એમ પૂછે કે, તારા, નક્ષત્રો, ગ્રહો, અને ચદ્રમાની જ્યોતિ સૂર્યની જ્યોતિથી ભિન્ન છે કે કેમ ? તેનો જવાબ એટલો કે એ સઘળી જ્યોતિઓનો સૂર્યની જ્યોતિમાં અતર્ભાવ થાય છે, તેમ જ્ઞાન, દર્શન અને ચારિત્રનો પણ આત્માની ગુણરૂપી શક્તિમાં અતર્ભાવ થાય છે, અર્થાત્ આત્માના ગુણથી જ્ઞાન, દર્શન અને ચારિત્ર ભિન્ન નથી, તેથી તે આત્માની શક્તિરૂપ છે. હે આનંદઘનજી ! જ્ઞાન, દર્શન અને ચારિત્રને આત્માની શક્તિરૂપ ધારો. આત્મામાં આનદ વીર્યરૂપ જેમ શાક્ત છે, તેમ જ્ઞાન દર્શન અને ચારિત્રને પણ આત્માની શક્તિ જાણવી.

**भारी पी ो ची णो, न ने रंग रे;**
**पर्याय दृष्टि न दि ीए, ए कन अभंग रे. धर ०**

### શબ્દાર્થ.

ભારી પીળો ચીકણો=વજનમાં ભારી, રગે પીળું, અને ગુણે ચીકાસદાર–ટકાઉ ( એમ ), કનક=સોનું, ( તેના ) અનેક=ઘણા, તરંગરે=

તરંગો—પ્રકારો કે વિશેષણોવાળું છે. (પણ જો) પર્યાયદ્રષ્ટિ=પર્યાયાપેક્ષી દર્શન—પર્યાયાવલોકન, ન દીજીએ=ન કરીએ ( તો ) એકજ કનક અભંગરે=( દ્રવ્યરૂપે ) તે એક અખંડ સોનું દેખાઇ રહે છે.

### ભાવાર્થ.

સુવર્ણમાં ભારીપણું, પીળાશ તથા ચીકાશ વિગેરે અનેક પ્રકારો દેખાય છે; પણ તે ઉપર કહેલા સુવર્ણના પર્યાયોપર જો દૃષ્ટિ ન કરીએ તો તે દ્રવ્યરૂપે ફક્ત એક અખંડ સોનુંજ દેખાઇ રહે છે.

### પરમાર્થ.

જ્ઞાન, દર્શન અને ચારિત્ર ઉપર દૃષ્ટિ રાખીએ છીએ, તો આત્માના ગુણો જુદા જુદા ભાસે છે. પણ જેમ સોનામાં ભારીપણું, પીળાશ અને ચીકાશ નામના જે ગુણો છે તે સોનારૂપ છે: એટલે સોનાથી ભિન્ન નથી તે તરફ નજર ન રાખીએ તો એક સુવર્ણ માત્રજ દેખાય છે, તેમ દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ પણ આત્મારૂપેજ છે. આત્માના અનુભવથી તે કંઇ ભિન્ન નથી.

**दर र की, रू ने रे.**
**निरविकल पीजि े, शुद्ध निरं ए रे. ० ५**

### શબ્દાર્થ.

દરસન જ્ઞાન ચરણથકી=( પૂર્વોક્ત દૃષ્ટાંતે પર્યાયાપેક્ષા લેતાં ) જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપે ( આત્મા ) અલખ સરૂપ=નહિ લખાય સ્વરૂપ જેનું એવો, ( છતાં ) અનેકરે=અનેકરૂપ છે; ( અને જો ) નિરવિકલ્પરસ=નિર્વિકલ્પ—વિકલ્પ રહિત શાંતભાવ રૂપ રસ, પીજીએ=પીવામાં આવે—એટલે કે, નિર્વિકલ્પ શાંતરસ ભરપૂર દ્રષ્ટિથી જોવામાં આવે તો, ( આત્મા ) શુદ્ધ=નિરાવરણ, નિરંજન=નિર્લેપ ( અને ) એકરે=એકરૂપ છે.

### ાવાર્થ.

દર્શન એટલે સામાન્ય ઉપયોગ રૂપ આ ઠેકાણે કેવળ દર્શન સમજવું. જ્ઞાન એટલે વિશેષઉપયોગ રૂપ કેવળજ્ઞાન; અને ચરણ એટલે ક્ષાયિક ચારિત્ર તે સર્વેથી જોઇએ તો આત્માનું સ્વરૂપ અનેક રીતે ભાસે છે. પણ જો વિકલ્પો વિનાનો શાંતભાવરૂપ રસ પીએ તો તે આત્મા નિર્મળ, કર્મરૂપી કાળાશ વિનાનો અને એક પરમાત્મરૂપ ભાસશે.

### પરમાર્થ.

જો કેવળ દર્શન, કેવળ જ્ઞાન અને ક્ષાયિક ચારિત્ર—એ રૂપે પરમાત્માને જોઇએ તો અલખ એવા આત્માનાં અથવા પરમાત્માનાં અનેક રૂપો ભાસે છે. વળી દર્શન, જ્ઞાન અને ચારિત્ર શિવાય પણ આત્માના અનંતા ગુણો છે, જેવાકે અકળ, અજર, અમર, અલખ વિગેરે ઘણા ગુણો છે. તે ગુણોની અને પર્યાયોની અપેક્ષાએ અનેક સ્વરૂપો થઈ શકશે, પણ આ ગુણો અને પર્યાયો તરફ નજર ન કરતાં શુદ્ધ અને નિરંજન એવો એક પરમાત્મા દેખાય છે.

**पर ं जे हे, ते रंजे ए ं रे;**
**व्यवहारे जे रहे, ह । भेद ं रे. धर ० ६**

### શબ્દાર્થ.

પરમારથ પંથ=પરમાર્થનો માર્ગ—નિશ્ચયનો માર્ગ, જે=જે પુરૂષો, કહે=જણાવે છે, તે=તે પુરૂષો, રંજે=રીઝે છે; એકતંતરે=એકતંત્ર—આત્મતંત્ર—સ્વાતંત્ર્ય ( તેમાં ) અથવા એક અદ્વિતીય શુદ્ધાત્મપણું ( તેની ) તંત=ચિંતા —એકાત્મ વિચાર, ( તેણે કરીનેજ રીઝે છે. )

(અને) વ્યવહારે=વ્યવહારથી, લખ=લક્ષ્ય, જે રહે=જે રાખવામાં આવે, ( તેના ધોરણે તો ) તેહના=આત્માના, ભેદ અનંતરે=અનંત આત્માઓ દેખાય .

### ભાવાર્થ.

ઉત્કૃષ્ટ અર્થ અથવા કાર્યકારી ખરેખરો અર્થ અથવા નિશ્ચય નયનો માર્ગ, જે કોઇ કથન કરે તે પરમાર્થ માર્ગ કહેનાર, વિકલ્પરહિત એક શુદ્ધ આત્મતત્ત્વથી જ ખુશી થાય.

અને વ્યવહારની નજરે જે જાણવુ રહ્યુ, તેના—આત્માના દર્શન, જ્ઞાન, ચારિત્ર, અજર, અમર, અવ્યાબાધ વિગેરે અનંત ભેદો થાય.

### પરમાર્થ.

આ સ્તવનનો જ્ઞાનસાગરજી મહારાજ કૃત જે બાળાવબોધ છે, તેમાં નીચે પ્રમાણે અર્થ કર્યો છે.

જેઓ એકાંત રાગી છે તેઓ ઉત્કૃષ્ટ માર્ગ કહે છે. આ ઉત્કૃષ્ટ માર્ગ કહેનારને એક નિશ્ચય નયવાદી જાણવા.

બીજા વ્યવહારપર લક્ષ્ય રાખનાર એવા વ્યવહારનયવાદીના અનંત ભેદો છે—તેમના ૫ । ભેદો છે.

વ્યવહાર નયને લઇને, આત્મામાં તેના ગુણ અને પર્યાયને લઇને ભેદની કલ્પના થાય છે. વાસ્તવિક પરમાર્થથી જોતાં શુદ્ધ આત્મામાં ભેદ ભાસતો નથી.

તેથી વ્યવહારથી વિચારનાર અને નિશ્ચય નયથી વિચાર કરનારાના એ ભેદો આ ગાથામાં બતાવી, તેઓ કેવી રીતે આત્માને જાણે છે તે દર્શાવ્યુ છે

નિશ્ચય નયની અથવા પરમાર્થની દૃષ્ટિથી જોતાં ભેદની કલ્પના રહિત શુદ્ધ એક આત્મા, અને વ્યવહારથી ગુણ પર્યાયની અપેક્ષા લઇને અનંત ભેદોયુક્ત આત્મા ભાસે છે.

**ઠ ारे दोहि ो, ंई न आवे हाथ रे;**
**था ा ` ां, ी रहे दुविधा ा रे. धर० ७**

## શબ્દાર્થ.

વ્યવહારે=વ્યવહાર નયે, લખ=લક્ષ્ય, દોહિલો=( સચ્ચિદાનંદરૂપ તત્ત્વ ) દુર્લક્ષ્ય રહેલ છે, ( તેથી ) કાંઇ=કંઈપણ ( સંગીન લાભ ) ન આવે હાથરે=હાથમાં આવી શકતો નથી=પ્રાપ્ત થતો નથી. ( કિંતુ ) શુદ્ધનય=નિશ્ચય નય ( તેની ) થાપના=સ્થાપના–દૃઢ ચિંતના, ( તેને ) સેવતાં=જારી–કાયમ રાખતાં, નવી રહે=રહે નહિ, દુવિધા=બે પણું ( તેનો ) સાથ=સંઘાત–જડ ચૈતન્યનો સહભાવ ( અર્થાત્ આત્મા જડ પુદ્ગલોથી અલગ થઇ શુદ્ધાત્મ ભાવ પામે ) અથવા દુવિધા એટલે બે પણું–જુદાઇ, સાથ–એટલે તમારા સાથે મારી જુદાઇ ન રહે.

## ભાવાર્થ.

ક્રિયાકાંડાદિક પ્રવૃત્તિરૂપ ક્રિયાથી અથવા વ્યવહાર નયે જાણે–શીખે તે મહાકષ્ટે જાણે ( અને પાળે તો પણ ) કઇ પણ તત્ત્વ હાથમાં આવે નહીં પણ નિશ્ચય નયની કાર્યકારી થાપનાને આદરતાં થકાં દ્વિધાભાવ એટલે જડ ચૈતન્યનો મેળાપ ન રહે, અર્થાત્ શુદ્ધ આત્મપણું પામે.

## પરમાર્થ.

ઉપર જે બે ભેદોથી આત્માના જાણનારા કહ્યા, તેમાં મુમુક્ષુઓએ વિશેષતાએ કયા પ્રકારથી વર્તવુ તેનો ખુલાસો કરવા રૂપ આ ગાથાનુ કથન છે.

જે મુમુક્ષુ થઈ, માત્ર સ્થવિર ગુણે પ્રવર્તકોની ઘણી તપ સંયમ પ્રમુખ કષ્ટક્રિયા જોઇ તે શીખે, અને તેવી રીતે પ્રવર્તવામા આખી જીંદગી સુધી પ્રયત્ન કરે, તોપણ તેટલાથીજ તેને આત્મસ્વરૂપની પ્રાપ્તિ થતી નથી ફક્ત વ્યવહારનીજ કડાકૂટ કર્યા કરે તો જન્મારા સુધી કઇ પણ તત્ત્વ મળવાનુ નથી. ત્યારે શું કરવુ ? એવો પ્રશ્ન થાય, તો તેનો જવાબ એવો છે કે નિશ્ચયનયનું

સેવન કરવું. શુદ્ધ નયે આત્મામાં ભેદ નથી. તે કર્મોપાધિથી રહિત શુદ્ધ નિર્મળ છે એમ જાણવું, અને કર્મોપાધિથી રહિત થવાય એવી જે ક્રિયા, તે શુદ્ધ નયના સ્થાપના અને તે સ્થાપનાનું સેવન કરવું, કે જેથી આત્મા આત્મસ્વરૂપને પામશે, અને તેમા દુવિધાનો સાથ એટલે દુ ખ અથવા દ્વિધાભાવીપણાની કલ્પના રહેશે નહિ. વળી શ્રી અરનાથ ભગવાનનો ધર્મ ત્રણે કાળે શુદ્ધ આત્મસ્વરૂપી છે એમ ભાસશે.

ए ी ी नी, तु साथे नाथ रे;
पा रीने रा जो, चरण मे गृ ी हाथ रे. ध० ८

## શબ્દાર્થ.

એકપખી=એક મ્હારાજ પક્ષની, લખ=ઉત્કંઠા, પ્રીતની=પ્રીતિ કરવાની, તુમસાથ=તમારા સાથે, (છે તેને) જગનાથરે=હે જગન્નાથ !–જગતના યોગક્ષેમ કરનાર દેવ ! કૃપા કરીને=કરૂણા કરીને રાખજો, રાખજો=રહેવા દેજો, ચરણ તળે=( તમારાં ) ચરણનીચે–પગ નીચે ગૃહી હાથરે=( મારો ) હાથ ગ્રહણ કરીને.

ઉપર પ્રમાણે શુદ્ધ નયથી વિચારતાં તો જેવા આપ શુદ્ધાત્મા છો તેવો હું પણ શુદ્ધાત્મા છું; તોપણ વિભાવથી હું રાગના વશમા છું, અને આપ નિરાગી છો. હુ દ્વેષી છુ અને આપ અદ્વેષી છો, ઇત્યાદિક આપનામાં અને મારામાં ઘણો અંતર છે.

" સમાને શોભતે પ્રીતિ " એ રીતે તો વૈર, વિવાહ અને પ્રીતિ તે સરખા સાથે કરવાથીજ શોભે છે. એવી રીતની લોકોક્તિ પ્રમાણે મારાથી આપની સાથે પ્રીતિ થાય નહી અને તેમાં પણ વળી આપ નિરીચ્છક અને પૂર્ણ પરમાનંદમય છો, અને હુ જગત્ના (વિષયોનો) ભિખારી છુ. તો પછી મારી અને આપની પ્રીતિની તો વાતજ શી ? અને તે હેતુથી મારી આ એક પક્ષની પ્રીતિ છે, હું પ્રીતિ કરવાનો ઇચ્છક છુ, અને આપ નિરીચ્છક છો, એટલે તે એકલી એકપક્ષની પ્રીતિ થઇ, તેથી વધારે તો શુ કહુ ? પણ આપ કૃપા કરી, ભવસાગરમા તણાતા મને હાથ પકડી આપના ચરણ નીચે રાખજો, અર્થાત્ મને આપના ચરણકમળનુ શરણ

આપજો; અને આપની સમીપ રાખજો, એટલે હુ કૃત્યકૃત્ય થઇશ જો કે પ્રભુ નિરાગી છે, અરૂપી છે, તોપણ ભક્તો તેમને ગમે તેવી વિનંતિ કરી શકે છે, માટે આ ભક્તિનું વચન હોવાથી દૂષિત નથી.

**क्री धर िर ो, तीरथ फ सारेर;**
**ीरथ सेवे ` हे, ा ंद न निरधाररे. ध० ९**

### શબ્દાર્થ.

ચક્રી=ચક્રવર્તી, ધરમતીરથતણો=ધર્મરૂપ તીર્થના– (એટલે કે તમે ધર્મરૂપ તીર્થના ચક્રવર્તી રાજા છો ) ( હવે ) તીરથ ફળ=તીર્થનું ફળ ( શું છે ? તો કે ) તતસારરે=તત્ત્વસાર–ઉત્તમ વસ્તુની પ્રાપ્તિરૂપ છે. (માટે) તીરથ =( તમારૂં ) ધર્મતીર્થ જે, સેવે=આરાધે, તે=તે પુરૂષ, લહે=પામે, આનંદ-ઘન=ભરપૂર આનંદ, નિરધારરે=નક્કી.

### ભાવાર્થ.

દુર્ગતિમાં પડતાં પ્રાણીઓને બચાવે અર્થાત્ ધારી રાખે તે ધર્મ, અને જે-નાથી આ સંસારરુપી સમુદ્રને તરીએ તે તીર્થ. તેના તમે ચક્રવર્તી– [illegible] સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારુપ ચતુર્વિધ સંઘ તીર્થ, [illegible] ફળ રૂપ, તત્ત્વરૂપ તથા સારરૂપ છે એવા તીર્થની જે સેવા કરે, [illegible] પ્રમાણે વર્તે, તે ખરેખર આનંદના સમૂહરૂપ મુક્તતા પામે, એટલે [illegible] થાય.

### પરમાર્થ.

આ શ્રી અરનાથ ભગવાન્ સમસ્ત ધર્મરૂપ તીર્થના ચક્રવર્તી છે એમણે બીજા ધર્મોનો જય કર્યો છે. બીજાઓ કે જેઓ પ્રાણીઓને ધર્મ ઠગાવી દુર્ગતિમાં પડતા બચાવવાનો દાવો કરી ધર્મ કહેવરાવે છે, તેવા સમસ્ત ધર્મોનો પરાજય કરી, પોતે ચક્રવર્તીની પદવી ગૃહણ કરી છે, તેથી આ સસારસમુદ્રથી ખરેખરા તારનારા ભગવાન્ છે

વળી ધર્મરૂપ તીર્થ એટલે સઘ, કે જે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ છે, તેમાં પણ પ્રભુ એ ધર્મરુપ વૃક્ષના ફળરૂપ છે વળી તે સઘમા મુખ્ય હોવાથી પ્રભુ શ્રી સંઘમાં સારરૂપ છે

જે તીર્થમાં આવા પ્રભુ છે, તે તીર્થનુ જે સેવન કરે, તે નિશ્ચયે કરીને મુક્ત થાય, એવું શ્રી આનદઘનજી મહારાજ કહે છે અથવા આનદનો સમૂહ પામે એવો એનો અર્થ છે.



# શ્રી મલ્લિનાથ જિનસ્તવન.

ँ वि अवगणिये हो, ल्लिजिन! ए शोभा ारी;
र जेहने आदर अति दीये, तेहने मूल नि ारी हो. ० १

## શબ્દાર્થ.

સેવક=સેવા કરનાર—સાથે રહેનાર, ( તેને ) કિમ=શી રીતે ? અવગણિયે, અવગણો છો, હે ! મલ્લિજિન=હે મલ્લિનાથ નામના ઓગણીશમા જિનેશ્વર ! એ=આ સેવકની અવગણના કરવી તે ( શું ? ) અબ=અત્યારે, શોભા સારી=સારી શોભા ગણાશે ? અવર=સાધારણ જનો, જેહને=જેમને, આદર અતિ દીયે=અતિ સત્કાર આપે, તેહને=તેમને ( તમે ) મૂળ નિવારી હો—મૂળથી રૂખસદ આપી દીધી છે.

## ભાવાર્થ.

હે શ્રી મલ્લિનાથ પ્રભુ ! આપનો દાસ એવો હું, તેની અવગણના એટલે ઉપેક્ષા આપ કેમ કરો છો ? શું આપની તેથી સારી શોભા કહેવાય છે ? ( અરે ! પણ આપનો તો માર્ગજ જૂદો છે) જે તૃષ્ણાને બીજાઓ ઘણો આદરસત્કાર આપે છે, તે તૃષ્ણાંને આપે તો જડમૂળમાંથી ઉખેડી નાખેલી છે.

## પરમાર્થ

હે શ્રી મલ્લિનાથ પ્રભુ ! હું કે જે આપનો દાસ છું, તેને આપ કેમ ઉવેખી મૂકો છો ? આ તે શું સારી શોભા કહેવાય કે ? સ્વામી દાસને ઉવેખી મૂકે ? ( આ વચન માર્મિક જેવું છે ). અથવા આપ આ કેવળજ્ઞાન, કેવળદર્શન, તથા ક્ષાયક ચારિત્રરૂપ લક્ષ્મી પામ્યા, તે શોભા બહુ સારી છે. તો પણ હવે આપ સેવકની કેમ ઉપેક્ષા કરો છો ? જ્યારે સ્વામીને કંઇક વિશેષ લાભ થાય, ત્યારે સ્વામી પ્રથમ પોતાના સ્વજન સેવકાદિકોને કઇ પણ આપે, તેમ આપને અનંત ઋદ્ધિ પ્રાપ્ત થઇ છે તો મને પણ આ વખતે તેમાથી કઇક આપવુ જોઇએ, તે ન આપતાં, આપનો જે હુ ખરો સેવક છુ, તેની આપ કેમ અવગણના કરો છો ?

અરે ! પણ આપનો માર્ગજ જૂદો છે. તૃષ્ણા—આશાને જ્યારે બીજાઓ અતિશય માન આપે છે, ત્યારે આપે તેને મૂળમાથી કહાડી નાખી છે; એટલે ચારિત્ર ગ્રહણ કરતી વેળાએ આપે

આશા–તૃષ્ણાનો સગ છોડ્યો છે; એટલુજ નહી પણ બારમે ગુણસ્થાનકે પહોંચ્યા પછી તો આપે મુક્તિની આશા પણ છોડી છે.

**ा रू ादि तु ारुं, ेह ीधुं मे ा ी;**
**जुो ज्ञा दशा रीसा ी, ा ां ा् ाणी हो. ० २**

## શબ્દાર્થ.

જ્ઞાન=ચેતના–ઉપયોગ ( તદ્રૂપ ) સ્વરૂપ=સ્વભાવ, અનાદિ=અનાદિકાળનું તુમારૂં=તમારૂં (હતું) તેહ=તે, લીધું તમે તાણી=તમે ખેંચી લીધું, (એથી) જુવો=જોઇ લ્યો કે, અજ્ઞાનદશા=અજ્ઞાનાવસ્થા–જ્ઞાનાવરણીય કર્મની પ્રકૃતિ, (તેને) રીસાવી=તમે રીસાવી દીધી, (એટલે તે તમારાથી રીસાઇને દૂર નાઠી) (અને તેને) જાતાં=નાસતી જતી જોતાં થકાં, કાણ=કથાવિશેષ–યાદગીરી માટે બોલતી કથા (તે પણ તમે) ન આણી=ન બેસાડી.

## ભાવાર્થ

વસ્તુના બોધરૂપી જે આપનું અનાદિકાળનું સ્વરૂપ હતુ તે સ્વરૂપને તમોએ ખેંચી લીધું, તેથી જુઓ કે આપની જ્ઞાનવિનાની જે દશા, અથવા જ્ઞાનાવરણીય કર્મના આવરણવાળી જે આત્માની સ્થિતિ તે રીસાઇ ખેદ પામીને ચાલી ગઈ; અને તેને જાતી વેળાએ મર્યાદામાં એટલે અસલ સ્થિતિમાં ન આણી, અર્થાત્ પાછી ન બોલાવી.

## પરમાર્થ

વળી કેવળજ્ઞાન પ્રગટ થયુ તેથી શુ થયું ? તે જણાવે છે કે, હે પ્રભુ ! આપે આપનું અનાદિથી ઢકાયેલુ જે જ્ઞાનસ્વરૂપ તે તાણી લીધુ, તેથી આપની પ્રથમની અનાદિ કાળની જે અજ્ઞાન દશારૂપ સ્ત્રી હતી તે રીસાઇ ગઇ, અને આત્મામાથી દૂર થવા લાગી આવે વખતે પણ આપે તેને જવા દીધી. અને પાછી તે અજ્ઞાન દશાને મૂળ મર્યાદામાં પાછી આણી નહિ, તેના તરફ એટલે અનતકાળની આપની અજ્ઞાન દશારૂપી સ્ત્રી તરફ આપે લક્ષ્ય જ આપ્યું નહિ. આવી રીતે આપના પૂર્વ સબધીઓની આપ ઉપેક્ષા કરો છો.

**निद्रा सु न जागर उजागर ा, तुरि ा स्था ा ी;**
**निद्रा सुपन .शा रीसाणी; जाणी न नाथ नाी हो. म० ३**

## શબ્દાર્થ.

નિદ્રા=સુષુપ્તિદશા, સુપન=સ્વપ્નદશા, જાગર=જાગૃતદશા, ઉજાગરતા=વિશેષ જાગૃત દશા–સમાધિ, (એમ ચાર દશાઓ છે, તેમાંથી તમને જ્યારે) તુરિયાવસ્થા=તુર્યાવસ્થા–સમાધ નામની ચોથી દશા, આવી=પ્રાપ્ત થઇ, (ત્યારે) નિદ્રા સુપનદશા=નિદ્રા દશા અને સ્વપ્નદશા, રીસાણી=રીસાઇને ચાલતી થઇ ( તે ) જાણી=જાણતાં થકાં પણ, ન નાથ મનાવી હો=હે નાથ ! તમે તેને મનાવી–પટાવી નહિ.

## ભાવાર્થ.

ઉંઘ, ઉંઘતાં સ્વપ્ન થાય છે તે, જાગૃતપણું અને વિશેષ જાગૃતપણું, એવી રીતની ચારે દશાઓ દરેક આત્મામાં હોય છે, તેમાંથી હે પ્રભુ ! આપને અત્યંત જાગૃત દશારૂપ ચોથી અવસ્થા પ્રાપ્ત થઇ છે; તેથી નિદ્રા અને સ્વપ્નદશાવાળી સ્થિતિ, જાણે એમ જાણીને આપનાથી રીસાઇ ગઇ હોય નહિ કે સ્વામીએ ( મને ) મનાવી નહિ.

## પરમાર્થ.

દર્શનાવરણી કર્મથી જે અજ્ઞાનતારૂપ ઉંઘ આવે છે, તે ઉંઘવાળી સ્થિતિ તે નિદ્રાદશા.

ઉંઘ આવી હોય તે વખતે કંઠમાં રહેલી અલખુશા નાડીમાં બહાર અનુભવેલા પદાર્થો જોવામાં અને અનુભવવામાં આવે છે. આ ઉંઘના અંતર્ગતના જે દશા તેને સ્વપ્નદશા કહે છે. આ બન્ને દશાઓ અજ્ઞાનરૂપ છે. ત્યાર પછીની ત્રીજી દશા તે જાગૃત અવસ્થા. જેમાં આત્મામાં પોતાનુ જ્ઞાન હોય છે. તે સ્થિતિને જાગૃત દશા કહે છે. તેરમે ગુણસ્થાનકે આ દશા સંપૂર્ણ પ્રાપ્ત થાય છે. ત્યારપછી ચૌદમા ગુણસ્થાનના અંતથી સિદ્ધપણામાં હંમેશા ઉજાગરદશા હોય છે. આ દશામા આત્મામાં અખંડ ચૈતન્યપણુ અને સંપૂર્ણ જ્ઞાયકપણુ હોય છે.

હે પ્રભુ ! આપને ચોથી દશા પ્રાપ્ત થઇ છે, એટલે આપને પરમ ઉજાગરદશા પ્રાપ્ત થઇ છે. તેથી આપની પૂર્વની નિદ્રાદશા, તથા સ્વપ્નદશારૂપ સ્ત્રીઓને આપે મનાવી નહિ, એમ તે બન્ને દશારૂપ સ્ત્રીઓએ જાણ્યુ. તેથી તે બન્ને દશારૂપ સ્ત્રીઓ આપનાથી રીસાઇને જતી રહી. આપે તેમને પણ સ્વરૂપમાં અંતરાયકારક જાણી તેમની અવગણના કરી છે.

**वि . ाथे गाई कीधी, स रि ारसुं गाढी;**
**मिथ्या ि पराध ाणी, रथी ि्र ाढी हो.**

## શબ્દાર્થ.

સમકિત=સમ્યક્ત્વ-સાચાની શ્રદ્ધા, ( તેની ) સાથે=સંઘાતે, સગાઇ કીધી=સગપણ કર્યું, (સગાઇ તે કેવી ? તો કે) સપરિવારસુ=સમ્યક્ત્વનો પરિવાર તે શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકય, તેણે કરી સહિત તે સપરિવાર, એવા સપરિવાર સમ્યક્ત્વની સાથે, ગાઢી=મજબૂત ( સગાઇ કરી છે ) ( અને ) મિથ્યામતિ=અસત્યબુદ્ધિ, ( તેને ) અપરાધણ=અપરાધ કરનારી, જાણી=સમજીને, ( તેને તમે ) ઘરથી=આત્મરૂપ મંદિરથી, બાહિર કાઢી=દૂર કાઢી મૂકી છે.

## ભાવાર્થ.

ઉપશમ વિવેક અને સંવરરૂપ, અથવા ખરેખરા વસ્તુસ્વભાવના જ્ઞાનરૂપ જે સમ્યક્ત્વ તેની સાથે તેના પરિવાર સહિત મજબૂત સગાઇ કરી છે; અને મિથ્યામતિ એટલે ખોટી બુદ્ધિને આપે ગુન્હેગાર જાણીને ઘરમાંથી બહાર કાઢી મેલી છે.

## પરમાર્થ.

વળી હે પ્રભુ ! સમકિત અને તેના પરિવારરૂપ એવા ઉપશમ, સંવર અને વિવેકાદિ સાથે આપે અત્યંત પ્રીતિ કરી, અને ખોટી બુદ્ધિ જે મિથ્યામતિ, તેને અપરાધી જાણીને ઘરમાથી બહાર કાઢી મેલી આ મિથ્યાત્વમતિરૂપ સ્ત્રીની પણ આપે અવગણના કરીને તેને આત્મારૂપી ઘરમાંથી દૂર કરી છે

**ा रति रति शो दु ंछा, भय पा र रसा ी;**
**गो ग श्रेणि ढतां, श्वा ी ग ि झा ी ो. ०५**

## શબ્દાર્થ.

હાસ્ય=હસવું તે, અરતિ=ચિત્તમાં થતો ઉદ્વેગ-અસુખ, રતિ=પ્રીતિ, શોક=દિલગિરી, દુગંછા=માનસિક ગ્લાનિ, ભય=બીક, પામર કરસાલી=હલકી હડસાલી-ત્રણ દાંતાવાળી દંતાલી-એટલે કે સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદરૂપ-કર્મરૂપ કરસણમાં મદદગાર દંતાલી, (એમ એકંદર નવ) નોકષાય=કષાયના મુખ્ય ભેદો નહિ, પણ પેટા ભેદો-નરમ કષાયો, (તેમણે) ગજ=હાથી-હાથી માફક બળવાન તમારો આત્મા, (તેને) શ્રેણિ ચઢતાં=ક્ષપક શ્રે-

ણિએ ચઢતો જોઇ, શ્વાનતણી=કુતરાની, ગતિ=ગત-રીત, ઝાલીહો=પકડી (અર્થાત્ જેમ હાથીને ઉંચે ચઢતો જોઈ કુતરા ભસીને નાસતા રહે, તેમ નોકષાયો પણ તમને ક્ષપકશ્રેણિમાં ચઢતા જોઈ એક પછી એક નાશીને દૂર થાય છે. )

## ભાવાર્થ.

હાસ્ય એટલે હસવું તે, અરતિ એટલે પીડા અથવા અપ્રીતિ, રતિ એટલે પ્રીતિ, શોક તે ઇષ્ટ વસ્તુના વિયોગથી અને અનિષ્ટ વસ્તુના સંયોગથી થતો ખેદ, વસ્તુનું બિભત્સપણું દેખી તેનાપર થતી અપ્રીતિરૂપ સ્થિતિ તે દુગંછા, બ્હીવું તે ભય, તથા પુરૂષવેદ, સ્ત્રીવેદ અને નપુંસકવેદ એ નવે નોકષાય કહેવાય છે. તે નવે નોકષાયો ક્રોધ, માન, માયા અને લોભથી નબળા છે, માટે તેમને પામર કહ્યા છે. વળી તેઓ કર્મરૂપ કરસણ ( ખેતી ) થવામા મદદગાર છે તેથી કરસાલી કહેવાય છે.

હવે હે પ્રભુ ! આપ જ્યારે ક્ષપકશ્રેણિરૂપ હાથીપર ચઢ્યા ત્યારે તે નવે નોકષાયોએ કુતરાની રીતિ અંગીકાર કરી; અર્થાત્ તેઓ કુતરાઓની પેઠે ભસીને નાશી ગયા.

## પરમાર્થ.

હે પ્રભુ ! જ્યારે આપ ક્ષપકશ્રેણિરૂપ કર્મોનો ક્ષય કરવાના માર્ગવિશેષમાં પ્રવર્ત્યા, અને ...રે ક્ષપકશ્રેણિએ ચઢવાનું શરૂ કર્યું અર્થાત્ ક્ષપકશ્રેણિરૂપ ગજ ઉપર જ્યારે આપ આરૂઢ થયા ત્યારે આ હાસ્ય, રતિ, અરતિ, શોક, દુગંછા, ભય તથા જેનાથી સ્ત્રી ભોગવવાની ઇચ્છા થાય તે પુરૂષવેદ, અને જેનાથી પુરૂષ સાથે સ્ત્રીને ભોગ કરવાની ઇચ્છા થાય તે સ્ત્રીવેદ, અને જેનાથી પુરૂષ અને સ્ત્રી બન્ને સાથે ભોગ ભોગવવાની ઇચ્છા થાય તે નપુંસક વેદ, એમ એક દર ...ા થયા. તે નવે નોકષાયો છે. તેઓએ શ્વાનની રીતિ આચરી.

જેમ કોઈ રાજા આદિક ગજારૂઢ થઇ જતો હોય, અને તેની પાછળ શ્વાન ભસે, પણ તેનાથી કંઇ થઇ શકે નહિ, તેમ આ પામર નોકષાયોથી આપને ક્ષપકશ્રેણિરૂપ ગજારૂઢ થઇ, કર્મનો ક્ષય કરવારૂપ કાર્ય કરતા પ્રતિબંધ કરવાપણું થઇ શકતું નથી

જો કષાયોનું જોર હોય તો, આ નોકષાયો પણ કર્મબંધરૂપ ખેતીની વૃદ્ધિ કરવાને સામર્થ્યવાન્ છે, પણ આપે તો પ્રથમથીજ કષાયોનો નાશ કર્યો છે, એટલે તેના વિના આ પામર નોકષાયોનું કંઈ ચાલતું નથી.

र द्वेष रतिनी रिणाति, ए चरण ोहना योधा;
वी राग रि ति रिण ां, उ ी ा ा बोधा. ० ६

## શબ્દાર્થ

રાગ=અનુકૂળ સંયોગોપર પ્રીતિ, દ્વેષ=પ્રતિકૂળ સંયોગોપર અપ્રીતિ, ( અને ) અવિરતિની પરિણતિ, ભુંડી ઇચ્છાઓથી વિરામ પામવું તે વિરતિ, અને તેમ ન કરવું તે અવિરાત=તેના પરિણામ તે અવિરતિની પરિણતિ(એ) ચરણમોહના=ચરિત્ર મોહનીય કર્મરૂપ મહારાજાના યોધા=લડવૈયા–સુભટો છે, તેઓ વીતરાગપરિણતિ=વીતરાગ પરિણામ–પૂર્ણ વૈરાગ્ય પરિણામ પરિણમતાં=પ્રકટી નીકળતાં, ઉઠી નાઠા=ઉઠીને નાસવા માંડ્યા, બોધા=સમજુ હોવાનું ડોળ ઘાલનારા.

## ભાવાર્થ.

રાગ એટલે અનુકૂળ વસ્તુ ઉપર પ્રીતિ, અને દ્વેષ એટલે પ્રતિકૂળ વસ્તુ ઉપર અપ્રીતિ અને અવિરતિની સ્થિતિમાં વર્તવાનો સ્વભાવ, એ ચારિત્રમોહનીય નામના રાજાના યોદ્ધાઓ છે, પણ રાગ દ્વેષ વિનાની દશા થતાં ડહાપણનું ડોળ ધરનારા તે ચારિત્રમોહનીય રાજાના યોદ્ધાઓ ઉઠીને જતા રહ્યા.

## પરમાર્થ

જ્યારે ભગવાનની રાગદ્વેષ વિનાના દશા થઇ, ત્યારે રાગ, દ્વેષ અને અવિરતિની પરિણતિરૂપ જે ચારિત્રનો ઘાત કરનાર, વા નાશ કરનાર મોહરાજાના સુભટો હતા તે જતા રહ્યા; અર્થાત આત્મામાંથી દૂર થયા.

આત્માને મુઝવે–એટલે આત્માનુ ભાન ભૂલાવે તે મોહ, આત્માના અનંત આવરણોમાંથી આઠ કર્મોરૂપી મુખ્ય આઠ આવરણો શ્રીજિનેશ્વર ભગવાને કહેલાં છે. તે સર્વમાંથી મોહનુ આવરણ વિશેષ બળવાન્ છે, અને આ મોહને મદદ કરનારા કામ તથા ક્રોધાદિક બીજા સુભટો છે. અને તેઓમાં સર્વથી અગ્રેસર રાગ, દ્વેષ અને અવિરતિરૂપ આત્માના પરિણામો છે. જ્યારે અજ્ઞાનનો નાશ થાય છે, ત્યારે રાગદ્વેષનો અને અવિરતિનો પણ નાશ થાય છે તેથી ભગવાનને કહે છે કે, આપના જુના–અનાદિ કાળના સબંધી એવા રાગ–દ્વેષ અને અવિરતિની પરિણતિરૂપ યોદ્ધાની પણ આપે અવગણના કરી છે.

**वेदो ा ा रि ा ा, ा र र ा ाि;**
**निः ाी करु ार ागर, नं चतुष द ागी ाो.**

## શબ્દાર્થ

ય=વેદનો ઉદય, ( પુરૂષવેદરૂપ કર્મપ્રકૃતિનો ઉદય–તેનાથી કામા પરિણામા=કામા-કામિની-સ્ત્રી તેના સંબધી અથવા કામા –સ્ત્રી ઇચ્છા, તેને લગતા, અથવા કામા=કામને–કંદર્પને લગતા પાર-તે રૂપ ) કામ્યકરસ=કામરસ, સહુ=તે બધો ત્યાગી એટલે છોડીને, કામી–કામના રહિત થયેલા, ( અને ) કરૂણા રસ=કરૂણારૂપ રસ ( તેના ) ાગર=સમુદ્ર ( તેમજ ) અનંત=( દેશ અને કાળથી ) અંત વગરના એવા, તુષ્ક=ચોકડી–અર્થાત્ અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંત વીર્ય, એ ચારે વસ્તુ, ( તે છે જ્યાં એવું ) પદ=સ્થાન ( તેના ) ાગી=પદાનુસારી શોધક છો.

## ભાવાર્થ.

પુરુષે સ્ત્રીની સાથે ભોગની ઇચ્છા કરવી તથા સ્ત્રીએ પુરૂષની સાથે ભોગની ચ્છા કરવી તે રુપ વાંછા; તેવી વાછાવાળી જે સ્થિતિ, તેરુપ જે કામ્યક રસ, તે ર્વના આપ ત્યાગી છો. વળી તે તો શું ? પણ સઘળી ઇચ્છાઓના આપ ત્યાગી , તેથી આપ નિઃકામી છો, વળી દયારૂપ જે રસ કહેતાં પ્રવાહી પદાર્થ, તેના ાગર એટલે સમુદ્ર છો; તેમ અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને નંત વીર્યના સ્થાનકરૂપ જે મોક્ષપદ તેના પાગી એટલે પદાનુસારી શોધક છો.

## પરમાર્થ.

જેને પુરૂષવેદનો ઉદય થયો હોય, તેવા પુરૂષને સ્ત્રીસાથે ભોગની ઇચ્છા થાય, અને તેજ ાણે સ્ત્રીને પુરૂષ સાથે, અને નપુંસકને સ્ત્રીપુરૂષ બન્નેની સાથે, ભોગ ભોગવવાની ઇચ્છા થાય છે. આ ઇચ્છાનું પરિણામવાળું જે મન તેને કામ કહેવામા આવે છે.

હે પ્રભુ ! આવું કામીપણું તો વેગળું રહ્યું; પણ વેદના ઉદય શિવાયના જે અન્ય કામના –ઇચ્છા–વાંચ્છા, તે પણ આપને નથી તેથી આપ નિઃકામી છો અને કરૂણારસના સાગર છો. વળી અનંતચતુષ્કમય જે મોક્ષપદ, તેમાં આપ લીન થયેલા છો.

दान विघन वारी हु ज ने, अभयदान पद दा ।;
ि न ि घन निवारक, पर ाभ रस । ।. ०८

### શબ્દાર્થ.

દાનવિઘન=દાન દેવામાં પડતાં વિઘ્નો-દાનાંતરાય કર્મ, (તેને) વારીને નિવારીને, સહુજનને=સર્વ જનોને-તમામ જંતુઓને, અભયદાન=( અભયદાનરૂપપદ-જીવિતદાન ( તેના ) દાતા=દેનાર છો, લાભવિઘન-(લાભ) મળવામાં પડતાં વિઘ્નો-લાભાંતરાય કર્મ ( તેને વારીને ) જગવિઘન=જગતના વિઘ્નોના, નિવારક-નિવારણ કરનારા ( થઇ ) પરમલાભ=( કેવળજ્ઞાન અથવા મુક્તિરૂપ) ઉત્કૃષ્ટ લાભ, ( તેનો ) રસ=સ્વાદ, ( તેમાં ) માતા=પુષ્ટ બનેલા છો.

### ભાવાર્થ.

હે પ્રભુ ! આપ દાનાતરાય કર્મને નિવારીને સઘળા ભવ્ય જીવોને, જેનાથી ડર ન થાય એવી અભયદાનની પદવીને આપનારા છો. વળી લાભાતરાય કર્મનું નિવારણ કરીને આપ જગતના વિઘ્નોને નિવારનારા છો, તેમ અજરામર થવા રૂપ જે ઉત્કૃષ્ટ લાભ તેરૂપી રસમા આપ પુષ્ટ થયેલા છો.

### પરમાર્થ.

દાનાંતરાય એટલે જે દાન આપવામાં રોકનાર કર્મસમૂહ છે, કે જેના જોરથી, જો કે માણસ પાસે આપવાની વસ્તુ હોય, તેમ આપવાનુ મન હોય અને પાત્ર પણ હોય, તોપણ વસ્તુ અપાય નહી. એવા કર્મના સમૂહને દૂર કરીને આપ જગતના જીવોને અભયદાન આપનારા છો. તેજ પ્રમાણે વસ્તુ મેળવવામા રોકનાર જે કર્મસમૂહ, કે જેને લાભાંતરાય કહેવામાં આવે છે, તેને પણ દૂર કરવાથી આપ મુકતપણારૂપ પરમ લાભને પામ્યા છો, અને તેમાં મગ્ન છો. વળી જગતના જીવોને તે અતરાય દૂર કરવાનો માર્ગ બતાવનારા છો અને સર્વ જીવોને કરૂણાબુદ્ધિથી આપ મુકત કરવા ઇચ્છો છો

**ीर्य िघन ंडित विर्यें हणी, पूरण पदवी योगी;**
**भोगो भोग दोय विघन नि ारी, पूरण भोग सुभोगी हो. ०९**

### શબ્દાર્થ.

વીર્ય વિઘન=બળ સ્ફુરવામાં પડતાં વિઘ્નો-વીર્યાંતરાય કર્મ ( તેને ) પંડિત વીર્યે=સમજદારના જોરથી હણી=નાશ કરીને, પુરણ પદવી યોગી= પૂર્ણ-ન્યૂનતાવગરની પદવી-ઓદ્ધો, ( તેના ) યોગી=યોગવાળા છો-સંબંધી

થયા છો. ભોગોપભોગ=એકવાર ભોગવાય તે ભોગ, અને વારંવાર ભોગવાય તે ઉપભોગ, ( એ ) હોય=બન્નેના વિધન=વિઘ્નો—અર્થાત્ ભોગાંતરાય કર્મ તથા ઉપભોગાંતરાય કર્મ, ( તેને ) નિવારી=નિવારણ કરીને, ( તમે ) પૂરણ ભોગ સુભોગી હો=( તીર્થંકરની ઋદ્ધિનો ) જે સંપૂર્ણ ભોગ ( તેના ) સુભોગી=રૂડી રીતે ભોગવનાર થયા છો.

## ભાવાર્થ.

વીર્યની સ્ફુર્તિને અટકાવનારૂં જે વીર્યાંતરાય કર્મ, તેનો વિદ્વત્તારૂપી શક્તિથી નાશ કરીને, ન્યૂનતા વિનાની જે પદવી તેના સંબંધવાળા આપ થયા છો. વળી ભોગાંતરાય તથા ઉપભોગાંતરાય, એમ બન્ને વિઘ્નોને દૂર કરીને, આપે સંપૂર્ણ પદવીરૂપ જે સિદ્ધપણું અથવા તીર્થંકરપણું તેને સારી રીતે ભોગવનારા થયા છો.

## પરમાર્થ

આત્મામાં અનંત શક્તિ છે, અને તે શક્તિરૂપ ગુણને અનંતવીર્ય એવું નામ અપાય છે. હે પ્રભુ ! આપે પંડિતતારૂપી શક્તિથી અજ્ઞાનતાનો નાશ કરી, જે કર્મો આપની અનંત શક્તિને રોકતા હતા, તેને દૂર કરી આપ આત્માની સંપૂર્ણ શક્તિઓ પામ્યા છો. આપના જ્ઞાન, દર્શન, અને ચારિત્રથી અનંત શક્તિઓ આપનામાં પ્રગટી છે, તેથી આપ પૂર્ણ પદવી એટલે સિદ્ધપણું—તીર્થંકરપણું, તેના સંબંધવાળા એટલે યોગવાળા છો

તેજ પ્રમાણે ભોગાંતરાય અને ઉપભોગાંતરાય એ બન્નેનો નાશ કરવાથી સંપૂર્ણ ભોગોને ભોગવનારા છો.

**ए र षण रि नु, मुनि दे । ।;**
**विरति रूप दो निरु ण, निरदू ण भा । ो. ०**

## શબ્દાર્થ.

એ=પૂર્વોક્ત, અઢાર=અઢાર પ્રકારના, દૂષણ=દોષો, ( તેણે કરીને ) ર્જિત=રહિત, તનુ=શરીર, ( છે જેનું એવા તમો હોવાથી ) મુનિજન=ધુજન, ( તેના વૃંદે=સમૂહે, ( તમે ) ગાયા=ગવાયેલા ।. ( વળી ) વિરતિરૂપક=હિંસાદિક આશ્રવોથી મનને નહિ રોકવું તે અવિરતિ, તે રૂપ, ૫=દૂષણ, ( તેના ) નિરૂપણ=નિરૂપણ કરનાર—બતાવનાર છો; ( અને જાતે ) રદૂષણ=દૂષણ રહિત છો, ( માટે ) મન=મારા મનમાં, ભાયાહો=ગમો ।.

## ભાવાર્થ.

હે ભગવન્ ! એ પૂર્વે કહેલા અઢારે દોષથી રહિત એવું આપનું શરીર છે; તેથી વચનશક્તિને કબજે રાખનારા એવા મુનિજનોએ આપની સ્તવના કરેલી છે. આ દૂષણો અવિરતિ એટલે અત્યાગના રૂપવાળા છે, એવુ આપે નિરૂપણ કરેલું છે, તેથી આપ દોષ રહિત છો; એવી મારી ખાત્રી થઇ છે. અને તેટલા માટે આપ મારા મનમાં સુહાયા છો, અર્થાત્ મને ગમો.છો.

## પરમાર્થ.

હે ભગવન્ ! આ સ્તવનામાં પૂર્વે બતાવેલા એવા અઢારે દૂષણોથી આપ રહિત છો. જો કે બીજે ઠેકાણે બીજા અઢાર દોષો બતાવ્યા છે, તો પણ અહી જે અઢાર દોષો બતાવ્યા છે, તે નીચે પ્રમાણે છે —

૧ આશાનો ત્યાગ, ૨ અજ્ઞાનનો ત્યાગ, ૩ નિદ્રાદશાનો ત્યાગ, ૪ સ્વપ્નદશાનો ત્યાગ, ૫ મિથ્યાત્વનો ત્યાગ, ૬ હાસ્યનો ત્યાગ, ૭ રતિનો ત્યાગ, ૮ અરતિનો ત્યાગ ૯ શોકનો ત્યાગ, ૧૦ દુગચ્છાનો ત્યાગ, ૧૧ રાગનો ત્યાગ, ૧૨ દ્વેષનો ત્યાગ, ૧૩ અવિરતિનો ત્યાગ, ૧૪ કામ્યકરસનો ત્યાગ, ૧૫ દાનાંતરાયનો ત્યાગ, ૧૬ લાભાંતરાયનો ત્યાગ, ૧૭ ભોગાંતરાયનો ત્યાગ, ૧૮ ઉપભોગાંતરાયનો ત્યાગ.

એવી રીતનાં આ અઢારે દૂષણો આપનામાં નથી, માટે હે પ્રભુ ! મુનિજનોએ આપની સ્તવના કરી છે.

વળી આપે કહ્યુ છે કે આ દોષો છે તે અવિરતિ રૂપ છે, અને તે દોષો આપનામ હોવાથી આપ નિર્દૂષણ છો, તેથી આપ મારા મનમા ભાવ્યા છો

**ईणा ध र ी ि रा ी, ि न र जे ावे,**
**दी बंधु ी ि र जरथी, आनंदघन द ावे हो. ०**

## શબ્દાર્થ.

ઇણવિધ=એ રીતે, પરખી=પરીક્ષા કરીને, મનવિસરામી=મનને વિસામો આપનાર એવા, જિનવરગુણ=જિનેશ્વર ભગવાનના ગુણો, જે=જે પુરૂષ, ગાવે=વર્ણવે–બોલે, (તે પુરૂષ) દીનબંધુની=ગરીબના બેલી એવા શ્રી જિનેશ્વર ભગવાનની, મહિરનજરથી=મેહેરબાની ભરેલી દૃષ્ટિના યોગે, આનંદઘનપદ=આનંદથી ભરપૂર સ્થાન પાવે=પામે.

### ભાવાર્થ.

એવી રીતે પરીક્ષા કરીને મનને વિશ્રામ પમાડનાર એવા શ્રી જિનેશ્વર ભગવાનના જેઓ ગુણ ગાય છે, તેઓ અનાથના બંધુ એવા શ્રી મલ્લિનાથ પ્રભુની કૃપાદૃષ્ટિથી, અતીંદ્રિયાનંદનો સમૂહ જે મોક્ષપદ તેને પામે છે.

### પરમાર્થ.

પૂર્વે જે અઢાર દોષો કહ્યા તે કોનામાં છે ? અને કોનામાં નથી ? એ તપાસી જોવું; અને જેનામાં તે દોષો ન હોય તેને અરિહંત ભગવાન્ માનવા અને તેજ મનને વિરામ પમાડનાર છે એમ સમજવું. આવી રીતે પરીક્ષા કરીને જે જિનેશ્વર ભવવાનના ગુણોને ગાય છે અથવા જે જિનેશ્વર ભગવાનના સ્તવના કરે છે તેઓ દીનબંધુ એવા શ્રી જિનેશ્વર ભગવાનના એટલે શ્રી મલ્લિનાથ મહારાજની કૃપાદૃષ્ટિવડે મોક્ષપદ પામે છે.

શ્રી આનંદઘનજી મહારાજ કહે છે કે " गतानुगत्तिका लोका " એ ન્યાયે જિનેશ્વર ભગવાનની સ્તવના કરવા કરતાં જેઓ પરીક્ષા કરીને પ્રભુના ગુણો ગાય છે તેમને ગુણો તરફ રાગ હોવાથી, પ્રભુના ગુણોનું અનુકરણ કરવાથી અને તે મેળવવા માટે દૃઢ અભ્યાસ કરવાથી પ્રભુના ગુણો પ્રાપ્ત થાય છે અને તેથી આવી સ્તવના કરનાર મુક્ત થાય છે.



## શ્રી મુનિસુવ્રત જિન સ્તવન.

मुनि ि रा , एक मुज ाी ि निसुणो, ०
प्रा र युं ाणयुं ज तगुरु, एह ि चार मु हि ाो;
प्रा र ाण ावि ि र , ि स ाधिनवि ि ाो. ०

### શબ્દાર્થ.

મુનિસુવ્રત=મુનિસુવ્રત નામના, જિનરાજ=વીશમા જિનેશ્વર ( તમે ) એક=એકાદ, મુજ=મારી, વિનતિ=અરજ, નિસુણો—સાંભળો.

આતમતત્ત્વ ક્યું જાણ્યુ જગતગુરૂ=હે જગદ્ગુરૂ ! આત્મતત્ત્વને (તમે) શી રીતે જાણ્યું છે ? એહ વિચાર=એ બાબતનો વિચાર, મુજ=મને, કહિયો= કહો, ( કારણકે ) આતમતત્ત્વ જાણ્યાવિણ નિરમળ=નિર્મળ રીતે આત્મતત્ત્વ

સમજ્યા વગર, ચિત્તસમાધિ=મનની શાંતતા, નવિ=નવિજ, લહિયે=મેળવી શકાય.

### ભાવાર્થ.

હે શ્રી મુનિસુવ્રત નામના વીશમા તીર્થંકર ભગવાન્ ! આપ મારી એક વિનંતિને બરાબર સાંભળો.

હે જગતના પ્રાણીઓમાં મોટા પ્રભુ ! એ આત્મતત્ત્વ જાણવાની રીત આપ મને કહો, કેમકે આત્મારુપી સાર પદાર્થને જાણ્યાવિના, શુદ્ધ એવુ જે ચિત્તનું એકાગ્રપણુ તેને હુ પામી શકતો નથી.

### પરમાર્થ.

હે શ્રી મુનિસુવ્રત ભગવાન્ ! આપ મારી એક અરજ સાંભળો. અને આપે આત્મતત્ત્વ શી રીતે જાણ્યુ ? તે આત્મતત્ત્વ જાણવાનો પ્રકાર અથવા વિચાર આપ મને કૃપા કરીને કહો; કેમકે આત્મતત્ત્વ જાણ્યાવિના નિર્મળ એવી ચિત્તની સમાધિ હુ મેળવી શકતો નથી. જ્યાંસુધી આત્મતત્ત્વનુ યથાર્થ જ્ઞાન થતુ નથી, ત્યા સુધી મન ઠેકાણે સ્થિર થઈ બેસતુ નથી, માટે કૃપા કરીને જે રીતે આપે આત્મતત્ત્વ જાણ્યુ હોય, તે રીત અથવા તે પ્રકાર આપ મને બતાવો.

**कोइ ंध ात त ाने, ि रिया र ाो दी े;**
**क्रि ा णुं फळ कहो कुण भोगवे, इम पूछ्युं नि रीसे. ० २**

### શબ્દાર્થ.

કોઇ=કેટલાક, અબંધ આતમતત માને=આત્મતત્ત્વ—આત્માને અબંધ-બંધ વગરનો=એકાંત નિર્લેપ માને છે. ( અને તેમ માનતાં છતાં, ) કિરિય કરતો દિસે–( પોતે તપોઽનુષ્ઠાનાદિ ), ક્રિયાઓ કરતા દેખાય . ( હવે આત્મા અબંધક હોય તો ), ક્રિયાતણું ફળ=ક્રિયાનુ ફળ, કહો=બોલો, કુણ=કોણ, ભોગવે=મેળવે, ઈમ=એ રીતે, પૂછ્યું=પૂછતાં, [ તે ], ચિત=ચિત્તમાં-મનમાં, રીસે=રીસે ભરાય છે.

### ભાવાર્થ.

કોઇક મતવાળા આત્માને બંધ વિનાનો માને છે, અને તેજ આત્મા ક્રિય કરતો દેખાય છે. ત્યારે જે ક્રિયા કરે છે તેનુ ફળ કહો કે કોણ ભોગવશે ? એ પૂછવાથી તે મનમાં રીસે ભરાય છે.

## પરમાર્થ.

કેટલાક સાંખ્ય મતવાળા અને વેદાંતીઓ આત્માને અબંધ માને છે, અને એમ કહે છે કે, આત્માને સત્વગુણ, રજોગુણ અને તમોગુણ બાધા કરતા નથી. આત્મા એટલે જે પુરૂષ, તે નિર્લેપ છે.

વેદાંત પણ એમ કહે છે કે બ્રહ્મમાં બંધનો સંભવ નથી. બંધ, મોક્ષ એ બધું કાલ્પનિક છે. બ્રહ્મ શુદ્ધ છે, તેમાં બંધનો સંભવ નથી.

જો કે નિશ્ચય નયની અપેક્ષાથી આત્મામાં બંધ નથી, તો પણ જિનેશ્વર ભગવાને ઉભય નયો, એટલે નિશ્ચય નય અને વ્યવહાર નય, અથવા સાતે નયોને પોતપોતાની અપેક્ષાથી સત્ય કહેલા છે. તેથી સાંખ્ય અને વેદાંતનું કથન બરાબર વાસ્તવિક નથી, કારણ કે તે એકાંત છે.

ઉપર કહેલા સાંખ્ય અને વેદાંતીઓ આત્માને અબંધ માનતા છતાં પણ ક્રિયા કરતા દેખાય છે; તેથી મેં તેમને પૂછ્યું કે, તમે આત્માને અબંધ માનો છો અને ક્રિયા કરો છો, તો કહો કે, તમારી કરેલી ક્રિયાનું ફળ કોણ ભોગવશે ?

**ड चे ए आात एकज, थावर जंगम सरिखो;**
**दुः ˙ र दू ण आवे, चित विचारजो परिखो. मु० ३**

## શબ્દાર્થ.

જડ ચેતન=જડ અને ચૈતન્ય, એ=એ બન્ને, એકજ આતમ=એકજ આત્મા છે—અર્થાત્ જડ પણ આત્મારૂપ છે, અને ચૈતન્ય પણ આત્મારૂપ છે. (તેમજ) સ્થાવર=સ્થિર રહેતા પદાર્થ, ( અને ) જંગમ=હાલતા ચાલતા પદાર્થ ( એ બન્ને ) સરિખો=સરખા છે ( આવું માનીએ તો ). સુખ દુઃખ=સુખ અને દુઃખ ભોગવવામાં સંકર દૂષણ=ન્યાયપ્રસિદ્ધ સંકર દોષ, આવે=લાગુ પડશે ( માટે ) ચિત્ત=ચિત્તમાં, વિચારજો=( તમે ) વિચારજો, અને પરિખો= પારખું—પરીક્ષા કરજો.

## ભાવાર્થ.

જડ એટલે જેનામાં ચૈતન્ય શકિત નથી, તથા પોતાની મેળે જે હાલી ચાલી ન શકે, તેમજ પોતાને જાણી ન શકે, એવી અર્થાત્ સડી જાય, બળી જાય તથા ગળી જાય એવી વસ્તુ, અને ચેતન એટલે જે પોતે પોતાને જાણી શકે, સુખ દુઃખનો અનુભવ કરે, અને જડને સંયોગે જે જડમા હાલવા ચાલવાની શકિત આપે, એવી અરૂપી વસ્તુ એ આત્મા એકજ છે, જડ પણ આત્મારૂપ છે, અને ચૈતન્ય

પણ આત્મારૂપ છે. સ્થાવર એટલે પોતાની મેળે હાલી ચાલી ન શકે તે, અને જંગમ એટલે પોતાની મેળે હાલવા ચાલવા વિગેરેની ક્રિયા કરે તે. તે બન્નેને એક સરખા માને, તેમને સુખ એટલે જે ભોગવતાં જીવને આનંદ થાય તે, અને દુઃખ એટલે જે ભોગવતાં જીવને કલેશ થાય તે માનતાં ન્યાયમતમાં કહેલું સંકરદૂષણ આવે છે, માટે એક આત્મા માનનાર એવા અદ્વૈત મતવાળાઓને કહે છે કે, તમો ચિત્તમાં વિચારીને પરીક્ષા કરી જોજો.

### પરમાર્થ.

અદ્વૈત મતમાં " एक ब्रह्म, द्वितीय नास्ति. " એવું વચન છે,–એક બ્રહ્મ વિના જગતમાં બીજું કંઇ નથી. સ્થાવર જંગમ વિગેરે જે કંઇ દેખાય છે, અને નથી દખાતું, તે એક બ્રહ્મરૂપજ છે. એમ માનનારાઓ માટે આ ઉપદેશ છે કે–જો જડમાં અને ચૈતન્યમાં ફેર ન હોય. અને જે વિશિષ્ટાદ્વૈતવાળા કહે છે તેમ " एकः सर्वगतो नित्य. " આ શ્રુતિને અવલંબીને સ્થાવર અને જંગમમાં એક સરખો આત્મા માનતા હો તો, સુખ અને દુઃખ માનતાં સંકર દૂષણ આવશે, ચૈતન્યનું સુખ દુઃખરૂપ જે કૃતકર્મ તે જડને ભોગવવું પડે, અને જડનું દુઃખરૂપ અને સુખરૂપ કરેલું કર્મ ચૈતન્યને ભોગવવું પડે. માટે જરા ચિત્તમાં વિચાર કરીને એકજ આત્મા છે, એમ પરીક્ષાપૂર્વક બોલો.

સુખ અને દુઃખને પરસ્પર અભાવીપણું છે. જે સુખ તે દુઃખ નહિ થાય, અને જે દુઃખ તે સુખ નહિ થાય. તેથી આ સુખ અને દુઃખને સમાન એવું એક અધિકરણ, એટલે ઉપર કહ્યા પ્રમાણે સુખનો કર્તા પણ સ્થાવર જંગમ, અને દુઃખનો કર્તા પણ સ્થાવર જંગમ એમ થવું અસંભવિત લાગે છે, માટે વિચાર કરો.

અદ્વૈતના મુખ્ય ત્રણ ભેદો છે–(૧) અદ્વૈત, (૨) દ્વૈતાદ્વૈત, તથા (૩) વિશિષ્ટાદ્વૈત. તેમાં અદ્વૈત શંકરસ્વામીના ઉપાસકો છે. દ્વૈતાદ્વૈત નિંબારકરના મતાનુયાયીઓ ગણાય છે. તથા વિશિષ્ટાદ્વૈત વિષ્ણુસ્વામીના ઉપાસકો છે. એ વેદાંતના મુખ્ય ત્રણ ફાંટાઓ છે. વિષ્ણુસ્વામીના ઉપાસકો " एकः सर्वगतो नित्य " એ શ્રુતિને અનુસારે યાવત્ માત્ર સર્વ શરીરધારીઓમાં એક અંશે પરમાત્મા વ્યાપી રહ્યો છે એમ માને છે. એમનો નળ સિદ્ધાંત એવો છે કે, જીવાત્મા પરમાત્મા થઇજ શકે નહિ, પણ જીવાત્મા સેવક અને પરમાત્મા સ્વામીપણે રહે.

અદ્વૈત અને વિશિષ્ટાદ્વૈતની વચ્ચેનો માર્ગ દ્વૈતાદ્વૈતનો છે. તેઓ કથંચિત્ સ્થાવર અને જંગમ આત્મામાં ભેદ પણ માને છે, અદ્વૈતમા સ્થાવર અને જંગમ સરખા માનેલા છે, તેમા ભેદ નથી, અભેદ છે આમ કહેવાથી ઉપર કહ્યું કે સ્થાવરથી થયેલી ક્રિયાનું ફળ સુખ કે દુઃખરૂપ, તે જંગમે ભોગવવું જોઇએ અને જંગમનું સ્થાવરે ભોગવવું જોઇએ તે થતું નથી.

**ए कहे नि र ा , ा दर लीनो;**
**वि ा ाग दू ग, नवि देखे ति ही ो. मु० ४**

## શબ્દાર્થ.

એક=એક મતવાળા, કહે=બોલે છે કે, નિત્યજ આતમ તત=આત્મતત્ત્વ એકાંતે નિત્ય છે. (કેમકે આત્મા) આતમ દરસણ લીનો=સ્વસ્વરૂપ જોવામાં નિમગ્ન રહે છે. (આમ માનનારા) કૃતવિનાશ=કરેલાનો વિનાશ—અર્થાત્ પોતે કરેલાં કર્મોનું ફળ પોતાને ન મળે, તે કૃતવિનાશ નામનું દૂષણ, (અને) અકૃતાગમ દૂષણ=નહિ કરેલાનું આવી પડવું—અર્થાત્ પોતે જે કર્મો નથી કર્યાં, તેનું ફળ પોતાને ભોગવવું પડે, તે અકૃતાગમ દૂષણ–અથવા અકૃતાભ્યાગમ નામનું દૂષણ, (એ બે દૂષણો આવે છે તે) નવિ દેખે મતિહિણો=બુદ્ધિહીન (એકાંતપક્ષી) જોઇ શકતો નથી.

## ભાવાર્થ.

એક મતવાળા કહે છે કે નિશ્ચયથી જેમાં ફેરફાર ન થાય તેવું, અર્થાત્ હમેશાં એકજ રૂપે રહે તેવું આત્મતત્ત્વ છે; કેમકે આત્મા પોતાના સ્વરૂપ દર્શનમાં વ્યાપક છે. આ પ્રમાણે કહેવાથી કરેલાનો વિશેષ પ્રકારે નાશ, અને નહિ કરેલાનું આવવું થાય છે તે રૂપ દૂષણને તે બુદ્ધિ વિનાનો કહેનાર દેખતો નથી.

## પરમાર્થ.

અદ્વૈતવાદી, તેરાપથી, (આ તેરાપથ એ જૈનના પેટામાંનો વિભાગ છે) સમેસારીયા, વાસીષ્ઠ–વસીષ્ઠ મુનિના મતાવલંબી, સારગ્રથી વિગેરે એમ માને છે કે, આત્મા પોતાના સ્વરૂપમા હમેશા લીન છે: અને વેદાંતીઓનું આ બાબતમાં દૃષ્ટાંત છે કે જેમ સૂર્યનુ પ્રતિબિંબ પાણીના ઘડાઓમાં પડે છે, તેમ બ્રહ્મનુ પ્રતિબિંબ માયામાં પડે છે, પણ બ્રહ્મ પોતાના સ્વરૂપમાં અખંડ એકરસ તદાકારપણે હમેશાં લીન છે. પ્રતિબિંબમાં થતા વિકારોથી આત્મા અબાધિત છે. આવી રીતે આત્માને અવિકૃતપણે પોતાના સ્વરૂપમાં હમેશાં લીન માનનારા નીચે જણાવેલી બાબતનો વિચાર કરતા નથી.

કારણ વિના કાર્ય હોતું નથી, જગતમાં સુખી અને દુ:ખી જે જણાય છે તેનુ મૂળ કારણ પૂર્વકૃત કર્મ છે. જ્યારે આત્મા સ્વરૂપમાં લીન હોય, ત્યારે તે શુભાશુભ કરણી કરી શકતો નથી, અને તેથી તે શુભાશુભનો ભોક્તા પણ થઇ શકતો નથી, એટલે કર્યા વગર આત્મા જે શુભ અથવા અશુભ ભોગવે તેને અકૃતાગમદૂષણ જાણવુ, તેમજ આ સસારમાં કેટલાકો વ્રત, નિયમ, તપ, જપ, પરોપકાર વિગેરે શુભ તેમજ તેથી વિપરીત એટલે અશુભ કૃત્યો કરે છે, અને તે કૃત્યોનું ફળ જો કર્તાને ન મળે તો ' કૃતવિનાશ " (કરેલુ નિષ્ફળ ગયું) એવી રીતે કૃતવિનાશરૂપ દૂષ-

ણ પ્રાપ્ત થાય છે. તેથી જેઓ આત્મદર્શનમાં નિત્ય આત્માને લીન માનનારા તે, તે કૃતવિનાશ, અને અકૃતાગમ દૂષણને બુદ્ધિની હિનતાથી ન દેખતા આત્માને નિત્ય સ્વરૂપમાં લીન માને છે એમ જાણવું.

**सौ     रा ी  हे वादी, क्षरि क ए आतम  ा ो,**
**ंध ोक्ष सु  दुः   वि घटे, एह विचार   न   ा ो. मु० ५**

## શબ્દાર્થ.

સૌગત=સુગત-બુદ્ધ ( તેનો ), મત=માનેલો માર્ગ, ( તેના ) રાગી=તે ઉપર પ્રીતિ ધરનાર, કહે વાદી=વાદીઓ કહે છે કે, ક્ષણિક એ આતમ જાણો=એ આત્માને તો ક્ષણ ક્ષણમાં ઉત્પન્ન થનાર જાણો-જાણવો જોઈએ. (પણ આનંદઘનજી તેમને કહે છે કે જો એમ માનીએ તો), બંધ=સંસારમાં કર્મો સાથે બંધાવુ, મોક્ષ=કર્મોથી છુટી અલગ થવું, સુખ=સુખ અનુ વવું દુઃખ=દુઃખ અનુભવવું, (એ તમામ વ્યવસ્થા) નવી ઘટે=ઘટી શકે નહીં, એહ વિચાર=એ તર્ક મન આણો=( તમારે ), મનમાં આણવો જોઇએ.

## ભાવાર્થ.

સુગત નામના મુખ્ય બુદ્ધદેવના મતના રાગી એવા તે વાદી લોકો કહે છે કે આ આત્માને ક્ષણવાર રહેનારજ જાણો. આમ કહેતાં આત્મામાં શુભાશુભ કર્મોનું થતું બધન, કર્મમાત્રથી મુકાવારૂપ મુકિત, આત્મા આનંદનો અનુભવ કરે તેવી દશારૂપ સુખ, તથા જે દશામાં આત્માને કટાળો ઉપજે અર્થાત્ ખેદ ઉપજે તેવી દશારૂપ દુઃખ-તે સઘળું સભવી શકશે નહીં. અને એવી રીતનો વિચાર જો મનમાં લાવશો તો આત્માને ક્ષણિક માની શકાશે નહીં.

## પરમાર્થ.

બુદ્ધદેવના અનુયાયીઓ એમ કહે છે કે નિત્ય એવો આત્મા છેજ નાહી, પણ પચ સ્કધથી પ્રાણી માત્રના પ્રવૃત્તિ થાય છે. તેમાંનો વિજ્ઞાન સ્કધ, કે જેનાથી જ્ઞાન થાય છે તે અને બીજા સ્કધો ક્ષણે ક્ષણે બદલાય છે, એટલે “ અહ-હુ ” એવુ જ્ઞાન જેને છે તેને જો બીજા મતવાળા આત્મા કહેતા હોય તો, આ “ હું ” એવા જ્ઞાનનો આધાર અધિકરણ વિજ્ઞાન સ્કધ ક્ષણે ક્ષણે બદલાય છે, જ્ઞાનમા ક્ષણે ક્ષણે ફેરફાર થાય છે, માટે આત્મા ક્ષણ જીવનાર છે એવુ માનવુ.

આ ક્ષણવાર જીવવાનુ કહેનારા બુદ્ધદેવના અનુયાયીઓને નીચે પ્રમાણેનો વિચાર મનમાં આણવાનુ કહે છે. જો આત્મા ક્ષણવાર જીવનાર હોય, અને પ્રત્યેક ક્ષણે બદલાતો હોય તો પછી

" સુખ અને દુઃખ " એ શબ્દોજ નકામા છે. કારણ કે, ક્ષણવારના સ્થિતિમાં સુખનો કે દુઃખનો અનુભવ શો સંભવે ? તેમજ બંધ અને મોક્ષ પણ માત્ર કલ્પનારૂપ છે એમ થશે. કારણ કે ક્ષણવારમાં કોઇ ક્રિયા થાય, અને તેનો બંધ પડે એ બનવું અસંભવિત છે, અને જ્યારે બંધ ન હોય, ત્યારે મોક્ષ પણ શાનો ? એટલે આત્માને ક્ષણિક માનતાં, બંધનો, મોક્ષનો, સુખનો તથા દુઃખનો પણ અભાવ થવા જશે: તેથી બુદ્ધદેવે સંસારને જે દુઃખરૂપે કહ્યો છે, અને ચાર આર્યસત્ય કહી દુઃખમાંથી છુટવાનો જે વિચાર કહ્યો છે તે ફોકટ જશે. માટે ક્ષણવારની સ્થિતિવાળા આત્માને માનવાથી ઉપર જણાવેલા દોષો આવે છે અને તેથી આત્મા ક્ષણિક લાગતો નથી. જે બુદ્ધદેવે નેવુમાં ભવમાં એક પુરૂષને ભાલાથી વીંધેલો, અને તે કર્મ બંધાયેલું, તેના ઉદયમાં બુદ્ધદેવને કાંટો વાગ્યો, એક ક્ષણવારની સ્થિતિમા પુરૂષને ભાલાથી વીંધનાર આત્માએ કરેલું કર્મ ત્યારપછી અસંખ્ય આત્માઓ બદલાઇ ગયા બાદ છેલ્લા આત્માને ભોગવવુ પડે તે અન્યાયરૂપ છે. કર્મ કરે બીજો અને ભોગવે બીજો એ વાત યોગ્ય નથી.

વળી ઓગણપચાસ દિવસો સુધી બુદ્ધદેવે સમાધિનું સુખ અનુભવ્યાની વાતમાં પણ વિચારવા જેવું છે કે આત્મા ક્ષણાવસ્થાયી છતાં, જે સુખ અનંત આત્માઓએ ભોગવ્યું, તે બુદ્ધદેવે ભોગવ્યું, એમ કહેવામાં અસત્ય થાય છે; કેમકે તેમ કરવાની બુદ્ધદેવની આજ્ઞા નથી. મતલબ કે ક્ષણિક હોવાથી તે વાત ઘટતી નથી. પણ આ વાત પર્યાયના ઉપર નજર દેવાથી થાય છે.

**भूत तुष्क वर्जि , ी घटे;**
**अंध कट जो र देखे, तो श्युं कीजे टे. ७**

## શબ્દાર્થ.

( ચાર્વાક દર્શનાનુયાયીઓ કહે છે કે ) ભૂત ચતુષ્ક=( પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુ એ), ચાર ભૂત, ( તેણે કરી ) વરજીત=તે ચારે ભૂત શિવાય આતમતત=આત્મતત્ત્વ—આત્મા નામનો પદાર્થ, (તેની) સત્તા=હૈયાતિ—હોવાપણું, અળગી=ચારે ભૂતથી અલગ=જુદી, ન ઘટે=ઘટી શકે નહિ ( અર્થાત્ ચાર ભૂતની શકિત તેજ આત્મા છે, અને તેથી જુદો આત્મા નથી; આવું બોલનારા ઉપર આક્ષેપ કરે છે કે ) અંધ=આંધળો માણસ, શકટ=ગાડાંને જો=જો કહિ, નજર ન દેખે=નજરે જોઇ ન શકે, તો=ત્યારે, શ્યું કીજે શકટે=ગાડાંથી શું કરાય ? તેમાં ગાડાંનો શો વાંક !

## ભાવાર્થ.

પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુ—આ ચારે ભૂતો કહેવાય છે. તે ચારેને છોડીને આત્મતત્ત્વનું હોવાપણુ જુદુ સંભવતુ નથી એમ ચાર્વાક મનવાળો—

નાસ્તિકમતવાદી કહે છે. ( તેનાપર આનંદઘનજી મહારાજ આક્ષેપ કરે છે કે ) જો આંધળો માણુસ ગાડાને આંખે દેખી ન શકે, તો તેમાં ગાડાનો શો અપરાધ છે ?

### પરમાર્થ.

નાસ્તિક મતવાળા અથવા બૃહસ્પતિના અનુયાયીઓ એમ કહે છે કે, પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુરૂપી ચાર ભૂતો એકઠા થવાથી સર્વ પદાર્થો થાય છે. પણ તે શિવાય " આત્મા " એવો ભિન્ન પદાર્થ છેજ નહી. આ ચાર ભૂતો મળવાથીજ ચૈતન્ય શક્તિ ઉત્પન્ન થાય છે, અને જ્યારે એ ભૂતો વિખરાઇ જાય છે ત્યારે તે નષ્ટ થાય છે. એટલે ચારે ભૂતોથી ભિન્ન એવી આત્માની સત્તા સભવી શકતીજ નથી. આ વાત પ્રત્યક્ષ બાધકારક લાગે છે. એટલે કે મુડદામાં ચારે ભૂતો હોય છે, છતાં ચૈતન્ય હોતુ નથી, એ વાત દરેકને અનુભવિત છે. તેમજ જે ચારે ભૂતો મળવાથી ચૈતન્ય શક્તિ પ્રગટ થતી માનવામાં આવે છે, તે ચારે ભૂતોમાં પૃથક્ પૃથક્ ચૈતન્ય શક્તિની સત્તા પણ દેખાતી નથી. આવુ છતાં પણ માનવામાં આવતું નથી, તેથી કહે છે કે, આંધળો જો ગાડા જેવો સ્થૂલ પદાર્થ પણ ન જોઇ શકે, તો પછી તેમાં ગાડાને શુ કરીએ ? મતલબ કે જેને દૃષ્ટિ નથી તે ગાડું પણ નજરે ન જોઇ શકે, તેથી કઇ ગાડાનો અભાવ કે અપરાધ થતો નથી, તેમ પોતે આત્મારૂપ હોવા છતાં, અને અનુભવમાં આવતાં છતાં, આત્મા ન માને તેનું શું કરીએ ?

**ए ने ादी वि ,सं ट डि ो हे;**
**नि ाध ते ाटे पूछुं, िणा ोई हे. मु० ७**

### શબ્દાર્થ.

એમ=એ રીતે, અનેક મતવાદી=જુદા જુદા મતવાદીઓના, મત વિભ્રમ=મતની ગડબડ, ( તે રૂપ ) સંકટ=ફાંદો, ( તેમાં ), પડિયો=ફસાઇ પડેલો પુરૂષ, ન લહે=પામી શકે નહિ, ( શું ? તો કે ) ચિતસમાધ=મનની સમાધિ-મનની શાંતિ, તે માટે=તે કારણે પૂછુ =હું તમોને તત્ત્વ (શું છે ? તે), પુછું છુ. ( કારણ કે, ) તુમ વિણ=તમારા વિના; તત=તત્ત્વ, કોઇ ન કહે= કોઈ કહી શકે તેમ નથી.

### ભાવાર્થ.

આ પૂર્વે કહ્યા તે પ્રકારે અનેક જુદા જુદા મતવાળાઓના જે દર્શનવાદ તેની ભ્રાંતિરૂપી કષ્ટમાં હુ પડ્યો છુ, તેથી હુ આત્મતત્ત્વ પામી શકતો નથી, તેથી મારા મનની શાંતિ માટે હું આપને પૂછું છું; કેમકે આપ સિવાય કોઈ બીજા મતવાળા યથાર્થ આત્મતત્ત્વ કહી શકતા નથી.

### પરમાર્થ.

આ પ્રમાણે વેદાંત, સાંખ્ય, બૌદ્ધ અને નાસ્તિક આદિ અનેક મતવાળાઓ આત્મસ્વરૂપ જુદે જુદે પ્રકારે કહે છે. એવીરીતે અનેક મતવાળાઓના કથનથી, આત્માનુ ખરૂ સ્વરૂપ કેવુ હશે ? તે ન જણાતાં ઉલટો ભ્રમ પેદા થાય તેવુ છે. તે એ કે કોણ જાણે આત્મા એક હશે, કે અનેક હશે ? નિત્ય હશે કે અનિત્ય હશે ? ક્ષણિક હશે કે મુદ્દલ હશેજ નહિ ? એવી રીતે ભ્રાંતિ પેદા થાય તેવુ છે. આ એકાંતવાદીઓના મતરૂપ સકટમા પડેલો એવો હુ, ખરૂ આત્મતત્ત્વ જાણી શકતો નથી. અને મારા ચિત્તમાં કલેશ રહે છે. આ કલેશ મટાડવાને મારા ચિત્તની સમાધિ માટે આપને વિનતિ કરૂં છુ કે, આપે આત્મતત્ત્વ શી રીતે ? અને કેવુ જાણ્યુ છે ? તે કૃપા કરીને મને કહો; કેમકે આપવિના બીજો કોઇ મને ખરૂ તત્ત્વ કહે તેમ નથી.

**ळतुं रु ईणिपरे खे, ा ंी;**
**राग द्वे ोह वर्जि , ा ंर ंडी. ० ८**

### શબ્દાર્થ.

વળતું=( પૂર્વની ગાથામાં ભગવાન પ્રત્યે પ્રશ્ન કરેલો તેના ), વળતા જવાબમાં, જગગુરૂ=જગદ્ગુરૂ–જિનેશ્વર ભગવાન, ઈણિપરે=આ રીતે, ભાખે= કહે છે–જણાવે છે કે, પક્ષપાત સબ છંડી=બધો પક્ષપાત–દૃષ્ટિરાગ–દુરાગ્રહ ાડીને, ( એટલે કે ), રાગ=સ્વમત રાગ, દ્વેષ=પરમત દ્વેષ, ( અને ) મોહ= અજ્ઞાન, ( એ ત્રણે ) પખ=પક્ષ, વર્જિત=રહિત–અસત્ પક્ષ છોડી દઇને ( કેવળ ) આતમસું=આત્મતત્ત્વ સાથેજ રઢ=પ્રીતિ, મંડી=માંડીને, ( પછી શું કરવું ? તે આવતી ગાથામાં કહે છે. )

### ભાવાર્થ.

મે પ્રશ્ન પૂછ્યો હતો તેના ઉત્તરમાં જગતના ગુરુ શ્રી મુનિસુવ્રતસ્વામી ભગવાન્ આ પ્રમાણે કહે છે કે, મતનો સઘળો આગ્રહ છોડીને, તથા રાગ, દ્વેષ અને મોહનો પક્ષ છોડીને, અને આત્માની સાથે પ્રીતિ માંડીને, એટલે આત્મામાં લય લગાડીને ( આત્મધ્યાન કરવું એનો આગળની ગાથા સાથે સંબધ છે. )

### પરમાર્થ.

મારા પ્રશ્નના જવાબમાં ભગવાને ઉત્તર આપ્યો કે, આત્મતત્ત્વ જાણવાને માટે, પ્રથમ

પક્ષપાત," રાગ, દ્વેષ અને મોહનો પક્ષ છાંડવો, અને પછી આત્મામાં લય લગાડવી; એટલે પોતાની મેળેજ આત્મતત્ત્વ સમજાશે.

મતમમત્વનો ત્યાગ કરવાથી જૂદા જૂદા દર્શનાઓએ જે એકાંતે આત્માનું સ્વરૂપ કહ્યુ છે, તે ભાવ મનમાથી દૂર થશે. તેમજ રાગ દ્વેષ અને મોહના ત્યાગથી અજ્ઞાનના કારણનો અને અજ્ઞાનનો નાશ થશે, એટલે શુદ્ધ જ્ઞાન અર્થાત્ કૈવલ્ય જ્ઞાન થતાં યથાવસ્થિત આત્મસ્વરૂપ સમજાશે.

સમ્યક્ત્વવાનને તેમજ, મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યવજ્ઞાનાને ભગવાને જેવુ આત્મસ્વરૂપ જાણ્યુ અને અનુભવ્યુ છે તેવો અને તેટલો અનુભવ થતો નથી. માટે આ ગાથામાં કહ્યા પ્રમાણે બરાબર વરતાય તો, અવ્યાબાધ સુખરૂપ મોક્ષની અવશ્ય પ્રાપ્તિ થાય તેમ છે.

**ऱे गो हो , गो पि र ई मे ावे;**
**ा ीजुं ाणो, एह र ि ावे. ० ९**

### શબ્દાર્થ.

**આતમ ધ્યાન=( પોતાના ) આત્મતત્ત્વનું, ( સ્થિર ચિત્તથી ) ચિંતન, ( તે ) કરે જો કોઇ=જો કોઇ ( જિજ્ઞાસુ ) કરે, ( તો ) સો=તે પુરૂષ, (સ્વાત્મલયરૂપ મુક્તિપદ પ્રાપ્ત કરી ), ઇણમે=આ સંસારમાં, નાવે=નહિ આવે (બાકી એ સિવાય ) વાગજાળ બીજું સહુ જાણે=બીજું બધું તો વાગ્જાળ જાણવું. એટલે ( લોકોને ઠગવા ખાતર ) વચનરૂપ જાળ ઉભી કરી છે એમ સમજવું. એહ તત્ત્વ=આ તત્ત્વ—પરમાર્થની વાત છે. ( અને તેનેજ ) ચિત્ત=પવિત્ર અંતઃકરણ, ચાવે=ચાહે છે.**

### ભાવાર્થ.

કોઇપણ વસ્તુને ધ્યેયપણે સ્થાપી તેમાં ચિત્તને જોડી રાખવાની જે ક્રિયા તેને ધ્યાન કહે છે. અને તેવું આત્મા સબંધી જે ધ્યાન તે આત્મધ્યાન જો કોઇ કરે તો ફરીને તે આ સંસારમાં આવે નહીં. બીજી બધી વાગ્જાળ એટલે બોલવાનીજ માત્ર ચતુરાઇ છે, તેથી વસ્તુતત્ત્વે આત્મધ્યાન શિવાય બીજુ કંઇ ઉપયોગી નથી એટલે બીજા સઘળાને માત્ર વાગ્જાળ રૂપેજ જાણવું, અને એવી રીતના તત્ત્વને મનની અંદર ચિંતવવું.

### પરમાર્થ.

યોગશાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર અને

ધારણા સાધીને, સાતમી દશા જે ધ્યાન, તે ધ્યાનમાં અન્યનું ધ્યાન ન કરતાં, જે માત્ર આત્માનુજ ધ્યાન કરે તેનુ ભવભ્રમણ ટળી જાય, તથા તે અન્ય દર્શનીઓની જાળમાં પણ ન ફસે, અને તેને આત્માનુ સંપૂર્ણ સ્વરૂપ સમજાય તેમ છે. આ શિવાય બીજા જે ક્રિયાકાંડ વિગેરેનાં કથનો છે તે વાગ્જાળ રૂપ છે. તેનાથી ચિત્તશુદ્ધિ થાય ખરી, પણ આત્મસ્વરૂપ પ્રાપ્ત થતું નથી. જ્ઞાનસાગરજી મહારાજનું તો કહેવું છે કે-જપ, તપ, નિયમ, પૂજા વિગેરેને વચનોનુ જાળ જાણે અને તેમ જાણી જો આત્મા ધ્યાન કરે, તો એળ ભમરીને દૃષ્ટાંતે "જેવો ધ્યાવે તેવો થાવે" એમ પોતે પોતાનુ ખરૂ સ્વરૂપ, જે અનેક કલ્પનાઓથી અનાદિ કાળથી ભૂલી ગયો છે, તે પ્રાપ્ત કરે.

**जेणे विवे धरी ए हियो, े तज्ञानी हीए;**
**श्री नि पा रो तो, ा ंदघन पद हिए. ० १०**

## શબ્દાર્થ.

( માટે ) જેણે=જે પુરૂષે વિવેક=સદ્અસદ્વસ્તુ પરીક્ષકબુદ્ધિ, ધરી=ધારણ કરીને, એ=એ પૂર્વોક્ત, ( નિજાત્મધ્યાનરૂપ ), પખ=સત્ પક્ષ, ગ્રહિયો=ગ્રહ્યો હોય, તે=તે પુરૂષજ, તતજ્ઞાની=તત્ત્વજ્ઞાની-તત્ત્વજ્ઞ, કહિયે=કહેવાય. ( તેટલા ખાતર ), શ્રી મુનિસુવ્રત=હે શ્રીમન્ મુનિસુવ્રત નામના તીર્થંકર દેવ ! કૃપા કરો તો=( તમે અમારા ઉપર ) મેહેરબાની કરો તો, ( અમે ) આનંદઘન પદ=આનંદથી ભરપૂર મુક્તિરૂપ સ્થાન, લહિયે=પામિયે.

## ાવાર્થ.

જે મનુષ્યે સદ્ અસદ્ વસ્તુનો વિવેક ધારણ કરીને ઉપર કહ્યો તે આત્મધ્યાનનો પક્ષ ગ્રહણ કર્યો છે તે મનુષ્યનેજ તત્ત્વજ્ઞાની કહેવો.

હે શ્રી મુનિસુવ્રત નામના વીશમા તીર્થંકર ભગવાન્, જો આપ મહેરબાની કરો, તો અમે મોક્ષ પામીએ તેમ બને.

## પરમાર્થ.

જે મનુષ્ય વસ્તુવિચારથી સદ્ અસદ્ વસ્તુનો વિવેક કરીને, અથવા જડ ચૈતન્યનો વિવેક કરીને, અનુભવપૂર્વક આત્મજ્ઞાન કરવાને માટે રાગ, દ્વેષ, મોહ અને અજ્ઞાનનો પક્ષ છોડીને આત્માનું ધ્યાન કરે, તેને તત્ત્વજ્ઞાની કહેવો હે શ્રી મુનિસુવ્રત સ્વામી મહારાજ ! જો આપ મારાપર કૃપા કરો, તો હુ આનંદઘનનું પદ પામું તેમ છુ. માટે હે ભગવન્ ! મારાપર કૃપા કરીને, જેમ આપ શુદ્ધ આત્મપદ પામ્યા, અને આપે જેમ શુદ્ધ આત્મતત્ત્વ જાણ્યુ, તેમ હુ પણ તે અવ્યાબાધ સુખ પામુ. ( આવી રીતે સ્તવના કરનાર શ્રી આનંદઘનજી મહારાજે કહ્યુ છે-સૂચવ્યુ છે)

—✤—

# શ્રી નમિનાથ જિન સ્તવન.

डू दरसन जिन ंग भ ीजे, न ाय षडं ो ाधेरे;
नि जि वरना चरण उ ा क, डू दरसन आराधेरे. ० १

### શબ્દાર્થ.

ષડ્દરસન=(સાંખ્યદર્શન, યોગદર્શન, બૌદ્ધદર્શન, મીમાંસક દર્શન, ચાર્વાકદર્શન, અને જૈનદર્શન), એ છએ દર્શનો, જિન=જિનેશ્વર ભગવાન, (તેમના મહાન્ શરીરના), અંગ=અંગરૂપે, ભણીજે=કહેવાય છે. (તે શી રીતે? તો કે), ન્યાયષડંગ જો સાધેરે=જો ષડંગ ન્યાસ-છ અંગોમાં ન્યાસ-જિન ભગવાનની આકૃતિમાં છ અંગોમાં છ દર્શનોની સ્થાપના, સાધેરે=સાધવામાં આવે-બનાવવામાં આવે (તો છ દર્શનો જિનના અંગરૂપ જણાશે).

(હવે) નમિ=નમિનાથ નામના એકવીશમા તીર્થંકર ભગવાન, જિનવરના=જિનેશ્વરના, ચરણ ઉપાસક=પદસેવાપરાયણ-કિંવા તેમની પ્રતિપાદિત ચરણક્રિયાને સાચવનાર (ખરા જૈનો) ષડ્ દરશન આરાધેરે=છએ દર્શનોને આરાધનારા જાણવા.

### ભાવાર્થ.

છ એ દર્શનોને શ્રી જિનદર્શનના અંગરૂપ જાણવાં. જો પ્રભુમાં છએ દર્શનોની સ્થાપના કરીને, તેમના દર્શનને આરાધે, તો શ્રેષ્ઠ એવા શ્રી નમિનાથ નામના એકવીશમા તીર્થંકરના ચરણોની સેવા કરનાર છએ દર્શનોને સેવે છે એમ જાણવું.

### પરમાર્થ.

પાછળના શ્રી મુનિસુવ્રતનાથની સ્તવનામાં જે જૂદા જૂદા દર્શનોનુ સ્વરૂપ કહ્યુ તે એક નયની અપેક્ષાએ સત્ય છે, અને એ બધા નયોની આપેક્ષાથી વસ્તુસ્વરૂપ જાણનાર માત્ર જૈનદર્શન છે. તેથી જેમાં એ છએ દર્શનોનો સમાવેશ થાય છે એવુ જે જૈનદર્શન, તેના આ છએ દર્શનો અંગરૂપ છે.

જેમ પગ, હાથ, પેટ અને મસ્તક રૂપ અવયવોથી આખું શરીર કહેવાય છે તેમ, અથવા શરીરમા પગ, હાથ, પેટ, મસ્તક વિગેરેનો સમાવેશ થાય છે તેમ, તે છએ દર્શનો પણ શ્રી

જિનેશ્વર ભગવાનના અંગરૂપ છે; અને છએ દર્શનોનું યથાવસ્થિત સ્વરૂપ સમજીને જે આરાધન કરે, તેને નમિજિનેશ્વરના ચરણોનો ઉપાસક જાણવો; અથવા નમિજિનેશ્વરના ચરણ ઉપાસકને છએ દર્શનોનો આરાધક જાણવો.

**जि  ाद  ा  ा ाो, ंख्य ोग दो भेदे रे;**
**ा वि र  करा, ो दु ंग खेदे रे. ० २**

## શબ્દાર્થ.

(ષડંગ ન્યાસની રીત બતાવે છે), જિન=જિનેશ્વર ભગવાન, (તે રૂપ) સુરપાદપ=કલ્પતરૂ, (તેના), પાય=મૂળિયાં રૂપે બે પગો, વખાણો=વર્ણવો. તે શું ? તો કે) સાંખ્ય જોગ દોય ભેદેરે=(કપિલ મુનિ પ્રણિત) સાંખ્ય દર્શન, અને, (પતંજલિ મુનિ પ્રણિત) યોગ દર્શન, એમ એ બે ભેદો, (તે બે પગો જાણવા). (એ બે દર્શનો) આતમસત્તા=આત્માની સત્તા—આત્મા છે, એવી પ્રતિપત્તિ, (તેનું) વિવરણ=ખુલાસો કરતા—આપતા થકા, લહો=માનો, દુગ= જોડી—બે, અંગ=અંગ રૂપ, અખેદેરે=કંઇ પણ ખેદ નહીં ધરતાં (અહીં "અ-ખેદ" એ ક્રિયાવિશેષણ "વિવરણ કરતા" એની સાથે જોડીએ તો જોડી શકાય અને "લહો" એ પદની સાથે જોડીએ તો પણ જોડી શકાય).

## ભાવાર્થ

જિનમતરૂપી કલ્પવૃક્ષના પગરૂપ અથવા મૂળરૂપ સાંખ્ય દર્શન અને યોગ દર્શન એટલે નૈયાયિકોનું દર્શન છે. તે બન્ને દર્શનો આત્માની શક્તિનું સ્ફુટ વવેચન કરનાર છે, તેથી તે સાંખ્ય અને યોગ દર્શનને ખેદ રાખ્યા વિનાજ જિન-તરૂપી કલ્પવૃક્ષનાં બે અંગો ધારો.

## પરમાર્થ.

સાંખ્યમત અને યોગમતને આ જિનમતરૂપી કલ્પવૃક્ષના બે પગરૂપ ધારવા સાંખ્યમતનું અને યોગમતનુ કહેવુ આત્માની સત્તાના સંબંધનુ છે; અને તેઓ આત્માના સત્તાનુજ વર્ણન કરનાર છે; તેથી એવો મત શ્રી જિનેશ્વરના મતના પગરૂપ છે એમ ધારો.

"સાંખ્યદર્શનમાં અનેક આત્માઓ માનેલા છે; પ્રત્યેક શરીરે ભિન્ન આત્મા માનેલો છે. તેમ-નાં મૂળતત્ત્વો પચીશ છે, તેમાં પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ ભુત, પાંચ તનમાત્ર તથા મન,

દ્ધિ, ચિત્ત અને અહંકાર; આ ચોવીશ તત્ત્વોથી ભિન્ન એવો આત્મા છે અને અકર્તા તથા અભોકતા છે. પ્રકૃતિના વિકારરૂપ જગત્ છે. આ પ્રમાણે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી, પોતે આત્મા કલેશથી મુકત થાય છે; અને મુકત આત્મા અકર્તા, અભોકતા વિગેરે નિર્ગુણી થઇ રહે છે. માટે રાગદ્વેષાદિ મૂકી પ્રકૃતિના કાર્યને પોતાનુ કૃત્ય ન માનો, તટસ્થ થઇને વર્તવું. જગતનો કર્તા કોઇ નથી, અને આત્માને કર્મબંધ થતો નથી."

જૈન દર્શનમાં નિશ્ચયનય છે, તેનાથી પણ આત્માને કર્મબંધ માનેલો નથી. વળી મોક્ષદશામાં આત્માના અનત જ્ઞાન, દર્શન, વીર્ય, અને સુખ, એ ગુણો રહે છે ખરા પણ વીર્યનો ઉપયોગ થતો નથી: વિગેરે જ્યાં જ્યા આત્માના સત્તાનું વર્ણન આવે છે, ત્યાં ત્યાં ઘણી બાબતોમાં સાંખ્ય દર્શનના વિચારો જૈન દર્શનના વિચારોને મળતા છે; તેથી આ દર્શન જૈન દર્શનના અંગરૂપ છે. જે ઘણા ભેગા મળવાથી વસ્તુની પૂર્ણતા થાય, તે દરેકને છૂટા છૂટા કહેતાં મૂળ વસ્તુના અંગરૂપ કહેવાય છે.

યોગ અથવા નૈયાયિક દર્શનવાળા, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, કાળ, દિશા, આત્મા,
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
અને મન; એમ નવ તત્ત્વોને માને છે. ઇશ્વરને જગતના કર્ત્તા માને છે. વળી આમાં આઠમું
૯
તત્ત્વ જે આત્મા તે મુક્તપણાને પામે છે, કર્ત્તા ઇશ્વર છે, અને આત્માને કાર્યના કારણરૂપ માને છે.

યોગમતમાં કલેશ અને કર્માદિથી રહિત તે મુક્તિ અને મુક્તપણું મેળવવા માટે ચિત્તવૃત્તિના નિરોધને પાય બતાવ્યો છે. યોગમાં રાજયોગ અને હઠયોગ એવા બે વિભાગ છે. હઠયોગથી બળે કરીને યમ, નિયમ. આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર ધારણા, ધ્યાન, અને સમાધિ વિગેરે
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
ઉપાયોથી ચિત્તને વશ કરી, આત્મા મુક્તપણુ પામી શકે છે.

રાજયોગમાં હઠ નથી, એટલે બળાત્કારે વાયુ આદિકનો રોધ કર્યાવિના સહજ વિચારદ્વારા મનને શાંત કરી, આત્મા કલેશ કર્માદિથી છુટો થઇ શકે છે. આ પ્રમાણે આ બન્ને મતો જૂદી જૂદી રીતે આત્માના સત્તાનું વર્ણન કરનાર છે, તેથી જૈનમતના અંગરૂપ છે. જે આત્માની સત્તા છે, તેનાથી બધા કાર્યો થાય છે, એટલે આ બન્ને મતોને જિનમતના મૂળરૂપ કહ્યા છે.

**भेद भे सु ि ां , ि न र दो र भारी रे;**
**ो ा ो ं न ि ये, गुरुग थी अवधारी रे. ० ३**

## શબ્દાર્થ.

ભેદ અભેદ=ક્ષણે ક્ષણે બદલાઈને જુદા હોવું તે ભેદ, અને હંમેશ એકરૂપ કાયમ રહી વ્યાપક રહેવું તે અભેદ; ( એમ અનુક્રમે ભેદવાદી અને

અભેદવાદી ) સુગત મિમાંસક=સુગત બુદ્ધ પ્રણીત બૌદ્ધ દર્શન અને જૈમિનિ મુનિ પ્રણીત પૂર્વ મિમાંસા તથા વ્યાસમુનિ પ્રણીત વેદાંત રૂપ ઉત્તર મિમાંસા, વળી મિમાંસક દર્શન, ( તે ) જિનવર=જિનેશ્વર ભગવાનના; હોય કર ભારીરે=મ્હોટા બે હાથ છે, ( આ બે હાથ ) લોકાલોક=ષડ્દ્રવ્ય જેમાં રહે છે એવું ગોળક તે લોક, અને કેવળ આકાશમય અનંત પ્રદેશ તે અલોક, ( તેના ) અવલંબન=આધાર રૂપે રહેલા છે ( માટે તેમને ) ભજીએ. ગુરૂગમથી અવધારીરે=ગુરૂ પાસેથી મેળવેલ ખરી સમજ પ્રમાણે ચોકસ કરીને ભજવા જોઇએ. ( ગુરૂગમ એ છે કે, આત્મા એકાંત ભિન્ન પણ નથી અને એકાંત અભિન્ન પણ નથી; પણ કોઈ અપેક્ષાએ ભિન્ન અને કોઇ અપેક્ષાએ અભિન્ન છે. માટે સાપેક્ષપણે અમુક પક્ષ ભજવો જોઇએ. )

### ભાવાર્થ.

બૌદ્ધ મતવાળા આત્માને ભિન્ન માને છે, અને મિમાંસક મતવાળા આત્માને અભિન્ન માને છે, એ બન્ને મતો શ્રી જિનેશ્વર ભગવાનના અંગના બે મોટા હાથ રૂપ છે. લોક એટલે ભૂગોળ કે જેમાં ધર્માસ્તિકાય વિગેરે હોય તેવો ભાગ, અને શરીરમાં બ્રહ્મરંધ્રથી નીચેનો ભાગ તે લોક. અલોક એટલે જેમાં જીવ કે પુદ્ગલ ન જઈ શકે, એવો ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય શિવાયનો આકાશનો ભાગ, અથવા લોક નહિ તે અલોક, તે બન્નેનો આધાર બહુશ્રુત એવા તત્ત્વોપદેષ્ટાએ આપેલી સમજ પ્રમાણે જાણીને અવધારવો.

### પરમાર્થ.

બૌદ્ધ મતમાં આત્માને ક્ષણિક માનેલો છે, પંચ સ્કંધમાં જે ક્ષણે ક્ષણે ફેરફાર થાય છે, તેને લઇને, માત્ર એક ક્ષણનાજ આયુષ્યવાળો, અથવા ક્ષણવારજ રહેનાર, એવો વિજ્ઞાન ધાતુ માનેલો છે. એટલે એક દેહમાં પણ ક્ષણે ક્ષણે આત્મા બદલાતો હોવાથી પ્રત્યેક આત્મામાં તેવો ભેદ માને છે. જિનેશ્વર ભગવાનના દર્શનમાં પણ સ્વભાવમાં જૂદા જૂદા જ્ઞેયના જ્ઞાનરૂપ અને વિભાવમાં કર્મને આશ્રિત પુદ્ગલથી પ્રાપ્ત થયેલા દેહોમાં પર્યાયને ક્ષણેક્ષણે બદલાતા માન્યા છે; એટલે બૌદ્ધદર્શને પર્યાયનો ફેરફાર મૂળના ફેરફારરૂપ માન્યો છે. આ રીતે પર્યાયાર્થિક નય પ્રમાણે બૌદ્ધદર્શન ખરૂં છે, અને જિનેશ્વરના અંગરૂપ છે. પર્યાયથી આત્મા ક્ષણે ક્ષણે બદલાય છે એમ કહેવું અસત્ય નથી. પણ કેટલેક અંશે સત્ય છે. વ્યવહાર નયથી પર્યાયાંતર કાળથી આત્માને જોતાં બૌદ્ધદર્શન યથાતથ્ય છે.

હવે મિમાંસકો આથી વિપરીત સર્વમાં એકજ આત્મા માને છે. તેની એક શ્રુતિ આ પ્રમાણે છે:—

ए एव हि भू ा र ा, भू ं भूते व स्थि ः।
ए धा हुधा चै , दृश ं द्र त् ॥ १ ॥

અર્થ:—એકજ આત્મા છે; અને તે પ્રાણીમાત્રમાં વ્યવસ્થિત થયેલો છે; જેમ ચંદ્રમા એક છતાં પણ હજારો ઘડામાં જુદા જુદા હજારો ચદ્ર દેખાય છે તેમ આત્મા એક છતાં પણ પ્રત્યેક શરીરે ભિન્ન ભિન્ન દેખાય છે. વળી કહ્યું છે કે—

" प ः र्वगतो नित्यः पुनः विगुणो न बाध्यते न मुच्यते "—इत्यादि

અર્થ:—આત્મા એક છે, સર્વગત છે, નિત્ય છે, વળી જેને વિગુણ બાધા કરતા નથી, વિગેરે. ભાવાર્થ એ કે આત્મા એકજ છે, નિત્ય છે અને અબધ છે, તેને ત્રણ ગુણો બાધા કરી શકતા નથી, આવું માનનાર છે, તે પણ બરોબર છે. હવે જૈનદર્શન પ્રમાણે આત્માની સત્તાનું ગ્રહણ કરીએ. સર્વ આત્માની સત્તા એક સરખી હોવાથી એકજ છે; અને આત્મામાં નિશ્ચયનયને મતે બધ નથી. તેથી આ દર્શન પણ જિનના અંગરૂપ છે. બૌદ્ધદર્શનનું વ્યવહારનયાપેક્ષક પ્રવર્તન છે, તેથી તે ડાબો હાથ, અને મિમાંસકોનું નિશ્ચયનય પ્રમાણે પ્રવર્તન છે, તેથી તેને જમણો હાથ કહ્યો છે. આ પ્રમાણે જુદાં જુદા દર્શનોને જિનના અગરૂપ કહ્યાં છે, તેમાં અતિશય ગભીર આશય છે; તેથી તે ગુરૂગમથી સમજવો.

બ્રહ્મરંધ્રની નીચેનો ભાગ, તે લોક; અને બ્રહ્મરંધ્રની ઉપરનો ભાગ તે અલોક. આ દૃષ્ટાંતથી સાલંબન, અને નિરાલબન ધ્યાન સૂચવ્યું છે. પ્રથમ રેચક, :પૂરક, તથા કુભકાદિકથી સાલબન ધ્યાન થયા પછી નિરાલબન ધ્યાન થઈ શકે છે. અને આવા ધ્યાનના અભ્યાસી મહાયોગીઓના ગભીર આશયને જાણવા યોગ્ય છે. તેથી અભ્યાસ કરનાર યોગીઓએ ગુરૂમહારાજથી જ્ઞાન મેળવી, દર્શનોને જિનેશ્વર ભગવાનના અગરૂપ સ્થાપી, ધ્યાન કરી, આ દર્શનો જિનના અગરુપ છે કે કેમ ? તેનો અનુભવ કરવો, એમ કર્તાનો આશય જણાય છે, પછી તો બહુશ્રુત મહારાજ કહે તે ખરૂ.

लो ा ति कूख जि वर ी, ं ि ार ो कीजे रे;
त हि चार ार धारा, गुरु वि वि ाजे रे. व ४

## શબ્દાર્થ.

લોકાયતિક=લોકમાં ફેલાયેલ તે લોકાયત—ચાર્વાક દર્શન—બૃહસ્પતિ પ્રણીત નાસ્તિક મત—તેમજ વર્તમાન કાળમાં ચાલતો પરિણામવાદ ( ઇવૉલ્યુશન થિયરી ) તે, કૂખ જિનવરની=જિનેશ્વર ભગવાનની કુક્ષિરૂપે . ( કેમકે, જગતનો કોઇ કર્તા નથી, પણ વસ્તુસ્વભાવના અનુસારે અનાદિ

કાળથી ગત્‌માં ત્પત્તિ, સ્થિતિ અને લય-અથવા આવિ વિ ને તિરો-
ાવ થયાં કરે છે. એ સિદ્ધાંતને અનુસરી લોકાયત મતને કુખરૂપે ગણી શકાય; તેજ વાત કહે કે ), અંસ વિચાર જો કીજેરે=જો અં એટ અમુક ભાગ-અમુક સિદ્ધાંત, તેનો વિચાર કરીએ, અર્થાત્ અમુક અપે ાથી વિચાર કરીએ તો તે અંસે, તે દર્શનનો વાદ યથાર્થ ઠરે છે; ( પરંતુ આવી રીતની ), તત્ત્વ વિચાર સુધારસ ધારા=પરમાર્થ વિચારણારૂપ અમૃતરસની ધારા તે, ગુરૂગમ વિણ=સ્વપર સમયના જાણ ગુરૂમહારા ની પાસેથી મેળવેલ રહસ્ય વગર, કિમ પીજે=શી રીતે પી શકાય ? શી રીતે ગળે તરે ?

### ા ર્થ.

લોકાયતિક એટલે નાસ્તિક અથવા બૃહસ્પતિના મતને માનનારા તે જિનેશ્વર ભગવાનનું પેટ છે. એમ એક ાગથી જો વિચાર કરીએ તો લાગે છે. આત્મતત્વના વિચારરૂપી જે અમૃતરસની ધારા, તે ગુરૂએ સમજ પાડ્યા વિના શી રીતે પી શકીએ ? ગુરૂમહારાજ બતાવે તોજ તત્ત્વવિચારરૂપ અમૃતની ધારાનું પાન કરી શકીએ.

### પરમાર્થ.

લોકાયતિક એટલે નાસ્તિક દર્શન છે તે, ધર્મ, અધર્મ, પુણ્ય, પાપ, સ્વર્ગ, નર્ક, બંધ કે મોક્ષ; એમાંનું કંઇપણ માનતાજ નથી; કારણ કે આ જે દેખાય છે તે શરીરથી ભિન્ન આત્મા એવો પદાર્થ નથી. અને જ્યારે આત્મા નથી તો પછી પુનર્જન્મ કોનો ? ને તેને અભાવે સ્વર્ગ નરક પણ શાનાં ? એમ શૂન્ય રૂપ માનનારા નાસ્તિકો છે, આ ભવમાં ખાવું, પીવું, ઇંદ્રિયોના ભોગ ભોગવી સુખી થવું એજ તેમનું કર્તવ્ય છે.

આ મતને માનનારા ખરેખરા તો ભગવાનની કુખરૂપ નથી. પણ જો અંશથી વિચાર કરીએ તો, તેઓ પણ ભગવાનની કુખરૂપ લાગે છે. કુખ એટલે પેટનો જે ભાગ છે, તે ખાલી છે-શૂન્ય છે-મળ વિચારનું સ્થાન છે. વળી પ્રથમ શૂન્યમાંથી વિચાર થાય છે; એટલે પ્રથમ જ્યાં સુધી જીવને કોઇ પણ દર્શનનું જ્ઞાન થયુ નથી, ત્યાં સુધી બધા જીવો નાસ્તિકજ છે, અને જ્ઞાન થયા પછી તત્ત્વવિચાર કરી શકે છે; તેથી નાસ્તિકો ભગવાનની કુખરૂપ છે.

જ્યારે ધ્યાન કરવું હોય છે ત્યારે પણ આ સંબંધી વિચાર કરવાનો છે તે ગુરૂગમથી જ વો.

તત્ત્વવિચારરૂપ જે અમૃત રસની ધારા, તેનો સ્વાદ ગુરૂગમવિના કઇ રીતે મળે ? ગુરૂગમ વિના તે સ્વાદ મળી શકતો નથી, માટે ગુરૂના ચરણકમળની સેવા કરવી તેજ યોગ્ય છે.

**जै जिने ं, अं रं हिरंगे रे;**
**र ा ार , ाराधे धरी संगे रे. ५**

## શબ્દાર્થ.

જૈન=જૈનદર્શન તે, જિનેશ્વર ઉત્તમ અંગ=જિનેશ્વર ભગવાનનું ઉત્તમાંગ કહેતાં મસ્તકરૂપ છે. ( માટે તેને ) અંતરંગ=અંતરંગથી–અંતરના શુદ્ધ પ્રેમથી, ( તથા ) બહિરંગરે=બહિરંગથી–બહારના વ્યવહારિક આચરણથી, અક્ષર ન્યાસ ધરા આરાધક=વર્ણવિન્યાસ ભૂમિરૂપે આરાધના કરનારા જિનેશ્વરની આકૃતિમાં તે તે અંગે તે તે દર્શનોને અક્ષરોથી ન્યસ્ત કરીને, તે પ્રદેશની આરાધના કરવા ઇચ્છતા પુરૂષો, આરાધે ધરી સંગેરે=સાથે રાખીને આરાધન કરે છે.

## ભાવાર્થ.

જિનેશ્વર ભગવાને કહેલું દર્શન તે જૈન, અથવા જિનેશ્વર ભગવાનની આજ્ઞાઓ માનનારા તે જૈન. તે જૈનદર્શન, જિનેશ્વર ભગવાનનું ઉત્તમાંગ એટલે મસ્તકરૂપ છે. વર્ણોચ્ચારને દર્શાવવા માટે કલ્પેલા " ક, ખ " આદિ ચિન્હોની સ્થાપનાની ભૂમિનો આરાધક, અક્ષરન્યાસ અને ધરાને સાથે રાખીને આરાધે છે.

## પરમાર્થ.

જૂદાં જૂદાં દર્શનોને જિનેશ્વર ભગવાનના જૂદા જૂદા અંગરૂપ કહ્યા છે. તેમ આ જૈનદર્શન તે જિનેશ્વર ભગવાનના મસ્તકરૂપ છે, શરીરના સઘળા અવયવોમાં મસ્તક શ્રેષ્ઠ છે. શરીરનો બીજો એકાદ અવયવ કદાચ ન હોય–ઓછો હોય તો ચાલી શકે, પણ મસ્તક વિના ચાલે નહિ. વળી મસ્તક છે તે આખા શરીરનો આધાર છે, વિચારની શક્તિ મસ્તકમાં છે, અને તત્ત્વવિચાર કરવાનું મસ્તક સાધન છે, મસ્તકથી શુભ વિચારદ્વારા મુક્તપણું પમાય છે, તેથી અંતરંગ એટલે અભ્યંતર રીતે જોતાં પણ જૈનદર્શન છે તે જિનેશ્વર ભગવાનનુ ઉત્તમાંગ છે.

આ જૈનદર્શન સઘળા મતોને પોતામાં સમાવી શકે છે. બીજા મતો એક એક નયની અપેક્ષાને કહેનારા છે, અથવા માત્ર એક દૃષ્ટિબિંદુ ઉપરથી વસ્તુ જોઈ, તે વસ્તુ આવી છે એવી કલ્પના કરનાર છે. તેથી બહારથી જોતા પણ જે દર્શન સર્વ દર્શનોને પોતામાં સમાવી શકે છે, તે દર્શન ઉત્તમજ છે, એટલે મસ્તકપણાને યોગ્ય છે તેથી આ દર્શનની આરાધના કરનાર આરાધકે આ જૈનદર્શનના અક્ષરન્યાસ અને ધરાને સાથે રાખીને આરાધન કરવુ, એટલે કે શ્રીજિનેશ્વર ભગવાને જે જે આજ્ઞાઓ કરી છે, તેને બરાબર સમજી તેમાંથી એક અક્ષર માત્ર પણ ઓછો ન કરવો. અથવા અક્ષરમાત્રની સ્થાપના કરવામા ચૂકવુ નહિ. તેમજ અક્ષર માત્રનુ સ્થળાંતર ન કરવું, એટલે અક્ષરોને સરખા રાખી, આગળ પાછળ ન કરતાં, ભગવાને કરેલી આજ્ઞા, અક્ષરે અક્ષર જેમ છે તેમ સમજી–સત્ય માના તે પ્રમાણે વર્તવુ.

બીજી યોગની રીતિમાં પુરૂષાકાર કલ્પી, જિનેશ્વર મહારાજના અંગને ઠેકાણે દર્શનોના સ્થાપના કરી, જ્યારે ધ્યાન કરવામાં આવે. ત્યારે ગુરૂમહારાજે બતાવેલા અક્ષરો, જે જે સ્થળે સ્થાપન કરવાના ગુરૂમહારાજે બતાવ્યા હોય, તે તે સ્થળે સ્થાપન કરી ભગવાનના દર્શનને આરાધકે આરાધવું.

આ ગાથામા ઘણો ગુહ્યાર્થ છે, પણ તે વિશેષ તો સદ્‌ગુરૂથીજ સમજવો યોગ્ય છે.

**ि नवर ां घ ा दरश छे, दर्शने जिनवर भ ा रे;**
**ा रमां घ ी तटनी सही, टनी ां सा र भज ा रे. ०६**

### શબ્દાર્થ.

જિનવરમાં સઘળા દરશન છે=જિનેશ્વરને ત્યાં બધાં દર્શનો એકત્ર થઈને સમાય છે; ( પણ ) દર્શને=તે તે અમુક દર્શનમાં, જિનવર=જિનેશ્વરની ( શૈલીની ), ભજનારે=કોઇક બાબતમાં શૈલી સચવાય છે, ત્યારે કોઇક બાબતમાં નથી સચવાતી. ( હવે આ વાત દાખલો આપી સિદ્ધ કરે છે. ) સાગરમાં=દરિયામાં, સઘળી=બધી, તટની=નદીઓ, સહી=નકી, (સમાઇ જાય છે ), ( પણ ) તટનીમાં=અમુક નદીમાં, સ ગર ભજનારે=અમુક મર્યાદા લગી [illegible]ણાય છે, અને તે મર્યાદા બહાર સાગરરૂપ નથી પણ ગણાતી.

### ભાવાર્થ.

[illegible]નમાં તે છે, અને તે શિવાયના બીજા પણ સઘળા મતો છે, અથવા તે સઘળા મતોનો તેમાં સમાવેશ થાય છે અને બીજા મતોમાં જૈન દર્શનનો તો માત્ર એક અંશ, અથવા થોડોજ ભાગ આવે છે જેમ સમુદ્રમાં સઘળી નદીઓનો સમાવેશ થાય છે, પણ નદીમા સમુદ્ર તો અંશમાત્ર છે એમ જાણવું.

### પરમાર્થ.

જેમ તમામ નદીઓનો સમુદ્રમાં સમાવેશ થાય છે, તેમ ધર્મના જૂદા જૂદા મતોનો જૈન દર્શનમાં સમાવેશ થાય છે. નદી પર્વતમાંથી નીકળી, અનેક ખાડા ટેકરાવાળી જગ્યામા થઇને છેવટે જેમ સમુદ્રને આવીને મળે છે, તેમ બીજા દર્શનો પણ, તે તે મતના અનેક પ્રવર્તક મહાત્માઓના મુખરૂપી પર્વતમાથી નીકળી, વખતરૂપી ખાડાટેકરાવાળી જગ્યામા ક્રિયારૂપે ફરી, છેવટે જૈનમતરૂપી મહાસાગરમા આવીને મળે છે, તેવી રીતે તમામ મતોનો જિનમતમાં સમાવેશ થાય છે પણ તમામ મતોમા જૈનમતનો તો માત્ર અંશ છે. તેથી કહેવાનો ભાવાર્થ એટલોજ

૬, ગમે તે મતને ખંડન કરવા અથવા તેની નિંદા કરવાની પ્રવૃત્તિ ન કરતાં, તેનું સ્વરૂપ જાણી, મધ્યસ્થ ભાવે રહી, સર્વ મતોમાં શિરોમણિરૂપ એવા જિનમતને ઉપર કહ્યા પ્રમાણે આરાધવો.

**जि ि ा धे, े हि जि र होवे रे;**
**भृं ी ली ने वे, ते भृंगी ोवे रे. ० ७**

### શબ્દાર્થ.

જિનસ્વરૂપ થઇ=રાગાદિકને જીતે તે જિન, તેના જેવા થઇ=અર્થાત્ જિનની રીતે રાગાદિકને છોડવાની નકલ કરતાં થકા તન્મયધ્યાને આત્મ-પરિણામથી જિનસ્વરૂપ થઈને, (જે પુરૂષ) જિન=જિનદેવને, આરાધે=સેવે, તે=તે પુરૂષ, સહિ=ન ી, જિનવર હોવે રે=પોતે જિન થાય. (આ માટે દૃષ્ટાંત આપે ;) ંગી= મરી ઇલીકાને=એળ નામના કીડાને, ચટકાવે= ચટકા મારે -ડંખે છે, (તેથી) તે=તે એળને, ભૃંગી= મરીરૂપે બનેલી, જગ=જગત્-જગત્‌ના લોક, જોવે રે=જુએ છે.

### ાવાર્થ.

જિનેશ્વર ભગવાનના જેવો થઇને પોતાને જિનેશ્વર ભગવાનરૂપ જાણીને અથવા જિનેશ્વર ભગવાનમાં તદાકાર--લીન થઇને, જે માણસ શ્રી જિનેશ્વર વાનની આરાધના કરે છે તે નક્કી જિનેશ્વર થાય છે. જેમ ભમરી જ્યારે એળને ચટકો મારે છે ત્યારે તે એળ ભમરીરૂપ થઇ જાય છે, અને તે બાબતને (આખું) જગત જુએ છે.

### પરમાર્થ.

ભમરી એળને ડંખ મારે છે, અને તેના સામુ જુએ છે. આ ડંખની વેદનાથી એળની વૃત્તિ ભમરીમાં તદાકાર થઇ જાય છે; અને તે તદાકાર વૃત્તિથી એળ ભમરી થઇ જાય છે. ઉષ્ણકાળમાં ભમરી માટીનું ઘર કરે છે, અને તેમાં એળને લાવીને મૂકે છે, તથા તેને ચટકા મારે છે. અને પછી બીજી માટી લાવી પોતાનુ કરેલું ઘર બંધ કરે છે. આ બંધ કરેલા ઘરને સત્તર દિવસ સુધી એમને એમ બંધ રાખે છે, તે દરમ્યાન એળ છે તે, ભમરીના ડંખની વેદનાથી ભમરીનુ ધ્યાન કરતી, મરીને તેજ કલેવરમાં ઉત્પન્ન થાય છે; અને તે એળને ભમરીના જેવી પાંખો તથા ડંખ થાય છે. સત્તરમે દિવસે ભમરી પોતાના તે ઘરને પોતાના ડંખથી ફોડે છે, એટલે પ્રથમની એળ, કે જે ભમરી થઇ ગઈ હોય છે તે ઉડી જાય છે. તેમજ સમ્યક્ત્વરૂપ ચટકાથી આત્મા પરમાત્માનું ધ્યાન કરે છે, અને તદાકારે ધ્યાન થતાં આત્મા પરમાત્મારૂપ થઇ જાય છે, અને તે જગતના બધા લોકો જાણે છે, તેથી તેજ પ્રમાણે જો કોઇ

સાધક પૂર્વોક્ત રીતે, એટલે બધાં દર્શનો ભાવથી જિનેશ્વર ભગવાનના અંગરૂપ છે, એમ ધારીને જે જિનેશ્વર ભગવાનનું ધ્યાન ધરે, અને જિનેશ્વર ભગવાનમાં વૃત્તિને તદાકારપણે જોડે, અને છેવટે પોતે જિનેશ્વર ભગવાનના સ્વરૂપમા લીન થઇ, જે સાધક અભિન્નપણાથી જિનેશ્વર ભગવાનની આરાધના કરે, તે આરાધના કરનાર નક્કી જિનેશ્વર થાય.

**चूरणि भाष्य सू॒ निर्युक्ति , वृत्ति रं र नु रे;**
**पुरु । अंग । ए, जे छेदे ` दुरभ रे. ०८**

### શબ્દાર્થ.

ચૂરણિ ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ વૃત્તિ પરંપર અનુ વરે=દરેક સૂત્ર ઉપર પૂર્વાચાર્યકૃત ચૂર્ણ, ભાષ્ય, નિર્યુક્તિ અને વૃત્તિ એટલે ટીકા હોય છે તે તેમ પરંપરાનો અનુભવ આ, સમય પુરૂષના-સિદ્ધાંતરૂપ પુરૂષના ( છ ) અંગ કહ્યા એ=એ અંગો કહ્યા છે. જે છેદે તે દુરભવ રે=તેનો જે છેદ કરે-અમાન્ય કરે, તેને દુર્ભવી ( વધારે સંસારમાં ભમનારો ) જાણવો.

### ભાવાર્થ.

ચૂરણિ એટલે મહાત્માકૃત છુટક પદની વ્યાખ્યા, ભાષ્ય એટલે સૂત્રોક્ત અર્થ, સૂત્ર એટલે ગણધર મહારાજાદિએ રચેલો મૂળ પાઠ, નિર્યુક્તિ એટલે મહાત્માકૃત નિર્યુક્તિ વચન અને વૃત્તિ એટલે ટીકા, પરંપરા અનુભવ એટલે ગુરૂસંપ્રદાયથી મળેલો અનુભવ, તે સઘળાં સિદ્ધાંતરૂપી પુરૂષના અંગો છે. તે અંગોને જે કોઇ ઓછાં વધતાં માને, અથવા ન માને, તેને દુર્ગતિમાં જનારો જાણવો.

### પરમાર્થ.

જૈન દર્શનને જિનેશ્વર ભગવાનનું ઉત્તમ અગ કહેલુ છે. તેથી જૈન દર્શન શુ છે ? તે કહે છે. સૂત્ર, ભાષ્ય, ચૂર્ણિ, નિર્યુક્તિ, વૃત્તિ અને ગુરૂપરંપરારૂપ અનુભવ; આ ૭ અગોવાળો-એક આગમ અથવા સિદ્ધાંત રૂપ પુરૂષ છે આ ૭ અગોમાંથી જે પ્રાણી ગમે તે એક, બે, કે પાંચ માને અને ગમે તે એકને અથવા વધારેને ન માને, તેણે આ સિદ્ધાંતરૂપી પુરૂષનુ અંગ છેદ્યુ એમ સમજવુ; અને આવી રીતે શાસ્ત્રનુ અગ છેદનાર દુર્ગતિમાં જનારો જાણવો.

આ ૭ અગો પ્રમાણે જ્યારે યથાર્થ શાસ્ત્રાર્થ થાય, ત્યારે જૈનમત ખરેખરો સમજાયો છે એમ જાણવું. આ તેનો વ્યંગ્યાર્થ છે, તેથી આ પ્રમાણે શાસ્ત્ર સમજવા પ્રયાસ કરવો.

**मुद्रा बी धार । न्नर—न । अरथ विनि ोगे रे,**
**जे ध ावे ` न्ि ंचीजे, क्रि या अ ंच भोगे रे. ०९**

## શબ્દાર્થ.

મુદ્રા=યોગમુદ્રા, બીજધારણા=બીજ ધ્યાન, અક્ષરન્યાસ=અક્ષરરૂપ સ્થાપના, અરથ વિનિયોગેરે=અર્થ ચિંતા-અર્થોપયોગ, (આ ચાર વાતો સાચવીને, અથવા મુદ્રા, બીજ, ધારણા, અક્ષર, ન્યાસ તથા અર્થ, એ ૭ વસ્તુના વિનિયોગવડે) જે ધ્યાવે=જે જિનદેવનું ધ્યાન કરે, તે=તે પુરૂષ, નવિ વ ચીજે ક્રિયા અવંચક ભોગેરે=ક્રિયા અવંચક રહી ભોગોથી ઠગાય નહિ-ક્રિયા માત્રથી જે ઠગે નહિ, તે ક્રિયા અવંચક ગણાય, તેવો હોવાથી, વિષયભોગથી છેતરાય નહિ-વિષયભોગમાં ફસાય નહિ-અથવા ભવાંતરમાં પ્રાપ્ત થનાર દેવગતિના ભોગોથી ઠગાય નહિ; એટલે કે અવશ્ય તેને તે ભોગો મળવાનાજ.

## ભાવાર્થ.

ધ્યાન કરતાં અમુક રીતે અંગોપાગની આકૃતિ કરે, તે મુદ્રા અથવા બાહ્ય દેખાવ, ધ્યાન કરતાં કાર્યને ઉદ્દેશીને ધ્યેય સાધવા, અથવા બીજા કોઇ હેતુથી ૐકાર હ્રીંકાર આદિ અક્ષરોને અમુક કમળમાં સ્થાપન કરવા, તે બીજ, ધારણા એટલે અષ્ટાંગ યોગનું છઠું અંગ, અથવા શરીરમાં વાયુને અમુક સ્થાને ધારણ કરવો, અથવા અમુક તત્ત્વોનુ ચિંતવન કરવું તે ધારણા. આ ધારણા સાધ્ય થયા પછી ધ્યાન થાય છે, અને ત્યારપછી સમાધિપદ પ્રાપ્ત થાય છે. અક્ષર એટલે ધ્યાન કરતાં અ, ઇ, ઉ આદિ અથવા કકારાદિ અક્ષરો, સ્થિર અથવા ફરતા અમુક અમુક કમળો ઉપર સ્થાપવામાં આવે છે તે, અક્ષર ન્યાસ એટલે સ્થાપન કરવાની વિધિ. અર્થ વિનિયોગ એટલે અર્થનો વિશેષ પ્રકારે સંબંધ કરવો તે, અથવા અર્થનું વિશેષ પ્રકારે જ્ઞાન હોવું તે. તેવો જ્ઞાનવાન્ ઉપર કહેલા ૭ અંગોનો યોગ કરે. એવો જે યોગી અથવા પ્રાણી, ધ્યેય વસ્તુ જે આત્મતત્ત્વ અથવા પરમાત્મા અથવા સમય પુરૂષને ધ્યાવે, તે યોગી શત્રુઓથી છેતરાય નહીં. કેમકે તેની ક્રિયા આત્માને ન ઠગવારૂપ છે, તેથી તે ઠગાય નહીં.

## પરમાર્થ.

જેમ ઉપર સમય પુરૂષનાં ૭ અગો કહ્યાં હતા, તેમ અહીઆ યોગનાં ૭ અગો કહ્યાં છે. મુદ્રા(૧), બીજ(૨), ધારણા(૩), અક્ષર(૪), ન્યાસ(૫), અને અર્થવિનિયોગ(૬) આ પ્રમાણે જે ગુરૂગમથી યોગ સાધે, તે કર્મરૂપ શત્રુઓથી, અથવા ષડ્રિપુઓથી અથવા કષાયોથી ઠગાય નહિ મુદ્રા એટલે જિનમુદ્રા અથવા યોગમુદ્રાદિક જાણવી બીજ એટલે ૐકાર, હ્રીંકાર, શ્રીંકાર, તથા ક્લીંકાર આદિ જાણવા. ધારણા એટલે પંચપરમેષ્ઠી વિષે ચિત્તવૃત્તિની સ્થિરતા કરવી તે. અક્ષર એટલે કકારાદિ જાણવા ન્યાસ એટલે સ્થાપના અર્થાત હૃદયકમળ, નાભિકમળ, કંઠ અને બ્રહ્મરંધ્ર આદિ સ્થળોમા ગુરૂમુખે સાંભળી જૂદા જૂદા પ્રકાર જાણી, તેમાથી યોગ્ય વર્ણોની યોગ્ય આકૃતિ-

એથી યોગ્ય સ્થળે સ્થાપના કરવી; અને અર્થવિનિયોગ એટલે આલેખકની પેઠે શુષ્ક નહિ, પણ કાર્યના ભાવને સમજી સાર્થક ક્રિયા કરવી તે પ્રમાણે જે કોઇ કરે છે, તે પોતાના જ્ઞાનનું અને પોતાના જીવનનુ સાર્થક પણ કરે છે. અને આ આત્માને ઠગવારૂપ ક્રિયા ન હોવાથી આત્મા ઠગાતો નથી, પણ જેઓ સુખ મેળવવા માટે આશ્રવનુ સેવન કરે છે, તથા જેઓ પાપસ્થાનક સેવતા છતાં પોતાને ધન્ય માને છે, તેઓ પોતાના આત્માને ઠગે છે. મતલબ કે ખોટી વસ્તુ લઇ ખરી વસ્તુ ગુમાવે છે, અને છેવટે સુખ મેળવવાના બદલામાં અનંત કાળ સુધી દુઃખના ભાજન થાય છે. તેથી આવી આશ્રવરૂપ ક્રિયા કરનાર આત્માને ઠગનાર જાણવા. તેવું ન કરવાના ઉપદેશરૂપ આ ગાથાનું રહસ્ય હોય એમ લાગે છે. અમને પણ ભગવાનની કૃપાથી સદ્ગુરૂને યોગે આરાધકપણુ પ્રાપ્ત થાઓ એ ઇચ્છા છે.

**ૢ नु ार विचारी ाो ं, सुगुरु थाविध मि ले रे;**
**वि रि ा रि वि ाधी श ीए, ए त्रिष ाद चि घले रे. ०१०**

### શબ્દાર્થ.

શ્રુત=શ્રુત ાન, ( તેને ) અનુસાર=અનુસારે, વિચારી=વિચાર કરીને બોલું=કહું ( તો ) સુગુરૂ તથાવિધ ન મિલે રે=તથાવિધ–તેવા પ્રકારના–આગમમાં જેવા ગુણો વર્ણવેલા છે તે ગુણોવાળા, સુગુરૂ=સદ્ગુરૂ મળી શકતા નથી. ( તેથી ગીતાર્થ ગુરૂની નિશ્રા નહિ મળવાથી ) કિરિયા કરિ=( શુદ્ધ વ્યવહારથી ) ક્રિયાનુષ્ઠાન કરી, નવિ સાધી શકીએ=( સંયમ અથવા મુનિપણાને ) સાધી શકતા નથી, એ વિષવાદ=એ ખેદ, ચિત્ત સઘલે રે=સઘળાના મનમાં ઉભો રહેલ છે.

### ાવાર્થ.

શ્રુત એટલે જૈન સિદ્ધાંતો, તેમાં કહેલાં વચનોને આધારે વિચારીને જો બોલું છું તો, જેવાં આગમોમાં ગુરૂનાં લક્ષણો કહ્યાં છે તેવા ગુરૂઓ મળી શકતા નથી. તેમજ સાધુપણાની ક્રિયા કરીને હુ મોક્ષ સાધી શકતો નથી; તેથી એ પૂર્વોક્ત ખેદ સઘળાના મનમાં વ્યાપી રહેલો છે.

### પરમાર્થ.

સિદ્ધાંતમાં કહ્યા પ્રમાણે વિચાર કરીને બોલું છુ તો આ વખતમાં મને નીચે પ્રમાણેની સ્થિતિ દેખાય છે.

શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે લક્ષણોવાળા સુગુરૂ દેખાતા નથી; શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ક્રિયા કરી ગુરૂવિના મોક્ષનુ સાધન કરવારૂપ સાધુપણું હુ પામી શકતો નથી. મતલબ એ કે ક્રિયા કરીને મુક્તતા પ્રાપ્ત કરવાની મારામાં શક્તિ નથી; તેથી રાત્રિદિવસ મારા મનમાં ખેદ રહ્યા કરે છે.

આ સ્તવના કરનાર મહાત્મા આનંદઘનજી અધ્યાત્મજ્ઞાની હતા, અને ભાવસાધુ હતા. છતાં પોતામાં કંઇક ન્યૂનતા ભાસતાં, પોતાને જૈનના ઝુંડા તરીકે ઓળખાવતા સાધુપણાને અતિ દુર્લભ અને શ્રેષ્ઠ માનીને, જ્યાંસુધી નિશ્ચયનયથી પોતામાં સાધુપણુ તેમને ભાસ્યું નહોતુ, ત્યાં સુધી સાધુ શબ્દ વાપરતા પણ ડરતા હતા.

હાલમાં પોતામાં તથાપ્રકારના ગુણો ન છતા પોતાને મોટા મોટા નામે બોલાવેલા જોવાનુ ઇચ્છનાર જૈનાભાસ વસ્ત્રધારીઓએ આ દાખલો વિચારવાનો છે. ગુણાવના " ગણી, પન્યાસ, આચાર્ય " એવા માત્ર નામ ધારણ કરવાથી, પોતાનુ તેમજ પારકુ કાર્ય થનાર નથી. પણ પોતામાં તેવા ગુણો ઉત્પન્ન કરવાથીજ કાર્ય થનાર છે " ધનપાળશા " એવી રીતના શબ્દથી કંઇ દારિદ્ર ટળવાનુ નથી, અને ધનપાળશાને આરાધનાર ધન મેળવવા પામનાર નથી. પણ જેમની પાસે ધન હોય તેને ભજવાથી ધન મળવાનો સભવ છે. તેથી માત્ર નામધારી અને વેષધારી કુગુરૂઓને આરાધતાં વિચાર કરવો.

શ્રી આનંદઘનજી મહારાજની અનુમોદના કરનારા તે વખતમાં કેટલાક બીજા સાધુ મુનિરાજો પણ હતા, અને કેટલીક દંતકથાને આધારે શ્રીમદ્ યશોવિજયજી અને શ્રીમદ્ નયવિજયજી મહારાજ આનંદઘનજી મહારાજના સમકાલીન થયા છે, કે જેમના જેટલી વિદ્વત્તા અને ક્રિયા પરાયણપણું, તેમજ આત્મલક્ષ હાલ તો જોવામા આવતું નથી. તેવા વખતમાં પણ આ મહાત્માને કહેવુ પડ્યુ છે કે શાસ્ત્ર પ્રમાણે જોતાં શ્રી શાંતિનાથ ભગવાનની સ્તવનામાં કહ્યુ છે તેવા આગમધર સમકિતી, અને જેમની સંવરરૂપ ક્રિયા છે ઇત્યાદિ ગુણોવાળા ગુરૂ મને જણાતા નથી.

**ते ाटे भो र ोी, जिन र ा हीए रे;**
**र से ा शुद्ध दे ो, जि ानंद हीए रे. ०११**

### શબ્દાર્થ.

તે માટે=( તેવા સુગુરૂ મળતા નથી), તે કારણે, ઉભો કર જોડી=હું હાથ જોડીને ઉભો રહી, જિનવર આગળ=જિનેશ્વર પાસે, કહીએરે=કહુ છું કે, સમય=આગમ, ( તેમાં લખેલ ), ચરણ=ચારિત્ર, ( તેની ) સેવા=આરાધના, અથવા, સમયે--મારા કર્મવિપાકે આપેલ તથાવિધ અવસરે, ચરણ સેવા—ચારિત્ર સેવના, ( તે પણ કેવી ? તો કે ) શુદ્ધ=નિર્મળ, દેજો=આપજો, જિમ=જેમ, આનંદઘન=ભરપૂર આનંદ, લહિયેરે=હું મેળવું.

### ભાવાર્થ.

ઉપર પ્રમાણે દેશકાળ છે તેથી શ્રી જિનેશ્વર ભગવાનની હજુરમાં હુ હાથ

જોડીને ઉભો છું અને કહું છું કે, શાસ્ત્ર પ્રમાણે ચારિત્રની આરાધના મને દેજો કે જેથી હું આનંદઘન એટલે મુકતતા પામું.

### પરમાર્થ.

હે પ્રભુ ! તથાપ્રકારના ગુરૂ મળતા નથી, તેમજ ગુરૂને અભાવે ક્રિયા કરી સાધુપણુ સાધવાની મારી શકિત નથી. માટે હવે તો મારી પાસે માત્ર એકજ ઈલાજ છે; તે એ કે આપની ભક્તિ કરવી. તેથી હે પ્રભુ ! હુ આપની પાસે હાથ જોડીને ઉભો છુ; અને વિનંતિ કરૂ છુ કે, મને યોગ્ય અવસરે આપના સિદ્ધાંત પ્રમાણે ચારિત્ર પ્રાપ્ત કરવારૂપ સેવા આપજો, કે જેથી હું આનદઘન એટલે આનંદના સમૂહરૂપ મુકતપણુ પામુ.



## શ્રી નેમીશ્વર જિન સ્તવન.

---

**भवां र ी रे, रा रे, नरा । ०**
**मुगति स्त्री ं । गे रे, कोई . ०१**

**र आवो ो ालि र वो, ारी ाशाना वि । ; ०**
**रथ फेरो ो । रथ फेरो, ाजन ारा रा ोरथ ाथ. ०२**

### શબ્દાર્થ.

અષ્ટ=આઠ, ભવાંતર=ભવાંતર–અન્યભવ, ( તેમાં હું તમારી ), વાલહીરે=વહાલી–વલ્લભા–પ્રિયા છું, ( તેમજ ), તું=હે નેમિ તું, મુજ=મારો, આતમરામરે=આત્મારામ–આત્માને આરામ આપનાર, અથવા આત્મારામ–આત્મામાં રમનાર છે, (અને) મુગતિ સ્ત્રી શું=મુકિતરૂપ સ્ત્રી સાથે, આપણેરે=આપણ સાહેબને–આપને, સગપણ કોઇ ન કામ=કોઇપણ કામ–મનોહર સગપણ–સગાઇ નથી, અથવા કોઈપણ કામના માટે સગાઇ નથી, અથવા તેની સાથની સગાઇ, કોઇ ન કામ–કોઇ કામની નથી. ( માટે ), ઘર આવો હો વાલીમ ઘર આવો હે વાલિમ–વલ્લભ, મારે ત્યાં પધારો, મારે ત્યાં પધારો. ( તમે કેવા છો ? તો કે ) મારી આશાના=મારી આશાના–મારા મનોરથના,

વિસરામ=વિશ્રામ-વિશ્રાંતિસ્થળ છો. રથ ફેરો હો સાજન રથ ફેરો=હે સાજન-હે સજ્જન, અથવા હે સત્પુરૂષ પ્રમાણિક પુરૂષ ! રથને, ( વન તરફ ન લઇ જતાં મારા ઘર તરફ ) ફેરવો, સાજન મારા મનરા મનોરથ સાથ=હે સાજન ! મારા મનના મનોરથના સાથી છો.

## ભાવાર્થ.

( રાજિમતી શ્રી નેમીશ્વર પ્રભુને કહે છે કે ) હે જિનેશ્વર ! આઠ ભવ સુધીની હું તમારી વહાલી સ્ત્રી છું; અને તમે મારા આત્મામાં રમી રહેલા પ્રભુ છો; અને મુક્તિરૂપી સ્ત્રી સાથે આપને સગાઇ કરવાનું કંઇ કારણ નથી. વળી હે સ્વામી ! મારા પિતાને ઘેર, કે જ્યાં હું છુ, ત્યાં તમો આવો. વળી આપ મારી આશાના વિશ્રાંતિના સ્થાનક સમાન છો, માટે પાછા ઘેર આવો, આપે રથને પાછો બીજી તરફ વાળ્યો છે, તેમ ન કરતાં મારા તરફ આવવા આપના રથને પાછો વાળો. હે સાજન ! રથને પાછો વાળો. વળી હે સાજન ! મારા મનના મનોરથો કે જે હાલ જતા રહ્યા છે તે મનોરથો, જો આ રથને પાછો ફેરવો, તો પાછા આવે તેવું છે. તેથી હે પ્રભુ ! મારા મનના મનોરથની સાથે આપ રથ પાછો ફેરવો, અને મારે ઘેર આવો.

## પરમાર્થ.

ભગવાન્ શ્રી નેમીશ્વર પ્રભુ, મહાસતી રાજિમતી નામની ઉગ્રસેન રાજાની કન્યા સાથે પરણવા માટે જાન લઇ આવ્યા હતા. પણ પશુઓની કરૂણાને લીધે પરણવાનુ બંધ રાખી, પોતાનો રથ પાછો લઇ જતા હતા. તે વખતે રાજિમતીએ કરેલી વિનતિરૂપ આ સ્તવના છે. જ્યારે પ્રભુએ તોરણે આવી, ત્યાથી રથને પાછો વાળવા સારથીને આજ્ઞા કરી, અને બધા વડીલોએ વાર્યા છતાં, પોતે રથને પાછો વાળીને જતા હતા તે વખતે દેવી રાજિમતીએ કહ્યુ છે કે, આ વખતે આપ નેમીશ્વર થયા છો. આ ભવથી પહેલાં મારો આપની સાથેનો સંબંધ આઠ જન્મો સુધીનો છે. આઠ જન્મો સુધી આપે મને પ્રિયા ગણી છે, અને આપ મારા પ્રાણનાથ થયેલા છો, તેથી આ નવમે ભવે પણ આપજ મારા આત્મારામ છો. મારા આત્મામા આપજ રમી રહેલા છો. વળી મારા મનના પણ આપજ સ્વામી છો, તેથી હું કહુ છુ કે, હવે આપે જે મુક્તિરૂપી સ્ત્રી સાથે પરણવાની ઇચ્છા કરી છે, તેની સાથે સગપણ કરવાનુ કંઇ કામ નથી. કારણ કે મારો અને આપનો આજે આઠ જન્મોનો સ્નેહ છે તેથી હે સજ્જન ! આપના મનમાં જે મુક્તિરૂપી સ્ત્રીસાથે પરણવાની ઇચ્છા થઈ છે તે કાઢી નાખો, અને આપ રથને પાછો વાળો, અને મારા પિતાના ઘરમાં જ્યાં હુ છુ ત્યા આપ પાછા આવો. મારી તમામ આશાઓ આપનાથી સફળ થવાના છે, તેથી મારી આશાના આપ વિશ્રામરૂપ છો, તે આપ છતાં મારી આશાઓ નષ્ટ થાય છે, માટે તેમ ન કરો, વળો આપના સાથે મારા મનના તમામ મનોરથો જતા રહ્યા છે, તેથી મારા મનના મનોરથો પૂરવા માટે આપ રથને પાછો વાળો. આપ પાછા આવશો તો આપની સાથે મારા

મનના મનોરથો પણ પાછા આવશે, તેથી કહું છું કે મારા મનના મનોરથની સાથે આપ રથને પાછો વાળો,

" રથ ફેરોહો " આ વાત ઘણીવાર કહેવામા આવી; તેથી પુનરૂક્તિ દોષ સમજવો નહીં, પ્રીતિની પ્રબળતા બતાવવા રૂપ એ વચન છે તેથી નિર્દોષ છે.

**ारी ो ो नेह ोरे, हे ग ा ;**
**ई र रधांगे धरीरे, तुं ज झाले न हा . ० ३**

### શબ્દાર્થ.

નારીપખો=સ્ત્રીના પક્ષનો—એક પક્ષી, સ્યો નેહલોરે=નેહ—સ્નેહ શો ?—શા કામનો ? ( એમ ) સચ્ચ કહે=સાચું કહીએ—સાચું કહેવા હો તો ( હું કહી શકું છું ), જગનાથ=હે જગત્‌ના નાથ ! અથવા જગનાથ—જગત્‌નો નાથ—અંતરાત્મા કહે છે, તે સાચું છે. ( તેટલા ખાતરજ ), ઈશ્વર=મહાદેવ, ( તેણે ), અરધાંગે=અરધા અંગથી—અરધું અંગ આપીને, ધરીરે=( પાર્વતીને ) ધરી રાખી છે ( અને ), તું=હે નેમિ ! તું તો, મુજ ઝાલે ન હાથ=મારો હાથ પણ પકડતો નથી. ( એ શું ઘટિત છે ? )

### ભાવાર્થ.

એકલો સ્ત્રીના પક્ષનો સ્નેહ શા કામનો ? હે જગત્‌ના સ્વામી ! હું સાચું કહું છું, તેનો આપ વિચાર કરો ! મહાદેવે પાર્વતીજીને, પોતાના અરધા શરીર સાથે જોડી દીધેલાં છે, અને આપ તો મારો હાથ પણ ઝાલતા નથી, અર્થાત્ મારૂં પાણિગ્રહણ કરતા નથી, એ કેવી વાત છે ? તે આપ વિચારો.

### પરમાર્થ.

હે જગતના પ્રભુ ! હું સાચુ કહું છુ કે, માત્ર સ્ત્રીના તરફનો જ સ્નેહ હોય, અને આપ નિઃસ્નેહવાન્ થાઓ એ યોગ્ય નથી. કારણ કે, બન્ને તરફના સ્નેહની જરૂર છે; અને તમે સ્નેહ કરો, તે કંઇ નવાઇની વાત નથી. મહાદેવ અને પાર્વતી વચ્ચે કેવો સ્નેહ છે ? તે વિચારો. પાર્વતીજી વિના ક્ષણવાર પણ શંકર દૂર રહી શકતા નથી, તેમને અર્ધાંગમાં ધારણ કરેલાં છે. મોટાઓ આવો સ્નેહ રાખે છે, અને આપ તો મારૂં પાણિગ્રહણ પણ કરતા નથી. એ વાત કેવી અયોગ્ય છે તેનો આપ વિચાર કરી રથને પાછો વાળો.

ी णा री रे, ा ी रुदय विचार;
ा ी रुणा नहि रे, ए कु घर ाचार. ० ४

### શબ્દાર્થ.

( તમે જ્યારે ), પશુજનની=પશુજાતિની ઉપર, કરૂણા=દયા–અનુકંપા, કરીરે=કરી બતાવો છો, આણી રૂદય વિચાર=રૂદય–હૃદય–મન તેમાં વિચાર લાવીને; ( ત્યારે તમને ) માણસની=મનુષ્યજાતિ જે હું, તેની, કરૂણા નહિરે=કરૂણા નથી આવતી, એ=એ તે, કુણ=કયા, ઘર=ઘરનો, આચાર=રીત–મર્યાદા છે ?

### ાવાર્થ.

હે પ્રભુ ! તમોએ મનમાં વિચારીને પશુ, પક્ષી, જળચર, ભૂચર વિગેરે જનાવરોપર દયા કરી, પણ મનુષ્યો કે જેઓ જનાવરો કરતાં અતિ શ્રેષ્ઠ છે, તેનાપર તમારા મનમાં દયા નથી, એ તે કોના ઘરની રીત છે ?

### પરમાર્થ.

હે પ્રભુ ! આપે પાછા ફરતાં પહેલાં યોગ્યાયોગ્ય કૃત્યનો વિચાર કરવો જોઇએ. મારા પરણવાથી આ પશુઓને દુ:ખ થશે, કેમકે તેઓના પ્રાણો લેવાશે, તેથી મારે પરણવુ નહિ: એવો આપે વિચાર કરી, રથને પાછો વાળ્યો તો ઠીક, પણ હુ આપની આઠ ભવોની સ્ત્રી, અને આ જનાવરો કરતાં માણસનુ અસખ્યાતગણુ પુન્ય તમે કહો છો, તેવી હુ પણ એક મનુષ્યણી છુ. તેથી જે હલકા પ્રાણીપર દયા કરે, તેણે તેવાં પ્રાણીઓ કરતાં વધારે પુન્યવાન્ ઉપર તો જરૂર દયા કરવી જોઇએ. છતાં આપ મારી વિનતિ માની પાછા આવતા નથી, અને મારાપર દયા કરતા નથી, આ કોના ઘરનો આચાર છે ? મે કહ્યુ તેવી રીતે આબાળવૃદ્ધ મારી વાત માને તેવુ છે, જો આપ સહજ આજ્ઞા કરો તો પશુવધ તો લીલામાત્રથી બધ થાય તેવુ છે, છતાં આપ પશુઆદિકપર દયા બતાવી મનુષ્યપરની દયાનો નાશ કરવા જેવુ કરો છો, તે યોગ્ય નથી. માટે પાછા આવી મારૂં પાણિગ્રહણ કરો.

ॆ ल रु छेदी ोरे, धरि ो योग ध ूर;
चतुराईरो कुण ़ोरे, गुरु र्मि ि ो सूर. ० ५

### શબ્દાર્થ.

પ્રેમ=પ્રેમરૂપ, કલ્પતરૂ=કલ્પવૃક્ષ, ( તે તમે ), છેદિયોરે=છેદી નાખ્યો

છે, અથવા છેદી નાખો છો, (અને), ધરિયો યોગ ધતુર=યોગ–વૈરાગ્યરૂપ ધતુરવૃક્ષને ધારણ કર્યો છે, અથવા ધારણ કરો છો. (આવી) ચતુરાઇરો=ચતુરાઈનો–ચતુરાઈ બતાવનાર, કુણ=કોણ, કહોરે=બોલોને, ગુરૂમિલિયો=શિક્ષક મળ્યો છે? (એ ગુરૂ તો,) જગસૂર=જગત્‌ને શૂરરૂપ, અથવા જગત્‌ને અવળે રસ્તે દોરવવા શૂરો–પૂરો હોવો જોઈએ, એમ મને લાગે છે.

## ભાવાર્થ.

વળી હે સ્વામી! આપે સ્નેહરૂપી કલ્પવૃક્ષ છેદી નાખ્યો છે, અને વૈરાગ્યરૂપી ધંતુરો ધારણ કર્યો છે, માટે કહો તો ખરા, કે આપને આવું ચાતુર્ય શિખવવામાં જગતમાં શૂરો એવો કયો ગુરૂ મળ્યો છે?

## પરમાર્થ.

હે પ્રભુ! આપે પ્રેમરૂપી કલ્પવૃક્ષને કાપી નાખીને, તેને ઠેકાણે યોગરૂપી ધતૂરો વાવ્યો, તે ઘણુ સારૂં કર્યું! પણ મને જરા કહો કે, આવી ચતુરાઈ શિખવનાર જગતમા શૂરો એવો આપને ગુરૂ કોણ મળ્યો?

જે પ્રેમને જગત્ આધિન છે, તે પ્રેમને લઇને પશુ પક્ષી આદિ પણ પ્રવૃત્તિ કરી રહ્યાં છે, તેવા શુદ્ધ પ્રેમને તોડવાને આપને કયા ગુરૂએ ઉપદેશ કર્યો છે? તે આપના શૂરા ગુરૂનુ જરા નામ તો જણાવો.

આ વચન કહેવામા પોતાના પક્ષનુ અતિ સબળપણું બતાવ્યું છે, સાથે એમ પણ બતાવ્યુ છે કે આપનું આ કામ હોય નહિ–આપને તે ઘટે નહિ. આપ પ્રેમને તોડવાને ઇચ્છો એ મને લાગતું નથી. પણ આપને કોઇએ ભમાવ્યા છે. આપે પ્રથમ વિવાહ કબુલ્યો, પછી જાન લઇને આવ્યા, અને છેવટે તોરણેથી રથ ફેરવીને પાછા જાઓ છો, અને આઠ ભવ સુધીના પ્રેમને તોડો છો તે આપને ઘટતું નથી, માટે આપ પાછા વળો.

**रुं तोए ां ीं हिरे, ा वि ारो राज;**
**रा भा ां वे ंरे, वि ी ध ी लाज. ० ६**

## શબ્દાર્થ.

મારૂં તો એમાં કહીં નહિરે=એ બાબતમાં મારો તો કંઈએ જરાએ અપજશ થવાનો નથી. (પણ), આપ વિચારો રાજ=હે રાજકુમાર! તમારે

વિચાર કરવાનો છે; ( આ રીતે વર્તતાં ) રાજસભામાં બેસતાં રે=રાજસભામાં બિરાજશો ત્યારે, અથવા મહાન્ સભામાં બિરાજશો ત્યારે, કિસહી=કોની ? અથવા કેવી ? અથવા શી રીતે ? ( તમારા ), બધરસી લાજ=લાજ વધી શકશે ?

### ભાવાર્થ.

રાજિમતી કહે છે કે, આપે જે આ અયોગ્ય આચરણ કરેલું છે, તેમાં મારૂં તો કંઈ જવાનું નથી, પણ હે નેમીશ્વર મહારાજ ! આપ જરા વિચાર કરો કે, આપ જ્યારે રાજાઓની મંડળીમાં બેસશો ત્યારે ત્યાં આપની શોભા કેવી વધશે ? તેનો જરા વિચાર કરીને આપ રથને પાછો ફેરવો.

### પરમાર્થ.

જો મે કંઇ અકૃત્ય કર્યું હોય, અને આપ મારી સાથેનો પ્રેમ તોડતા હો તો તેમાં આપની ઇજ્જતને ખામી નથી, પણ હું શુદ્ધ છું, પ્રેમવાળી છુ, સત્ય પ્રતિજ્ઞાવાળી છુ, અને નિર્દોષ છુ, વળી આપે વિવાહ કરી, મારૂં પાણિગ્રહણ કરવાની ગર્ભિત પ્રતિજ્ઞા માની છે, અને તે કામને માટેજ યાદવોના જાન લઇને આપ અત્રે આવ્યા છો, અને તેમ છતાં પણ આપ તોરણથી રથ ફેરવીને પાછા જાઓ છો, તેમાં મારી ઇજ્જતની હાનિ નથી, પણ આપને કહું છુ કે, આપ જરા વિચાર કરો કે, આપનું રથ ફેરવીને પાછા જવારૂપ કાર્ય કેવુ છે ? વળી આપ જ્યારે રાજાઓની સભામાં બેસશો, ત્યારે ત્યાં આપની શોભા કેવી થશે ? તેનો વિચાર કરો. આપને જે વખતે રાજસભામાં, આ પ્રેમ છેદવારૂપ, અને પ્રતિજ્ઞા ભંગ કરવારૂપ વાત યાદ આવશે, અગર તે વાતનો બીજાઓ વિચાર કરશે ત્યારે આપની શોભા ઘટશે, માટે હજુ પણ આપ રથને પાછો વાળો, અને સત્ય પ્રતિજ્ઞાવાળા થાઓ. જેમ આપે વાગ્દાન સ્વીકાર્યું છે. તેમ કન્યાદાન પણ સ્વીકારો.

ॆ करे जग न सहुरे, निर ाहे ते ओर;
ी रीने छो ी देरे, ते ं न चाले जोर. ० ७

### શબ્દાર્થ.

પ્રેમ કરે જગજન સહુરે=જગતમાં સૌ જનો, અથવા સર્વે જગજ્જનો—જગત્વાસી લોકો, પ્રેમ તો કરે છે=કરી જાણે છે. ( પણ ) નિરવાહે=( જેઓ તે પ્રેમનો ) નિર્વાહ કરે—પ્રેમને ટકાવી રાખે, તે=તેવા જનો તો ઓર=કંઈ જુદાજ હોય છે. ( બાકી ) પ્રીત કરીને=પહેલી પ્રીત બતાવીને, ( પછી ), છોડી દેરે=તેને તોડી પાડે, તેસું=તેવા સાથે, ન ચાલે જોર=કંઈ જોર વાપરવું ચાલી શકે નહિ.

## ાવાર્થ.

આ જગત્‌ના સઘળા પ્રાણીઓ પ્રીતિ તો કરી જાણે છે; પણ તે કરેલી પ્રીતિને જે ટકાવી રાખે, તે તો બીજાજ જાણવા. જે માણસ સ્નેહ કરીને છોડી દે, તેની સાથે કંઈ જોર ચાલી શકે નહીં.

## પરમાર્થ.

જગતમાં મતલબ હોય ત્યાંસુધી બધાં પ્રાણીઓ અને બધાં માણસો એક બીજા સાથે પ્રીતિનો સબંધ કરે છે, પણ નિ:સ્વાર્થ પ્રીતિ કરી, તે પ્રીતિને યાવત્ પ્રાણ અથવા દેહ રહે ત્યાંસુધી નિભાવનાર તો કવચિત્‌જ દેખાય છે. એવા પ્રીતિ નિભાવનાર કોઇ વીરલા પુરૂષોજ હોય છે. વ્યગ્યાર્થ એવો છે કે તમો પુરૂષરત્ન છતાં, વળી ધૈર્યવાન્ અને ગાંભીર્યવાન્ છતાં સહજ વાતમાં પ્રીતિને કેમ તોડો છો ?

એક વાર પ્રીતિ કરીને તોડે તો તેના સાથે કંઇ જોર ચાલતું નથી; કારણ કે બીજાં કાર્યમાં સામો માણસ ફરજ પાડી શકે છે, પણ પ્રીતિની રીત તો કંઇ ઓરજ છે. ગમે તેવો સત્તાવાળો પણ જબરાઇથી પ્રીતિ કરાવી શકતો નથી. આ મનનો ધર્મ છે, અને સતપુરૂષો અનાદિકાળથી એ માર્ગે પ્રવૃત્તિ કરે છે કે એક વાર જેને પોતાનો પ્રીતિપાત્ર ગણ્યો, તેનો ત્યાગ કરતા નથી, તો મારી અને આપની એકવારની નહિ, પણ આઠ ભવના પ્રીતિ છે. હાલ પણ આપે તેવી પ્રીતિ નાભાવવાની પ્રતિજ્ઞા કરી છે, છતાં વગર કારણે પ્રીતિ તોડો છો, તે આપને ઘટતું નથી, આ બાબતમાં મારૂં જોર ચાલતુ હોત તો હુ આપને અટકાવત; પણ તેમ થતું નથી. માટે આપેજ પ્રેમમાર્ગનું ઉલ્લઘન કર્યા વગર રથને પાછો વાળવો યોગ્ય છે.

गो ां ए वुं हतुंरे, नि ति र ा ;
नि ति रिने ांड ांरे, ा वे ा . ० ८

## શબ્દાર્થ.

જો=જો કદિ, મનમાં=(તમારા) મનમાં, એહવું=પ્રવ્રજિત થવાનું, હતું રે=પ્રથમથીજ હતું તો, નિસપતિ=નિસબત સગાઇ–સંબંધ, કરત ન=કરવી નહોતી, જાણ=જાણી સમજીને અથવા હે જાણ સમજવાન્, ( શું આપ નથી સમજતા કે ) નિસપતિ કરીને=સગાઇ–સંબંધ પાડીને, છાંડતાંરે=છોડી ાપતાં તો, માણસ હુવે નુકસાન=માણસ જાત–સ્ત્રી માણસ હેરાન હેરાન થઇ જાય છે અને વખતે મરીને પણ નાશ પામે છે.

## ભાવાર્થ.

વળી હે સ્વામી ! જો આપના મનમાં રથ ફેરવીને ચાલ્યા જવાનો વિચાર હતો તો, આપની સાથે પ્રસિદ્ધ રીતે વિવાહનો સબંધ કરત નહિ; સગાઇ સંબંધ કરીને પછી છોડી દેવાથી મનુષ્ય અથવા સ્ત્રીનું નુકશાન થાય છે માટે વિચારો.

## પરમાર્થ.

આ ઠેકાણે દેવી રાજિમતીએ ભૂલ બતાવીને ઠપકો આપ્યો છે, અને રથ ફેરવી જવાના વિચારને જડમૂળમાંથી ઉખેડી નાખવા જેવું વચન કહ્યુ છે, કે જો તમારા મનમા સ્ત્રીનો સંબધ ન કરવાનો વિચાર પહેલાથીજ હતો તો, મારી સાથે વિવાહ કરવો નહોતો, જો વિવાહ કર્યો ન હોત તો, મારે આપને કહેવાની જરૂર નહોતી, પણ આપે વિવાહ સંબધ કર્યો, અને હવે આપ પાછા જાઓ, તેમાં માણસનું નુકશાન થશે. મારા પ્રાણ જશે. જગત્મા એક વાર જે હુ નેમીશ્વર ભગવાનના સ્ત્રી કહેવાઇ, તે સતી બીજો પતિ ઇચ્છવા કરતાં, બીજુ શરીર ઇચ્છવુ કબુલ કરે, તે જગજાહેર છે. કદી કોઇક સ્ત્રી બીજો પતિ ઇચ્છે, તોપણ આ સ્ત્રીને તેના પૂર્વપતિએ શામાટે છાંડી હશે ? સ્ત્રીમાં કંઇ દોષ હશે ? વખતે વિષકન્યા હશે ! એવી એવી શંકાઓ બીજાઓને થાય તેવું છે. તેથી સગાઇ કરીને આપ અત્રે આવ્યા, અને પાછા જાઓ છો તે બરાબર નથી આમ કરતા આપની દયાનો નાશ થાય છે, અને આપ વગર વિચારે કાર્ય કરનારા ઠરો છો. માટે તેમ ન કરો અને રથને પાછો વાળો.

જો આપ રથને પાછો નહિ વાળો તો, મારા પ્રાણની હાનિ થશે એમ જાણજો, ગમે તેમ થતા પણ હું અન્ય પતિને ઇચ્છનાર નથી, આ દેહ, કે જે આપનો કહેવાયો, તે અન્યનો કહેવાશે નહી, માટે આપ રથને પાછો વાળો.

दे ा दा ं र रीरे, हु हे ंछि गो ;
से ंहि वि हेरे, ते से ोदो . ० ६

## શબ્દાર્થ.

દેતા દાન સંવત્સરીરે=(જયારે તમે) સંવત્સરી દાન–વર્ષ પર્યંતનું દાન દેનાર છો, (ત્યારે), સહુ=સર્વ કોઈ, લહે=પામી શકે, વછિત=ઇચ્છિત, પોષ=પોષણ–શિરપાવ (એ વાત પ્રસિદ્ધ છે છતાં), સેવક=આ તમારી સેવક દાસી જે હું તે, વંછિત=તમારી સાથે લગ્ન કરવારૂપ ઇચ્છિત અર્થ, નવિ લહેરે=નહીં પામું (એ તમારો દોષ નથી પણ) તે=તે કંઇક, સેવકનો દોષરે=મારો-જ અપરાધ હોવો જોઇએ.

## ાવાર્થ.

દાન એટલે કંઈપણ કર્યા વગર અથવા કંઈપણ બદલો લીધા વિના, કોઇને દયાથી અથવા બીજી રીતે આપવું તે; એવું સંવત્સરી દાન આપતાં થકા, બધા લોકો વાંછિત પુષ્ટિને પામે છે. અને હું કે જે આપની દાસી છું, તે આપની સાથે લગ્ન કરવારૂપ ઇચ્છિતને ન પામું, તેમાં મારા પોતાના નશીબનોજ દોષ છે.

## પરમાર્થ

હે પ્રભુ ! આપ અત્રેથી જઇને એક વર્ષસુધી લોકોને દાન આપનાર છો, અને તેથી સઘળા પ્રાણીઓ સંતોષ પામશે; પણ હું સંતોષ નથી પામતી, તે મારોજ દોષ છે. આપ આખા જગતને સંતોષ પમાડો છો, સહુના મનોવાંછિતો પૂરો છો, અને મારા મનોવાંછિત પૂરતા નથી, તેથી તે મારા નશીબનોજ દોષ છે. આપ કલ્પવૃક્ષ જેવા છતાં. જ્યારે મારા મનોવાંછિત સંપૂર્ણ થતા નથી. તો હવે મારે આપનો દોષ કાઢવાનું કારણ નથી. હું તો મારા પૂર્વકૃત કર્મોનોજ દોષ કાઢું છુ. હવે આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. ( આ વચન અતિશય ખેદ સાથે નિરાશા પ્રદર્શિત કરનારૂ છે. )

ी हे ए सा ोरे, हुं हुं लक्षण से ;
इ लक्षण ाची सखीरे, ाप विचारो हेत. ० १०

## શબ્દાર્થ.

સખી=મારી સખીઓ, કહે=( જયારે મને ) કહેતી કે, એ=એ નેમિકુમાર તો, સામળોરે=દેખાવમાં શ્યામ છે, (ત્યારે) હું કહું=હું કહેતી કે, લક્ષણ= આચરણ તથા રીતભાતથી જોતાં તેઓ સેત=શ્વેત ગૌરજ છે. ( પણ ) ઈણ લક્ષણ=આ પાછા વળવારૂપ આચરણથી (તો,) સાચી સખીરે=(મારી) સખીઓજ સાચી પડનાર છે, ( એ વાતને ), આપ=તમો સાહેબ, વિચારો=વિચાર કરો. હેત=હેતથી–આ વાત ઉપર અખાડા નહિ કરતાં આદર કરીને વિચારો.

## ભાવાર્થ.

જ્યારે મારી સખીઓ એટલે બહેનપણીઓ મને એમ કહેતી કે, એ શ્રીનેમીશ્વર પ્રભુ તો, શામળા એટલે કૃષ્ણવર્ણના છે. ત્યારે હું તેઓને એમ કહેતી કે, જો કે તેઓ શરીરના બાહ્ય વર્ણથી શ્યામ છે, પણ ગુણોવડે કરીને શ્વેત એટલે સફેદ છે; પણ છેવટે આ સમયે તો તે મારી સખીઓજ સાચી ઠરી, અને હું જૂઠી

પડી. માટે મારા તથા સખીઓના ધારવામાં, આપનો રથ પાછો ફેરવવાની ક્રિયાથી જે ફેર પડ્યો છે, તેનો આપ આદરસહિત વિચાર કરી જુઓ.

### પરમાર્થ

હે નાથ ! મારી સખીઓ આપના સ્થૂલ શરીરનો રંગ જોઇને આપ શામળા છો, એમ જ્યારે કહેતી, ત્યારે હું તેમને કહેતી હતી કે, તમે મૂર્ખ છો. બાહ્ય શરીરનો રંગ જો કે શ્યામ છે; તો પણ અંતરથી–અંતરાત્માના ગુણોથી–લક્ષણથી મારા સ્વામી તો અતિશય શ્વેત છે, પણ આ આપનું કહેવું કંઇ અને કરવું કંઇ, એવી જાન લઇને આવવાની કરણી, અને તોરણેથી પાછા ફરવાના કરણીએ મને ખોટી પાડી છે આ લક્ષણથી તો મારી સખીઓ સાચી ઠરે છે. અને હું આપની આઠ ભવના સાચી પ્રિયા છતાં જૂઠી ઠરૂં છું. માટે આપ તે બાબતનો વિચાર કરી જુઓ, અને રથને પાછો ફેરવો.

**रा ीशुं रागी सहुरे, वैरागी स्यो राग;**
**राग िना वि  दाखवोरे, मुगतिसुंदरी  ाग. म० ११**

### શબ્દાર્થ.

( પોતાનો અપરાધજ બતાવે છે કે ) રાગીશું=રાગવાળાની સાથે, રાગી સહુરે=સહુ કોઈ રાગવાળા બને છે–રાગ કરે છે, ( પણ તમે તો ), વૈરાગી =રાગ રહિત ( છો, માટે તમારી સાથે ), સ્યો રાગ=રાગ ( કર્યો તે ), શા કામનો ? ( અથવા તો મારી આ ધારણા પણ ભૂલભરેલી છે, કેમકે તમને તમારા ભક્તો ઉપર તો રાગ હોવોજ જોઇએ, નહિતો ) રાગ વિના=રાગ ન હોય તો, કિમ=કેમ–શા માટે ? દાખવોરે=(તમારા ભક્તોને) બતાવો છો મુગતિ=મુક્તિ રૂપી, સુંદરી=સ્ત્રી, ( તેને પ્રાપ્ત કરવાનો ) માગ=રસ્તો.

### ભાવાર્થ.

પ્રીતિવાળા સાથે બધા પ્રીતિવાળા હોય છે, પણ જેઓને રાગ હોતો નથી અથાત્ જેઓ વૈરાગી છે, તેઓને શાની પ્રીતિ હોય ? એમ કદાચ આપ કહો તો, હું કહું છું કે, જ્યારે આપનામાં રાગ નથી, ત્યારે મોક્ષરૂપી સ્ત્રીને પ્રાપ્ત કરવાનો માર્ગ આપ શા માટે દેખાડો છો.

### દ્વિતીય ભાવાર્થ.

સર્વે રાગી હોઇને રાગી સાથે રાગ રાખે છે, ( પણ તમે તો વૈરાગી

બન્યા છો ) ત્યારે વૈરાગી થઇને રાગ રાખવો શા કામનો ? ( કદિ કહેશો કે હુ તો રાગ રહિતજ છું, તો કહીશ કે ) રાગ વગર તમે મુક્તિરૂપી સ્ત્રીની, માગ-માગણી, શી રીતે દાખવો-જાહેરમાં બતાવી શકો છો ?

### પરમાર્થ.

હે પ્રભુ ! આપ જો એમ કહેતા હો કે, હું વૈરાગી છું તો મારી સાથે રાગ શાનો ? અને હોય તો, તે પણ બરાબર નથી. કારણ કે, " હૈયે હોય તે હોઠે આવે. " આપને મુક્તિરૂપી સ્ત્રી પસંદ પડી છે, અને તેના તરફ તમારી પ્રીતિ છે, તેથી તમે તે સ્ત્રીને પ્રાપ્ત કરવા પ્રવૃત્તિ કરો છો, અને તેવો ઉપદેશ પણ કરો છો, તેથી પ્રશસ્ત કિવા અપ્રશસ્ત રાગ આપમાં છે. વળી જે રાગી હોય, તેની સાથે રાગ કરવો. એ જગતની રીતિ અને નીતિ છે. હુ આપના ઉપર રાગવાળી છું-સરાગી છું, તેથી આપે મારી સાથે રાગ કરવો યોગ્ય છે, આપે જગતની નીતિનુ ઉલ્લઘન કરવુ યોગ્ય નથી; તેથી કૃપા કરીને રથ પાછો ફેરવો.

**ए गु टतुं नथीरे, सघ ो जाणे ोग;**
**अनेकांति भोगवोरे, ब्रह्मचारी ग रोग. ० १२**

### શબ્દાર્થ.

એક=એક, ગુહ્ય=છાનું કર્મ. ( તે ) ઘટતું નથીરે=તમારે કરવું ઘટતું નથી, ( કારણ કે ), સઘળો જાણે લોગ=તમામ લોકો તેને જાણી રહ્યા છે, માટે છાનું રહી શકે તેમ નથી. ( એક ગુપ્ત તે આ છે કે, તમે ) અનેકાંતિક=અનેકાંત સ્યાદ્વાદરૂપી બુદ્ધિને ભોગવોરે=ભોગવો છો, ( છતાં ), બ્ર ચારી=બ્રહ્મચર્ય ધારણ કરનાર. (અને) ગતરોગ=રોગ રહિત ગણાઓ છો.

### ભાવાર્થ.

એક પણ છાનું કાર્ય તમારે કરવુ ઘટતું નથી, કારણ કે તેને સર્વ લોકો જાણી રહ્યા છે, તેથી તે છાનુ રહી શકે તેમ નથી, તે એ કે વસ્તુ અનતપર્યાયાત્મક છે, એવી બુદ્ધિ, અથવા તન્મતાનુસારિણી જે બુદ્ધિ, તેના આપ ભોક્તા છો, અને તેવા ભોક્તા છતાં પણ પરવસ્તુ ઉપરથી આસક્તિ જવાથી, પરસાથે ભોગ ભોગવવાનુ છોડી સ્વગુણમાં રમનાર થયા છો, અથવા બાહ્યથી નર અમર અને તિર્યચની સ્ત્રી માત્રનો ત્યાગ કરનાર છો તેથી બ્રહ્મચારી છો, તથા કામરૂપી રોગ જેનો ગયો છે એવા છો, સ્ત્રીસંગના ત્યાગી છો, છતાં અનેકાંતિક બુદ્ધિરૂપ સ્ત્રીની સાથે રમો છો, ત્યારે હું તો આપની અર્ધાગના છું, આઠ ભવનો મારો અને આપનો સંબંધ છે; માટે આપ રથને પાછો વાળો.

## દ્વિતીય ભાવાર્થ.

**એક ગુહ્ય**–તમે એક ગુહ્ય–એક આત્મરમણરૂપ રહસ્યવાળા ગણાઓ છો, તે સઘળા લોક જાણે થકે શી રીતે ઘટે? એટલે કે જે સઘળું જાણે, તે ગુહ્ય શાનું? તમે બ્રહ્મચારી થઇ અનેકાંતિક રહો છો–તથા ભોગવતાં થકા ગતરોગ રહો છો, એ પણ ઘટી શકતુ નથી ( બ્રહ્મચારીએ તો એકાંતમાં રહેવું જોઇએ; અને ભોગવનારને અવશ્ય રોગો થાય છે. ) આ રીતે વિરોધાભાસ અલંકાર બતાવી વિશેષાર્થ ખુલાવ્યાથી વિરોધ પરિહાર પણ થઇ શકે છે.

## પરમાર્થ.

હે પ્રાણનાથ? આપની આ મને છોડવાની રીત સારી નથી; મને એક સ્ત્રીને ભોગવતાં જ્યારે બ્રહ્મચર્યનો નાશ થાય, ત્યારે આપ અનેકાંત મતરૂપ અનેક બુદ્ધિરૂપી સ્ત્રીઓની સાથે ભોગ કેમ કરો છો? આપ એમ જાણતા હો કે આ વાત કોઇ જાણતુ નથી, તો તે બરાબર નથી, કારણ કે આ આપની ગુહ્ય વાત તો આખુ જગત્ જાણે છે જે બધા જાણે તે ગુહ્ય ન છતાં પ્રગટ છે એમ કહેવાય છે. માટે આપ કહો છો કે ધારો છો તે ગુહ્ય નથી, આપ અનેકાંતિક સ્ત્રીને ભોગવો છો તે જગજાહેર વાત છે, માટે હવે હઠ મૂકી મારૂં પાણિગ્રહણ કરો.

**ि ण ोणी तु ोउंरे, तिण जोणी जुवो राज;**
**ए ार मुजने जु ोरे, ो सीजे मुज काज. म० १३**

## શબ્દાર્થ.

જિણ=જે, જોણી=જોવાની ઢબ–દૃષ્ટિ–તેણે કરીને–જે દૃષ્ટિએ, તુમને જોઉં રે=હુ તમને જોઉં છું, તિણ જોણી=ને જોવાની ઢબથી, જુવો રાજ=હે રાજકુમાર! ( તમે મને ) જુઓ. એક વાર–જો ફક્ત એકજ વેળા, મુજને=મને, જુઓરે=જોશો, તો=તેટલેથીજ, સીજે=સિદ્ધ થશે, મુજ=મારૂં, કાજ=કામ.

## ભાવાર્થ.

હે રાજન્! જે દૃષ્ટિથી હુ આપને જોઉ છું, તે દૃષ્ટિથી આપ પણ મને જુઓ; માત્ર એકજવાર આપ જો મારા જેવી સરાગદૃષ્ટિથી મને જુઓ, તો મારૂં કાર્ય સિદ્ધ થાય.

## પરમાર્થ.

હે નાથ! હે રાજન! જેવી સરાગ દૃષ્ટિથી હુ આપને જોઉં છુ, તેવી દૃષ્ટિથી આપ કૃપા

કરીને એકવાર મને જુઓ. માત્ર એકજવાર જો આપ સરાગદષ્ટિથી મને જોશો, તો મારૂં કાર્ય સિદ્ધ થશે, મતલબ કે આપ પાછા આવશો

**मोहदशा धरी ा नार, चि हे त्त्ववि चार;**
**वीतराग आदरीरे, ा नाथ निरधार. ० १४**

## શબ્દાર્થ.

( હવે રાજિમતી ખરી સમજુતી ઉપર આવે છે. ) મોહદશા=મોહનીય કર્મના ઉદયથી થયેલી પરિણતિને, ધરી=ધારણ કરી, ભાવનારે=પૂર્વોકત રીતે ચિંતના કરી, ( પણ હવે ), ચિત્ત=મન, લહે તત્ત્વવિચાર=ખરા સ્વરૂપનો વિચાર ગ્રહણ કરે છે કે, ( તમે ), વીતરાગતા=રાગરહિતપણું-પૂર્ણ વૈરાગ્ય, આદરીરે=ધારણ કર્યું છે, (એ વાત) પ્રાણનાથ=હે પ્રાણનાથ ! નિરધાર=નક્કીજ છે. એમાં સંશય કરવાનું કંઈ કારણ નથી.

## ભાવાર્થ.

મોહનીય કર્મના ઉદયથી થતી મોહદશાને ધારણ કરીને, મેં ઉપર પ્રમાણે સ્નેહરાગથી ભાવના ભાવી; પણ મારૂં મન હવે વસ્તુસ્વરૂપનો વિચાર કરે છે. તે વિચાર એ કે હું કોણ છું ? અને પ્રભુ કોણ છે ? એમ વિચારતા હવે મને માલુમ પડે છે કે પ્રભુએ તો રાગ વિનાની દશાને નક્કી ધારણ કરી છે; માટે હવે રથ પાછો વાળશે નહિ.

## પરમાર્થ.

મોહના ઉદયથી મે આ શુદ્ધાત્મપણું પામેલા પ્રભુને ઓળખ્યા નહિ; અને પૂર્વની પેઠે સ્થૂલ શરીરને લઇને આ પ્રભુને મે મારા પતિ માની, તે જાણે રીસાઇ જતા હોય, અને હુ સરાગી થઇ તેમને મનાવતી હઉ એવી રીતે એ પ્રભુની મે ભાવના ભાવી. પણ હવે ચિત્તમાં તત્ત્વવિચારથી વિચારતાં મને માલુમ પડયુ છે કે, પ્રભુએ નક્કી વીતરાગપણુ ગ્રહણ કર્યું છે, એટલે મારો રાગ તેમને અસર કરનાર નથી મનોમન સાક્ષી છે એ વાત સરખાપણામાં સત્ય થાય છે પણ જ્યા સરખાપણુ નથી, ત્યા એકનો મનોવિકાર બીજાને અસર કરતો નથી. તે પ્રમાણે પ્રભુએ અથવા મારા પ્રાણનાથે રાગને તિલાજલિ આપી છે, એટલે મારો રાગ તેમને અસર કરશે નહિ; અને એજ સત્ય છે. પ્રાણનાથ જે શ્રીનેમીશ્વર ભગવાન્ છે તે તો શુદ્ધ આત્મા છે. તેમજ હુ પણ શુદ્ધ આત્માપણે તેમના સદશ્ય છુ, તેથી મારે પણ તેમના પેઠે રાગ દૂર કરવો જાઇએ, આવો ભાવ આ ગાથામા દર્શાવ્યો છે.

से　ण ते　ादरे रे, तो रहे सेवक　ा ;
ाश　ाथे　लिये रे, एहीज रुडुं　ा .　० १५

### શબ્દાર્થ.

(માટે), સેવક પણ=(આ તમારી), સેવક દાસી પણ, અથવા કોઇ પણ તમારો સેવક, તે=વીતરાગતા, આદરે રે=ધારણ કરે, તો=તોજ, રહે=સચવાય, સેવક મામ=સેવકનું મર્મ—સેવકનો ધર્મ, (સેવકનો ધર્મ શું છે? તો કે,) આશય સાથે=( સ્વામીના ), અભિપ્રાય પ્રમાણે, ચાલિયેરે=પ્રવર્તવું, એહીજ=એજ, રૂડું કામ=સારૂં કામ છે. (મામ શબ્દ લજ્જાવાચક પણ છે.)

### ભાવાર્થ.

દાસીરૂપ એવી હું જે રાજિમતી, તે જો વીરાગ દશાને આદરૂં, તોજ મારો દાસપણાનો ધર્મ રહી શકે, કેમકે સ્વામીની ઇચ્છા પ્રમાણે અથવા તેમના વિચાર પ્રમાણે જો ચાલીએ તોજ ધારેલું ઉત્તમ કાર્ય થાય.

### પરમાર્થ.

ઉપર પ્રમાણે એકત્વ ભાવના ભાવતાં દેવી રાજિમતી વિચાર કરે છે કે, હવે મારો અને ભગવાનનો સેવ્ય સેવક ભાવ થયો; એટલે મારે પણ મારા સ્વામીના પેઠે, વીતરાગતા આદરવી જોઇએ. કારણ કે નીતિજ્ઞ પુરૂષોનું વચન છે કે, સ્વામીના આશય પ્રમાણે ચાલવું એજ રૂડું કામ છે. તેથી હવે હું પતિપત્નીના સંબંધનો ત્યાગ કરી, સેવ્ય સેવક અથવા સ્વામી સેવકનો સંબંધ મનમાં લાવી, મોહદશાનો ત્યાગ કરી, જે વીતરાગતા પ્રભુએ ગ્રહણ કરી છે તેને હું પણ ગ્રહણ કરૂં

ि　ि　ध　ोग धरी　ादर्यौरे, ने नाथ भरथार,
धार　ो　ण　ार　ोरे, न रस मुगताहार.　० १६

### શબ્દાર્થ.

( આમ વિચારીને રાજિમતીએ શું કર્યું ? તે કહે છે )

ત્રિવિધ=ત્રણ પ્રકારનો મન વચન કાયાનો, યોગ=એકીભાવ, એકાગ્રતા અથવા ત્રણે પ્રકારોવડે યોગ—સંન્યાસ, ધરી=ધારણ કરી, આદર્યોરે=સ્વીકાર્યો,

નેમનાથ=નેમનાથ નામના બાવીશમા તીર્થંકરને, ભરથાર=ભર્તા તરીકે, (ભર્તા એટલે શું તેનો ખુલાસો આપે છે કે) ધારણ=ધારણ કરનાર, પોષણ=પોષણ કરનાર, અને તારણોરે=તારણ કરનાર, (શાવડે ? તો કે) નવરસ મુગતાહાર=નવા–અપૂર્વ રસ–શાન્ત રસ રૂપ, મુગતા=મુક્તાફળના–મોતીના; હાર=હાર, આપવે કરીને, (ભોગ પક્ષે પણ નવા નવા રસ, અને મણી મોતીના હારો આપવે કરીને જે સ્ત્રીનું ધારણ, પોષણ, તારણ કરે તેજ ખરો ભરતાર ગણાય છે.)

(આ ગાથાનો નેમિનાથ ભગવાને યોગ આદર્યો, એવો ઉદ્દેશ લઇ અર્થ કરીએ, તોપણ થઇ શકે છે; પરંતુ રાજિમતીએ યોગ આદર્યો એ ઉદ્દેશથી અર્થ કરતાં ગાથાનો અન્વય વધુ બંધ બેસે છે; તેથી શબ્દાર્થમાં એ અર્થ લખી, ભાવાર્થ અને પરમાર્થમાં અર્થાંતર લીધેલ છે.)

### ાવાર્થ.

શ્રી નેમિનાથ નામના મારા સ્વામીએ હવે મન, વચન અને કાયાથી વૈરાગ્યને ધારણ કર્યો છે, તે મારા સ્વામી આત્માના ગુણોને ધારણ કરનાર છે. વળી આત્મગુણને વધારનાર, આત્માને પુષ્ટ કરનાર, અને મારા આત્માને તારનાર છે; તેમજ શૃંગારાદિ જે નવ રસો તે રુપ મોતીઓના હાર, એટલે કંઠના આભૂષણ સરખા છે.

### પરમાર્થ.

હવે મારા પ્રાણપતિ એવા શ્રી નેમિનાથ ભગવાને, મન, વચન અને કાયાથી ત્રણ પ્રકારે યોગને ધારણ કર્યો છે, માટે મારે પણ પતિની ગતિને અનુસરી તેજ યોગ ધારણ કરવો યોગ્ય છે. આ મારા ભર્તાર, મારા આત્માના ગુણોને પુષ્ટ કરનાર અને મારા આત્માના ગુણો કે જે કર્મોથી આચ્છાદિત હતા, તે કર્મોનો નાશ કરી આત્મગુણોને પ્રગટ કરનાર છે. વળી સંસારસમુદ્રમાં ડુબતા, એવા મારા આત્માને તારનાર પણ એજ ભગવાન છે. વળી ૧ શૃંગાર, ૨ હાસ્ય, ૩ કરૂણા, ૪ વીર, ૫ રૌદ્ર, ૬ ભયાનક, ૭ બિભત્સ, ૮ અદ્ભૂત, અને ૯ શાંત, એ નવે રસરૂપ મોતીઓના હાર છે, અર્થાત્ મારા હૃદયપર હમેશાં ધારણ કરવા લાયક એવા હારરૂપ એ મારા સ્વામી છે.

ार रुपी मु भज्यो रे, ायो ा अ ाज;
ा री मु दी ीए रे, आनंदघन दरा . ० १७

### શબ્દાર્થ.

( હવે રાજિમતી છેલ્લી પ્રાર્થના કરે છે. ) કારણરૂપી=સાધ્ય વસ્તુના

હેતુભૂત, પ્રભુ=સમર્થ સ્વામી, જ્યોરે=(મેં) સેવ્યો છે, ( તેમ કરતાં ) ગણ્યો ન કાજ અકાજ=કાર્યાકાર્યની દરકાર રાખી નથી. ( માટે ), કૃપા કરી=કરૂણા કરી=મુજ=મને, દીજીએરે=આપજો, આનંદઘનપદ રાજ= આનંદથી ભરપૂર પદ- ( મુક્તિ- ) ઉત્તમ સ્થાનનું રાજ્ય.

### ાવાર્થ.

જેનાથી કાર્યની સિદ્ધિ થાય તે કારણ. ભગવાનથી આત્મસ્વરૂપ જાણવારૂપ કાર્ય સિદ્ધ થયું છે; તેથી ભગવાન નિમિત્ત કારણ છે. એવી રીતના આ નિમિત્ત કારણરૂપ જે ભગવાન્ તેમને મેં સેવ્યા છે; અને તેમને સેવતાં થકાં મેં કાર્ય અકાર્યનો વિચાર કર્યો નથી. પણ એકાગ્ર વૃત્તિથી મેં પ્રભુને સેવ્યા છે, માટે હવે આપ મારાપર કૃપા કરીને મને મુક્તિરૂપી રાજ્ય આપો.

### પરમાર્થ.

મારા આત્માની ઓળખાણ મને આ પ્રભુથી થઇ છે. માટે મારા પતિ જે શ્રી નેમિનાથ, તે મારા આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવાના નિમિત્તરૂપ છે. અને એ નિમિત્તરૂપ પ્રભુને કાર્ય અકાર્યનો વિચાર કર્યા વિના, અપ્રશસ્ત અને પ્રશસ્ત રાગરહિત મેં સેવ્યા છે. માટે હે પ્રભુ ! હવે મારા પર કૃપા કરીને મને અનંત સુખના સ્થાનરૂપ મોક્ષ આપો. ( જાણે ખરા પ્રેમાની આ માગણી પ્રભુએ સ્વાકારી ન હોય, તેમ મહાદેવી મહાસતી રાજિમતી ભગવાનની પહેલાં મોક્ષપદ પામ્યા. )

આ સ્તવના કરનાર આનંદઘનજી મહારાજ પણ એમજ કહે છે કે, હું પણ ભગવાનના માર્ગને અનુસરૂ છુ, અને કાર્ય અકાર્યનો વિચાર કર્યા વિના, ભગવાનને ભજુ છુ, તો મારાપર પણ કૃપા કરી મને મોક્ષ આપો. આ વ્યંગ્યાર્થ છે.



# શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

ध्रुव पद रामी हो स्वा ाी ह ारा, निः ा ाी ु रा ; सुग ा ाी
निजगुण कामी हो पामी तुं ध ाी, ध्रुव आरामी हो थाय. सु० ु० १

### શબ્દાર્થ.

ધ્રુવ=અચળ, પદ=સ્થાન, તેમાં રમનારા, ( એવા ), હે સ્વામી

મારા=હે મારા સ્વામી, પાર્શ્વનાથ ગવાન્), (તમે), નિઃકામી=કામનારહિત છો, ગુણરાય=ગુણોથી રાજમાન છો, સુગ્યાની=કૈવલ્ય ાનવાન્ છો; નિ ગુણ=જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ આત્મગુણ, (તેમાં), કામીહો=રમનાર છો, (એવા), પામી તું ધણી=તમો જેવા (મહાન્), સ્વામીને મેળવીને, (હરકોઈ સેવક), ધ્રુવ=અચળ–શાશ્વત, આરામી=આરામસ્થળ, ગામી=મોક્ષગામી, હો=ન કી, થાય=બને છે.

## ાવાર્થ.

હે મારા સ્વામી શ્રીપાર્શ્વનાથ પ્રભુ! આપ મોક્ષરૂપ જે અચળ સ્થાન તેમાં રમનારા છો, વળી આપ ઇચ્છાથી રહિત છો, વળી આપ ગુણી પુરૂષોમાં રાજા સમાન, અથવા ગુણોના રાજા છો, તેમ કૈવલ્ય જ્ઞાનવાળા છો. આત્મગુણના ઇચ્છક છો, એવા આપને પામીને–મેળવીને કોઇપણ સેવક મોક્ષમાં રહેનારો થાય છે.

## પરમાર્થ.

હે શ્રીપાર્શ્વનાથ ભગવાન્! આપ ધ્રુવપદ જે મોક્ષપદ તેમાં રમનારા, કોઇ પ્રકારની ઈચ્છા વિનાના, ઉત્કૃષ્ટ જ્ઞાનવાન્ અને આત્મગુણના ઈચ્છક છો એવા આપ અમારા સ્વામી છો; અને આપના જેવા પોતાના ગુણના ઇચ્છક સ્વામી મળવાથી અનેક ભવ્ય જીવો હમેશાં આરામમાં રહેનારા થઇ શકે છે, અર્થાત્ મોક્ષપદમાં રમનારા થાય છે.

**ર્વ્યા ી હે ગ ગો, પરપરિણ ન રૂ; સુ०**
**રરુપે રી ર ણું નહિ, । ચિદ્રૂપ. સુ० ધ્રુ० ૨**

## શબ્દાર્થ.

(હે સ્વામી! તમને,) સર્વવ્યાપી=સર્વ વસ્તુમાં વ્યાપક, (જો કોઇ) કહે, (તો તે) સર્વ જાણગપણે=(તમે સર્વ વસ્તુ જ્ઞાનથી જાણો છો તેથી તમારા) સર્વ વસ્તુના જ્ઞાતાપણાથી (સં વી શકે) (બાકી) પરપરિણમન સ્વરૂપ=પરવસ્તુમાં પરિણમન પામવારૂપ–પરવસ્તુમય થવારૂપ, પર રૂપે કરી=પર ભાવથી, તત્ત્વપણું=તેપણું–સર્વવ્યાપીપણું નહિ=નથી (અથવા જો) પરભાવ પામવે કરીને (સર્વવ્યાપીપણું માનવામાં આવે તો) તત્ત્વપણું આત્મગુણમય આત્મત્વપણુ નહિ=નહિ રહી શકે (કેમકે) સ્વસત્તા=આત્મસત્તા તો, ચિદ્રૂપ=જ્ઞાન રૂપ છે.

## ાવાર્થ.

આપ સર્વ જગતના ભાવો જાણો છો, તેથી આપને સર્વવ્યાપી એટલે આખા જગતમાં વ્યાપક કહે છે. પણ આપનુ તે અન્યમા પરિણમવારૂપ સ્વરૂપ નથી, કારણકે પરરૂપે એટલે અન્ય વસ્તુને રૂપ, આપનુ અથવા શુદ્ધ આત્માનુ ઓળખાણ થાય તો, તેવડે કરીને, અન્યના સ્વરૂપનો બોધ થતાં આત્મામાંથી તત્ત્વપણુ જતુ રહે, કારણકે આત્માની જે સત્તા છે, તેજ ચૈતન્યરૂપ છે.

## પરમાર્થ.

આપ સર્વજ્ઞ છો, તેથી કેટલાક આપને સર્વવ્યાપી કહે છે. આ વાત કોઇક રીતે સત્ય છે, પણ આત્માનો સ્વભાવ પરમાં રમવાનો નથી. પર જે બીજા દ્રવ્યો, તેમાં પરિણમવાનો આત્માનો સ્વભાવ છે નહિ; અને ધારો કે આત્માનો જો તેવો સ્વભાવ હોય તો, જેમાં આત્માનુ રમણ હોય, જેમાં આત્મા પરિણમ્યો હોય, તે રૂપ ભાસે, એટલે આત્માનું આત્મત્વ જે તત્ત્વરૂપ છે, તે તત્ત્વપણું પરરૂપવડે દેખાય નહિ, તેથી નાશ પામે, તેવું સર્વવ્યાપીપણું ઘટતું નથી. આત્માની સ્વસત્તા જે છે, તેજ ચૈતન્ય શક્તિ છે.

**ज्ञेय विनाशे हो ज्ञा ि श्वरु, ाणे था . ०**
**स ाळे री स ा दा, े र री े न जा . ० ७ ० ३**

## શબ્દાર્થ.

( વળી પરપરિણામભાવે સર્વવ્યાપીપણુ માનતાં બીજો દોષ આવે છે, તે બતાવે છે કે—જો આત્મા જ્ઞેય રૂપ બની જતો હોય તો , જ્ઞેય=જાણવા યોગ્ય વસ્તુનો, વિનાશે હો=વિનાશ થતાં, જ્ઞાન=આત્માનો જ્ઞાન સ્વભાવ, વિનશ્વરૂ=વિનાશવંત, કાળ પ્રમાણે=મોડો કે વહેલો. થાય=થઇ પડે. (માટે), સ્વકાળે કરી=સ્વપર્યાય પરિણતિથી વર્તતા કાળે કરીને—અનાદિ અનંત સ્વપર્યાયે કરીને, સ્વસત્તા=આત્મસત્તા, સદા=હમેશા, ( કાયમ રહે છે ), તે=તે સત્તા, પરરીતે=પરપરિણામરૂપ ભાવમાં, ન જાય=નહિ જવી જોઇએ.

( આ ગાથાનો બીજી રીતે પણ અર્થ થઈ શકે છે તે ભાવાર્થમાં લીધો છે. )

## ાવાર્થ.

જ્ઞેય એટલે જાણવાનો જે પદાર્થ તેનો નાશ થતાં, આત્માનો જાણવાપણાનો

સ્વભાવ જે જ્ઞાન, તે સમયે સમયે નાશવંત થાય છે. પણ જ્ઞાતાનો પોતાના કાળવડે, અને જ્ઞાનની પોતાની સત્તાવડે જ્ઞાનનો નાશ નથી; એટલે જ્ઞેય પદાર્થના નાશની રીતે તેનો નાશ થતો નથી.

### પરમાર્થ.

જો આત્મા સમયે સમયે ન બદલે તો. અને તમે જેમ કહો છો તેમ, પ્રભુ ધ્રુવપદમાં રમનાર હોય તો, આ નીચેની વાત ઘટતી નથી.

જ્યારે જગતના કોઇપણ પદાર્થનું જ્ઞાન થાય છે, ત્યારે તે પદાર્થ જ્ઞાનમાં ભાસે છે. અને તેને જ્ઞેય કહેવામા આવે છે. જ્ઞાન જ્યારે જ્ઞેયને આકારે પરિણમે છે, ત્યારે વસ્તુનુ યથાર્થ જ્ઞાન થાય છે. આ પ્રમાણે જ્ઞાન અને જ્ઞેયનો સ્વભાવ છે.

હવે જ્ઞેય પદાર્થનો નાશ થતા, તે પદાર્થના જ્ઞાનનો પણ નાશ થાય છે. એટલે આત્માનો ગુણ જે જ્ઞાન, તે નાશવંત ઠર્યો. તેથી ધ્રુવપદરામીપણું ઘટતુ નથી. ગુણ અને ગુણીનો ભેદ નથી, તેથી જ્ઞાનનો નાશ થતાં, આત્મા જે જ્ઞાતા, તેનો પણ નાશ થાય છે, તેથી આત્મા ક્ષણિક છે. એમ સિદ્ધ થાય છે.

આ શંકાનુ સમાધાન નીચે પ્રમાણે છે. સ્વકાળે કરી સ્વસત્તાએ જ્ઞાનનો નાશ થતો નથી. પણ તે જ્ઞેય જે પર તેના જ્ઞાનનો નાશ થાય છે. આ પર વસ્તુ જે જ્ઞેય, તેનો પણ દ્રવ્યથી નાશ થતો નથી; પણ તે રૂપાંતર પામે છે, એટલે પર્યાય બદલાય છે, અને આ બદલાયેલા પર્યાયો પાછા જ્ઞાનમાં પ્રતિભાસે છે, તેથી જ્ઞાનનો નાશ થયો નહિ, પણ સ્વકીય દ્રવ્ય, ક્ષેત્ર કાળ અને ભાવની અપેક્ષાથી જ્ઞાન નિત્ય છે, તે નિત્ય રહ્યું. માત્ર પર્યાયાતર થતા વસ્તુ તો નિત્ય રહે છે; એવું ઉત્પાદ, વ્યય અને ધ્રુવયુક્ત સલ્લક્ષણવાળું દ્રવ્ય જૈન સંપ્રદાયમાં માનેલુ છે, એટલે ભગવાનને જે ધ્રુવપદરામી કહ્યા છે તે યથાર્થજ છે.

**रभा ॆ री र ा ा ां, स ा थिर ठा ; सु०**
**र ष ा पर ां नहि, ो वि हुनोरेजा . सु० ७**

### શબ્દાર્થ.

( વળી દોષાંતર બતાવે છે કે ), પરભાવે કરી=પરપરિણામરૂપ ભાવે કરીને, પરતા પામતાં=પરપણું પામતાં થકાં–પરરૂપ બની જતાં, સ્વસત્તા=પોતાની સત્તા, ( જે ), થિર ઠાણ=સ્થિર સ્થાનવાળી, ( હોવી જોઈએ તે ), આત્મચતુષ્કમયી=અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર અને અનંત વીર્યરૂપ ચાર આત્મસ્વભાવમય સ્વસત્તા, પરમાં નહિ=પર વસ્તુમાં તો છે નહિ, ( અથવા એવી જે સ્વસત્તા તે પરવસ્તુ વિનશ્વર હોવાથી તેમાં થિર ઠામ વાળી થઇ શકે નહિ ), તો ત્યારે પછી, કિમ=શી રીતે ? ( આત્મા ), સહુનોરે જાણ=સર્વનો જાણ–સર્વજ્ઞ થઇ શકે ?

## ભાવાર્થ.

પરવસ્તુ જે જ્ઞેયાદિક તેના ભાવથી પરવસ્તુ પામતાં છતાં પણ આત્માની પોતાની જ્ઞાતાપણાની સત્તા, તે પોતાને ઠેકાણે જાણવી. જ્યારે આમ કહેવામાં આવે, ત્યારે વાદી શંકા કરે છે કે; જો તમારા કહેવા પ્રમાણે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવરૂપ આત્મચતુષ્કમયી, પરને જે જ્ઞેય પદાર્થ, તેમા નથી, તો પછી બધી વસ્તુઓનો જાણનાર શીરીતે માનવો તે કહો.

## પરમાર્થ.

ઉપર કહ્યા પ્રમાણે ત્યારે શું આત્મા પરપણુ પામતો નથી ? તેના ઉત્તરમા કહે છે કે જેયને આકારે જ્ઞાન પરિણમે છે તેમા સંશય નથી. અને તે રીતે પરભાવવડે પરપણુ પામતા છતા પણ આત્મા પોતાની સત્તામા સ્થિર રહે છે. ત્યારે વળી શંકા કરે છે કે એમ થાય કેમ ? જો તમે એમ કહો કે, આત્માચતુષ્કમયી બીજામા નથી, તો આત્મા બીજી વસ્તુઓને શી રીતે જાણી શકે છે ?

( આ શંકાનુ સમાધાન આગળની ગાથામાં કરવામાં આવે છે. )

**गुरुलघु नि ज गु ने दे ां, द्रव्य दे ं; ७०**
**साधार णा ी साधम्र ा, द र्णा ं. ७० ७० ५**

## શબ્દાર્થ.

(માટે હવે સિદ્ધાંત કહે છે કે), (આત્મા), અગુરૂલઘુ=નહિ ભારી, નહિ હલકો, એવો ગુણ તે અગુરૂલઘુ, તે રૂપ નિજ ગુણને=પોતાના ગુણનેજ, દેખતાં=દેખતો થકો, દ્રવ્ય સકલ=બીજા સર્વ પરદ્રવ્યને, દેખંત=જોઇ ર ો છે. (અગુરૂલઘુપણું તે), સાધારણ=સર્વ વસ્તુ વ્યાપક ગુણ છે; (તેથી તે), ગુણની=તેની, સાધર્મ્યતા=આત્મા સાથે સમાન ધર્મતા રહેલી છે; (માટે આત્મામાં સર્વ પરપદાર્થોનુ પ્રતિબિંબ થતું રહે છે તે ઉપર દ્રષ્ટાંત આપે છે કે), દર્પણ જળ દષ્ટાંત=જેમ આરસામાં તથા પાણીમાં, (પ્રતિબિંબ ગ્રાહ્યતારૂપ ગુણ હોવાથી, કોઇપણ ચીજનું પ્રતિબિંબ પડી શકે છે, તે દ્રષ્ટાંતે આત્મામાં પણ પરવસ્તુ પ્રતિભાસિત થાય છે.)

## ભાવાર્થ.

નહિ ભારી, નહિ હલકો એવો જે ગુણ તે અગુરૂલઘુ કહેવાય છે. તે રૂપ પોતાના ગુણનેજ દેખતો થકો આત્મા બીજા સર્વ પરદ્રવ્યને જોઇ રહ્યો છે. આ

અગુરૂલઘુપણારૂપ ગુણ સાધારણ એટલે સર્વવ્યાપક છે. અને તે ગુણની આરીસા તથા પાણીના દષ્ટાંતે પ્રતિબિંબરૂપે આત્મા સાથે સમાન ધર્મતા રહેલી છે.

### પરમાર્થ.

આ ગાથાના અર્થનો પૂર્ણપણે અનુભવ થતો નથી માટે તે ગુરૂમુખે ધારવી.

જેમ દર્પણમાં અને પાણીમાં વસ્તુનો પ્રવેશ થયા વિના, તેમજ વસ્તુમાં દર્પણ અગર પાણીનો પ્રવેશ થયા વિના આખી વસ્તુ દર્પણમાં સાંગોપાંગ દેખાય છે, તેમજ જ્ઞેયનો જ્ઞાનમાં અથવા જ્ઞાનનો જ્ઞેયમા પ્રવેશ થયા વિના દ્રવ્ય માત્રનો અગુરૂલઘુ નામનો ગુણ સાધારણ છે, તેથી આત્માને પદાર્થનું જ્ઞાન થાય છે, અને જેમ આરીસામાં દેખાતી વસ્તુ, બીજે સ્થાનકે જતાં આરીસાને કંઈ પણ બાધા થતી નથી, તેમજ જ્ઞાનમાં પ્રતિભાસતી વસ્તુનો નાશ થતાં અથવા બદલાતાં જ્ઞાનનો નાશ થતો નથી. આ રીતે પ્રભુ ધ્રુવપદમા રમનારા છે.

श्री र जिन ारस र ो, इहां ार ांहि; ु०
पूर रसि ेहो निा ुणा र ां, ा ंद ांी, ु० ु. ६

### શબ્દાર્થ.

શ્રી પારસજિન=શ્રીપાર્શ્વનાથ જિનેશ્વર, પારસ રસ સમો=પારસમણિરૂપ રસાયન સરખો છે, પણ ઇહાં=પણ ઇહાં મારામાં તે, પારસ નાંહિ=પડખે રહેનાર—મારાથી અલગો રહેનાર નથી. (કિંતુ), પૂરણ રસિયો હો=પૂર્ણ રસિક—પૂર્ણ ઇચ્છાવાન્, (શેમાં ? તો કે) નિજ ગુણ પરસમાં=સ્વગુણ ફરસવામાં—આત્મગુણસાથે રમવામાં, (એવો તેમજ) આનંદઘન=આનંદમય રહેલો (તે પ્રભુ) મુજમાંહી=મારામાંજ છે—મારાથી જુદો નથી.

(સૂચના—બધાં સ્તવનોમાં આ સ્તવનનો અર્થ કરવો ઘણો કઠિન અને ગહન છે; તેથી તેનો અર્થ સૌ સૌને પોતાની મતિ મુજબ પ્રગમે છે. અમને પણ જુદો અર્થ સમજાય છે, તેથી શબ્દાર્થમાં એક અર્થ લખ્યો છે ત્યારે ભાવાર્થ તથા પરમાર્થ બીજી રીતે નીકળતા અર્થને અનુસારે . હજુ ત્રીજી રીતે પણ અર્થ થઇ શકે છે; પણ તેમ કરતાં લંબાણથી વાંચનારને અકળામણ થાય માટે તે લખ્યો નથી.

### ભાવાર્થ.

શ્રી પાર્શ્વનાથ નામના ત્રેવીશમા તીર્થંકર મહારાજ, જેને અડકતાં લોઢું સોનું થઇ જાય, એવો જે મણિ તેના સરખા છે; પણ આ ઠેકાણે પા રસમણિ અથવા એક ચતુર્થાંશ રસ નહિ સમજવો. પણ સંપૂર્ણ રસવાળા ભગવાન્ છે. શાના ? તો કે, પોતાના આત્મગુણરુપ સ્પર્શના; કારણ કે આનંદનો સમૂહ ભગવાનમાં છે, અથવા મારામાં છે. તેથી ભગવાન પારસમણિ અથવા પા રસ જેવા નથી પણ પૂર્ણ રસિયા છે.



# ી મહાવીર જિન સ્તવન.



ીર જિનેશ્વર ર ે ાગું, ીર ણું ે ાુરે;
િ થ ા મોહ િ િ ર ભ ભા ું, િ ારું ાગ્યુંરે. ી૦ ૧

### શબ્દાર્થ.

વીર જિનેશ્વર=ચોવીશમા વીર ભગવાનને ચરણે લાગું=પગે લાગું છું, ( અને ), વીરપણું તે=તેમના જેવુ વીરપણું–શૂરવીર ભાવ, માગું રે=હું તેમની પાસેથી માગી લઉં છું. ( તેમનું વીરપણું કેવું છે ? કે જેના આગળ ), મિથ્યામોહ=મિથ્યાત્વ મોહનીય રૂપ, તિમિર ય=અંધકારનો ય, ભાગું=દૂર નાઠો છે, અને જીત નગારૂ=જયનું નગારૂં, વાગ્યું રે=વાગી રહ્યું છે.

### ભાવાર્થ.

ચોવીશમા જિનેશ્વર જે શ્રી મહાવીર સ્વામી તેના ચરણોમાં હું વંદન કરૂં છુ; અને કર્મોરૂપી શત્રુઓને હણવામાં જે યોદ્ધાપણુ, અથવા જેવુ શ્રી વીર ભગવાનનું છે તેવુ વીરપણું હું માગુ છું. મિથ્યાત્વ મોહનીય કર્મોરૂપી જે અંધકાર તેનો ભય નષ્ટ થયો છે; અને જય પટહ વાગ્યો છે.

### પરમાર્થ.

હું શ્રી વીરભગવાનને ચરણે નમીને, મને વીરપણુ પ્રાપ્ત થાઓ એવુ માગુ છું. શ્રી વીર

ભગવાન્ કેવા છે? તો કે જેમનો મિથ્યાત્વાદિ મોહ દૂર થયો છે એવા છે. તથા કર્મરૂપી શત્રુઓનો પરાજય કરવાથી જેમનો જયપટહ વાગ્યો છે, એવા શ્રી વીરભગવાનને પગે લાગીને હું વીરપણું માંગું છુ.

श्थ ीर लेस्या ंगे, ि ंधि ति ंगेरे;
सूद थू क्रि ा ॅ रं ॅ, यो ी थ ो ॅ ॅरे. ी० २

## શબ્દાર્થ.

છઉમત્થ=છદ્મસ્થ અવસ્થાની, વીરજલેશ્યા=ક્ષાયોપશમિક વીર્યવાળી લેશ્યા—આત્મ પરિણામની એક દશા, (તેના), ંગે=યોગે કરીને, (અને), અભિ ંધિજ=અભિસંધિજનિત—યોગાભિસંધિજનિત—યોગ આદરવાની પોતાની મેળે થયેલ ઇચ્છાથી ઉત્પન્ન થયેલ, મતિ=બુદ્ધિ, (તેના) અંગેરે=તેની છાંયાને લીધે, (તથા), સૂક્ષ્મ=આત્મિક, (અને) થૂલ=વ્યાવહારિક, ક્રિયાને રંગે=ક્રિયા કરવાના ત્સાહે કરીને, (વીર ભગવાન્) યોગી થયો=યોગી બન્યા, ઉમંગેરે= મંગ ધરીને—નહિ કે પરાણે.

## ાવાર્થ.

છદ્મસ્થ અવસ્થાની ક્ષાયોપશમિક વીર્યવાળી આત્મપરિણતિના યોગે કરીને, અને યોગને આદરવાની પોતાની મેળે થયેલી ઇચ્છાથી ઉત્પન્ન થયેલ બુદ્ધિએ કરીને, આત્મિક અને વ્યવહારિક ક્રિયા કરવાના ઉત્સાહે કરીને શ્રી વીરભગવાન્ ઉમંગપૂર્વક યોગી થયેલા છે.

## પરમાર્થ.

આ ગાથાનો ભાવાર્થ મને બરાબર સમજાયો નથી, માટે ગુરૂગમથી ધારવો; તો પણ યથામતિ લખ્યો છે. છદ્મસ્થ અવસ્થામાં આત્માનું ક્ષાયોપશમિક વીર્ય હોય છે અને તેની સાથે તેવીજ લેશ્યા મળે છે. એટલે જોડાયેલાં વીર્યે કર્મગ્રહણ કરે છે. આ કર્મગ્રહણ કરવાની દશાને અભિસંધિજ કહે છે, અને મતિ ઉપર્યુક્ત વીર્યને ગ્રહણ કરે છે.

દેહકંપન રૂપ સૂક્ષ્મ ક્રિયા, અને શરીર સંકોચવા રૂપ, તેમજ તેનો પ્રસાર કરવારૂપ પ્રસારણની ક્રિયાને સ્થૂલ ક્રિયા કહે છે, આવી રીતે સ્થૂલ અને સૂક્ષ્મ ક્રિયાને રંગે સઘળા આત્મા ઉમંગથી યોગી થાય છે. એટલે તે મન, વચન અને કાયાના યોગને પામે છે.

ंख्य देशे ीर्य अ ंखो, ेग असं ंखेरे;
पुद्गग तेणो लेशु िशेषे, थाशक्ति ति लेखेरे. वी० ३

### શબ્દાર્થ.

અસંખ્ય પ્રદેશે=આત્માના અસંખ્યાત પ્રદેશ છે. (તેથી તે તે પ્રદેશનું વીર્ય એકઠું લેતાં થકાં), વીર્ય અસંખો=અસંખ્ય-કળ્યામાં નહિ આવે એટલું આત્મબળ છે, (તેથીજ આત્મા) યોગ અસંખિત=અસંખ્ય યોગ-મન, વચન, કાયાના વ્યાપાર, તેને કંખેરે=અભિલષે છે=કરવા સમર્થ થાય છે. (અને) પુદ્ગલગણ=પુદ્ગલની વિવિધ વર્ગણાઓને, તેણે=તે કારણે લેશુવિશેષે=લેશ્યા વિશેષે કરીને-જુદી જુદી લેશ્યાઓથી, યથાશકિત=શકિત પ્રમાણે, મતિ=બુદ્ધિ, લેખેરે=લેખી રહે છે, એક પછી એક ગ્રહણ કરીને માપતી રહે છે.

### ાવાર્થ.

જેની સંખ્યા ન આવે તે અસંખ્ય કહેવાય. આત્માના અથવા બીજા દ્રવ્યોના સૂક્ષ્મમાં સૂક્ષ્મ આકાશના વિભાગમાં રહેલો જે ભાગ તે પ્રદેશ કહેવાય છે. આત્માના આવા અસખ્યાતા પ્રદેશો છે, અને દરેક પ્રદેશ કળ્યામાં ન આવે તેટલા આત્મબળવાળો છે. તેથીજ આત્મા મન, વચન અને કાયાના અસંખ્ય યોગની અભિલાષા કરે છે, અર્થાત્ તે યોગો સાધ્ય કરવાને સમર્થ થાય છે, અને તે હેતુથી પુદ્ગલની જુદી જુદી વર્ગણાઓને વિવિધ પ્રકારની લેશ્યાઓથી શક્તિમુજબ બુદ્ધિ લેખી રહે છે-અર્થાત્ એક પછી એક ગ્રહણ કરીને માપતી રહે છે.

### પરમાર્થ.

આત્માના અસખ્યાતા પ્રદેશો છે, અને તે એકએક પ્રદેશમાં અસખ્ય વીર્ય છે. આથી અસખ્ય યોગની કાંક્ષા થાય છે, અને યોગસામર્થ્ય પ્રમાણે આત્મા કર્મવર્ગણાના પુદ્ગલો યથાશકિત ગ્રહણ કરે છે

त्कृष्टे वीरजने वे े, ोग क्रि ा नवि पेसेरे;
ो ी ृवताने लेसे, आत शक्ति न खेसेरे. वी० ४

## શબ્દાર્થ.

( પણ ), ઉત્કૃષ્ટે વીરજને વેસે= ત્કૃષ્ટ વીર્યના આવેશમાં—જ્યારે સૌથી વધારે વીર્યોલ્લાસ થાય છે ત્યારે, યોગક્રિયા=મન, વચન, કા ારૂપ યોગનો વ્યાપાર, નવિ પેસેરે=પ્રવેશજ ન કરે—થાયજ નહિ, ( કારણકે એ વખતે ) યોગતણી=યોગની, ધ્રુવતાને=અચલપણાને, લેસે=લવલેશમાત્ર પણ, આતમ-શક્તિ=આત્મબળ, ન ખેસેરે=ડગાવતો નથી—યોગ સ્થિર થઈ રહે છે.

## ાવાર્થ.

જો આત્મામાં સર્વથી વધારે વીર્ય હોય તો, મન, વચન અને કાયાનું કર્મ બાંધવા રૂપ કાર્ય પ્રવેશજ કરે નહિ; કારણ કે તે વખતે આત્મબળ છે, તે યોગના અચળપણાને લવલેશ માત્ર પણ ડગાવતો નથી.

## પરમાર્થ.

પર બતાવ્યું તેમ આત્મા યોગની શક્તિને અનુસારે કર્મપુદ્ગલ ગ્રહણ કરે છે. પણ જો આત્મામાં ઉત્કૃષ્ટ વીર્ય પ્રગટ થયું હોય તો, પછી મન, વચન કાયાના યોગ લગભગ બંધ થાય ; અને કર્મ બાંધવારૂપ ક્રિયાથી આત્મામાં કર્મબંધ થતો નથી.

યોગની ધ્રુવતાનો લેશ બધા આત્મામાં હોય છે, અને તે લેશમાત્રથી પણ આત્માના આઠ રૂચક પ્રદેશ કર્મબંધથી વિરક્ત રહે છે. એ દૃષ્ટાંત છે. માટે જેમ જેમ આત્મામાં ઉત્કૃષ્ટ વીર્ય પ્રગટ થાય, તેમ તેમ કર્મબધ કમતી થાય; અને છેવટે સપૂર્ણ વીર્યપણું પ્રકટ થતાં વીર ભગવાનની પેઠે સમસ્ત કર્મબંધનો નાશ થાય; અને શુદ્ધ ચૈતન્યપણું પ્રાપ્ત થાય તેવુ છે, માટે હે ભગવાન્ ! મને વીરપણું આપો !

**[illegible] शे जे [illegible]ोगी, [illegible] ोरे;**
**सूरपणे [illegible] उ[illegible]ोगी, था[illegible] ह [illegible]ोगीरे. वी० ५**

## શબ્દાર્થ.

કામ વીર્ય વશે=સ્ત્રીસંગની ઈચ્છા થતાં, વીર્યબળે કરીને, જેમ=જે રીતે, ભોગ =ભોગકર્તા થાય છે, તેમ=તે રીતે, આતમ થયો ભોગ રે=આત્મા, ( પોતાના વીર્યોલ્લાસથી સ્વગુણોનો ), ભોગી બને છે, ( અને ) શૂરપણે= શૌર્યગુણના જોરે, આતમ ઉપયોગી=નિજભાવમાં ઉપયોગવંત રહીને, થાય તેહ અયોગીરે=તે આત્મા તુરત અયોગી ગુણસ્થાનારૂઢ થાય છે.

### ભાવાર્થ.

સ્ત્રીસંગની ઇચ્છા થતાં વીર્ય એટલે ધાતુના ઉલ્લાસથી જીવ જેમ ભોગકર્તા થાય છે, તેમ આત્મા પોતાના વીર્યોલ્લાસથી પોતાના ગુણોનો ભોગી બને છે; અને શૌર્યગુણના જોરે કરીને નિજભાવમાં ઉપયોગવંત રહીને તે આત્મા તુરત અયોગી ગુણસ્થાનારુઢ થાય છે.

### પરમાર્થ.

જેમ કામી પુરૂષમા વીર્યનો વધારો થતા તેને પ્રબળ કામેચ્છા થાય છે, તેથી પુરૂષ સ્ત્રીની, અને સ્ત્રી પુરૂષની ઇચ્છા કરે છે, અથવા કામ એટલે ઇચ્છા, તે દ્રવ્યાદિકની ઇચ્છાવાળો જેમ દ્રવ્યની ઇચ્છા કરે છે, અને પરભાવને વાંચ્છે છે, તેમ આત્મા પણ સ્વરૂપના અજાણપણાથી પર જે પુદ્ગલાદિક, તેના ભોગની વાંછા કરે છે.

પણ જ્યારે આત્મામાં શૂરાપણુ અથવા વીરપણું પ્રગટ થાય છે, ત્યારે કર્મોનો ક્ષય થતાં તે પોતાનું સ્વરૂપ જાણે છે; તેથી પરવસ્તુપરથી તેને અભાવ થાય છે. આત્મા પોતામાં રમણ કરે છે; મન વચન અને કાયાના યોગને સ્થિર કરી નવાં કર્મો બાંધતો નથી; અને છેવટે અયોગી પણ થાય છે, તેથી વીર્યપણુ પ્રાપ્ત થતાં આત્માનુ કાર્ય થવાનું જાણી ભગવાન પાસે વીરપણું માગ્યું છે.

**ीर ं ॆ ा ाणे, ाण्युं तु ची ा ॆरे;**
**६ ाणे शक्ति ाणे, नि ु द हि ाणेरे. वी० ६**

### શબ્દાર્થ.

વીરપણું=શૂરવીરપણું, તે આતમ ઠાણે=તે આત્મ ગુણસ્થાનમાં ચઢતાં (પૂરેપૂરૂં હોવું જોઇએ એમ), જાણ્યું=હું જાણી શક્યો છું, (શાવડે કરીને તો કે), તુમચી=તમારી, વાણેરે=વાણીવડે કરીને-તારા આગમવડે કરીને, (તથા), ધ્યાન વિનાણે શકિત પ્રમાણે=મારી શકિતના પ્રમાણે ધ્યાન વિજ્ઞાન કરીને, નિજ=પોતાના, ધ્રુવપદ=(પરિણામ સ્થિરતા પ્રાપ્ય), શાંતિરૂપ અચલ-પદ, પહિચાણે=પિછાન્યાથી.

### ભાવાર્થ.

આત્મગુણસ્થાનમાં ચઢતાં પૂરેપૂરૂં શૂરવીરપણું હોવું જોઇએ એમ હવે હુ જાણી શકયો છું. શાથી ? તોકે આપની વાણીથી, અર્થાત્ આપના ઉપદેશથી. વળી મારી શકિત મુજબ ધ્યાન વિજ્ઞાને કરીને, એટલે ધ્યાન અને વિજ્ઞાનનું જેટલુ

બળ હોય તેના પ્રમાણમાં, અથવા તે પ્રમાણે પોતાનું સ્થિરપદ જે વીરપણું, તેને જીવ પિછાને એટલે ઓળખે.

### પરમાર્થ.

ભગવાન્ પાસે વીરપણુ માગવાનો વિચાર કરતાં ભગવાને કરેલા ઉપદેશનુ સ્મરણ થયું; તેથી પોતેજ ખુશી થઇને કહે છે કે હે પ્રભુ ! મારી જે ભૂલ છે તે મને જણાઇ. અત્યાર સુધી મે આપને વિનંતિ કરી કે મને વીરપણું આપો; પણ મારી માગણી પહેલાં આપે કહેલુ છે કે તમામ આત્મા મારા જેવા છે. એટલે જે વીરપણુ હુ આપની પાસે માગુ છુ તે વીરપણુ મારામાં જ છે, પણ તે વાતની મને ખબર નહોતી, પરંતુ આપની વાણીથી, એટલે આપના ઉપદેશથી મારી ખાત્રી થઇ છે કે તે વીરપણુ મારામાં છે.

ત્યારે પ્રશ્ન થાય છે કે જ્યારે વીરપણુ તમારામા છે, તો તમે કેમ નહોતા જાણતા ? અને ભગવાને કહ્યું છે તે શિવાય વીરપણું પોતાના આત્મામાં છે તે જાણવાને બીજુ સાધન છે કે કેમ ? તેનો ઉત્તર કહે છે કે, ધ્યાન કરવાથી વીરપણુ પોતામાં છે, તેનો પ્રત્યક્ષ અનુભવ થઈ શકે છે. તેમજ ગુરૂપરંપરાથી વિશેષ જ્ઞાન પ્રાપ્ત થયુ હોય તો તેથી પણ અનુભવ થઇ શકે છે. ધ્યાન અને જ્ઞાનની જેમ વિશેષતા, તેમ આત્મઅનુભવની પણ વિશેષતા જાણવી. મુમુક્ષુઓએ જ્ઞાન અને ધ્યાનને ગુરૂગમથી જાણી આત્મઅનુભવ કરવામા પ્રવૃત્તિ કરવી એ આ સ્તવનનુ રહસ્ય છે એમ હું ધારૂં છુ.

**ं ा जे र ा े, र रि तिने ा े रे;**
**क्ष .र्श ज्ञा वैरा े. ानंद भु े र. वी ७**

### શબ્દાર્થ.

(પૂર્ણ વીર્યોલ્લાસથી શૂરવીર બનીને) આલંબન=(સકળ) આલંબનો=અસમર્થ દશામાં લીધેલા ટેકા, (તથા) સાધન=(સકલ) સાધનો—ઉપકરણો, (તેને), જે=જે મહાત્મા, ત્યાગે=છોડે, પર પરિણતિ=આત્માથી અન્ય પુદ્‌ગલાદિનો સ્વભાવ, (તે), ભાગેરે=દૂર જાય (તે), અક્ષય=ક્ષય ન પામે એવા—શાશ્વત, દર્શન જ્ઞાન વૈરાગે=જ્ઞાન દર્શન અને ચારિત્રે કરીને, આનંદઘન=આનંદથી ભરપૂર, પ્રભુ=પરમ સમર્થ—પરમાત્મા પરમેશ્વર, (થઇને), જાગેરે=( હમેશાં ) જ્ઞાનથી જાગતો રહે છે.

### ભાવાર્થ.

સંપૂર્ણ વીર્યોલ્લાસથી શૂરવીર થઇને જે પુરૂષ અસમર્થ દશામાં લીધેલા આલંબનોને, અને સઘળાં ઉપકરણોને ત્યાગે છે, તેનાથી આત્માથી પર જે પુદ્‌ગલા-

દિનો સ્વભાવ તે દૂર જાય છે. વળી તે મહાત્મા પુરૂષ કદાપિ પણ ક્ષય ન પામે એવાં શાશ્વતા જ્ઞાન, દર્શન અને ચારિત્રે કરીને, આનંદથી ભરપૂર પરમાત્મારૂપ થઇને હમેશાં જ્ઞાનથી જાગતો રહે છે; અથવા આનદઘનજી મહારાજ કહે છે કે પ્રભુ એટલે આત્મા તે જાગે, એટલે અનાદિની ઉંઘમાંથી આત્મા જાગ્રત થાય; એટલે વિભાવદશાને ત્યાગી પોતે પરમાનંદરૂપ થાય છે.

## પરમાર્થ.

આત્મા પુદ્ગલના આધારથી પોતાનુ કાર્ય કરવાનુ ત્યાગે, અને પુદ્ગલનુ આલબન જો છોડી દે તો અખડ શુદ્ધ ચૈતન્યપણું, સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રવડે પ્રાપ્ત કરે, અને અનાદિ કાળથી આત્મા જે પુદ્ગલના સગમાં ઉંઘમા પડેલો છે તે જાગીને, પોતે પોતાનુ સ્વરૂપ પ્રાપ્ત કરે અથવા આનદઘનજી મહારાજ કહે છે કે, આત્મા પરવસ્તુનો સગ છોડે, પોતાનુ આલબન રાખે, અને પરાનુયાયીપણુ તજે તો રત્નત્રયીના આરાધનથી મોક્ષ પામે.

આ ચતુર્વિંશતી જિનના સ્તવનામા ભગવાનને વિનતિ કરતા, જૈનશાસ્ત્રના રહસ્યનુ કથન કરેલુ છે. વળી જે ભવ્ય પ્રાણીઓ આ સ્તવનાનુ સેવન કરશે, તેમજ શ્રવણ, મનન, અને નિદિધ્યાસન કરશે તે અક્ષયપદ પામશે

કર્ત્તાએ ઉપકાર બુદ્ધિથી આ સ્તવના રચેલી છે, તથા પોતાના આત્માનુ હિત ઇચ્છવા સાથે, અન્ય ભવ્ય પ્રાણીઓનુ પણ હિત વાંછ્યું છે, તો તેમના પ્રયત્નને સફળ કરવા વાંચકવૃંદને વિનંતિ છે.

શ્રી જ્ઞાનવિમલસૂરિ મહારાજે આ સ્તવનોનો ટબો લખતાં લખ્યુ છે કે,

**“ ाशय ानंदघ ो, अ ंभीर उदार;**
**ा ह्नि पसारि ि , हे उदधि ि ार ॥ १ ॥**

‘ શ્રી આનદઘનજી મહારાજનો આશય અત્યત ગભીર અને ઉદાર છે છતા બાળકને ‘ સમુદ્ર કેવડો મોટો છે ? ’ એમ પૂછતા જેમ પોતાની બાંહ્ય ( હાથ ) લાંબા કરીને ‘ આવડો મોટો છે ’ એમ કહે છે તેમ મે તેતો અલ્પમાત્ર અર્થ લખ્યો છે.’

આ સ્તવનના ગુઢાર્થ માટે જેટલુ કહીએ અને લખીએ તેટલુ ઓછુ છે. તેમાં પણ મારો પ્રયત્ન તો માત્ર ગુરૂમહારાજના આધારપરજ છે. જો મારી મતિની ન્યૂનતાથી કઇ ન્યુનાધિક લખાયુ હોય તો વાચકવૃંદ ક્ષમા કરશે, અને બને તો મને જણાવશે. આ ચોવીશે સ્તવનોનું શ્રવણ, મનન, અને નિદ્ધ્યાસન કરતા મારો શ્રમ સાર્થક થયો ગણાશે.




**ઇતિ શ્રી આનંદઘનજી કૃત ચોવીશી શ્રી જ્ઞાનવિમળજીસૂરિ**
**કૃત અર્થ ને ભાવાર્થ સહિત સંપૂર્ણ.**






# વિભાગ બીજો.

## श्रीवज्रपंजरस्तोत्रम्.

पर ेष्ठिन स्कारं, ारं नवपदात कम् ।
आत्मरक्षाकरं वज्र,-पञ्जराभं स्मराम्यहम् ॥ १ ॥

ઉત્તમ, નવપદરૂપ, આત્માની રક્ષા કરનાર અને વજ્રના પંજર તુલ્ય શ્રી પંચ પરમેષ્ઠી નમસ્કારનું હું સ્મરણ કરૂં છું. ૧.

ॐ न ो अरिहं ाणं, शिरस ं शिरसि स्थितम् ।
ॐ न ो ि द्धाणं, खे खप ं रम् ॥ २ ॥

' ॉं नमो अरिहंताणं ' એ પદ મસ્તક પર રહેલા ટોપ સદૃશ છે, ' ऑं नमो सिद्धाणं ' એ પદ મુખ ઉપર શ્રેષ્ઠ મુખપટ સમાન છે. ૨.

ॐ न ो आयरियाणं, ङ्गरक्षाति ायिनी ।
ॐ न ो उवज्झा ाणं, आ ुधं हस ोर्दृढम् ॥ ३ ॥

' ॉं नमो आयरियाणं ' એ પદ અતિશયવાળી અંગરક્ષારૂપ છે. ' ॉं नमो उवज्झायाणं ' એ પદ હસ્તને વિષે દ્રઢ શસ્ત્ર સમાન છે. ૩.

ॐ नमो लोए सव ाहूणं, ोचके पादयोः शुभे।
ए ो पंचनमु ारो, शिलावज्र ये तले ॥ ४ ॥

'ॉ मो लोए सव्व ाहूणं' એ પદ બન્ને પગની રક્ષા કરનાર શુભ મોજડીરૂપ છે, 'एसो पंचन क्कारो' ( આ પંચ પરમેષ્ઠી નમસ્કાર ) એ પદ નીચે વજ્રશિલામય છે. ૪.

व्वपा प्पणासणो, वप्रो वज्रमयो वहिः ।
ंग ाणं च ेर्ि, खादिरङ्गारखातिका ॥५॥

'व्वपावप्पणासणो' એ પદ બહાર રહેલો ( ફરતો ) વજ્રમય કિલ્લો છે, 'ंगलाणं च सव्वेर्सि' એ પદ કિલ્લા ફરતી ખેરના અંગારાવાળી ખાઇરૂપ છે. ૫.

स ाहान्तं च पदं ेयं, पढ ं हवइ मंगलं ।
प्रोपरि ज्र यं, प्रधानं देहरक्षणम् ॥ ६ ॥

'पढमं हवइ मंगलं' એ પદ કિલ્લા ઉપર રહેલું વજ્રમય મુખ્ય અંગના રક્ષક તુલ્ય છે. અહીં સર્વત્ર દરેક પદને છેડે સ્વાહા શબ્દ જોડવાનો છે એમ જાણવું. ૬.

महा भावा रक्षेयं, क्षुद्रोपद्रव ाशिनी ।
र ेष्ठिपदोद्भूता, थिता पूर्वसूरिभिः ॥ ७ ॥

આ મોટા પ્રભાવવાળી રક્ષા ક્ષુદ્ર ઉપદ્રવોનો નાશ કરનારી છે, તે પંચ પરમેષ્ઠી પદથી ઉત્પન્ન થયેલી છે અને તે પૂર્વાચાર્યોએ કહેલી છે. ૭.

यश्चै ं कुरुते रक्षां, परमेष्ठिपदैः सह ।
तस्य न स्याद्भयं व्याधि,-राधिश्चापि दाच ॥८॥

જે માણસ પંચ પરમેષ્ઠીના પદ સહિત આ પ્રમાણે આત્મરક્ષા કરે છે, તેને કદાપિ ભય, આધિ કે વ્યાધિ કાંઇપણ ઉત્પન્ન થતું નથી.

इति परमे ि नमस्कारः



# શ્રી વીશ સ્થાનક તપ આરાધન

# વિધિ.



સાધુ સાધ્વી જો એ તપ કરે તો જે પદના જેટલા ગુણ હોય તેટલા લોગસ્સનો કા સસગ્ગ, તેટલા ખમાસમણ અને એ પદની વીશ નવકારવાળી ગણે. ઉપરાંત અવકાશ મળતો હોય તો ત્રણ કાળના દેવ પાંચ શક્રસ્તવ, ત્રણ ચૈત્ય દન અને આઠ સ્તુતિઓવડે વાંદે.

શ્રાવક શ્રાવિકા આ તપના કરનારા સવાર સાંજ પ્રતિક્રમણ કરે, બે વખત પડિલેહણ કરે, ત્રિકાળ પૂજા કરે, બ્રહ્મચર્ય પાળે, અસત્ય, ચોરી, રાગદ્વેષની મંદતા કરે, બને તેટલો આરંભનો ત્યાગ કરે; ન બને તો દા-સીન ભાવથી, લુખા પરિણામથી પોતાનો નિભાવ કરી લે. બાકીની વિધિ કા સગ્ગ, ખમાસમણ, દેવવંદન, વીશ નવકારવાળી વિગેરે પર કહ્યા પ્રમાણે કરે. શક્તિ હોય તો તે તપ સંબંધી ઉપવાસને દિવસે દેરાસરમાં પદના ગુણ પ્રમાણે સાથીઆ કરી તેની ઉપર તેટલા ફળ, નૈવેદ્ય અને દ્રવ્યા-દિક ચડાવે.

એવી રીતે એક એક પદના આરાધન માટે વર્તમાન કાળાનુસારે યથાશક્તિ વીશ વીશ અઠ્ઠમ, અથવા છઠ્ઠ, અથવા ઉપવાસ, અથવા આયં-બિલ, નીવી કે એકાસણા કરે. એકાસણાથી ઓછો તપ કરાય નહિ.

પ્રથમ શુભ દિવસ, વાર, નક્ષત્ર, ચંદ્રબળ જોઇને ગુરૂ પાસે વિધિ સહિત આ તપ ઉચ્ચરે અને શરૂ કરે. જઘન્ય બે મહિનામાં એક ઓળી કરે, ઉત્કૃષ્ટ છ મહિનામાં એક ઓળી પૂર્ણ કરે. છઠ્ઠ અઠ્ઠમથી કરનાર એક વર્ષમાં એક ઓળી પૂર્ણ કરે. તપ પૂરો થાય ત્યારે ગુરૂમુખે ધારી લઇને યથાશક્તિ ઉજમણું કરે.



# પ્રથમ અરિહંત પદ આરાધન વિધિ.

નવકારવાળી ૐ **નમો અરિહંતાણં** એ પદની વીશ ગણે.

અરિહંતપદના બાર ગુણ હોવાથી **૧૨** ખમાસમણ નીચે પ્રમાણે ગુણ કહીને આપે.

ગુણના નામ.

૧ શ્રી અશોકવૃક્ષપ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૨ શ્રી પંચવર્ણજાનુદઘ્નપુષ્પપ્રકરપ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૩ શ્રી અતિમધુરદ્રવ્યમાધુર્યતોઽપિ મધુરતમદિવ્યધ્વનિપ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૪ શ્રી હેમરત્નજડિતદણ્ડસ્થિતાત્યુજ્વલચામરયુગલવીંજિતવ્યંજનક્રિયાયુક્તપ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૫ શ્રી સુવર્ણરત્નજડિતસદાસહચારિસિંહાસનસત્પ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૬ શ્રી તરુણતરણિતેજસોઽપ્યતિભાસ્કરતેજોયુક્તભામંડલપ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૭ શ્રી દુન્દુભિપ્રભૃત્યનેકવાદીત્રઆકાશસ્થિતવાદનરૂપસત્પ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૮ શ્રી મુક્તાજાલઝુમ્મનકયુક્તછત્રત્રયસત્પ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૯ શ્રી સ્વપરાપાયનિવારકાતિશયધરાય શ્રીમદર્હતે નમઃ

૧૦ શ્રી પંચત્રિંશદ્વાણીગુણયુક્તસુરાસુરદેવેન્દ્રનરેન્દ્રાણાં પૂજ્યાય શ્રીમદર્હતે નમઃ

૧૧ શ્રી સર્વભાષાનુગામિસકલસંશયોચ્છેદકવચનાતિશયાય શ્રીમદર્હતે નમઃ

૧૨ શ્રીલોકાલોકપ્રકાશકકેવલજ્ઞાનરૂપજ્ઞાનાતિશયેશ્વરાય શ્રીમદર્હતે નમઃ

એ પ્રમાણે ખમાસમણ દઇને પછી ભગવાનની સામે અથવા ઉપાશ્રય માં સ્થાપનાજી સામે ઇરિયાવહી પડિક્કમી, એક લોગસ્સનો કાઉસગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દઈ ' ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! અરિહંત પદ આરાધનાર્થં કાઉસગ્ગ કરૂં ? ' એમ કહી આદેશ માગે. ગુરૂ બેઠા હોય તો ' કરેહ ' કહે, એટલે પોતે ' ઇચ્છં ' કહી વંદણવત્તીયાએ૦, અન્નથ્થ૦ કહી ૨૪ અથવા ૧૨ લોગસ્સનો કાઉસગ્ગ મૌનપણે કરે. કાઉસગ્ગ-માં લોગસ્સ ' ચંદેસુ નિમ્મલયરા ' સુધી ચિંતવે. પછી ' નમો અરિહંતાણં ' કહી, કાઉસગ્ગ પારી પ્રગટ લોગસ્સ કહે. પછી એક ખમાસમણ દઈ ' વિધિ-કરતાં અવિધિ થઇ હોય તો મિચ્છામિ દુક્કડ" એમ કહે. ગુરૂનો યોગ ન હોય તો સ્થાપનાજી સામે આદેશ માગી ' ઇચ્છં ' કહીને આ પ્રમાણે વિધ કરે.

આ પદનું ધ્યાન ઉજવળ વર્ણે કરવું.

આ પદની આરાધના કરવાથી દેવપાળ તીર્થંકર થયા છે તેની કથા હવે પછી આપવામાં આવેલી છે.

## અથ દ્વિતીય સિદ્ધપદ આરાધન વિધિ.

સિદ્ધપદના ૩૧ ગુણ હોવાથી ખમાસમણ ૩૧ નીચે પ્રમાણે કહીને આપે અને ૨૦ નવકારવાળી **નમો સિદ્ધાણં** પદની ગણે.

૧ શ્રી મતિજ્ઞાનાવરણીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૨ શ્રી શ્રુતજ્ઞાનાવરણીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૩ શ્રી અવધિજ્ઞાનાવરણીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૪ શ્રી મનઃપર્યવજ્ઞાનાવરણીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૫ શ્રી કેવલજ્ઞાનાવરણીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૬ શ્રી નિદ્રાદર્શનાવરણીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૭ શ્રી નિદ્રાનિદ્રાદર્શનાવરણીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૮ શ્રી પ્રચલાદર્શનાવરણીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૯ શ્રી પ્રચલાપ્રચલાદર્શનાવરણીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ

૧૦ શ્રી થીણદ્ધિદર્શનાવરણીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૧૧ શ્રી ચક્ષુદર્શનાવરણીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૧૨ શ્રી અચક્ષુદર્શનાવરણીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૧૩ શ્રી અવધિદર્શનાવરણીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૧૪ શ્રી કેવલદર્શનાવરણીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૧૫ શ્રી સાતાવેદનીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૧૬ શ્રી અસાતાવેદનીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૧૭ શ્રી દર્શનમોહનીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૧૮ શ્રી ચારિત્રમોહનીકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૧૯ શ્રી નરકાયુઃકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૨૦ શ્રી તિર્યગાયુઃકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૨૧ શ્રી મનુષ્યાયુઃકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૨૨ શ્રી દેવાયુઃકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૨૩ શ્રી શુભનામકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૨૪ શ્રી અશુભનામકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૨૫ શ્રી ઉચ્ચગોત્રકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૨૬ શ્રી નીચગોત્રકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૨૭ શ્રી દાનાન્તરાયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૨૮ શ્રી લાભાન્તરાયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૨૯ શ્રી ભોગાન્તરાયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૩૦ શ્રી ઉપભોગાન્તરાયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ
૩૧ શ્રી વીર્યાન્તરાયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમઃ

આ પ્રમાણે ખમાસમણ દઇને પછી સિદ્ધના ૧૫ ભેદ હોવાથી ૧૫ લોગસ્સનો કાઉસગ્ગ કરે. આ પદનું ધ્યાન રક્તવર્ણે કરે.

આ પદની આરાધના કરવાથી હસ્તિપાળ રાજા તીર્થંકર થયા છે. તેની કથા હવે પછી જુદી આપવામાં આવી છે.

# અથ તૃતીય પ્રવચન ૫ આરાધન વિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ૐ નમો पवयणस्स એમ કહીને ગણે.

આ પદના ગુણ ૧૨ અથવા ૨૭ હોવાથી ૧૨ અથવા ૨૭ લોગસ્સનો કાઉસગ્ગ કરે. ખમાસમણ ૨૭ નીચે પ્રમાણે કહીને આપે.

૧ શ્રી સર્વતઃ પ્રાણાતિપાતવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૨ શ્રી સર્વતો મૃષાવાદવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૩ શ્રી સર્વતોઽદત્તાદાનવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૪ શ્રી સર્વતો મૈથુનવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૫ શ્રી સર્વતઃ પરિગ્રહાવરતાય શ્રીપ્રવચનાય નમઃ
૬ શ્રી દેશતઃ પ્રાણાતિપાતવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૭ શ્રી દેશતો મૃષાવાદવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૮ શ્રી દેશતોઽદત્તાદાનવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૯ શ્રી દેશતો મૈથુનવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૧૦ શ્રી દેશતઃ પરિગ્રહવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૧૧ શ્રી દિશિપરિમાણવ્રતયુક્તાય શ્રીપ્રવચનાય નમઃ
૧૨ શ્રી ભોગોપભોગપરિમાણવ્રતયુક્તાય શ્રીપ્રવચનાય નમઃ
૧૩ શ્રી અનર્થદણ્ડવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૧૪ શ્રી સામાયિકવ્રતયુક્તાય શ્રીપ્રવચનાય નમઃ
૧૫ શ્રી દિશાવગાશિકવ્રતયુક્તાય શ્રીપ્રવચનાય નમઃ
૧૬ શ્રી પોસહોપવાસવ્રતયુક્તાય શ્રીપ્રવચનાય નમઃ
૧૭ શ્રી અતિથિસંવિભાગવ્રતયુક્તાય શ્રીપ્રવચનાય નમઃ
૧૮ શ્રી વિધિસૂત્રાગમાય શ્રીપ્રવચનાય નમઃ
૧૯ શ્રી વર્ણિકસૂત્રાગમાય શ્રીપ્રવચનાય નમઃ
૨૦ શ્રી ભયસૂત્રાગમાય શ્રીપ્રવચનાય નમઃ
૨૧ શ્રી ઉત્સર્ગસૂત્રાગમાય શ્રીપ્રવચનાય નમઃ
૨૨ શ્રી અપવાદસૂત્રાગમાય શ્રીપ્રવચનાય નમઃ
૨૩ શ્રી ઉભયસૂત્રાગમાય શ્રીપ્રવચનાય નમઃ

૨૪ શ્રી ઉધમસૂત્રાગમાય શ્રીપ્રવચનાય નમઃ
૨૫ શ્રી સર્વનયસમૂહાત્મકાય શ્રીપ્રવચનાય નમઃ
૨૬ શ્રી સપ્તભંગીરચનાત્મકાય શ્રીપ્રવચનાય નમઃ
૨૭ શ્રી દ્વાદશાંગગણીપિટકાય શ્રીપ્રવચનાય નમઃ

આ પદનું ધ્યાન ઉજ્વળ વર્ણે કરવું. આ પદનું ધ્યાન કરવાથી જિનદત્ત શેઠ તીર્થંકર પદવીને પામ્યા છે. તેની કથા જુદી આપવામાં આવી છે.

## અથ ચતુર્થ આચાર્ય પદ આરાધન વિધિ.

આ પદના ૩૬ ગુણ હોવાથી કાઉસગ્ગ ૩૬ લોગસ્સનો કરવો. ૨૦ નવકારવાળી ॐ **नमो आयरियाणं** એ પદની ગણવી. ખમાસમણ ૩૬ નીચે પ્રમાણે કહીને આપવા.

૧ શ્રી પ્રતિરૂપગુણધરાય શ્રીઆચાર્યાય નમઃ
૨ શ્રી તેજસ્વિગુણધરાય શ્રીઆચાર્યાય નમઃ
૩ શ્રી યુગપ્રધાનાગમાય શ્રીઆચાર્યાય નમઃ
૪ શ્રી મધુરવાક્યગુણધરાય શ્રીઆચાર્યાય નમઃ
૫ શ્રી ગમ્ભીરગુણધરાય શ્રીઆચાર્યાય નમઃ
૬ શ્રી સુબુદ્ધિગુણધરાય શ્રીઆચાર્યાય નમઃ
૭ શ્રી ઉપદેશતત્પરાય શ્રીઆચાર્યાય નમઃ
૮ શ્રી અપરિશ્રાવિગુણધરાય શ્રીઆચાર્યાય નમઃ
૯ શ્રી ચન્દ્રવત્સૌમ્યસ્વગુણધરાય શ્રીઆચાર્યાય નમઃ
૧૦ શ્રી વિવિધાભિગ્રહમતિધરાય શ્રીઆચાર્યાય નમઃ
૧૧ શ્રી અવિકથકગુણધરાય શ્રીઆચાર્યાય નમઃ
૧૨ શ્રી અચપલગુણધરાય શ્રીઆચાર્યાય નમઃ
૧૩ શ્રી સંયમશીલગુણધરાય શ્રીઆચાર્યાય નમઃ
૧૪ શ્રી પ્રશાન્તહૃદયાય શ્રીમહાચાર્યાય નમઃ
૧૫ શ્રી ક્ષમાગુણધરાય શ્રીમહાચાર્યાય નમઃ
૧૬ શ્રી માર્દવગુણધરાય શ્રીમહાચાર્યાય નમઃ

૧૭ શ્રી આર્જવગુણધરાય શ્રીમહાચાર્યાય નમઃ
૧૮ ,, નિર્લોભિતાગુણધરાય શ્રીમહાચાર્યાય નમઃ
૧૯ ,, તપોગુણયુકતાય શ્રીમહાચાર્યાય નમઃ
૨૦ ,, સંયમગુણયુકતાય શ્રીમહાચાર્યાય નમઃ
૨૧ ,, સત્યધર્મયુકતાય શ્રીમહાચાર્યાય નમઃ
૨૨ ,, શૌચગુણયુકતાય શ્રીમહાચાર્યાય નમઃ
૨૩ ,, આકિંચન્યગુણયુકતાય શ્રીમહાચાર્યાય નમઃ
૨૪ ,, બ્રહ્મચર્યગુણયુકતાય શ્રીમહાચાર્યાય નમઃ
૨૫ ,, અનિત્યભાવનાભાવિતાય શ્રીમહાચાર્યાય નમઃ
૨૬ ,, અશરણભાવનાભાવિતાય શ્રીમહાચાર્યાય નમઃ
૨૭ ,, સંસારભાવનાભાવિતાય શ્રીમહાચાર્યાય નમઃ
૨૮ ,, એકત્વભાવનાભાવિતાય શ્રીમહાચાર્યાય નમઃ
૨૯ ,, અન્યત્વભાવનાભાવિતાય શ્રીમહાચાર્યાય નમઃ
૩૦ ,, અશુચિભાવનાભાવિતાય શ્રીમહાચાર્યાય નમઃ
૩૧ ,, આશ્રવભાવનાભાવિતાય શ્રીમહાચાર્યાય નમઃ
૩૨ ,, સંવરભાવનાભાવિતાય શ્રીમહાચાર્યાય નમઃ
૩૩ ,, નિર્જરાભાવનાભાવિતાય શ્રીમહાચાર્યાય નમઃ
૩૪ ,, લોકસ્વભાવભાવનાભાવિતાય શ્રીમહાચાર્યાય નમઃ
૩૫ ,, બોધિદુર્લભભાવનાભાવિતાય શ્રીમહાચાર્યાય નમઃ
૩૬ ,, ધર્મસાધકઅરિહંતદુર્લભભાવનાભાવિતાય શ્રીમહાચાર્યાય નમઃ

આચાર્યપદનું ધ્યાન પીતવર્ણે કરવું. એ પદનું ધ્યાન કરવાથી પુરૂષોત્તમ રાજા તીર્થંકર થયા છે. તેની કથા હવે પછી આ પત્રામાં આવનાર છે.

## અથ પંચમ સ્થવિર પદ આરાધન વિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ૐ નમો થેરાણં આ પદ બોલીને ગણવી. આ પદના આરાધન માટે ૧૦ લોગસ્સનો કાઉસગ્ગ કરવો.

આ પદના ૧૦ ખમાસમણ નીચે પ્રમાણે બોલીને આપવા.—

૧ શ્રી લૌકિકસ્થવિરદેશકાય શ્રીલોકોત્તરસ્થવિરાય નમઃ
૨ ,, દેશસ્થવિરદેશકાય શ્રીલોકોત્તરસ્થવિરાય નમઃ
૩ ,, ગ્રામસ્થવિરદેશકાય શ્રીલોકોત્તરસ્થવિરાય નમઃ
૪ ,, કુલસ્થવિરદેશકાય શ્રીલોકોત્તરસ્થવિરાય નમઃ
૫ ,, લૌકિકકુલસ્થવિરદેશકાય શ્રીલોકોત્તરસ્થવિરાય નમઃ
૬ ,, લૌકિકગુરુસ્થવિરદેશકાય શ્રીલોકોત્તરસ્થવિરાય નમઃ
૭ ,, લોકોત્તરશ્રીસંઘસ્થવિરાય નમઃ
૮ ,, લોકોત્તરપર્યાયસ્થવિરાય નમઃ
૯ ,, લોકોત્તરશ્રુતસ્થવિરાય નમઃ
૧૦ ,, લોકોત્તરવયસ્થવિરાય નમઃ

આ પદનું ધ્યાન ગૌરવર્ણે કરવું. આ પદનું આરાધન કરવાથી પદ્મોત્તર રાજા તીર્થંકર થયા છે તેની કથા હવે પછી આપવામાં આવનાર છે.

## અથ ષષ્ઠ ઉપાધ્યાય પદ આરાધન વિધિ.

આ પદની નવકારવાળી ૨૦ ૐ **नमो उवज्झायाणं** એ પદવડે ગણવી. આ પદના ગુણ ૨૫ હોવાથી ૨૫ લોગસ્સનો કાઉસગ્ગ કરવો.

ખમાસમણ ૨૫ નીચે પ્રમાણે બોલીને આપવા.

૧ શ્રી આચારાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૨ ,, સુઅગડાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૩ ,, ઠાણાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૪ ,, સમવાયાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૫ ,, વિવાહપન્નત્તિઅઙ્ગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૬ ,, જ્ઞાતાધર્મકથાઙ્ગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૭ ,, ઉપાસકદશાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ

૮ શ્રી અંતગડદશાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૯ ,, અનુત્તરોવવાઇઅંગ શ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૧૦ ,, પ્રશ્નવ્યાકરણાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૧૧ ,, વિપાકાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૧૨ ,, ઉવવાઇઉપાંગ શ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૧૩ ,, રાયપસેણિઉપાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૧૪ ,, જીવાભિગમઉપાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૧૫ ,, પન્નવણાઉપાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૧૬ ,, જંબૂદ્વીપપન્નત્તિઉપાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૧૭ ,, ચન્દપન્નત્તિઉપાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૧૮ ,, સૂરપન્નત્તિઉપાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૧૯ ,, નિરયાવલીઉપાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૨૦ ,, કપ્પિઆઉપાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૨૧ ,, પુપ્ફિઆઉપાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૨૨ ,, પુપ્ફચૂલિઆઉપાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૨૩ ,, વન્હિદશાઉપાંગશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૨૪ ,, દ્વાદશાંગીશ્રુતપાઠકાય શ્રીઉપાધ્યાયેભ્યો નમઃ
૨૫ ,, દ્વાદશાંગીશ્રુતાર્થઅધ્યાપકાય ીઉપાધ્યાયેભ્યો નમઃ

આ પદનું ધ્યાન નીલવર્ણવડે કરવું. આ પદના આરાધનથી શ્રી મ ંદ્રપાળ તીર્થંકર થયા છે તેની કથા હવે પછી આપવામાં આવનાર છે.

## થ સપ્તમ ધુપ આ ાધન વિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ૐ मो लोए ᳚ हू ं એ પદ વડે ગણવી. આ પદના આરાધનનો કાઉસગ્ગ ૨૭ લોગસ્સનો કરવો. આ પદના ૨૭ ખમા મણ નીચે પ્રમાણે પદો બોલીને આપવા.

૧ શ્રી પૃથ્વિકાયરક્ષકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ

૨ શ્રી અપ્કાયરક્ષકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૩ ,, તેઉકાયરક્ષકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૪ ,, વાયુકાયરક્ષકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૫ ,, વનસ્પતિકાયરક્ષકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૬ ,, ત્રસકાયરક્ષકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૭ ,, સર્વતઃ પ્રાણાતિપાતવિરતેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૮ ,, સર્વતઃ મૃષાવાદવિરતેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૯ ,, સર્વતોઽદત્તાદાનવિરતેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૧૦ ,, સર્વતો મૈથુનાત્ વિરતેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૧૧ ,, સર્વતઃ પરિગ્રહાત્ વિરતેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૧૨ ,, સર્વતો રાત્રિભોજનાત્ વિરતેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૧૩ ,, ક્રોધાદિકષાયચતુષ્કનિગ્રહકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૧૪ ,, શ્રોત્રેન્દ્રિયવિષયનિગ્રહકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૧૫ ,, ચક્ષુરિન્દ્રિયવિષયનિગ્રહકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૧૬ ,, ઘ્રાણેન્દ્રિયવિષયનિગ્રહકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૧૭ ,, રસનેન્દ્રિયવિષયનિગ્રહકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૧૮ ,, સ્પર્શનેન્દ્રિયવિષયનિગ્રહકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૧૯ ,, શીતાદિપરીષહસહકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૨૦ ,, ક્ષમાદિગુણધારકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૨૧ ,, ભાવવિશુદ્ધેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૨૨ ,, મનોયોગશુદ્ધેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૨૩ ,, વચનયોગશુદ્ધેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૨૪ ,, કાયયોગશુદ્ધેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૨૫ ,, મરણાન્તઉપસર્ગસહકેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૨૬ ,, અંગોપાંગસંકોચનસંલીનતાગુણયુક્તેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ
૨૭ ,, નિર્દોષસંયમયોગયુક્તેભ્યઃ સર્વસાધુભ્યો નમઃ

આ પદનું ધ્યાન શ્યામવર્ણવડે કરવું. આ પદનું આરાધન કરવાથી શ્રી વીરભદ્ર તીર્થંકર થયા છે તેની કથા હવે પછી આપવામાં આવનાર છે.

# અથ અષ્ટમ જ્ઞાન પદ આરાધન વિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ૐ નમો નાણસ્સ એ પદવડે ગણવી. આ પદના આરાધન માટે ૫૧ લોગસ્સનો કાઉસગ્ગ કરવો—ખમાસમણ ૫૧ નીચે પ્રમાણે પદ બોલીને આપવા.

૧ શ્રી સ્પર્શનેન્દ્રિયવ્યંજનાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨ ,, રસનેન્દ્રિયવ્યંજનાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૩ ,, ઘ્રાણેન્દ્રિયવ્યંજનાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૪ ,, શ્રોત્રેન્દ્રિયવ્યંજનાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૫ ,, સ્પર્શનેન્દ્રિયઅર્થાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૬ ,, રસનેન્દ્રિયઅર્થાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૭ ,, ઘ્રાણેન્દ્રિયઅર્થાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૮ ,, ચક્ષુરિન્દ્રિયઅર્થાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૯ ,, શ્રોત્રેન્દ્રિયઅર્થાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૦ ,, મનોઽર્થાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૧ ,, સ્પર્શનેન્દ્રિયઇહાસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૨ ,, રસનેન્દ્રિયઇહાસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૩ ,, ઘ્રાણેન્દ્રિયઇહાસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૪ ,, ચક્ષુરિન્દ્રિયઇહાસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૫ ,, શ્રોત્રેન્દ્રિયઇહાસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૬ ,, મનઇહાસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૭ ,, સ્પર્શનેન્દ્રિયઅપાયસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૮ ,, રસનેન્દ્રિયઅપાયસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૯ ,, ઘ્રાણેન્દ્રિયઅપાયસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ

૨૦ શ્રી ચક્ષુરિન્દ્રિયાપાયસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૧ ,, શ્રોત્રેન્દ્રિયાપાયસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૨ ,, મનોઽપાયસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૩ ,, સ્પર્શનેન્દ્રિયધારણાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૪ ,, રસનેન્દ્રિયધારણાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૫ ,, ઘ્રાણેન્દ્રિયધારણાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૬ ,, ચક્ષુરિન્દ્રિયધારણાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૭ ,, શ્રોત્રેન્દ્રિયધારણાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૮ ,, મનોધારણાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૯ ,, અક્ષરશ્રુતજ્ઞાનાય નમઃ
૩૦ ,, અનક્ષરશ્રુતજ્ઞાનાય નમઃ
૩૧ ,, સંજ્ઞિશ્રીશ્રુતજ્ઞાનાય નમઃ
૩૨ ,, અસંજ્ઞિશ્રીશ્રુતજ્ઞાનાય નમઃ
૩૩ ,, સમ્યક્શ્રીશ્રુતજ્ઞાનાય નમઃ
૩૪ ,, મિથ્યાત્વશ્રીશ્રુતજ્ઞાનાય નમઃ
૩૫ ,, સાદિશ્રીશ્રુતજ્ઞાનાય નમઃ
૩૬ ,, અનાદિશ્રીશ્રુતજ્ઞાનાય નમઃ
૩૭ ,, સપર્યવસિતશ્રીશ્રુતજ્ઞાનાય નમઃ
૩૮ ,, અપર્યવસિતશ્રીશ્રુતજ્ઞાનાય નમઃ
૩૯ ,, ગમિકશ્રીશ્રુતજ્ઞાનાય નમઃ
૪૦ ,, અગમિકશ્રીશ્રુતજ્ઞાનાય નમઃ
૪૧ ,, અંગપ્રવિષ્ટશ્રીશ્રુતજ્ઞાનાય નમઃ
૪૨ ,, અનંગપ્રવિષ્ટશ્રીશ્રુતજ્ઞાનાય નમઃ
૪૩ ,, આનુગામિકશ્રીઅવધિજ્ઞાનાય નમઃ
૪૪ ,, અનાનુગામિકશ્રીઅવધિજ્ઞાનાય નમઃ
૪૫ ,, વર્ધમાનશ્રીઅવધિજ્ઞાનાય નમઃ
૪૬ ,, હીયમાનશ્રીઅવધિજ્ઞાનાય નમઃ

૪૭ શ્રી પ્રતિપાતિશ્રીઅવધિજ્ઞાનાય નમઃ
૪૮ „ અપ્રતિપાતિશ્રીઅવધિજ્ઞાનાય નમઃ
૪૯ „ ઋજુમતિશ્રીમનઃપર્યવજ્ઞાનાય નમઃ
૫૦ „ વિપુલમતિશ્રીમનઃપર્યવજ્ઞાનાય નમઃ
૫૧ „ લોકાલોકપ્રકાશકશ્રીકેવલજ્ઞાનાય નમઃ

આ પદનું ધ્યાન ઉજ્વળવર્ણે કરવું, આ પદનું આરાધન કરવાથી જયંતરાજા તીર્થંકર થયા છે. તેની કથા હવેપછી આપવામાં આવનાર છે.

## અથ નવમ ર્શનપ આરાધનવિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ॐ न मो दंसणस्स એ પદવડે ગણવી. સમકિતના ૬૭ બોલ–ભેદ હોવાથી ૬૭ લોગસ્સનો કાઉસગ્ગ કરવો. ખમાસમણ ૬૭ નીચે પ્રમાણે બોલીને આપવા.

| | | |
|---|---|---|
| ૧ તત્ત્વશ્રદ્ધાનરૂપ | શ્રીસમ્યગ્દર્શનગુણધરાય | નમઃ |
| ૨ બહુમાનાદરરૂપ | „ | „ |
| ૩ કુલિંગિસંગવર્જન | „ | „ |
| ૪ મિથ્યાદર્શનિસંસર્ગવર્જનરૂપ | „ | „ |
| ૫ જિનાગમશ્રવણપરમઇચ્છારૂપ | „ | „ |
| ૬ ધર્મકરણે તીવ્રઇચ્છારૂપ | „ | „ |
| ૭ વૈયાવૃત્યકરણતત્પરરૂપ | „ | „ |
| ૮ શ્રી અરિહંતવિનયકરણરૂપ | „ | „ |
| ૯ „ સિદ્ધવિનયકરણરૂપ | „ | „ |
| ૧૦ „ જિનપ્રતિમાવિનયકરણરૂપ | „ | „ |
| ૧૧ „ શ્રુતજ્ઞાનવિનયકરણરૂપ | „ | „ |
| ૧૨ „ ચારિત્રધર્મવિનયકરણરૂપ | „ | „ |
| ૧૩ „ સાધુમુનિરાજવિનયકરણરૂપ | „ | „ |
| ૧૪ „ આચાર્યવિનયકરણરૂપ | „ | „ |

| | | |
|---|---|---|
| १५ श्री उपाध्यायविनयकरणरूप | सम्यग्‌दर्शनगुणधराय | नमः |
| १६ श्री प्रवचनरूपसंघविनयकरणरूप | ,, | ,, |
| १७ श्री सम्यग्दर्शनविनयकरणरूप | ,, | ,, |
| १८ श्री मनःशुद्धिरूप | ,, | ,, |
| १९ श्री वचनशुद्धिरूप | ,, | ,, |
| २० श्री कायशुद्धिरूप | ,, | ,, |
| २१ शंकादूषणत्यागरूप | ,, | ,, |
| २२ आकांक्षादूपणत्यागरूप | ,, | ,, |
| २३ विचिकित्सादूषणत्यागरूप | ,, | ,, |
| २४ मिथ्याद्रष्टिप्रशंसावर्जनरूप | ,, | ,, |
| २५ मिथ्याद्रष्टिसंसर्गवर्जनरूप | ,, | ,, |
| २६ श्री प्रवचन प्रभावक | सम्यग्‌दर्शनगुणधराय | नमः |
| २७ श्री धर्मकथक प्रभावक | ,, | ,, |
| २८ श्री वादि प्रभावक | ,, | ,, |
| २९ श्री निमित्तक प्रभावक | ,, | ,, |
| ३० श्री तपस्वी प्रभावद | ,, | ,, |
| ३१ श्री विद्या प्रभावक | ,, | ,, |
| ३२ श्री सिद्ध प्रभाचक | ,, | ,, |
| ३३ श्री कवि प्रभावक | ,, | ,, |
| ३४ श्री स्थैर्यभूपणधारक | ,, | ,, |
| ३५ श्री प्रभावनाभूषणधारक | ,, | ,, |
| ३६ श्री क्रियाकुशळभूषणधारक | ,, | ,, |
| ३७ श्री अंतरंगभक्तिभूपणधारक | ,, | ,, |
| ३८ श्री तीर्थसेवाभूपणधारक | ,, | ,, |
| ३९ श्री शमलक्षणधारक | ,, | ,, |
| ४० श्री संवेगलक्षणधारक | ,, | ,, |
| ४१ श्री निर्वेदलक्षणधारक | ,, | ,, |
| ४२ श्री अनुकंपालक्षणधारक | , | ,, |

૪૩ શ્રી આસ્તિકયતા લક્ષણધારક શ્રી સમ્યગ્દર્શનગુણધરાય નમઃ
૪૪ અન્યદેવનમનત્યાગરૂપ ,,
૪૫ અન્યદર્શનિ ગૃહિત જિનપ્રતિમા નમન ત્યાગરૂપ ,,
૪૬ મિથ્યાદર્શનિ સહ સંલાપત્યાગરૂપ ,,
૪૭ મિથ્યાદર્શનિ સહ આલાપત્યાગરૂપ ,,
૪૮ મિથ્યાદર્શનિનાં આહારદાનત્યાગરૂપ ,,
૪૯ મિથ્યાદર્શનિનાં વારંવાર આહારાદિદાનત્યાગરૂપ
૫૦ રાયાભિયોગેણં આગારવાન્ ,, ,,
૫૧ બલાભિયોગેણં આગારવાન્ ,, ,,
૫૨ ગણાભિયોગેણં આગારવાન્ ,, ,,
૫૩ દેવાભિયોગેણં આગારવાન્ ,, ,,
૫૪ ગુરૂનિગ્ગહેણં આગારવાન્ ,, ,,
૫૫ વિત્તિકાંતારેણં આગારવાન્ ,, ,,
૫૬ ધર્મ રૂપવૃક્ષસ્ય મૂળભૂત ,, ,,
૫૭ મોક્ષરૂપનગરસ્ય દ્વારભૂત ,, ,,
૫૮ ધર્મરૂપવાહનસ્ય પીઠભૂત ,, ,,
૫૯ વિનયાદિગુણસ્ય આધારભૂત ,, ,,
૬૦ ધર્મરૂપઅમૃતસ્ય પાત્રભૂત ,, ,,
૬૧ રત્નત્રયિણાં નિધાન ૂત ,, ,,
૬૨ અસ્તિ આત્મા–ઇતિ નિર્ણયરૂપ ,, ,,
૬૩ નિત્યાનિત્ય આત્મા–ઇતિ નિર્ણયરૂપ ,,
૬૪ જીવઃ કર્મણઃ કર્ત્તા–ઇતિ નિર્ણયરૂપ ,,
૬૫ જીવઃ કર્મણો ભોક્તા–ઇતિ નિર્ણયરૂપ ,,
૬૬ અસ્તિ જીવસ્ય મોક્ષઃ–ઇતિ નિર્ણયરૂપ ,,
૬૭ મોક્ષસ્ય અસ્તિ ઉપાયઃ–ઇતિ નિર્ણયરૂપ ,,

આ પદનું ધ્યાન ઉજ્વળ વર્ણે કરવું. આ પદનું આરાધન કરવાથી શ્રી હરિવિક્રમ રાજા તીર્થંકર થયા છે. તેની કથા હવે પછી આપવામાં આવનાર છે.

# થ શમ વિનયપદ આરાધન વિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ૐ : विन णसंप ९ એ પદ-વડે ગણવી. વિનયપદના ( ૫૨ ) પ્રકાર હોવાથી ( ૫૨ ) લોગસ્સનો કા સગ્ગ કરવો. ખમાસમણ નીચે પ્રમાણે પદો કહીને ( ૫૨ ) આપવા.

૧ શ્રી તીર્થંકરાણું અનાશાતનારૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ
૨ ,, તીર્થંકરાણું ભક્તિકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ
૩ ,, તીર્થંકરાણું બહુમાનકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ
૪ ,, તીર્થંકરાણું સ્તુતિકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ
૫ ,, સિદ્ધાનાં અનાશાતનારૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ
૬ ,, સિધ્ધાનાં ભક્તિકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ
૭ ,, સિદ્ધાનાં સ્તુતિકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ
૮ ,, સિદ્ધાનાં બહુમાનકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ
૯ ,, સુવિહિતચાંદ્રાદિકુલાનાં અનાશાતનારૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ
૧૦ ,, સુવિહિતચાંદ્રાદિકુલાનાં ભક્તિકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ
૧૧ ,, સુવિહિતચાંદ્રાદિકુલાનાં બહુમાનકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ
૧૨ ,, સુવિહિતચાંદ્રાદિકુલાનાં સ્તુતિકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ
૧૩ ,, કોટિકાદિગણોત્પન્ન સુવિહિતમુનીનાં અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ
૧૪ ,, કોટિકાદિગણોત્પન્ન સુવિહિતમુનીનાં ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ
૧૫ ,, કોટિકાદિગણોત્પન્ન સુવિહિતમુનીનાં બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૧૬ શ્રી કોટિકાદિગણોત્પન્ન સુવિહિતમુનીનાં સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૧૭ ,, ચતુર્વિધસંઘસ્ય અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૧૮ ,, સમસ્તસંઘસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૧૯ ,, સમસ્તસંઘસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૨૦ ,, સમસ્તસંઘસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૨૧ ,, શુદ્ધાગમોક્તક્રિયાકારકસ્ય અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૨૨ ,, શુદ્ધાગમોક્તક્રિયાકારકસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૨૩ ,, શુદ્ધાગમોક્તક્રિયાકારકસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૨૪ ,, શુદ્ધાગમોક્તક્રિયાકારકસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૨૫ ,, જિનોક્તધર્મસ્ય અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૨૬ ,, જિનોક્તધર્મસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૨૭ ,, જિનોક્તધર્મસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૨૮ ,, જિનોક્તધર્મસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૨૯ ,, જ્ઞાનગુણપ્રાપ્તસ્ય અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૩૦ શ્રી જ્ઞાનગુણપ્રાપ્તસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૩૧ ,, જ્ઞાનગુણપ્રાપ્તસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૩૨ ,, જ્ઞાનગુણપ્રાપ્તસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૩૩ ,, જ્ઞાનસ્ય અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૩૪ ,, જ્ઞાનસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૩૫ ,, જ્ઞાનસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૩૬ ,, જ્ઞાનસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૩૭ શ્રીમહાચાર્યસ્ય અનાશાતનારૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૩૮ શ્રીમહાચાર્યસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યોનમઃ

૩૯ શ્રીમહાચાર્યસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૪૦ શ્રીમહાચાર્યસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૪૧ ,, સ્થવિરમુનીનાં અનાશાતનારૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૪૨ ,, સ્થવિરમુનીનાં ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૪૩ ,, સ્થવિરમુનીનાં બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૪૪ ,, સ્થવિરમુનીનાં સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યોનમઃ

૪૫ શ્રીમદુપાધ્યાયસ્ય અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૪૬ શ્રીમદુપાધ્યાયસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૪૭ શ્રીમદુપાધ્યાયસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૪૮ શ્રીમદુપાધ્યાયસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૪૯ શ્રીમદ્ ગણાવચ્છેદકસ્ય અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણ પ્રાપ્તેભ્યો નમઃ

૫૦ શ્રીમદ્ ગણાવચ્છેદકસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૫૧ શ્રીમદ્ ગણાવચ્છેકસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

૫૨ શ્રીમદ્ ગણાવચ્છેદકસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમઃ

આ પદનું ધ્યાન ઉજ્વળ વર્ણે કરવું. આ પદનું આરાધન કરવાથી ધનશેઠ તીર્થંકર પદ પામ્યા છે તેની કથા હવે પછી આપવામાં આવનાર છે.

આ વિનયપદના પાંચ, દશ, તેર, બાવન અને છાસઠ ભેદ થાય છે, તેમાંથી અહીં ઉપર પ્રમાણે (૫૨) ભેદ લખ્યા છે.

## અથ એકાદશ ચારિત્રપદ આરાધન વિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ૐ નમો ચરિત્તસ્સ એ પદવડે ગણવી. આ પદના ૭૦ ભેદ હોવાથી કાઉસગ્ગ ૭૦ લોગસ્સનો કરવો. આ પદના ખમાસમણ ૭૦ નીચે પ્રમાણે બોલીને આપવા.

૧ શ્રી સર્વતઃ પ્રાણાતિપાતવિરમણવ્રતધરાય શ્રીચારિત્રાય નમઃ
૨ ,, સર્વતઃ મૃષાવાદવિરમણવ્રતધરાય શ્રીચારિત્રાય નમઃ
૩ ,, સર્વતઃ અદત્તાદાનવિરમણવ્રતધરાય શ્રીચારિત્રાય નમઃ
૪ ,, સર્વતઃ મૈથુનવિરમણવ્રતધરાય શ્રીચારિત્રાય નમઃ
૫ ,, સર્વતઃ પરિગ્રહવિરમણવ્રતધરાય શ્રીચારિત્રાય નમઃ
૬ ,, સમ્યક્ક્ષમાગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ

૭ શ્રી સમ્યગ્માર્દવગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ
૮ ,, સમ્યગાર્જવગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ
૯ ,, સમ્યગ્મુક્તિગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ
૧૦ ,, સમ્યક્તપગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ
૧૧ ,, સમ્યક્સંયમગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ
૧૨ ,, સમ્યક્સત્યગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ
૧૩ ,, સમ્યક્શૌચગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ
૧૪ ,, સમ્યગ્અકિંચનગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ
૧૫ ,, સમ્યગ્બ્રહ્મચર્યગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ
૧૬ ,, પૃથ્વીકાયજીવરક્ષકાય શ્રીચારિત્રાય નમઃ
૧૭ ,, અપ્કાયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૧૮ ,, તેઉકાયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૧૯ ,, વાઉકાયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૨૦ ,, વનસ્પતિકાયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૨૧ ,, બેઇંદ્રિયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૨૨ ,, તેઇંદ્રિયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૨૩ ,, ચૌરિંદ્રિયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૨૪ ,, પંચેન્દ્રિયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૨૫ ,, અજીવસંયમાય શ્રી ચારિત્રાય નમઃ
૨૬ ,, પ્રેક્ષાસંયમાય[1] શ્રી ચારિત્રાય નમઃ
૨૭ ,, ઉપેક્ષાસંયમાય આરંભઉત્સૂત્રભાષણત્યાગાય શ્રી ચારિત્રાય નમઃ
૨૮ ,, પ્રમાર્જનસંયમાય શ્રી ચારિત્રાય નમઃ
૨૯ ,, પારિષ્ટાપનસંયમઉપયોગયુક્તાય શ્રી ચારિત્રાય નમઃ
૩૦ ,, મનઃસંયમયુક્તાય[2] શ્રીચારિત્રાય નમઃ

---

૧ યતનાપૂર્વક વર્તવુ તે. ૨ મનગુપ્તિ.

૩૧ શ્રી વચનસંયમયુક્તાય[1] શ્રી ચારિત્રાય નમઃ
૩૨ „ કાયસંયમયુક્તાય[2] શ્રી ચારિત્રાય નમઃ
૩૩ „ આચાર્યસ્ય વૈયાવચ્ચકરણરૂપ શ્રી ચારિત્રાય નમઃ
૩૪ „ ઉપાધ્યાયસ્ય વૈયાવચ્ચકરણરૂપ શ્રી ચારિત્રાય નમઃ
૩૫ „ તપસ્વીવૈયાવચ્ચકરણરૂપ શ્રી ચારિત્રાય નમઃ
૩૬ „ લઘુશિષ્યસ્ય વૈયાવચ્ચકરણરૂપ શ્રી ચારિત્રાય નમઃ
૩૭ „ ગ્લાનમુનેર્વૈયાવચ્ચકરણરૂપ શ્રી ચારિત્રાય નમઃ
૩૮ „ સ્થવિરસ્ય વૈયાવચ્ચકરણરૂપ શ્રી ચારિત્રાય નમઃ
૩૯ „ સમનોજ્ઞએકસામાચારિકારકસ્ય વૈયાવચ્ચકરણરૂપ શ્રી ચારિત્રાય નમઃ
૪૦ „ શ્રમણસંઘસ્ય વૈયાવચ્ચકરણરૂપ શ્રી ચારિત્રાય નમઃ
૪૧ „ ચંદ્રાદિકુલસ્ય વૈયાવચ્ચકરણરૂપ શ્રી ચારિત્રાય નમઃ
૪૨ „ કોટિકાદિગણસ્ય વૈયાવચ્ચકરણરૂપ શ્રી ચારિત્રાય નમઃ
૪૩ સ્ત્રીપશુપંડકરહિતવસતિવાસિ શુદ્ધબ્રહ્મવ્રતયુક્તાય શ્રી ચારિત્રાય નમઃ
૪૪ સ્ત્રીસહ સરાગવાર્તાલાપવર્જકાય શ્રી બ્ર વ્રતયુકતાય શ્રી ચારિત્રાય નમઃ
૪૫ સ્ત્રીઆસનવર્જકાય શ્રીબ્રહ્મવ્રતયુકતાય શ્રી ચારિત્રાય નમઃ
૪૬ સ્ત્રીસરાગઅંગોપાંગનિરીક્ષણવર્જકાય શ્રી બ્રહ્મવ્રતયુકતાય શ્રી ચારિત્રાય નમઃ
૪૭ કુડ્યાંતરિતસ્ત્રીપુરૂષક્રીડાસ્થાનવર્જકાય શ્રી બ્રહ્મવ્રતયુક્તાય શ્રી ચારિત્રાય નમઃ
૪૮ ગૃહસ્થાશ્રમે સ્ત્રીસંગક્રીડાવિલાસસ્મરણવર્જકાય શ્રી બ્રહ્મવ્રતયુક્તાય શ્રી ચારિત્રાય નમઃ
૪૯ સરસઆહારવર્જકાય શ્રી બ્રહ્મવ્રતયુકતાય શ્રી ચારિત્રાય નમઃ

૧ વચનગુપ્તિ. ૨ કાયગુપ્તિ.

૫૦ અતિમાત્રાહારવર્જકાય શ્રીબ્રહ્મવ્રતયુક્તાય શ્રી ચારિત્રાય નમઃ
૫૧ વિભૂષણાદિશરીરશોભાવર્જકાય શ્રી બ્રહ્મવ્રતયુક્તાય શ્રી ચારિત્રાય નમઃ
૫૨ શ્રી સમ્યક્ જ્ઞાનગુણયુક્તાય શ્રી ચારિત્રાય નમઃ
૫૩ ,, સમ્યગ્ દર્શનસહિતાય શ્રી ચારિત્રાય નમઃ
૫૪ ,, સમ્યક્ ચારિત્રગુણયુકતાય શ્રી ચારિત્રાય નમઃ
૫૫ ,, અણસણતપયુકતાય શ્રી ચારિત્રાય નમઃ
૫૬ ,, ઊણોદરીતપયુકતાય શ્રી ચારિત્રાય નમઃ
૫૭ ,, વૃત્તિસંક્ષેપઅભિગ્રહધારકતપયુકતાય શ્રી ચારિત્રાય નમઃ
૫૮ ,, રસત્યાગરૂપતપયુકતાય શ્રી ચારિત્રાય નમઃ
૫૯ ,, લોચાદિકાયક્લેશસહનરૂપ તપયુકતાય શ્રી ચારિત્રાય નમઃ
૬૦ ,, સંલીનતા ઇંદ્રિયવશ્યકારકાય શ્રી ચારિત્રાય નમઃ
૬૧ ,, પ્રાયશ્ચિત્તગ્રહણરૂપ અભ્યંતરતપયુકતાય શ્રી ચારિત્રાય નમઃ
૬૨ ,, વિનયકરણરૂપ અભ્યંતરતપયુક્તાય શ્રી ચારિત્રાય નમઃ
૬૩ ,, વૈયાવચ્ચકરણરૂપ અભ્યંતરતપયુક્તાય શ્રી ચારિત્રાય નમઃ
૬૪ ,, સ્વાધ્યાયકરણરૂપ અભ્યંતરતપયુક્તાય શ્રી ચારિત્રાય નમઃ
૬૫ ,, શુભધ્યાનકરણરૂપ અભ્યંતરતપયુક્તાય શ્રી ચારિત્રાય નમઃ
૬૬ ,, કાયોત્સર્ગકરણરૂપ અભ્યંતરતપયુકતાય શ્રી ચારિત્રાય નમઃ
૬૭ ,, ક્રોધજયકરાય શ્રી ચારિત્રાય નમઃ
૬૮ ,, માનજયકરાય શ્રી ચારિત્રાય નમઃ
૬૯ ,, માયાજયકરાય શ્રી ચારિત્રાય નમઃ
૭૦ ,, લોભજયકરાય શ્રી ચારિત્રાય નમઃ

આ પદનું ધ્યાન ઉજ્વળ વર્ણે કરવું. આ પદના આરાધનથી શ્રી વરૂણદેવ તીર્થંકર થયા છે. તેની કથા હવે પછી આપવામાં આવનાર છે.

# ૧૨ અથ દ્વા શ બ્રહ્મવ્રતધારી પ આરાધન વિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ૐ ો બંમવ ધારિણં એ પદવડે ગ-ણવી. આ પદના આરાધન માટે કાઉસગ્ગ ૧૮ લોગસ્સનો કરવો. ખમાસમણ ૧૮ નીચે પ્રમાણે બોલીને આપવા.

૧ મનસા ઔદારિકવિષય અસેવનરૂપ શ્રીબ્રહ્મચારિભ્યો નમઃ
૨ મનસા ઔદારિકવિષય અસેવાવનરૂપ શ્રીબ્રહ્મચારિભ્યો નમઃ
૩ મનસા ઔદારિકવિષય અનનુમોદનરૂપ શ્રીબ્રહ્મચારિભ્યો નમઃ
૪ વચસા ઔદારિકવિષય અસેવનરૂપ શ્રીબ્રહ્મવ્રતધારકેભ્યો નમઃ
૫ વચસા ઔદારિકવિષય અસેવાવનરૂપ શ્રીબ્રહ્મવ્રતધારકેભ્યો નમઃ
૬ વચસા ઔદારિકવિષય અનનુમોદનરૂપ શ્રીબ્રહ્મવ્રતધારકેભ્યો નમઃ
૭ કાયેન ઔદારિકવિષય અસેવનરૂપ શ્રીબ્રહ્મચર્યધારકેભ્યો નમઃ
૮ કાયેન ઔદારિકવિષય અસેવાવનરૂપ શ્રીબ્રહ્મચર્યધારકેભ્યો નમઃ
૯ કાયેન ઔદારિકવિષય અનનુમોદનરૂપ શ્રીબ્રહ્મચર્યધારકેભ્યો નમઃ
૧૦ મનસા વૈક્રિયવિષય અસેવનરૂપ શ્રી બ્રહ્મચારિભ્યો નમઃ
૧૧ મનસા વૈક્રિયવિષય અસેવાવનરૂપ શ્રી બ્રહ્મચારિભ્યો નમઃ
૧૨ મનસા વૈક્રિયવિષય અનનુમોદનરૂપ શ્રીબ્રહ્મચારિભ્યો નમઃ
૧૩ વચસા વૈક્રિયવિષય અસેવનરૂપ શ્રીબ્રહ્મવ્રતધારકેભ્યો નમઃ
૧૪ વચસા વૈક્રિયવિષય અસેવાવનરૂપ શ્રીબ્રહ્મવ્રતધારકેભ્યો નમઃ
૧૫ વચસા વૈક્રિયવિષય અનનુમોદનરૂપ શ્રીબ્રહ્મવ્રતધારકેભ્યો નમઃ
૧૬ કાયેન વૈક્રિયવિષય અસેવનરૂપ શ્રીબ્રહ્મચર્યધરાય નમઃ
૧૭ કાયેન વૈક્રિયવિષય અસેવાવનરૂપ શ્રીબ્રહ્મચર્યધરાય નમઃ
૧૮ કાયેન વૈક્રિયવિષય અનનુમોદનરૂપ શ્રીબ્રહ્મચર્યધરાય નમઃ

આ પદના આરાધનથી ચંદ્રવર્મારાજા તીર્થંકરપદને પામ્યા છે, તેની કથા હવે પછી આપવામાં આવનાર છે.

# ૧ અથ ત્રયો શ ક્રિયાપ  આરાધનવિધિ.

આ પદની નવકારવાળી ૨૦ ૐ  મો ક્રિ રિયાણં એ પદવડે ગણવી. આ પદના આરાધન માટે કાઉસગ્ગ ૨૫ લોગસ્સનો કરવો. ખમાસમણ ૨૫ નીચે પ્રમાણેના શબ્દો બોલીને આપવા.

૧ અશુદ્ધકાયિકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૨ અધિકરણકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૩ પરિતાપકી ક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૪ પ્રાણાતિપાતકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૫ આરંભિકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૬ પરિગ્રહકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૭ માયાપ્રત્યયિકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૮ મિથ્યાદર્શનપ્રત્યયિકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૯ અપચ્ચખ્ખાણકીક્રિયાપ્રવર્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૧૦ દૃષ્ટિકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૧૧ સ્પૃષ્ટિકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૧૨ પ્રાતીત્યકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૧૩ સામંતોપનિપાતકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૧૪ નૈસૃષ્ટિકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૧૫ સ્વહસ્તકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૧૬ આણવણિકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૧૭ વિદારણકીક્રિયાપ્રવર્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૧૮ અનાભોગપ્રત્યયિકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૧૯ અણવકંખપ્રત્યયિકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૨૦ આજ્ઞાપનપ્રત્યયિકી ક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૨૧ પ્રયોગિકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૨૨ સામુદાયિકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ

૨૩ પ્રેમકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૨૪ દ્વેષકીક્રિયાપ્રવર્ત્તનરહિતાય શ્રીક્રિયાગુણવતે નમઃ
૨૫ ઇરિયાપથિકીક્રિયાપ્રવર્ત્તનશુદ્ધાય શ્રીમહામુનયે નમઃ

આ પદનું આરાધન કરવાથી હરિવાહન રાજા તીર્થંકરપદ પામ્યા છે, તેની કથા હવે પછી આપવામાં આવનાર છે.

## ૧૪ અથ ચતુર્દશ તપપ આરાધનવિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ૐ ો ह्रह એ પદવડે ગણવી. આ પદના આરાધનનો કાઉસગ્ગ ૧૨ લોગસ્સનો કરવો. આ પદના ખમાસમણ ૧૨ નીચે પ્રમાણે બોલીને આપવા.

૧ શ્રી અણસણાભિધતપયુકતાય શ્રીબાહ્યતપગુણાય નમઃ
૨ ,, ઊનોદરીતપયુકતાય શ્રીબાહ્યતપગુણાય નમઃ
૩ ,, વૃત્તિસંક્ષેપઅનેકવિધઅભિગ્રહધરાય શ્રીબાહ્યતપગુણાય નમઃ
૪ ,, રસત્યાગરૂપતપયુકતાય શ્રીબાહ્યતપગુણાય નમઃ
૫ ,, કાયકલેશલોચાદિકષ્ટસહકાય શ્રીબાહ્યતપગુણાય નમઃ
૬ ,, સંલીનતાશરીરસંકોચકાય શ્રીબાહ્યતપગુણાય નમઃ
૭ ,, પ્રાયશ્ચિત્તગ્રાહકાય શ્રીઅભ્યંતરતપગુણાય નમઃ
૮ ,, વિનયગુણયુકતાય શ્રીઅભ્યંતરતપગુણાય નમઃ
૯ ,, વૈયાવચ્ચગુણયુક્તાય શ્રીઅભ્યંતરતપગુણાય નમઃ
૧૦ ,, સજઝાયધ્યાનયુકતાય શ્રીઅભ્યંતરતપગુણાય નમઃ
૧૧ ,, આત્મધ્યાનરૂપ શ્રીઅભ્યંતરતપગુણાય નમઃ
૧૨ ,, કાઉસ્સગ્ગરૂપ શ્રીઅભ્યંતરતપગુણાય નમઃ

આ પદનું ધ્યાન ઉજવળ વર્ણે કરવું. આ પદનું આરાધન કરવાથી કનકકેતુ રાજા તીર્થંકર થયા છે, તેની કથા હવે પછી આપવામાં આવનાર .

## ૧૫ અથ પંચદશ ગોયમપદ આરાધનવિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ૐ **नमो गोयमस्स** એ પદવડે ગણવી. આ પદના આરાધનનો કાઉસગ્ગ ૧૧ લોગસ્સનો કરવો. આ પદના ખમાસમણ ૧૨ નીચે પ્રમાણે બોલીને આપવા.

૧ ૐ ह्रीँ શ્રી ગૌતમ ગણધરાય નમઃ
૨ ૐ ह्रीँ ,, અગ્નિભૂતિ ગણધરાય નમઃ
૩ ૐ ह्रीँ ,, વાયુભૂતિ ગણધરાય નમઃ
૪ ૐ ह्रीँ ,, વ્યક્તસ્વામિ ગણધરાય નમઃ
૫ ૐ ह्रीँ ,, સુધર્મસ્વામિ ગણધરાય નમઃ
૬ ૐ ह्रीँ ,, મંડિતસ્વામિ ગણધરાય નમઃ
૭ ૐ ह्रीँ ,, મૌર્યપુત્રસ્વામિ ગણધરાય નમઃ
૮ ૐ ह्रीँ ,, અકંપિતસ્વામિ ગણધરાય નમઃ
૯ ૐ ह्रीँ ,, અચલભ્રાતૃસ્વામિ ગણધરાય નમઃ
૧૦ ૐ ह्रीँ ,, મેતાર્યસ્વામિ ગણધરાય નમઃ
૧૧ ૐ ह्रीँ ,, પ્રભાસસ્વામિ ગણધરાય નમઃ
૧૨ ૐ ह्रीँ ,, ચતુર્વિંશતિ તીર્થંકરાણાં ચતુર્દશશતદ્વિપંચાશદ્ ગણધરેભ્યો નમઃ

આ પદનું આરાધન કરવાથી હરિવાહન રાજા તીર્થંકરપદવી પામ્યા છે, તેની કથા હવે પછી આપવામાં આવનાર છે.

## ૧૬ અથ ષોડશ જિનપ આરાધન વિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ૐ **नमः श्री त्रि मान जिनेश्वराय न :** એ પદવડે ગણવી. કાઉસગ્ગ ૨૦ લોગસ્સનો કરવો. ખમાસમણ ૨૦ નીચે પ્રમાણે બોલીને આપવા.

૧ શ્રી સીમંધરજિનેશ્વરાય નમઃ
૨ ,, યુગમંધરજિનેશ્વરાય નમઃ
૩ ,, બાહુજિનેશ્વરાય નમઃ
૪ ,, સુબાહુજિનેશ્વરાય નમઃ
૫ ,, સુજાતજિનેશ્વરાય નમઃ
૬ ,, સ્વયંપ્રભજિનેશ્વરાય નમઃ
૭ ,, ઋષભાનનજિનેશ્વરાય નમઃ
૮ ,, અનંતવીર્યજિનેશ્વરાય નમઃ
૯ ,, સુરપ્રભજિનેશ્વરાય નમઃ
૧૦ ,, વિશાલજિનેશ્વરાય નમઃ
૧૧ ,, વજ્રધરજિનેશ્વરાય નમઃ
૧૨ ,, ચંદ્રાનનજિનેશ્વરાય નમઃ
૧૩ ,, ચંદ્રબાહુજિનેશ્વરાય નમઃ
૧૪ ,, ભુજંગજિનેશ્વરાય નમઃ
૧૫ ,, ઇશ્વરજિનેશ્વરાય નમઃ
૧૬ ,, નમિજિનેશ્વરાય નમઃ
૧૭ ,, વીરસેનજિનેશ્વરાય નમઃ
૧૮ ,, દેવયશોજિનેશ્વરાય નમઃ
૧૯ ,, ચંદ્રયશોજિનેશ્વરાય નમઃ
૨૦ ,, અજિતવીર્યજિનેશ્વરાય નમઃ

આ પદના આરાધનથી જીમૂતકેતુ રાજા તીર્થંકર પદ પામેલ , તેની કથા હવે પછી આપવામાં આવનાર છે.

## ૧૭ અથ સપ્ત શ સંયમપ આરાધન વિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ॐ न : श्रीं य એ પદવડે ગણવી. આ પદના આરાધનનો કાઉસગ્ગ ૧૭ લોગસ્સનો કરવો. આ પદના ખમાસમણ ૧૭ નીચે પ્રમાણે બોલીને આપવા.

૧ શ્રી સર્વતઃ પ્રાણાતિપાતવિરતાય શ્રીસંયમધરાય નમઃ

૨ શ્રી સર્વતો મૃષાવાદવિરતાય શ્રીસંયમધરાય નમઃ
૩ ,, સર્વતઃ અદત્તાદાનવિરતાય શ્રીસંયમધરાય નમઃ
૪ ,, સર્વતઃ મૈથુનવિરતાય શ્રીસંયમધરાય નમઃ
૫ ,, સર્વતઃ પરિગ્રહવિરતાય શ્રીસંયમધરાય નમઃ
૬ ,, સર્વતઃ રાત્રિભોજનવિરમણવ્રતધરાય શ્રીસંયમધરાય નમઃ
૭ ,, ઇરિયાસમિતિયુક્તાય શ્રીસંયમધરાય નમઃ
૮ ,, ભાષાસમિતિયુક્તાય શ્રીસંયમધરાય નમઃ
૯ ,, એષણાસમિતિયુક્તાય શ્રીસંયમધરાય નમઃ
૧૦ ,, આદાનભંડમત્તનિક્ખેવણાસમિતિયુક્તાય શ્રીસંયમધરાય નમઃ
૧૧ ,, પારિષ્ઠાપનિકાસમિતિયુક્તાય શ્રીસંયમધરાય નમઃ
૧૨ ,, મનોગુપ્તિયુક્તાય શ્રીસંયમધરાય નમઃ
૧૩ ,, વચનગુપ્તિયુક્તાય શ્રીસંયમધરાય નમઃ
૧૪ ,, કાયગુપ્તિયુક્તાય શ્રીસંયમધરાય નમઃ
૧૫ ,, મનોદંડરહિતાય શ્રીસંયમધરાય નમઃ
૧૬ ,, વચનદંડરહિતાય શ્રીસંયમધરાય નમઃ
૧૭ ,, કાયદંડરહિતાય શ્રીસંયમધરાય નમઃ

આ પદનું આરાધન કરવાથી પુરંદરરાજા તીર્થંકર થયા છે, તેની કથા હવે પછી આપવામાં આવનાર છે.

## ૧૮ અથ અષ્ટાદશ અભિનવજ્ઞાનપદ આરાધનવિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ૐ **નમો અભિનવનાણસ્સ** એ પદવડે ગણવી. આ પદના આરાધનનો કાઉસગ્ગ ૫ અથવા ૫૧ લોગસ્સનો કરવો. આ પદના ખમાસમણ ૫૧ નીચે પ્રમાણે બોલીને આપવા.

| | | |
|---|---|---|
| ૧ શ્રી આચારાંગસૂત્ર | શ્રુતજ્ઞાનાય | નમઃ |
| ૨ ,, સૂઅગડાંગસૂત્ર | ,, | ,, |
| ૩ ,, સ્થાનાંગસૂત્ર | ,, | ,, |
| ૪ ,, સમવાયાંગસૂત્ર | ,, | ,, |

| | | |
|---|---|---|
| ૫ શ્રી ભગવતીસૂત્ર | શ્રુતજ્ઞાનાય | નમઃ |
| ૬ ,, જ્ઞાતાધર્મકથાંગસૂત્ર | ,, | ,, |
| ૭ ,, ઉપાસકદશાંગસૂત્ર | ,, | ,, |
| ૮ ,, અંતગડદશાંગસૂત્ર | ,, | ,, |
| ૯ ,, અનુત્તરોવવાઇઅંગસૂત્ર | ,, | ,, |
| ૧૦ ,, પ્રશ્નવ્યાકરણાંગસૂત્ર | ,, | ,, |
| ૧૧ ,, વિપાકાંગસૂત્ર | ,, | ,, |
| ૧૨ ,, ઉવવાઇઉપાંગસૂત્ર | ,, | ,, |
| ૧૩ ,, રાયપસેણીઉપાંગસૂત્ર | ,, | ,, |
| ૧૪ ,, જીવાભિગમઉપાંગસૂત્ર | ,, | ,, |
| ૧૫ ,, પન્નવણાઉપાંગસૂત્ર | ,, | ,, |
| ૧૬ ,, જંબુદ્વીવપન્નત્તિઉપાંગસૂત્ર | ,, | ,, |
| ૧૭ ,, ચંદપન્નત્તિઉપાંગસૂત્ર | ,, | ,, |
| ૧૮ ,, સૂરપન્નત્તિઉપાંગસૂત્ર | ,, | ,, |
| ૧૯ ,, નિરિયાવલિઉપાંગસૂત્ર | ,, | ,, |
| ૨૦ ,, પુપ્ફિયાઉપાંગસૂત્ર | ,, | ,, |
| ૨૧ ,, પુપ્ફચૂલિયાઉપાંગસૂત્ર | ,, | ,, |
| ૨૨ ,, કપ્પિયાઉપાંગસૂત્ર | ,, | ,, |
| ૨૩ ,, વન્હિદસાઉપાંગસૂત્ર | ,, | ,, |
| ૨૪ ,, ચઉસરણપયન્નાસૂત્ર | ,, | ,, |
| ૨૫ ,, આઉરપચ્ચખ્ખાણપયન્નાસૂત્ર | ,, | ,, |
| ૨૬ ,, મહાપચ્ચખ્ખાણપયન્નાસૂત્ર | ,, | ,, |
| ૨૭ ,, ભત્તપરિજ્ઞાપયન્નાસૂત્ર | ,, | ,, |
| ૨૮ ,, તંદુલવિયાલિપયન્નાસૂત્ર | ,, | ,, |
| ૨૯ ,, ચંદાવિજયપયન્નાસૂત્ર | ,, | ,, |
| ૩૦ ,, ગણિવિજયપયન્નાસૂત્ર | ,, | ,, |
| ૩૧ ,, મરણસમાહિપયન્નાસૂત્ર | ,, | ,, |
| ૩૨ ,, સંથારાપયન્નાસૂત્ર | ,, | ,, |

૩૩ શ્રી દેવેન્દ્રસ્તવપયન્નાસૂત્ર શ્રુતજ્ઞાનાય નમઃ
૩૪ ,, દશવૈકાલિકમૂલસૂત્ર ,, ,,
૩૫ ,, આવશ્યકમૂલસૂત્ર ,, ,,
૩૬ ,, પિંડનિર્યુક્તિમૂલસૂત્ર ,, ,,
૩૭ ,, ઉત્તરાધ્યયનમૂલસૂત્ર ,, ,,
૩૮ ,, નિશીથછેદસૂત્ર ,, ,,
૩૯ ,, બૃહત્કલ્પછેદસૂત્ર ,, ,,
૪૦ ,, વ્યવહારછેદસૂત્ર ,, ,,
૪૧ ,, પંચકલ્પછેદસૂત્ર ,, ,,
૪૨ ,, જીતકલ્પછેદસૂત્ર ,, ,,
૪૩ ,, મહાનિશીથછેદસૂત્ર ,, ,,
૪૪ ,, નંદીસૂત્ર ,, ,,
૪૫ ,, અનુયોગદ્વારસૂત્ર ,, ,,
૪૬ સ્યાદસ્તિભંગપ્રરૂપકાય સ્યાદ્વાદશ્રુતજ્ઞાનાય નમઃ
૪૭ સ્યાદ્નાસ્તિભંગપ્રરૂપકાય સ્યાદ્વાદશ્રુતજ્ઞાનાય નમઃ
૪૮ સ્યાદસ્તિનાસ્તિભંગપ્રરૂપકાય સ્યાદ્વાદશ્રુતજ્ઞાનાય નમઃ
૪૯ સ્યાદસ્તિઅવક્તવ્યભંગપ્રરૂપકાય સ્યાદ્વાદશ્રુતજ્ઞાનાય નમઃ
૫૦ સ્યાદ્નાસ્તિઅવક્તવ્ય ભંગપ્રરૂપકાય સ્યાદ્વાદશ્રુતજ્ઞાનાય નમઃ
૫૧ સ્યાદસ્તિનાસ્તિઅવક્તવ્યભંગપ્રરૂપકાય સ્યાદ્વાદશ્રુતજ્ઞાનાય નમઃ

આ પદના આરાધનથી સાગરચંદ્ર તીર્થંકર પદ પામેલ છે, તેની કથા હવે પછી આપવામાં આવનાર છે.

આ પદની મહત્ત્વતાસૂચક નીચે જણાવેલ પાંચ ગાથાઓ ગુરુમુખથી સાંભળીને તેનો અર્થ તેની નીચે લખ્યો છે. તે વિચારવો.

સૂત્રસ્યાર્થોભયસ્યાપ્ય-પૂર્વસ્યાપિ પ્રયત્નતઃ ॥
અન્વહં યદુપાદાનં, સ્થાનમષ્ટાદશં હિ તત્ ॥ ૧ ॥
નાણેણ સવ્વભાવા, બુજ્ઝંતિ સુહુમબાયરા લોએ ॥
તમ્હા નાણકુસલેણ, સિક્ખિઅવ્વં પયત્તેણ ॥ ૨ ॥

અપૂર્વજ્ઞાનગ્રહણં, મહતી કર્મનિર્જરા ॥
સમ્યગ્દર્શનનૈર્મલ્યાત્, કૃત્વા તત્ત્વપ્રબોધનં ॥ ૩ ॥
છટ્ઠટ્ઠમદસમદુવાલસેહિં, અબહુસુઅસ્સ જા સોહી ॥
ઇત્તો અ અણંતગુણા, સોહી જિમિયસ્સ નાણિસ્સ ॥ ૪ ॥
અપૂર્વજ્ઞાનગ્રહણા-ત્તીર્થકૃત્પદમુત્તમં ॥
લભતે ભાવનાયોગે, પ્રાણી સાગરચંદ્રવત્ ॥ ૫ ॥

અર્થ—સૂત્રનું, અર્થનું અને તે બંનેનું પણ જે અપૂર્વનું પ્રયત્નવડે નિરંતર ગ્રહણ કરવું તે અઢારમું અભિનવ જ્ઞાનગ્રહણ પદ છે. ૧. જ્ઞાનવડે લોકમાં રહેલા સૂક્ષ્મ બાદર સર્વ ભાવ જાણી શકાય છે, તેથી જ્ઞાનકુશળ એવા મનુષ્યે અવશ્ય પ્રયત્નવડે નવું નવું જ્ઞાન ગ્રહણ કરવું. ૨. અપૂર્વ જ્ઞાન ગ્રહણ કરવાથી મોટી કર્મની નિર્જરા થાય છે, વળી સમ્યગ્દર્શનનું નિર્મળપણુ થવાથી તત્ત્વનો પ્રબોધ પણ થાય છે. ૩. છટ્ઠ અટ્ઠમ દશમ અને દુવાલસ વિગેરે તપ કરવાથી અબહુશ્રુતની જેટલી આત્મશુદ્ધિ થાય છે, તે કરતાં દરરોજ જમનારા જ્ઞાનીની અનંતગુણી શુદ્ધિ જ્ઞાનના બળથી થાય છે. ૪. અપૂર્વ જ્ઞાન ગ્રહણ કરવાથી શુભ ભાવનાના યોગવડે પ્રાણી સાગરચંદ્રની જેમ તીર્થંકરપદને પ્રાપ્ત કરે છે. ૫.

•

## ૧૯ અથ એકોનવિંશતિતમ શ્રુતપદ આરાધનવિધિ.

આ પદની મહત્ત્વતાને અંગે શાસ્ત્રકાર કહે છે—

સદ્જ્ઞાનોદ્ભાસનેના-વર્ણવાદશ્છિદાદિના ॥
શ્રુતજ્ઞાનસ્ય યદ્ભક્તિઃ, સ્થાનમેકોનવિંશતિઃ ॥ ૧ ॥
અત્થં ભાસઇ અરિહા, સુત્તં ગુંથંતિ ગણહરા નિઉણો ॥
સાસણસ્સ હિયટ્ઠાએ, તઓ સુત્તં પવત્તેઇ ॥ ૨ ॥
સવ્વંગપય તિકોડી, લખ્ખા અડસટ્ઠી સહસ બાયાલા ॥
ઉસગ્ગિ અવવાઇયિ, ઇચ્ચાઇ ભેયા અણિયગુણા ॥ ૩ ॥

પાપસ્યૌષધં શાસ્ત્રં, શાસ્ત્રં પુણ્યનિબંધનં ॥
ચક્ષુઃ સર્વગતં શાસ્ત્રં, શાસ્ત્રં સર્વાર્થસાધનં ॥ ૪ ॥

ઉપર જણાવેલી ચાર ગાથાનો અર્થ નીચે પ્રમાણે વિચારવો.

અર્થ—સદ્જ્ઞાનના ઉદ્ભાસનવડે અવર્ણવાદ છેદવા વિગેરેથી શ્રુતજ્ઞાનની જે ભક્તિ કરવામાં આવે છે તે ઓગણીશમું પદ છે. ૧. અર્થને અરિહત પરમાત્મા કહે છે અને તે ઉપરથી નિપુણ એવા ગણધરો સૂત્ર ગુંથે છે. ત્યારપછી શાસનના હિતને માટે સૂત્રની પ્રવૃત્તિ થાય છે. ૨. અગ્યાર અંગના સર્વ પદો ત્રણ ક્રોડ અડસઠ લાખ બેતાળીશ જાર છે, તેના ઉત્સર્ગ ને અપવાદ વિગેરે ભેદો અમિત—અત્યંત ગુણવાળા છે. ૩. શાસ્ત્ર પાપને નિવારવાનું ઔષધ છે, શાસ્ત્ર પુણ્યબંધનું કારણ છે, શાસ્ત્ર સર્વગત ચક્ષુ છે, અને શાસ્ત્ર સર્વ અર્થને સાધી આપનાર છે. ૪.

આ પદની ૨૦ નવકારવાળી ॐ **नमो सुअस्स** એ પદવડે ગણવી.

આ પદના આરાધન માટે ૨૦ લોગસ્સનો કાઉસગ્ગ કરવો. આ પદના ખમાસમણ ૨૦ નીચે પ્રમાણે બોલીને આપવા.

૧ શ્રી પર્યાયશ્રુતજ્ઞાનાય નમઃ
૨ ,, પર્યાયસમાસશ્રુતજ્ઞાનાય નમઃ
૩ ,, અક્ષરશ્રુતજ્ઞાનાય નમઃ
૪ ,, અક્ષરસમાસશ્રુતજ્ઞાનાય નમઃ
૫ ,, પદશ્રુતજ્ઞાનાય નમઃ
૬ ,, પદસમાસશ્રુતજ્ઞાનાય નમઃ
૭ ,, સંઘાતશ્રુતજ્ઞાનાય નમઃ
૮ ,, સંઘાતસમાસશ્રુતજ્ઞાનાય નમઃ
૯ ,, પ્રતિપત્તિશ્રુતજ્ઞાનાય નમઃ
૧૦ ,, પ્રતિપત્તિસમાસશ્રુતજ્ઞાનાય નમઃ
૧૧ ,, અનુયોગશ્રુતજ્ઞાનાય નમઃ
૧૨ ,, અનુયોગસમાસશ્રુતજ્ઞાનાય નમઃ

૧૩ શ્રી પાહુડપાહુડશ્રુતજ્ઞાનાય નમઃ
૧૪ ,, પાહુડપાહુડસમાસશ્રુતજ્ઞાનાય નમઃ
૧૫ ,, પાહુડશ્રુતજ્ઞાનાય નમઃ
૧૬ ,, પાહુડસમાસશ્રુતજ્ઞાનાય નમઃ
૧૭ ,, વસ્તુશ્રુતજ્ઞાનાય નમઃ
૧૮ ,, વસ્તુસમાસશ્રુતજ્ઞાનાય નમઃ
૧૯ ,, પૂર્વશ્રુતજ્ઞાનાય નમઃ
૨૦ ,, પૂર્વસમાસશ્રુતજ્ઞાનાય નમઃ

આ પદનું શુભ ભાવવડે આરાધન કરવાથી રત્નચૂડ તીર્થંકરપદ પામ્યા છે, તેની કથા હવે પછી આપવામાં આવનાર છે.

શ્રુતજ્ઞાનના મહત્વને અંગે કહે છે કે–એક પદ ૧૬૩૪૬૮૦૭૮૮૦ અક્ષરોનું થાય છે. તેવા પદો ગણધર મહારાજાના ગુંથેલા અગ્યાર અંગના ૩૬૮૪૬૦૦૦ છે. બારમા અંગનો પાર તો ગણધર મહારાજા સિવાય કોઇ પામી શકતું નથી; તેથી તે ગણિપિટક કહેવાય છે. એ બારમા અંગમાં આવેલા ૧૪ પૂર્વમાં નીચે પ્રમાણે અધિકાર છે.

૧ પહેલું ઉત્પાદ નામે પૂર્વ એક ક્રોડ પદપ્રમાણ છે. તેમાં સર્વ દૃષ્ટ દ્રવ્યના ઉત્પાદ વ્યય ને ધ્રૌવ્યપણાનું સ્વરૂપ બતાવેલું છે.

૨ બીજું અગ્રાયણી પૂર્વ ૯૬ લાખ પદપ્રમાણ છે. તેમાં સર્વ પ્રકારના બીજની કુલ સંખ્યા છે.

૩ ત્રીજું વીર્યપ્રવાદ પૂર્વ ૭૦ લાખ પદપ્રમાણ છે. તેમાં વીર્ય જે બળ–પ્રયત્ન તેનો અર્થ અને વીર્યવંતનું સ્વરૂપ કહેલું છે.

૪ ચોથું અસ્તિનાસ્તિપ્રવાદ પૂર્વ ૬૦ લાખ પદપ્રમાણ . તેમાં કુલ અસ્તિનાસ્તિ સ્વભાવરૂપ સપ્તભંગી ને સ્યાદ્વાદનું સ્વરૂપ બતાવેલું છે.

૫ પાંચમું જ્ઞાનપ્રવાદ પૂર્વ એકે ઊણા ક્રોડ પદપ્રમાણ છે. તેમાં મતિ વગેરે પાંચે જ્ઞાનનું સ્વરૂપ બતાવેલું છે.

૬ છઠ્ઠું સત્યપ્રવાદ પૂર્વ એક ક્રોડ ને ૭ પદપ્રમાણ છે. તેમાં ત્યાદિ ભાષાનુ સ્વરૂપ અને ભાષ્ય ભાષક તેમજ વાચ્ય વાચકનું સ્વરૂપ કહેલું છે.

૭ સાતમું આત્મપ્રવાદ પૂર્વ છવીશ ક્રોડ પદપ્રમાણ છે. તેમાં આત્મ-દ્રવ્યનું કર્તૃત્વ, ભોક્તૃત્વ, વ્યાપકત્વ, નિત્ય, અનિત્યાદિ સ્વરૂપ કહેલું છે.

૮ આઠમુ કર્મપ્રવાદ પૂર્વ એક ક્રોડ ને એંશી લાખ પદ પ્રમાણ છે. તેમાં આઠે કર્મોના બંધ, ઉદય, ઉદીરણા વિગેરેનું સ્વરૂપ છે.

૯ નવમું પચ્ચખ્ખાણપ્રવાદ પૂર્વ ૮૪ લાખ પદપ્રમાણ છે. તેમાં સર્વ પ્રકારના પચ્ચખ્ખાણોનું સ્વરૂપ દ્રવ્ય, ભાવ, નિશ્ચય, વ્યવહારથી બતાવેલું છે. તેની ઉપાદેય પ્રમુખ સર્વ શૈલી બતાવી છે.

૧૦ દશમું વિદ્યાપ્રવાદ પૂર્વ એક ક્રોડ ને દશ હજાર પદપ્રમાણ છે. તેમાં ગુરૂ લઘુ અંગુષ્ઠ અને સેના નામે વિદ્યાઓનું તેમજ રોહિણી પ્રમુખ ૫૦૦ મહાવિદ્યાઓનું સ્વરૂપ બતાવેલું છે.

૧૧ અગ્યારમું કલ્યાણપ્રવાદ પૂર્વ છવીશ ક્રોડ પદપ્રમાણ છે. તેમાં સર્વ જ્યોતિષ શાસ્ત્રનુ સ્વરૂપ, ત્રેશઠ શલાકા પુરૂષોનું સ્વરૂપ, ચાર પ્રકારના દેવોનુ સ્વરૂપ અને પુણ્યના ફળનું સ્વરૂપ બતાવેલું છે.

૧૨ બારમું પ્રાણાવાય પૂર્વ એક ક્રોડ ને છપ્પન લાખ પદપ્રમાણ છે. તેમાં આયુર્વેદાદિ આઠ પ્રકારની ચિકિત્સા, પ્રાણ, અપાન, ઉદાનાદિ વાયુનું સ્વરૂપ તથા પંચ મહાભૂતનું સ્વરૂપ અને પ્રાણાયામાદિ યોગનુ સ્વરૂપ બતાવેલું છે.

૧૩ તેરમું ક્રિયાવિશાળ પૂર્વ નવ ક્રોડ પદપ્રમાણ છે. તેમાં છંદ-શાસ્ત્ર, શબ્દશાસ્ત્ર, વ્યાકરણ, સર્વ શિલ્પ, સર્વ જાતિની કળા, સર્વ ગુણ જે તાત્ત્વિક ઉપાધરૂપ છે તેનું સ્વરૂપ બતાવેલુ છે.

૧૪ ચૌદમું લોકબિંદુસાર પૂર્વ બાર ક્રોડ ને પચાસ લાખ પદપ્રમાણ છે. કર્મગ્રંથ અભિપ્રાયે સાડા બાર લાખ પદ છે. ( તત્ત્વ કેવળીગમ્ય ) તેમાં છ આરા વિગેરે કાળનું સ્વરૂપ, અષ્ટ વ્યવહાર વિધિ, સર્વ વસ્તુના પરિકર્મ અને નિઃશેષ શ્રુતસંપદાથી ભરપૂર છે.

આ ચૌદ પૂર્વથી ચાર ગણો અધિકાર દૃષ્ટિવાદના બીજા ભાગમાં છે. એ શ્રુતજળધિ સ્યાદ્વાદ શૈલીથી ભરેલો છે. તેમાં ૪ અનુયોગ, ૪ અનુયોગદ્વાર, ૭ મૂળ નય, તેના ૭૦૦ ઉત્તરભેદ, પ્રમાણ, દ્રવ્યપ્રમાણાંતર, અનેક નિક્ષેપા, અને સપ્તભંગી વિગેરેનું સ્વરૂપ બતાવેલું છે. એનું સ્વરૂપ કહેતાં પાર આવે તેમ નથી. એ જૈનાગમ શ્રુતજળધિ ગુણરત્નોથી ભરેલો છે. તેમાં બતાવેલી આજ્ઞા અમારે પ્રમાણ છે. તે શ્રુતને અમારી ત્રિકાળ વંદના હો.

## ૦ વીશમા તીર્થપદના આરાધનની વિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ॐ **नमो तित्थस्स** એ પદવડે ગણવી. આ પદની આરાધના માટે કાઉસગ્ગ ૩૮ લોગસ્સનો કરવો. ખમાસમણ ૩૮ નીચે પ્રમાણે બોલીને આપવા.

૧ સર્વથા પ્રાણાતિપાતવિરતિવંત શ્રીસાધુતીર્થગુણાય નમઃ
૨ સર્વથા મૃષાવાદવિરમણવંત શ્રીસાધુતીર્થગુણાય નમઃ
૩ સર્વથા અદત્તાદાનવિરમણવંત શ્રીસાધુતીર્થગુણાય નમઃ
૪ સર્વથા મૈથુનત્યાગવંત શ્રીસાધુતીર્થગુણાય નમઃ
૫ સર્વથા પરિગ્રહત્યાગવંત શ્રીસાધુતીર્થગુણાય નમઃ
૬ સમસ્ત પૃથ્વીકાયજીવરક્ષકાય શ્રીસાધુતીર્થગુણાય નમઃ
૭ સમસ્ત અપ્કાયજીવરક્ષકાય શ્રીસાધુતીર્થગુણાય નમઃ
૮ સમસ્ત તેજસ્કાયજીવરક્ષકાય શ્રીસાધુતીર્થગુણાય નમઃ
૯ સમસ્ત વાયુકાયજીવરક્ષકાય શ્રીસાધુતીર્થગુણાય નમઃ
૧૦ સમસ્ત વનસ્પતિજીવરક્ષકાય શ્રીસાધુતીર્થગુણાય નમઃ
૧૧ સમસ્ત ત્રસકાયજીવરક્ષકાય શ્રીસાધુતીર્થગુણાય નમઃ
૧૨ સર્વથા ક્રોધદોષરહિતાય શ્રીસાધુતીર્થગુણાય નમઃ
૧૩ સર્વથા માનદોષરહિતાય શ્રીસાધુતીર્થગુણાય નમઃ
૧૪ સર્વથા માયાદોષરહિતાય શ્રીસાધુતીર્થગુણાય નમઃ
૧૫ સર્વથા લોભદોષરહિતાય શ્રીસાધુતીર્થગુણાય નમઃ

૧૬ સર્વથા રાગાંશદોષરહિતાય શ્રીસાધુતીર્થગુણાય નમઃ

૧૭ સર્વથા દ્વેષાંશદોષરહિતાય શ્રીસાધુતીર્થગુણાય નમઃ

૧૮ સર્વસમ્યક્ત્વગુણજનની લજ્જાગુણયુક્તાય દેશવિરતિરૂપ શ્રી તીર્થગુણાય નમઃ

૧૯ દયાગુણયુક્તાય દેશવિરતિરૂપ શ્રીતીર્થગુણાય નમઃ

૨૦ કુમતિકદાગ્રહકુયુક્તિપક્ષપાતરહિતાય મધ્યસ્થગુણયુક્તાય શ્રી દેશવિરતિરૂપશ્રીતીર્થગુણાય નમઃ

૨૧ સર્વમનવચનકાયૈઃ ક્રૂરતાદોષરહિતાય સૌમ્યગુણયુક્તાય શ્રી દેશવિરતિરૂપ શ્રીતીર્થગુણાય નમઃ

૨૨ વિદ્વાન્ સર્વસમ્યગ્ગુણરાગરૂપ દેશવિરતિરૂપ શ્રી તીર્થગુણાય નમઃ

૨૩ ક્ષુદ્રતાતુચ્છતાદોષરહિત અતિગંભીર ઉદારતાગુણસહિત સ્વ-પરભેદરહિત પરજનઆદિસર્વજનોપકારી શ્રીદેશવિરતિરૂપ શ્રીતીર્થગુણાય નમઃ

૨૪ પૂર્વભવકૃતદયાધર્મફલેન સર્વજનદર્શનીય સર્વાંગઉપાંગસં-પૂર્ણાંગ શુદ્ધસંઘયણી ધર્મપ્રભાવક દેશવિરતિ શ્રીતીર્થગુણાય નમઃ

૨૫ પાપકર્મવર્જિત જગન્મિત્ર સુખોપાસનીય સૌમ્યપ્રકૃતિ શ્રી દેશવિરતિરૂપ શ્રીતીર્થગુણાય નમઃ

૨૬ દ્રવ્યક્ષેત્રકાલભાવૈઃ લોકવિરૂદ્ધ ધર્મવિરૂદ્ધવર્જનરૂપ શ્રીદેશ-વિરતિરૂપ શ્રીતીર્થગુણાય નમઃ

૨૭ મલિનક્લિષ્ટક્રૂરતાદોષરહિત સદયમનોજ્ઞરૂપ શ્રીદેશવિરતિરૂપ શ્રીતીર્થગુણાય નમઃ

૨૮ ઇહપરલોકાપાયદાયક રાગ, દ્વેષ, શોક, જન્મ, જરા, મરણ, દુર્ગતિપાતનરૂપ અડસઠ લૌકિક તીર્થવર્જક શ્રીદેશવિરતિરૂપ શ્રી તીર્થગુણાય નમઃ

૨૯ સર્વજનાવંચક વિશ્વસનીય પ્રશંસનીય ભાવૈકસર્વજનધર્મોધમકારી દેશવિરતિ શ્રીતીર્થગુણાય નમઃ

૩૦ સ્વકાર્યગૌણગણક પરકાર્યમુખ્યકર સાધક સર્વજનઉપાદેયવચનરૂપ દાક્ષિણ્યવાન્ દેશવિરતિ શ્રીતીર્થગુણાય નમઃ

૩૧ યાથાતથ્યધર્મજ્ઞાપક પરવિષયઅદ્વેષપ્રકૃતિ અનર્થવર્જક સૌમ્યરૂપ દષ્ટિમધ્યસ્થ દેશવિરતિ શ્રીતીર્થગુણાય નમઃ

૩૨ શ્રી ધર્મતત્ત્વજ્ઞાપક શુભકથાકથક વિવેકગુણોદ્દીપક અશુભકથાવર્જક દેશવિરતિ શ્રીતીર્થગુણાય નમઃ

૩૩ શ્રી આપ્તધર્મશીલ પરિવારકુટુંબઅનુકૂલ વિઘ્નરહિત ધર્મસાધને સાહાય્યકારિ સુપક્ષિ દેશવિરતિ શ્રીતીર્થગુણાય નમઃ

૩૪ અતીતાનાગતવર્તમાનહેતુ કારણકાર્યદર્શિ સર્વથા સ્વહિતકાર્યકરણરૂપ દીર્ઘદર્શિ દેશવિરતિ શ્રીતીર્થગુણાય નમઃ

૩૫ સર્વપદાર્થગુણદોષજ્ઞાયક સુસંગિ વિશેષજ્ઞ દેશવિરતિ શ્રીતીર્થગુણાય નમઃ

૩૬ વૃદ્ધપરંપરાજ્ઞાયક સુસંગતિરૂપ વૃદ્ધાનુગામિ દેશવિરતિ શ્રીતીર્થગુણાય નમઃ

૩૭ સર્વગુણમૂલ રત્નત્રયી તત્ત્વત્રયશુદ્ધિપ્રાપક વિનયરૂપ દેશવિરતિ શ્રીતીર્થગુણાય નમઃ

૩૮ શ્રી ધર્માચાર્યસ્ય બહુમાનકર્તા સ્વલ્પમપિ ઉપકારકારિભ્યો અવિસ્મારક પરોપકારકરણતત્પર કૃતજ્ઞ સદાપરહિતોપદેશકરણશીલ શ્રી દેશવિરતિ શ્રીતીર્થગુણાય નમઃ

આ પદનું આરાધન કરવાથી મેરૂપ્રભ તીર્થંકર થયા છે. તેની કથા હવે પછી આપવામાં આવનાર છે.

આ પ્રમાણે વીશમા પદની આરાધના કરીને જૈન તીર્થોની યાત્રા, શ્રી

સંઘપુજા, સ્વામીવાત્સલ્ય, તીર્થોદ્ધાર, રથયાત્રા, દીન દુઃસ્થિત અનાથાદિ સુખીકરણ વિગેરે કાર્યો કરીને જૈનશાસનની ઉન્નતિ કરવી. જૈનધર્મને દીપાવવો.

આ વીશમું પદ શાસનને દીપાવવાના નિમિત્તનું છે. શાસનને આઠ પ્રભાવકો દીપાવે છે, તેથી વિદ્યા, નિમિત્ત, કવિતા, વાદ અને ધર્મકથાદિવડે શાસનની પ્રભાવના કરવી, તે વીશમું પદ કહેવાય છે. તીર્થની પ્રભાવના કરવાવડે પ્રાણી અલબ્ધપૂર્વ એવો વૈભવ પામે છે અને દેવેંદ્રને પૂજ્ય થાય છે. જેમ પૂર્વે દશારસિંહ કૃષ્ણ અને શ્રેણિકરાજા થયા છે, ઉત્કૃષ્ટ ફળને પામ્યા છે.

ઉપર પ્રમાણે વીશે પદની આરાધના કરીને પ્રાંતે યથાશક્તિ ઉજમણું કરવું, કે જે દેખીને અનેક જીવો ધર્મ પામે. આ પ્રમાણે ધર્મને દીપાવનાર થોડા કાળમાં પોતાનાં સર્વ કર્મો ખપાવીને મોક્ષમહેલમાં બીરાજમાન થાય છે. અનંત સુખનું ભાજન થાય છે.

વીશસ્થાનક સંબંધી તપ કરનારે જે પદનુ આરાધન ચાલતું હોય તે પદની પૂજા તે પદના આરાધનના દિવસે ચૈત્યવંદન વખતે કહેવી જોઇએ. તેથી શ્રી વિજયલક્ષ્મી સૂરિની કરેલી એ ૨૦ પદની પૂજા આ સાથે આપી છે. તેમાંથી એકેક પૂજા કહેવી અને તેનો અર્થ લખ્યો છે તે વિચારી જવો.



શ્રીવિજયલક્ષ્મીસૂરિકૃત

# શ્રીવીશસ્થાનકની પૂજા તથા અર્થ.



## શ્રીઅરિહંતપદની પૂજા પહેલી.

॥ શ્રી શંખેશ્વર પાસજી, સકલ જંતુ હિતકાર ॥ પ્રણમી પદયુગ તેહનાં, સ્તવનપૂજા રચું સાર ॥ ૧ ॥ બહુવિધ તપ જપ દાખિયા, લોક લોકોત્તર સથ્થ ॥ વીશ સ્થાનક સમ કો નહિ, સદ્‌ગુરૂ વદે પસથ્થ ॥ ૨ ॥ અરિહંતાદિક પદતણું, કારણ એ તપ સત્ય ॥ ત્રિકયોગે પ્રભુ પૂજીએ, ભાવશું જેહવી શક્તિ ॥ ૩ ॥ નિર્મલ પીઠ ત્રિકોપરિ, સ્થાપી જિનવર વીશ ॥ પૂજોકરણ મેલવી, પૂજિયે વિશ્વાવીશ ॥ ૪ ॥ એક એક પદ વર્ણન કરી, પૂજા પંચ પ્રકાર ॥ અડવિધ એકવીશ જાણિયે, સેવો સત્તર ઉદાર ॥ ૫ ॥ સજલ કલશ અડ જાતિના, જિનઆણા શિર ધાર ॥ પૂજે સ્થાનક વીશને, તસ નહિ દુરિત પ્રચાર ॥ ૬ ॥ પરમ પંચ પરમેષ્ઠિમાં, પરમેશ્વર ભગવાન ॥ ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો જિનભાણ ॥ ૭ ॥

અર્થ—સર્વ જીવોનું હિત કરનારા શ્રીશંખેશ્વર પાર્શ્વનાથજીના ચરણકમળને વંદના કરીને હું વીશ સ્થાનકની સ્તવનારૂપ પૂજા રચું છું. ૧. લૌકિક અને લોકોત્તર શાસ્ત્રોમાં અનેક પ્રકારના તપ જપ બતાવેલા છે, પરંતુ તે સર્વમાં વીશસ્થાનકના તપ સમાન બીજો કોઇ તપ નથી એમ શ્રી સદ્‌ગુરૂ પ્રશસ્તપણે કહે છે. ૨. અરિહંતાદિક પદની પ્રાપ્તિનું એ તપ સાચેસાચું કારણ છે, તેથી ત્રિકરણયોગે ભાવપૂર્વક પોતપોતાની શક્તિ પ્રમાણે પરમાત્માની પૂજા ભક્તિ કરવી. ૩. નિર્મળ એવા ત્રણ પીઠનું (પાટલાનું) ઉપરાઉપર સ્થાપન કરીને તેની ઉપર વીશ તીર્થંકરના બિંબનું સ્થાપન કરીએ અને પછી પૂજાના તમામ ઉપકરણો મેળવીને પૂરેપૂરી રીતે તેમની પૂજા કરીએ.

૪. વીશ સ્થાનક પૈકી એકેક પદનું ારી રીતે વર્ણન કરીને પછી તેની પાંચ પ્રકારે, આઠ પ્રકારે, એકવીશ પ્રકારે અને સત્તર પ્રકારે ઉદારપણે પૂજા કરીએ. ૫. પરમાત્માની આજ્ઞાને મસ્તકે ધારણ કરીને પ્રથમ આઠ જાતિના[1] કળશો નિર્મળ જળથી ( પંચામૃતથી[2] ) ભરીએ અને પછી ક્રમ ર વીશે સ્થાનકને પૂજીએ. જે એ પ્રમાણે પૂજા કરે છે તેના દુરિતનો વિશેષ પ્રચાર થઇ શકતો નથી. ૬. શ્રેષ્ઠ એવા પંચપરમેષ્ઠિમાં[3] અરિહંત પરમેશ્વર–ભગવાન મુખ્ય છે. તેને ચારે[4] નિક્ષેપોવડે ધ્યાઈએ અને જિનેશ્વરરૂપ સૂર્યને વારંવાર નમસ્કાર કરીએ. ૭.

॥ ઢાળ ॥ આદિજિણંદ મયા કરો—એ દેશી ॥

॥ શ્રીઅરિહંત પદ ધ્યાઇએ, ચોત્રીશ અતિશયવંતા રે ॥ પાંત્રીશ વાણી ગુણે ભર્યા, બાર ગુણે ગુણવંતા રે ॥ શ્રી૦ ॥ ૧ ॥ અડહિય સહસ લક્ષણ દેહે, ઇંદ્ર અસંખ્ય કરે સેવા રે ॥ ત્રિહું કાળના જિન વાંદવા, દેવ પંચમ મહાદેવા રે ॥ શ્રી૦ ॥ ૨ ॥ પંચ કલ્યાણક વાસરે, ત્રિભુવન થાય ઉદ્યોત રે ॥ દોષ અઢાર રહિત પ્રભુ, તરણ તારણ જગ પોત રે ॥ શ્રી૦ ॥ ૩ ॥ ષટ્કાય ગોકુળ પાળવા, મહા-ગોપ કહેવાય રે ॥ દયા પડહ વજડાવવા. મહામાહણ જગતાય રે ॥ શ્રી૦ ॥ ૪ ॥ ભવોદધિ પાર પમાડવા, ચોથો વર્ગ દેખાવે રે ॥ ભાવ-નિર્યામક ભાવિયા, મહાસથ્થવાહ સોહાવે રે ॥ શ્રી૦ ॥ ૫ ॥ અ-સંખ્ય પ્રદેશ નિર્મળ થયા, છતીપર્યાય અનંતા રે ॥ નવનવા જ્ઞેયની વર્તના, અનંત અનંતી જાણંતા રે ॥ શ્રી૦ ॥ ૬ ॥ પિંડ પદસ્થ રૂપસ્થમાં, દ્રવ્ય ગુણ પર્યાયે ધ્યાયા રે ॥ દેવપાળાદિ સુખી થયા, સૌભાગ્યલક્ષ્મીપદ પાયા રે ॥ શ્રી૦ ॥ ૭ ॥ ઇતિ શ્રી અરિહંતપદ પૂજા પ્રથમા ॥ ૧ ॥

---

૧ સુવર્ણના, રૂપાના, રતનના. સોના ને રૂપાના, સોના ને રતનના, રતન ને રૂપાના, સોના રૂપા ને રતનના અને માટીના–એમ આઠ પ્રકારના કળશો સમજવા.

૨ દુધ, દહીં, ઘી, સાકર ને શુદ્ધ જળ–એ પંચામૃત.

૩ અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય ને સાધુ–એ પંચ પરમેષ્ઠી સમજવા.

૪ નામ, સ્થાપના, દ્રવ્ય ને ભાવ–એ ચાર નિક્ષેપા જાણવા. પ્રભુનું નામ, પ્રભુની મૂર્ત્તિ, તીર્થંકરના જીવ અને વિચરતા તીર્થંકર–એ ચાર પ્રકાર સમજવા.

**અર્થ** શ્રીઅરિહંતપદને ધ્યાઇએ–તેનું ધ્યાન કરીએ કે જેઓ ચોત્રીશ અતિશયવાળા છે, પાંત્રીશ વાણીના ગુણવાળા છે, અને બાર ગુણોએ ગુણવંત છે. ૧. જેમના શરીર ઉપર ૧૦૦૮ ત્તમ લક્ષણો છે. અસંખ્ય ઈંદ્રો જેમની સેવા કરે છે. ત્રણે કાળના થયેલા, થવાના ને વિચરતા પ્રભુને હું વંદન કરૂં છું. જેઓ દ્રવ્યદેવ, ભાવદેવ, નરદેવ, લૌકિકદેવ–એ ચાર પ્રકારના દેવો[1] ઉપરાંત દેવાધિદેવ (પાંચમા) છે. ૨. જેમના પાંચ કલ્યાણક વખતે ચૌદે રાજલોકમાં સર્વત્ર ઉદ્યોત થાય છે. જે પ્રભુ અઢાર દોષોથી રહિત છે અને તરણ તારણ હોવાથી પ્રવહણ સમાન છે. ૩. છકાય જીવોરૂપ ગોકુળ–જીવસમૂહને પાળનારા હોવાથી જે મહાગોપ કહેવાય છે; અને જગતમાં દયાનો પડહ વજડાવનારા હોવાથી જે મહામાહણ કહેવાય છે. ૪. આ સંસારરૂપી સમુદ્રનો પાર પમાડનારા હોવાથી જે ભાવનિર્યામક કહેવાય છે અને લૌકિક સાર્થવાહની જેમ જગતના જીવોને મોક્ષમાર્ગે લઈ જતાં હોવાથી મહાસાર્થવાહ કહેવાય છે. ૫. જેમના અસંખ્ય આત્મપ્રદેશો નિર્મળ થયેલા છે. વળી નવા નવા જ્ઞેયની અનંતી અનંતી વર્તનાને જાણનારા હોવાથી જેમના અનંત પર્યાયો છતા કહેવાય છે. ૬. એવા પ્રભુને પિંડસ્થ, પદસ્થ અને રૂપસ્થપણે[2] દ્રવ્યગુણપર્યાયથી ધ્યાવામાં આવે છે; અને એવી રીતે તેમને ધ્યાવાથી દેવપાળાદિક[3] સુખી થયા છે અને સૌભાગ્યલક્ષ્મીપદ જે મોક્ષપદ તેને પામ્યા છે. ૭.

**ઇતિ શ્રીઅરિહંતપદ પૂજાનો અર્થ પૂર્ણ.**

---

૧ દ્રવ્યદેવ–દેવતા થનાર જીવ. ભાવદેવ–ચાર નિકાયના દેવતા, નરદેવ–ચક્રવર્તી અને લૌકિક દેવ–હરિહરાદિ જાણવા.

૨ છદ્મસ્થાવસ્થામાં હોય ત્યાંસુધી પિંડસ્થ, કેવળજ્ઞાન પામ્યા પછી પદસ્થ અને નિર્વાણ પામ્યા પછી રૂપસ્થ કહેવાય છે.

૩ દેવપાળની કથા પાછળ આપવામાં આવેલ છે.

# ॥ અથ દ્વિતીય સિદ્ધપદ પૂજા. ॥

॥ દોહા ॥

ગુણ અનંત નિર્મળ થયા, સહજસ્વરૂપ ઉજાસ ॥
અષ્ટ કર્મમળ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ ॥ ૧ ॥

અર્થ—જેમનામાં નિર્મળ થયેલા અનંત ગુણો છે, જે સહજ સ્વરૂપની ઉજાશને–ઉજવળતાને પામેલ્લા છે, અને આઠ કર્મરૂપ મળનો સર્વથા ક્ષય કરીને જેઓ સિદ્ધિપદને પામ્યા છે તેમને મારો નમસ્કાર થાઓ. ૧.

॥ ઢાળ ॥ ગુણરસિયા એ દેશી ॥

શ્રી સિદ્ધપદ આરાધિયેરે, ક્ષય કીધાં અડ કર્મ રે ॥ શિવ વ-સિયા ॥ અરિહંતે પણ માનિયા રે, સાદિ અનંતસ્થિતિ શર્મ રે ॥ શિવ૦ ॥ ૧ ॥ ગુણ એકત્રીશ પરમાતમા રે, તુરિયદશા આસ્વાદ રે ॥ શિવ૦ ॥ એવંભૂતનયે સિદ્ધ થયા રે, ગુણગણનો આલ્હાદરે ॥ શિવ૦ ॥ ૨ ॥ સુરગણ સુખ ત્રિહું કાળનાં રે, અનંત ગુણાં તે કીધ રે ॥ શિવ૦ ॥ અનંતવર્ગે વર્ગિત કર્યાં રે, તોપણ સુખ સ-મીધ રે ॥ શિવ૦ ॥ ૩ ॥ બંધ ઉદય ઉદીરણા રે, સત્તા કર્મ અભાવ રે ॥ શિવ૦ ॥ ઉર્ધ્વ ગતિ કરે સિદ્ધજી રે, પૂર્વપ્રયોગ સદ્દભાવ રે ॥ શિવ૦ ॥ ૪ ॥ ગતિ પારિણામિક ભાવથી રે, બંધન છેદન યોગ રે ॥ શિવ૦ ॥ અસંગ ક્રિયા બળે નિર્મળો રે, સિદ્ધગતિનો ઉદ્યોગ રે ॥ શિવ૦ ॥ ૫ ॥ પએસંતર અણફરસતા રે, એક સમયમાં સિદ્ધ રે ॥ શિવ૦ ॥ ચરમ ત્રિભાગ વિશેષથી રે, અવગાહન ઘન કીધ રે ॥ શિવ૦ ॥ ૬ ॥ સિદ્ધશિલાની ઉપરે રે, જ્યોતિમાં જ્યોતિ નિ-વાસ રે ॥ શિવ૦ ॥ હસ્તિપાળ પરે સેવતાં રે, સૌભાગ્યલક્ષ્મી પ્રકાશ રે ॥ શિવ૦ ॥ ૭ ॥ ઇતિ શ્રી સિદ્ધપદપૂજા દ્વિતીયા ॥ ૨ ॥

અર્થ—જેમણે આઠે કર્મોનો ક્ષય કર્યો છે અને જે શિવસ્થાનમાં વસેલા છે તેવા સિદ્ધને નમસ્કાર કરીએ. અરિહંતે પણ જેમને પૂજ્યપણે માન્યા અને જેઓ સાદિ અનંત કાળ પર્યંત સુખના ભોગવનારા છે. ૧. એ સિદ્ધ

પરમાત્મા ૩૧ ગુણવાળા છે અને જે ચોથી [1]દશાનો આસ્વાદ લઇ રહ્યા છે. એવંભૂતનયથી સિદ્ધપદને પામેલા છે અને ગુણગણના આહ્‌લાદમાં વર્તે છે. ૨. સર્વ દેવતાઓના ત્રણે કાળના સુખો એકઠા કરીએ અને પછી તેને અનંતગુણા કરીએ, અનંતવર્ગે વર્ગીત કરીએ તોપણ તે સુખ સિદ્ધના સુખ પાસે અણુમાત્ર થાય છે--તેની સદશ કોઇ રીતે થઈ શકતું નથી. ૩. તેમના કર્મોનો બંધથી, ઉદયથી, ઉદીરણાથી અને સત્તાથી પૂર્ણપણે અભાવ થયેલો છે. તેઓ મોક્ષસ્થાને જતાં જે ઉર્ધ્વગતિ કરે છે તે પૂર્વપ્રયોગને લઇને કરે છે. ૪. ગતિપરિણામ સ્વભાવ હોવાથી, કર્મરૂપી બંધનનો છેદ થતો હોવાથી અને કર્મ રહિત નિર્મળ થવાથી, અસંગ ક્રિયાના બળથી ર્ધ્વગમનનો ઉદ્યોગ થઇ શકે છે. ૫. સિદ્ધ થતા જીવો સમયાંતરને તેમજ પ્રદેશાંતરને ફરસ્યા વિના સિદ્ધસ્થાને પહોંચે છે; અને ચરમ સમયે એક ત્રિભાગ ઉન બે ત્રિભાગ જેટલી ઘનરૂપ જીવપ્રદેશોની અવગાહના થાય છે અને તે પ્રમાણેજ સિદ્ધસ્થાનમાં ઉપજે છે. ૬. સિદ્ધશિલાની ઉપર રહેલા સિદ્ધો જ્યોતિમાં જ્યોતિ મળી જાય તેમ પૂર્વે તે સ્થાને થયેલા અનંતા સિદ્ધોની અવગાહનામાં મળી જાય છે. એવા સિદ્ધ પરમાત્માને હસ્તિપાળની જેમ સેવવાથી સૌભાગ્યલક્ષ્મીનો પ્રકાશ પ્રાપ્ત થાય છે. ૭.

## ॥ અથ તૃતીય પ્રવચનપદ પૂજા. ॥

॥ દોહા ॥

ભાવામય ઓષધ સમી, પ્રવચન અમૃતવૃષ્ટિ ॥
ત્રિભુવન જીવને સુખકરી, જય જય પ્રવચનદૃષ્ટિ ॥૧॥

અર્થ—આત્માને લાગેલા ભાવરોગના નિવારણ માટે ઔષધ જેવી પ્રવચનરૂપી અમૃતની વૃષ્ટિ છે. ત્રણ ભુવનમાં રહેલા જીવોને તે સુખ કરનાર છે. એવી પ્રવચનની દૃષ્ટિ જય પામો, જયવંતી વર્તો. ૧.

૧ જાગૃતદશા, સ્વપ્નદશા, નિદ્રાદશા ને ચોથી ઉજાગર દશા.

ઢાળ. ॥ મેં કીનો નહિ પ્રભુ બિન ઓરશું રાગ ॥ એ દેશી ॥

પ્રવચનપદને સેવિયે રે, જૈનદર્શન સંઘરુપ ॥ અરિહા પણ નમે તીર્થને રે, સમવસરણના ભૂપ ॥ મેં કીનો સહી પ્રવચનપદશું રાગ ॥ પ્રવચનપદશું રાગ, મેં કીનો સહી ॥ પ્ર૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ પ્રવચન ભકિતરાગથી રે, થયા સંભવ જિનરાય ॥ સઘળા ધર્મકારજતણારે, એહમાં પુણ્ય સમાય ॥ મેં૦ ॥ ૨ ॥ પાપક્ષેત્ર સાત વારિયે રે, પુણ્યક્ષેત્ર સાત ઠામ ॥ સવા લાખ જિનમંદિરાં રે, જિનમંડિત પુર ગ્રામ ॥ મેં૦ ॥ ૩ ॥ સવા કોડી જિનબિંબને રે, ભરાવે સંપ્રતિરાય ॥ જ્ઞાનભંડાર એક-વીશ કર્યા રે, કુમર નરિંદ શુભઠાય ॥ મેં૦ ॥ ૪ ॥ યથોચિત ચઉ-વિહ સંઘની રે, ભરતાદિક પરે ભકિત ॥ દ્રવ્યભાવથી આદરો રે, યોગ અવંચક શકિત ॥ મેં૦ ॥ ૫ ॥ પદસ્થધ્યાને કરી આત્મને રે, તન્મય કરણ પ્રકાર ॥ સહજાનંદ વિલાસતા રે, સૌભાગ્યલક્ષ્મી પદ ધાર ॥ મેં૦ ॥ ૬ ॥ ઇતિ પ્રવચનપદ પૂજા તૃતીયા ॥ ૩ ॥

અર્થ—જે પ્રવચન જૈનદર્શનમાં સંઘરૂપે પ્રસિદ્ધ છે તેની સેવા કરીએ. સમવસરણના સ્વામી એવા અરિહંત પણ સંઘને નમસ્કાર કરે છે. ( મવ-સરણમાં બેસતાં ોતિથ્થ ર શબ્દથી તીર્થ એટલે સંઘને નમે છે.) કર્ત્તા કહે છે કે–મેં એ પ્રવચનપદની સાથે રાગ કર્યો નહિ. ૧. પ્રવચનપદની ક્તિ કરવાથી તેની ઉપરના અપ્રતિમ રાગથી સંભવનાથ તીર્થંકર થયા છે. ર્વ પ્રકારના ધર્મકાર્યનો–તેથી થતા પુણ્યનો એમાં સમાવેશ થાય છે. ૨. ાત પાપક્ષેત્રને તજી દઇએ અને સાત પુણ્યક્ષેત્રની ભક્તિ કરીએ. તે સાત ક્ષેત્રમાં પ્રથમ સંપ્રતિરાજાએ કરાવેલ સવાલાખ જિનમંદિરો જે અનેક જિનમંડિત નગર ને ગામમાં રહેલ છે તેને નમસ્કાર કરીએ. ૩. તેમજ તેણે રાવેલા સવાક્રોડ જિનબિંબને નમસ્કાર કરીએ. કુમારપાળ રાજાએ કરાવેલા ૨૧ જ્ઞાન ંડારોને–સારા સારા શહેરમાં રહેલા છે તેને નમસ્કાર કરીએ. ૪. તદુપરાંત ચતુર્વિધ સંઘની ભરતચક્રીની પેઠે યથોચિત્ત ભક્તિ કરીએ, દ્રવ્ય-ાવથી એ પ્રમાણે સાતે ક્ષેત્રોની ભક્તિ કરીએ, અને યોગાવંચકપણાની

શકિ પ્રાપ્ત કરીએ. ૫. પદસ્થધ્યાનવડે આત્માને તન્મય કરવાના પ્રકારવડે સ જાનંદપણું વિલસીએ અને સૌ ાગ્યલક્ષ્મીપદને પામીએ—ધારણ કરીએ. ૬. ઈતિ શ્રી પ્રવચનપદપૂજા સાર્થ.

## ॥ અથ ચતુર્થ આચાર્યપ પૂજા. ॥

॥ દોહા ॥

છત્રીશ છત્રીશી ગુણે, યુગપ્રધાન મુણીંદ ॥
જિનમત પરમત જાણતા, નમો તેહ સૂરીંદ ॥ ૧ ॥

અર્થ—છત્રીશ છત્રીશી ગુણોએ કરીને બિરાજમાન્, યુગપ્રધાન, મુનિઓના ઇંદ્ર અને સ્વમત પરમતના જાણ એવા સૂરીંદ્રને નમસ્કાર થાઓ. ૧

॥ ઢાળ ॥ આવો આવો રે સયણ, ગવતી સૂત્રને સુણિયે—એ દેશ .

॥ સરસતી ત્રિભુવનસ્વામિની દેવી, સિરિદેવી યક્ષરાયા ॥ મંત્રરાજ એ પંચ પ્રસ્થાને, સેવે નિત્ય સુખદાયા ॥ ભવિ તુમે વંદો રે, સૂરીશ્વર ગચ્છરાયા ॥ ૧ ॥ એ આંકણી ॥ ત્રણ કાળના જિન વંદન હોયે, મંત્રરાજ સમરણથી ॥ યુગપ્રધાન સમ ભાવાચારજ, પંચાચાર ચરણથી ॥ ભ૦ ॥ ૨ ॥ પડિરૂવાદિક ચૌદ ગુણધારી, ક્ષાંતિ પ્રમુખ દશ ધર્મ ॥ બારભાવના ભાવિત નિજ આતમ, એ છત્રીશ ગુણ વર્મ ॥ ભ૦ ॥ ૩ ॥ આઠ પ્રમાદ તજી ઉપદેશે, વિકથા સાત નિવારે ॥ ચાર શિક્ષા કરી જન પડિબોહે, ચઉ અનુયોગ સંભારે ॥ ભ૦ ॥ ૪ ॥ બારશેં છન્નુ ગુણે ગુણવંતા, સોહમ જંબૂ મહંતા ॥ આયરિયા દીઠે તે દીઠા, સ્વરૂપસમાધિ ઉલ્લસંતા ॥ ભ૦ ॥ ૫ ॥ યુગપ્રધાનસૂરિ ત્રેવીશ ઉદયે, દોય હજાર ને ચાર ॥ સમયાગમ અનુભવ અભ્યાસી, થાશે જગ જન મનોહાર ॥ ભ૦ ॥ ૬ ॥ એ પદ સેવતો પુરૂષોત્તમ નૃપ, જિનવર પદવી લહિયા ॥ સૌ ાગ્યલક્ષ્મી સૂરિ ભાવે ભજતાં, ભવિક જીવ ગહગહિયા ॥ ભ૦ ॥ ૭ ॥ ઇતિ આચાર્યપદપૂજા ચતુર્થી ॥ ૪ ॥

અર્થ—સરસ્વતી, ત્રિભુવનસ્વામિનીદેવી, શ્રીદેવી, યક્ષરાજ અને મંત્ર રાજ આ પાંચ પ્રસ્થાન[1] સેવતા અને નિરંતર સુખના આપનારા એવા ગચ્છના રાજા-સ્વામી સૂરીશ્વરને હે ભવ્યજીવો ! તમે વંદન કરો. ૧. મંત્રરાજ જે નમસ્કાર મંત્ર તેના સ્મરણથી ત્રણે કાળના જિનેશ્વરોને વંદન થાય છે; અને ભાવાચાર્ય પચાચાર રૂપ ચરણને પાળનારા હોવાથી યુગપ્રધાન કહેવાય છે. ૨. ઉત્તમ આચાર્ય પ્રતિરૂપાદિક ચૌદ ગુણને ધારણ કરનારા, ક્ષાંત્યાદિક દશ પ્રકારના ધર્મને પાળનારા અને બાર ભાવનાવડે પોતાના આત્માને ાવનારા એ રીતે છત્રીશ ગુણને ધારણ કરનારા હોય છે. ૩. વળી આઠ પ્રકારના પ્રમાદને તજીને ઉપદેશ આપનારા, સાત પ્રકારની વિકથાને નિવારનારા અને ચાર પ્રકારની શિક્ષાથી ભવ્યજનોને પ્રતિબોધ પમાડનારા તેમજ ચાર અનુયોગને નિરંતર સંભારનારા હોય છે. ૪. બારશેં છનું ( છત્રીશ છત્રીશી ) ગુણે કરીને શોભતા એવા સૌધર્મસ્વામીને જંબૂસ્વામી વિગેરે થઇ ગયા છે, તેમને સ્વરૂપસમાધિમાં ઉલ્લાસવાળા વર્તમાન આચાર્યને જેવાથીજ જેયા એમ માનવું. ૫. આ પાંચમા આરામાં ( ૨૩ ) ઉદયમાં કુલ ૨૦૦૪ યુગપ્રધાન આચાર્યો થવાના છે, કે જેઓ વર્તતા આગમના પૂર્ણ અભ્યાસી અને જગતના જનોને મનોહર લાગે તેવા હોય છે. ૬. આ આચાર્યપદને સેવવાથી પુરૂષોત્તમ રાજા જિનેશ્વર પદ-તીર્થંકરપદને પામ્યા છે. સૌભાગ્યલક્ષ્મીએ યુક્ત એવા આચાર્યનો ભાવ ભજવાથી-સેવા કરવાથી ભવ્ય જીવો અંતઃકરણના આનંદથી ગહગહે છે. ૭.

ઇતિ ાચાર્યપદપૂજા સાર્થ સંપૂર્ણ.

## ॥ અથ પંચમ થિવિરપદ પૂજા. ॥

॥ દોહા ॥

તજી પરપરિણતિ રમણતા, લહે નિજ ભાવ સ્વરૂપ ॥
સ્થિર કરતા ભવિ લોકને, જય જય થિવિર અનૂપ ॥ ૧ ॥

---

૧ પાંચ પ્રસ્થાન ગુરૂગમથી જાણવાયોગ્ય છે.

૨ દ્રવ્યાનુયોગ ૨ ગણિતાનુયોગ ૩ ચરણકરણાનુયોગ ને ૪ ધર્મકથાનુયોગ.

અર્થ—પરપરિણતિમાં રમણના તજીને આત્માના પોતાના (ભાવ) સ્વરૂપમાં રમતા એવા અને ભવ્યજીવોને ધર્મમાં સ્થિર કરનારા એવા અનુપમ સ્થવિર મહારાજા જય પામો. ૧.

॥ ઢાળ-તપશું રંગ લાગ્યો—એ દેશી. ॥

॥ પંચમ પદને ગાઇએ રે, ભાવથિવિર અધિકાર રે ॥ લૌકિક માત પિતા કહ્યા રે, લોકોત્તર વ્રતધાર ॥ ગુણિ જન વંદો રે ॥ વંદો વંદો રે થિવિર મહારાજ, દુરિત નિકંદો રે ॥ ૧ ॥ એ આંકણી ॥ સંયમયોગે સીદતા રે, બાલગિલાનાદિ સાધુ રે ॥ યથોચિત સહાય દેવે કરી રે, ટાલે સર્વ ઉપાધિ ॥ ગુ૦ ॥ ૨ ॥ વીશ વર્ષ પર્યાયથી રે, સાઠ વર્ષ વય હુંત રે ॥ ચોથા અંગ ઉપર ભણ્યા રે, શ્રુતથિવિરા એ ભણંત ॥ ગુ૦ ॥ ૩ ॥ એવ અઇમત્તા થિર કર્યા રે, ત્રિશલાનંદન દેવ રે ॥ પચાસ સહસ સાધુ સાધ્વી રે, સંબંધ કહી કામદેવ ॥ ગુ૦ ॥ ૪ ॥ ઠાણાંગે દશ થિવિરા કહ્યા રે, રત્નત્રયના નિધાન રે ॥ તે ઇહાં પ્રશસ્ત ભાવે ગ્રહ્યા રે, દ્રવ્યાદિક અનુમાન ॥ ગુ૦ ॥ ૫ ॥ તપ શ્રુત ધીરજ ધ્યાનથી રે, દ્રવ્યગુણપર્યાય જ્ઞાતા રે ॥ સ્વરૂપરમણ થિવિરા ભલા રે, નહિ પલિતાંકુર ત્રાતા ॥ ગુ૦ ॥ ૬ ॥ એ પદ સાધતો ભાવથી રે, પદ્મોત્તર મહારાય રે ॥ તીર્થંકર પદવી લહી રે, સૌભાગ્ય-લક્ષ્મી સુખદાય ॥ ગુ૦ ॥ ૭ ॥ ઇતિ થિવિરપદપૂજા પંચમી ॥ ૫ ॥

અર્થ—પાંચમા પદમાં ભાવસ્થવિરનો અધિકાર છે, તેથી તેનું ગુણગાન કરીએ. લૌકિક સ્થવિર તો માતાપિતા વિગેરે વૃદ્ધ હોય તે સમજવા અને લોકોત્તર સ્થવિર મહાવ્રતોને ધારણ કરનાર વૃદ્ધ મુનિ જાણવા. હે ગુણીજનો! તમે સ્થવિર મહારાજને વંદન કરો અને તમારા દુરિત જે પાપ તેનું નિકંદન કરો. ૧. સ્થવિર મુનિઓ સંયમયોગમાં સીદાતા એવા બાળગ્લાનાદિ સાધુઓને યથોચિત સહાય આપવાવડે કરીને તેમની સર્વ ઉપાધિ ટાળે છે—દૂર કરે છે. ૨. વીશ વર્ષથી ઉપરાંત દીક્ષાપર્યાયવાળા તે પર્યાયસ્થવિર, સાઠ વર્ષ ઉપરાંતની વયવાળા તે વયસ્થવિર અને ચોથું અંગ જે સમવાયાંગ તે ઉપરાંત અભ્યાસવાળા તે શ્રુતસ્થવિર કહેવાય છે. ૩. ત્રિશલાનંદન મહા-

વીર પરમાત્માએ પચાસ હજાર[1] સાધુ સાધ્વી વચ્ચે કામદેવ શ્રાવકનો સંબંધ સંભળાવીને મેઘકુમારને તેમજ અપ્રમત્તા મુનિને સ્થિર કર્યા છે. ૪. ઠાણાંગસૂત્રના દશમા ઠાણામાં દશ પ્રકારના સ્થવિરો કહ્યા છે. તે રત્નત્રયના નિધાન જેવા હોય છે. તેને અહીં દ્રવ્યાદિકને અનુમાને પ્રશસ્ત ભાવે ગ્રહણ કરેલા છે. ૫. તપસ્થવિર, શ્રુતસ્થવિર, ધૈર્યસ્થવિર, ધ્યાનસ્થવિર, દ્રવ્યસ્થવિર, ગુણ સ્થવિર, પર્યાયસ્થવિર, જ્ઞાનસ્થવિર અને સ્વરૂપ રમણસ્થવિર—આ નવે પ્રકારના સ્થવિરો સ્થવિરપણાને યોગ્ય છે; બાકી દશમા વયસ્થવિર કે જેને ધોળા પળી આવેલા હોય છે તે ખાસ ત્રાતા—રક્ષણકારક નથી. ૬. આ પદ સાધવાથી—ભાવવડે આરાધન કરવાથી પદ્મોત્તર રાજા તીર્થંકર પદવીને પામ્યા છે; અને તેઓ સુખદાયક સૌભાગ્યલક્ષ્મીને પણ પામેલા છે. ૭.

ઇતિ સ્થવિર પદ પૂજા પાંચમી સાર્થ.

•

## ॥ અથ ષષ્ઠ પાધ્યાયપ પૂજા. ॥

॥ દોહા ॥

બોધ સૂક્ષ્મ વિણુ જીવને, ન હોય તત્ત્વ પ્રતીત ॥
ભણે ભણાવે સૂત્રને, જય જય પાઠક ગીત ॥ ૧ ॥

અર્થ—સૂક્ષ્મબોધ વિના જીવને તત્ત્વની પ્રતીતિ થઇ શકતી નથી. તેથી એવો સૂક્ષ્મબોધ થવા મ ટે જે શિષ્યોને સૂત્રો ભણાવે છે અને પોતે ભણે પણ છે એવા પાઠક—ઉપાધ્યાય મહારાજ જયવંતા વર્તો. ૧.

॥ ઢાળ—રસિયાની દેશી ॥

॥ શ્રી ઉવઝાય બહુશ્રુત નમો ભાવશું, અંગ ઉપાંગના જાણ ॥ મુણિંદા ॥ ભણે ભણાવે શિષ્યને હિત કરી, કરે નવપલ્લવ પહાણ ॥ વિનીતા ॥ શ્રી૦ ॥ ૧ ॥ અર્થ સૂત્ર કહેવાના વિભાગથી, સૂરીશ્વર પાઠક સાર ॥ સોહંતા ॥ ભવ ત્રીજે અવિનાશી સુખ લહે, યુવરાજ પરે અણગાર ॥ મહંતા ॥ શ્રી૦ ॥ ૨ ॥ ચૌદ દોષભર્યા અવિ-

[1] ૧૮૦૦૦ સાધુ, ૩૬૦૦૦ સાધ્વી.

નીત શિષ્યને, કરે પન્નર ગુણવંત ॥ વિદીતા ॥ ગ્રહણ આસેવન શિક્ષાદાનથી, સમય જાણે અનેકાંત ॥ સુજ્ઞાની ॥ શ્રી૦ ॥ ૩ ॥ આવશ્યક પચવીશ શીખવે વાંદણે, પચવીશ ક્રિયાનો ત્યાગ ॥ વિચારી ॥ પચવીશ ભાવના ભાવે મહાવ્રતી, શુભ પચવીશી ગુણ રાગ ॥ સુધારી ॥ શ્રી૦ ॥ ૪ ॥ પય ભર્યો દક્ષિણાવર્ત્ત શંખ શોભિયે, તેમ નય ભાવ પ્રમાણ ॥ પ્રવીણા ॥ હય ગય વૃષભ પંચાનન સારિખા, ટાળે પરવાદી અભિમાન ॥ અદીના ॥ શ્રી૦ ॥ ૫ ॥ વાસુદેવ નરદેવ સુરપતિ ઉપમા, રવિ શશી ભંડારી રુપ ॥ દીપંતા ॥ જંબૂ સીતાનદી મેરુમહીધરો, સ્વયંભુઉદધિ રયણભૂપ ॥ ભણંતા ॥ શ્રી૦ ॥ ૬ ॥ એ સોલ ઉપમા બહુશ્રુતને કહી, ઉત્તરાધ્યયને રસાળ ॥ જિણંદા ॥ મહીંદ્રપાળ વાચકપદ સેવતો, સૌભાગ્યલક્ષ્મી સુવિશાળ ॥ સૂરીંદા ॥ ॥ શ્રી૦ ॥ ૭ ॥ ઇતિ ઉપાધ્યાયપદપૂજા ષષ્ઠી ॥ ૬ ॥

અર્થ—બહુશ્રુત એવા ઉપાધ્યાયને નમસ્કાર થાઓ. જેઓ અંગ ને ઉપાંગસૂત્રના જાણનારા છે, પોતે ભણે છે અને શિષ્યોને ભણાવે છે, એટલુંજ નહીં પણ પથ્થર જેવા શિષ્યને પણ નવપલ્લવિત કરે છે. ૧. અર્થ ને સૂત્ર આચાર્ય ને ઉપાધ્યાય વિભાગે કહે છે. અર્થાત્ આચાર્ય અર્થ કહે છે—સમજાવે છે અને ઉપાધ્યાય મૂળ સૂત્ર ભણાવે છે—કંઠે કરાવે છે. ઉપાધ્યાય આચાર્યરૂપ રાજાની પાસે યુવરાજ જેવા હોય છે અને તે ત્રીજે ભવે સિદ્ધિસુખ કે જે અવિનાશી છે તેને પામે છે. ૨. વળી તેઓ ચૌદ પ્રકારના દોષોથી ભરેલા શિષ્યને પણ પંદર ગુણવાળા કરે છે. ગ્રહણા ને આસેવના—એ બંને પ્રકારની શિક્ષા આપે છે, અને અનેકાંત સિદ્ધાંતના જાણવાવાળા હોય છે. ૩. વાંદણાના દ્વાદશાવર્ત્ત વિગેરે પચવીશ આવશ્યક શિષ્યોને શીખવે છે, ત્યાગ કરવાયોગ્ય પચવીશ ક્રિયાનો ત્યાગ કરાવે છે, પાંચ મહાવ્રતની પચવીશ ભાવનાઓ ભાવે છે અને શુભ એવા પચવીશ ગુણને ધારણ કરનારા તેની ઉપર રાગવાળા હોય છે. ૪. દુધે ભરેલો દક્ષિણાવર્ત્ત શંખ જેમ શોભે છે તેમ જે નય, ાવ ને પ્રમાણમાં પ્રવીણ હોવાથી શોભે છે; વળી જે હાથી, ઘોડો, વૃષભ ને સિંહની ઉપમાને યોગ્ય છે, તેમજ પરવાદીના અભિમાનને ટાળનારા હોય છે. ૫. વળી એ પાધ્યાયને વાસુદેવ, નરદેવ તે ચક્રવર્તી, સુરપતિ તે ઇંદ્ર,

સૂર્ય, ચંદ્રમા, ભંડારી, જંબૂવૃક્ષ, સીતા નદી, મેરૂપર્વત, સ્વયંભૂરમણ સમુદ્ર, રતન તેમજ ભૂપની ઉપમા ઘટી શકે છે. ૬. પાંચમી ગાથામાં કહેલી ૪ ને છઠ્ઠી ગાથામાં કહેલી ૧૨ કુલ ૧૬ ઉપમા ઉપાધ્યાય મહારાજને શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં આપેલી છે-ઘટાવેલી છે. એ ઉપાધ્યાય પદને સેવવાથી મહીંદ્રપાળ તીર્થંકર થયેલ છે અને સુવિશાળ એવી સૌભાગ્યલક્ષ્મીને પામ્યા છે. ૭

ઇતિ ઉપાધ્યાય પદ પૂજા સાર્થ સંપૂર્ણ.

---

## ॥ અથ સપ્તમ સાધુપદ પૂજા ॥

॥ દોહા ॥

સ્યાદ્વાદ ગુણ પરિણમ્યો, રમતા સમતા સંગ ॥
સાધે શુદ્ધાનંદતા, નમો સાધુ શુભરંગ ॥ ૧ ॥

અર્થ—જેમને સ્યાદ્વાદ ગુણ પરિણમેલ હોય, સમતાના સંગમાં રમતા હોય અને શુદ્ધ આનંદને સાધવામાં ઉજમાળ હોય એવા શુભ રંગવાળા સાધુ મુનિરાજને મારો નમસ્કાર થાઓ. ૧.

॥ ઢાળ-કર્મપરીક્ષા કરણ કુમર ચલ્યો રે—એ દેશી. ॥

॥ મુનિવર તપસી ઋષિ અણગારજી રે, વાચંયમ વ્રતી સાધ ॥ ગુણ સત્તાવીશે જેહ અલંકર્યા રે, વિરમી સકલ ઉપાધિ ॥ ભવિયણ વંદો રે, સાતમું પદ ભલું રે ॥ ૧ ॥ એ આંકણી ॥ નવવિધ ભાવલોચ કરે સંયમી રે, દસમો કેશનો લોચ ॥ ઓગણત્રીશ પાસથ્થા ભેદ છે રે, વારે તસ નહિ જગ શોચ ॥ ભ૦ ॥ ૨ ॥ દોષ સુડતાલીશ આહારના વારતા રે, અતિક્રમ ન કરે ચાર ॥ મુનિને અર્થે સમારે મંદિરા રે, પરિહરે એહ આચાર ॥ ભ૦ ॥ ૩ ॥ નરના દોષ અઢાર નિવારીને રે, દીક્ષા શિક્ષા દીએ સાર ॥ પુણ્ય પાપ પુદ્ગલ હેયરુપતા રે, સમભાવે મુક્તિ સંસાર ॥ ભ૦ ॥ ૪ ॥ સત્ય હેતુ ભવ અટવી મૂકવા રે, ફરશ્યું છઠ્ઠું ગુણઠાણ ॥ યોગ અધ્યાતમ ગ્રંથની ચિંતના રે, કિરિયા નાણ પહાણ ॥ ભ૦ ॥ ૫ ॥ પૂરવ વ્રતવિરાધક યોગથી રે, કૂટલિંગીપણું થાય ॥ દંભજાળ જંજાળ સવિ પરિહરે રે, ચરણ

**રસિક કહેવાય ॥ ભ૦ ॥ ૬ ॥ કોડિ સહસ નવ સાધુ સંયમી રે, સ્તવિયે ગીતારથ જેહ ॥ વીરભદ્ર પરે તીર્થપતિ હુવે રે, સૌભાગ્ય-લક્ષ્મી ગુણગેહ ॥ ભ૦ ॥ ૭ ॥ ઇતિ સાધુ પદપૂજા સપ્તમી ॥ ૭ ॥**

અર્થ—મુનિવર–ઋષિ–તપસ્વી–અણગાર–વાચંયમ[1], વ્રતી અને સાધુ એ બધા જેમના પર્યાયી નામો છે અને જેઓ સત્તાવીશ ગુણે અલંકૃત છે, તેમજ સાંસારિક સર્વ ઉપાધિથી જેઓ વીરમેલા છે એવો સાધુઓનું સાતમું પદ છે. તેને હે ભવ્યજનો! તમે નમસ્કાર કરો. ૧. એ મુનિઓ નવ પ્રકારનો ભાવલોચ[2] કરે છે અને તદુપરાંત દશમો મસ્તકાદિકના કેશનો લોચ કરે છે. ૨૯ પાસત્થાદિકના જે ભેદો છે તેને વર્જનારા–તેનાથી દૂર રહેનારા છે. તેમને આ જગતસંબંધી શોકનો ઉદ્ભવ થતો નથી. ૨. વળી એવા મુનિ આહાર-સંબંધી ૪૭ દોષને ટાળનારા હોય છે, અર્થાત્ એ ૪૭ દોષરહિત આહારના લેનારા હોય છે. ચાર પ્રકારના અતિક્રમાદિ કરતા નથી અને જે મકાન મુનિ-રાજને માટે સમારવામાં આવે તેમાં રહેતા નથી. ૩. વળી અઢાર દોષવાળા મનુષ્યને દીક્ષા દેતા નથી. એ દોષ વિનાનાને દીક્ષા અને શિક્ષા આપે છે. પુણ્ય ને પાપ બંનેના પુદ્ગળોને હેયરૂપે જાણે છે અને સંસાર તેમજ મોક્ષમાં સમભાવે વર્તે છે. ૪. આ સંસારરૂપી અટવીને તજી દેવા માટે સાચા હેતુરૂપ છઠ્ઠું ગુણઠાણું જેમને ફરસેલું હોય છે. અધ્યાત્મસંબંધી ને યોગ-સંબંધી ગ્રંથોની વિચારણા–વાંચનમનનાદિ કર્યા કરે છે અને ક્રિયા તેમજ જ્ઞાન બંનેને યથાયોગ્ય રીતે પ્રધાનપણે સેવે છે. ૫. જેમને પૂર્વ-ભવનું વિરાધકપણું ઉદયમાં આવે તેઓને કુલિંગીપણું પ્રાપ્ત થાય છે. ત્તમ મુનિ સર્વ પ્રકારની દંભજાળ અને જંજાળને પરિહરે છે, તેથી તેઓ ચારિત્રના રસિયા કહેવાય છે. ૬. ઉત્કૃષ્ટે કાળે નવહજાર ક્રોડ સંયમી સાધુ હોય છે તેમને–તે ગીતાર્થોને સ્તવીએ. એ પદને આરાધવાથી પ્રાણી વીરભ-દ્રની જેમ તીર્થંકરપદ પામે છે અને સૌભાગ્યલક્ષ્મીરૂપ ગુણના ગૃહ બને છે. ૭.

**ઇતિ સાધુપદ પૂજા ાતમી સંપૂર્ણ.**

---

૧. વાણીને નિયમમાં રાખનારા.

૨. પાંચ ઇન્દ્રિયોનો સંયમ ને ચાર કષાયનો નિગ્રહ એ નવ.

# ॥ અથા મ જ્ઞાનપ પૂજા ॥

॥ દોહા ॥

અધ્યાતમ જ્ઞાને કરી, વિઘટે ભવભ્રમભીતિ ॥
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીતિ ॥ ૧ ॥

અર્થ—અધ્યાત્મસંબંધી જ્ઞાને કરીને ભવનો ભય કે ભીતિ (બ્હીક) નાશ પામે છે. આત્માનો ખરો ધર્મ–નિરંતર સહચારી ધર્મ જ્ઞાન જ છે, તેથી જ્ઞાનની રીતિને–પ્રવૃત્તિને નમસ્કાર થાઓ–નમસ્કાર કરો. ૧

॥ ઢાળ-અરણિક મુનિવર ચાલ્યા ગોચરી—એ દેશી ॥

જ્ઞાનપદ ભજીએ રે જગત સુહંકરૂ, પાંચ એકાવન ભેદે રે ॥ સમ્યગ્જ્ઞાન જે જિનવર ભાખિયું, જડતા જનની ઉચ્છેદે રે ॥ જ્ઞા૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ભક્ષ્યાભક્ષ્ય વિવેચન પરગડો, ખીર નીર જેમ હંસો રે ॥ ભાગ અનંતમો રે અક્ષરનો સદા, અપ્રતિપાતિ પ્રકાશ્યો રે ॥ .૦ ॥ ૨ ॥ મનથી ન જાણે રે કુંભકરણવિધિ, તેહથી કુંભ કેમ થાશે રે ॥ જ્ઞાન દયાથી રે પ્રથમ છે નિયમા, સદસદ્ભાવ વિકાસે રે ॥ જ્ઞા૦ ॥ ૩ ॥ કંચનનાણું રે લોચનવંત લહે, અંધો અંધ પલાય રે ॥ એકાંતવાદી રે તત્ત્વ પામે નહીં, સ્યાદ્વાદ રસ સમુદાય રે ॥ જ્ઞા૦ ॥ ૪ ॥ જ્ઞાનભર્યા ભરતાદિક ભવ તર્યા, જ્ઞાન સકળ ગુણ મૂળ રે ॥ જ્ઞાની જ્ઞાનતણી પરિણતિથકી, પામે ભવજળ કૂળ રે ॥ જ્ઞા૦ ॥ ૫ ॥ અલ્પાગમ જઇ ઉગ્ર વિહાર કરે, વિચરે ઉદ્યમવંત રે ॥ ઉપદેશમાળામાં કિરિયા તેહની, કાયકલેશ તસ હુંત રે ॥ જ્ઞા૦ ॥ ૬ ॥ જયંત નરેશ્વર .ન આરાધતો, તીર્થંકર પદ પામે રે ॥ રવિ શશ મેહ પરે જ્ઞાન અનંત ગુણ, સૌભાગ્યલક્ષ્મી હિતકામે રે ॥ જ્ઞા૦ ॥ ૭ ॥ ઇતિ .નપદપૂજા અષ્ટમી ॥ ૮ ॥

અર્થ—જગતમાં ખરેખરા સુખનું કરનાર જ્ઞાનપદ છે, તેને ભજીએ–તેની સેવા કરીએ. તેના પાંચ ભેદ મૂળ છે ને ઉત્તર ભેદ ૫૧ છે. જિનેશ્વરભાષિત જે સમ્યગ્જ્ઞાન છે તેજ જનોની–મનુષ્યોની જડતાનો–મૂર્ખતાનો ઉચ્ છેદ કરે

છે. ૧. ક્ષીર અને નીરને જેમ હંસ જુદા પાડે છે તેમ ભક્ષ્યાભક્ષ્ય વિગેરેનો વિવેક પ્રગટપણે ાનથીજ થાય છે. આ જીવના સંપૂર્ણ જ્ઞાનનો અનંતમો ાગ અપ્રતિપાતી છે—અવિનશ્વર છે. તેટલું ાન તો સૂક્ષ્મનિગોદાવસ્થામાં પણ કાયમ રહે છે. ૨. જે માણસ મનમાં કુંભ—ઘડો બનાવવાની વિધિ જાણતો ન હોય તે કું કેમ કરી શકશે? એટલે જેમ તેના જ્ઞાનની જરૂર છે તેમ દયાથી પણ પહેલાં જ્ઞાનની આવશ્યકતા છે. સદ્અસદ્ ભાવનો વિકાસ—પ્રકાશ જ્ઞાનવડેજ થાય છે. ૩. સોનાનું નાણું—સોનૈયો લોચનવાળો મનુષ્યજ શોધીને મેળવી શકે છે; અંધ તો એક અંધની પાછળ બીજો, ત્રીજો ચાલ્યો જાય—તેમ ચાલ્યો જાય છે. તેથી એકાંતવાદી તત્ત્વ પામી શકતો નથી; સ્યાદ્વાદી—અનેકાંતવાદી જ્ઞાનના રસ સંબંધી સમુદાયને—સમૂહને મેળવા શકે છે. ૪. જ્ઞાનથી ભરપૂર થઇને ભરતચક્રી વિગેરે આ સંસારસમુદ્રને તરી ગયા છે. જ્ઞાન સર્વ ગુણોના મૂળભૂત છે. જ્ઞાની મનુષ્ય જ્ઞાનની પરિણતિથી સંસારસમુદ્રના કિનારાને પામી શકે છે. ૫. અલ્પજ્ઞાની મુનિ ઉગ્ર વિહાર કરે, વિચરવામાં ધમવંત રહે, પરંતુ ઉપદેશમાળામાં તેની ક્રિયા માત્ર કાયકલેશ રૂપજ કહી છે. ૬. જયંતરાજા જ્ઞાનપદનું આરાધન કરવાથી તીર્થંકરપદને પામેલ છે. સર્ય, ચંદ્ર ને મેઘની જેમ જ્ઞાન અનંત ગુણવાળુ છે અને સૌભાગ્યલક્ષ્મીને પ્રાપ્ત કરાવનાર તેમજ હિતકારી છે. ૭.

ઇતિ જ્ઞાનપદ પૂજાનો થં સંપૂર્ણ.

---

## ॥ અથ નવમ સમ્યક્ત્વ ર્શનપ પૂજા ॥

॥ દોહા ॥

લોકાલોકના ભાવ જે, કેવલિભાષિત જેહ ॥
સત્ય કરી અવધારતો, નમો નમો દર્શન તેહ ॥ ૧ ॥

અર્થ—લોકાલોકના ભાવ કેવળીભગવંતે જે પ્રમાણે કહેલ છે, તે પ્રમાણે જ સત્ય કરીને અવધારવા—કબૂલ કરવા તેનું નામ સમ્યગ્દર્શન , તેને મારો નમસ્કાર થાઓ. ૧.

॥ ઢાળ—નમો રે નમો ી શત્રુંજય ગિરિવર—એ દેશી ॥

॥ શ્રી દર્શન પદ પામે પ્રાણી, દર્શનમોહની દૂર રે ॥ કેવળી

દીઠું તે મીઠું માને, શ્રદ્ધા સકળ ગુણ ભૂર રે ॥ પ્રભુજી સુખકર સમકિત દીજે ॥ દ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ વિઘટે મિથ્યા પુદ્ગલ આતમથી, તેહજ સમકિત વસ્ત રે ॥ જિનપ્રતિમાદર્શન તસ હોવે, પામીને સમકિત દસ્ત રે ॥ પ્ર૦ ॥ ૨ ॥ દોવિધ દર્શન શાસ્ત્રે ભાખ્યું, દ્રવ્ય ભાવ અનુસાર રે ॥ જે નિજનયણે ધર્મને જોવે, તે દ્રવ્ય દર્શન ધાર રે ॥ પ્ર૦ ॥ ૩ ॥ જિનવંદન પૂજન નમનાદિક, ધર્મબીજ નિરધાર રે ॥ યોગદ્રષ્ટિ સમુચ્ચયમાંહે, એહ કહ્યો અધિકાર રે ॥ પ્ર૦ ॥ ૪ ॥ યદ્યપિ અબલે અછે તોહી પણ, આયતિ હિતકર સોય રે ॥ સિજ્ઝંભવ પરે એહથી પામે, ભાવદર્શન પણ કોય રે ॥ પ્ર૦ ॥૫॥ સમકિત સકળ ધર્મનો આશ્રય, એહના ષટ્ ઉપમાન રે ॥ ચારિત્ર નાણ નહિ વિણ સમકિત, ઉત્તરાધ્યયન વખાણ રે ॥ પ્ર૦ ॥ ૬ ॥ દર્શન વિણ ક્રીરિયા નવિ લેખે, બિંદુ યથા વિણઅંક રે ॥ દશમાંહે નવ અંક અભેદ છે, તેમ કુસંગે નિઃકલંક રે ॥ પ્ર૦ ॥ ૭ ॥ અંતમુંહૂરત પણ જે જીવે, પામ્યું દર્શન સાર રે ॥ અર્ધા પુદ્ગલ પરિયટ-માંહે, નિશ્ચય તસ સંસાર રે ॥ પ્ર૦ ॥ ૮ ॥ ગતસમકિત પૂરવબદ્ધાયુષ, દો વિનુ સમકિતવંત રે ॥ વિણવૈમાનિક આયુ ન બાંધે, વિશેષાવશ્યક કહંત રે ॥ પ્ર૦ ॥ ૯ ॥ ભેદ અનેક છે દર્શનકેરા, સડસઠ ભેદ ઉદાર રે ॥ સેવતો હરિવિક્રમ જિન થાયે, સૌભાગ્યલક્ષ્મી વિસ્તાર રે ॥ પ્ર૦ ॥ ૧૦ ॥ ઇતિ સમ્યક્ત્વદર્શનપદપૂજા નવમી ॥ ૯ ॥

અર્થ—દર્શનમોહની કર્મ દૂર થવાથી પ્રાણી સમ્યગ્દર્શન પામે છે. તે પ્રાણી કેવળી ભગવંતે દીઠેલું અને પ્રરૂપેલું મીઠું એટલે સત્ય માને છે. શ્રદ્ધા એનું નામ છે અને તે અનેક ગુણોમાં મુખ્ય છે. હે પ્રભુ! મને એવું સુખકારી સમકિત આપો. ૧. આત્માની સાથે લાગેલા મિથ્યાત્વમોહનીના દળિયાં વિનાશ પામે-વિઘટે તેનું નામજ સમકિત છે. સમકિતરૂપી ફળ પામેલાનેજ જિનપ્રતિમાના ખરા તદ્રૂપે દર્શન થાય છે. ૨. શાસ્ત્રમાં સમકિત દ્રવ્ય ને ભાવ એમ બે પ્રકારનું કહ્યું છે. પોતાના નેત્રવડે જે ધર્મને જોવા—ધર્મના સાધનોને નીરખવા તે દ્રવ્યદર્શન કહેવાય છે. ૩. જિનવંદન, પૂજન, નમન વિગેરે સર્વે નિરધાર કરેલા ધર્મના બીજ છે. યોગદ્રષ્ટિ સમુચ્ચયમાં તેનો અધિકાર કહેલો છે. ૪

જો કે આ દ્રવ્યદર્શન નિર્બળ ગણાય છે, તોપણ તે આગામી કાળે અવશ્ય હિતકારક છે. સય્યંભવભટ્ટની જેમ એવા દ્રવ્યદર્શનથી પણ પ્રાણી ભાવદર્શન પામી શકે છે. ૫. સમકિત સર્વ પ્રકારના ધર્મના આશ્રયસ્થાન તુલ્ય છે. તેને લગતી છ ઉપમા તેને આપેલી છે. ચારિત્ર ને જ્ઞાન પણ સમકિત વિના વાસ્તવિક નથી એમ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમાં કહેલ છે. ૬. અંક વિના બિંદુ એટલે મિંડા જેમ લેખે નથી-કિંમત વિનાના છે, તેમ સમકિત વિનાની ક્રિયા લેખે ગણાતી નથી. દશ અંકમાં નવનો અંક જેમ અભેદ છે, ગમે તે અંકે તેને ગુણો છતાં તે પોતાપણું-નવપણું છોડતો નથી તેમ સમકિતી જીવ કુસંગમાં પણ નિષ્કલંકપણે રહે છે. ૭. અંતર્મુહૂર્ત માત્ર પણ જો જીવને સમકિત ફરસી જાય તો પછી કદી જો તે વમી નાખે તોપણ વધારેમાં વધારે અર્ધ પુદ્ગલ પરાવર્તનમાં તે જીવ ફરી સમકિત પામીને મોક્ષે જાય છે. તે કરતાં વધારે તેને સંસારસ્થિતિ રહેતી નથી. ૮. સમકિત આવીને ચાલ્યું જાય અથવા સમકિત પામ્યા અગાઉ આગામી ભવનું આયુષ્ય બાંધેલું હોય તો તે જીવ ચાર ગતિમાંથી ગમે તે ગતિમાં જાય છે, પણ જો તેમ ન હોય તો વૈમાનિક દેવ વિના બીજું આયુષ્ય બાંધતો નથી. આ પ્રમાણે શ્રી વિશેષાવશ્યકમાં કહેલું છે. ૯. દર્શનના અનેક ભેદો છે. તેમાં ૬૭ ભેદ મુખ્યપણે કહેલા છે. તેનું સેવન કરવાથી હરિવિક્રમ રાજા તીર્થંકરપદ પામ્યા છે અને વિસ્તારવાળી સૌભાગ્યલક્ષ્મીના ભાજન થયા છે. ૧૦.

ઇતિ સમ્યગ્દર્શનપદપૂજા-સાર્થ.

---

## ॥ અથ દશમી વિનયપદ પૂજા ॥

॥ દોહા ॥

શૌચમૂળથી મહા ગુણી, સર્વ ધર્મનો સાર ॥
ગુણ અનંતનો કંદ એ, નમો વિનય આચાર ॥ ૧ ॥

અર્થ—શૌચમૂળ ધર્મ કરતાં પણ મહા ગુણવાન અને સર્વ ધર્મના સારભૂત, તેમજ અનંતગુણના મૂળ જેવો વિનય આચાર-વિનયગુણ છે, તેને મારો નમસ્કાર થાઓ. ૧.

॥ ઢાળ–માળા કિહાં છે રે—એ દેશી ॥

॥ વિનયપદ દશમું પરકાશ્યું, પંચ ભેદ સામાન્યે રે ॥ દશવિહ તેર પ્રકારે જાણો, બાવન ભેદ વિધાને રે ॥ વિનયપદ સેવો રે ॥ અરિહંતા જિહાં મુખ્ય ॥ વિ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ છાસઠ ભેદ સિદ્ધાંતે ગાયા, સઘળા ગુણનો આધાર રે ॥ શમદમાદિક ગુણ સવિ સાચા, રાચ્યા જે વિનય વિચાર રે ॥ વિ૦ ॥ ૨ ॥ અરિહાદિકનો ભાવ પ્રશસ્તે, વિધિએ વિનય કરંતા રે ॥ આહારી પણ ઉપવાસતણું ફળ, નિરંતર અનુસરતો રે ॥ વિ૦ ॥ ૩ ॥ દોય હજાર ને બોલ ચિહુંતર, દેવવંદનવિધિ સારો રે ॥ ચારશે બાણું બોલ વિચારી, ગુરૂવંદન અવધારો રે ॥ વિ૦ ॥ ૫ ॥ ગુરૂ વિનયે રત્નત્રય પામે, સંવર તપ નિજ્જરણા રે ॥ કર્મ ક્ષયે કેવળ ગુણ તેહથી, મોક્ષ અનંત સુખ વરણા રે ॥ વિ૦ ॥ ૫ ॥ પાંચ વંદનમાં ભાવવંદન તે, ઉપયોગે શુભ લહિયે રે ॥ અરિહાદિકનો વિનય ભાવતો, ચેતન તદ્રૂપ કહિયે રે ॥ વિ૦ ॥ ૬ ॥ દ્રવ્ય ભાવ દોય નય વિશુદ્ધો, ધન્નો એ પદ સેવંતો રે ॥ શ્રદ્ધા ભાસન તત્ત્વ રમણ લહી, સૌભાગ્યલક્ષ્મી દીપંતો રે ॥ વિ૦ ॥ ૭ ॥ ઇતિ વિનયપદપૂજા દશમી ॥ ૧૦ ॥

અર્થ—વિનયપદ દશમું છે, તેના સામાન્યે પાંચ ભેદ છે અને વિશેષથી દશ ભેદ છે, તેર ભેદ છે, બાવન ભેદ છે. એવા વિનયપદને સેવો. જેમાં અરિહંતનો વિનય મુખ્ય છે. ૧. વિનયના ૬૬ ભેદ પણ સિદ્ધાંતમાં કહ્યા છે. તે સકળ ગુણના આધારભૂત છે. શમદમાદિક ગુણ પણ જે વિનયાચારમાં રાચ્યા હોય–રક્ત હોય તેના જ સત્ય ( શ્રેષ્ઠ ) ગણાય છે. ૨. અરિહંતાદિકનો વિધિપૂર્વક વિનય કરવાથી આહારી–દરરોજ આહાર કરનારો પણ નિરંતર ઉપવાસનું ફળ પામે છે. ૩. દેવવંદન વિધિના ઉત્તરભેદ ૨૦૭૪ દેવ વંદન ભાષ્યમાં વિસ્તારથી કહેલા છે અને ગુરૂવંદનના ૪૯૨ ભેદ ગુરૂવંદન ભાષ્યમાં વિસ્તારથી કહેલા છે તે જાણવા–સમજવા યોગ્ય છે. ૪. ગુરૂમહારાજના વિનયથી રત્નત્રયીની પ્રાપ્તિ થાય, સંવર થાય, તપથી થતી નિર્જરા થાય, ઘાતીકર્મનો ક્ષય થવાથી કેવળજ્ઞાનરૂપ ગુણ પ્રાપ્ત થાય અને પ્રાંતે મોક્ષમાં અનંત સુખને પણ પામે. ૫. પાંચ પ્રકારના વંદનમાં ભાવવંદનની

પ્રાપ્ત શુ   પયોગથી થાય અને અરિહંતાદિકના વિનયની ભાવના કરતાં આ ચેતન તદ્રૂપ થાય. ૬. દ્રવ્ય ભાવ બંને પ્રકારના નયથી વિશુદ્ધ એવા આ પદને સેવવાથી ધન્નાશેઠ શ્રદ્ધા, ભાસન ( જ્ઞાન ) અને તત્ત્વરમણતા ( ભાવ ચારિત્ર ) પામીને સૌભાગ્યલક્ષ્મીવડે દીપાયમાન થયા છે, અર્થાત્ તીર્થંકર પદ પામ્યા છે. ૭.

॥ ઇતિ વિનયપદપૂજા સાર્થ. ॥

---

## ॥ અથ એકાદશ ચારિત્રપદ પૂજા ॥

॥ દોહા ॥

રત્નત્રયી વિણુ સાધના, નિષ્ફળ કહી સદીવ ॥
ભાવરયણનું નિધાન છે, જય જય સંયમ જીવ ॥ ૧ ॥

અર્થ—રત્નત્રયીના આરાધન વિના બીજી બધી સાધના સદૈવ નિષ્ફળ કહેલી છે. રત્નત્રયના આરાધનવડે જ તે સફળ થાય છે. એવા ભાવરતનનું નિધાન-સ્થાન સંયમી જીવ છે. તે જય પામો, જય પામો. ૧.

॥ ઢાળ—અજિતજિણંદશું પ્રીતડી—એ દેશી. ॥

॥ ચારિત્ર પદ શુભ ચિત્ત વસ્યું, જેહ સઘળા હો નયનો ઉદ્ધાર ॥ આઠ કરમ ચય રિક્ત કરે, નિરૂત્તે હો ચારિત્ર ઉદાર ॥ ચા૦॥૧॥ એ આંકણી ॥ ચારિત્રમોહ અભાવથી, દેશસંયમ હો સર્વસંયમ થાય ॥ આઠ કષાય મિટાવીને, દેશવિરતિ હો મનમાં ઠહરાય ॥ ચા૦ ॥ ૨ ॥ બાર કષાય મનથી મટે, સર્વવિરતિ હો પ્રગટે ગુણરાશિ ॥ દેશથી સર્વસંયમ વિષે, અનંતગુણી હો વિશુદ્ધિ સમાસ ॥ ચા૦ ॥ ૩ ॥ સંયમ ગુણઠાણ ફરસ્યા વિના, તત્ત્વરમણતા હો કેમ નામ કહેવાય ॥ ગજપાખર ખર નવિ વહે, એહની ગુરૂતા હો આતમમાં સમાય ॥ ચા૦ ॥ ૪ ॥ વર્ષ સંયમના પર્યાયમાં, અનુત્તરનાં હો સુખ અતિક્રમ હોય ॥ શુકલ શુકલ પરિણામથી, સંયમથી હો ક્ષણમાં સિદ્ધિ જોય ॥ ચા૦ ॥ ૫ ॥ સર્વસંવર ચારિત્ર લહી, પામે અરિહા હો સહિ મુક્તિનું રાજ ॥ અનંતર કારણ ચરણ છે, શિવ-

પદનું હો નિશ્ચય મુનિરાજ ॥ ચા૦ ॥ ૬ ॥ સત્તર ભેદ સંયમતણા, ચરણસિત્તરી હો કહી આગમમાંહિ ॥ વરૂણદેવ જિનવર થયો, વિજયલક્ષ્મી હો પ્રગટે ઉચ્છાહિ ॥ ચા૦ ॥ ૭ ॥ ઇતિ ચારિત્ર પદ પૂજા એકાદશી ॥ ૧૧ ॥

અર્થ—હે પ્રભુ ! ચારિત્ર પદ મારા મનમાં વસ્યું છે કે જે સર્વ નયના ઉદ્ધાર રૂપ છે. આઠ કર્મના ચય–સંચયને જે રિકત (ખાલી) કરે તે ચારિત્ર કહેવાય છે. નિરૂકિતમાં ચારિત્ર શબ્દનો એ અર્થ કહેલો છે. ૧. ચારિત્રમોહનીનો અભાવ–ક્ષયોપશમ થવાથી દેશસંયમ (શ્રાવકપણું) ને સર્વસંયમ (મુનિપણું) પ્રાપ્ત થાય છે. સોળ કષાય પૈકી પ્રથમના આઠ કષાય દૂર થવાથી મનમાં દેશવિરતિ ભાવ સ્થિર થાય છે. ૨ અને બાર કષાય મનમાંથી મટે ત્યારે ગુણની રાશીતુલ્ય સર્વવિરતિ ભાવ પ્રગટે છે. દેશસંયમ કરતાં સર્વસયમમાં અનંતગુણી વિશુદ્ધિ રહેલી છે, એમ કહેલું છે. ૩. સંયમનું (છઠ્ઠું) ગુણઠાણું ફરસ્યા વિના તત્ત્વરમણતા પ્રાપ્ત થઈ કેમ કહેવાય? (ન કહેવાય.) ગજના પાખર–શણગાર આભૂષણ વિગેરે ખર જે ગધેડા તે વહન પણ કરી શકે નહિ. એની ગુરૂતા તો શ્રેષ્ઠ આત્મામાં જ સમાઇ શકે છે. ૪. એક વર્ષ જેટલા શુદ્ધ સંયમના પર્યાયથી અનુત્તર વિમાનના દેવો કરતાં પણ વિશેષ (આત્મિક) સુખ પ્રાપ્ત થાય છે; અને ત્યારપછી શુકલ શુકલ પરિણામની વૃદ્ધિ થવાથી–સંયમગુણ વૃદ્ધિ પામવાથી એક ક્ષણમાં (અતર્મુહૂર્ત્તમાં) જીવ સિદ્ધિપદને પણ પામે છે. ૫. અરિહંત પણ સર્વસંવરરૂપ ચારિત્રને પામીને જ મુક્તિનું રાજ્ય પામે છે. નિશ્ચયથી શિવપદનું અનંતર કારણ ચારિત્ર છે અને તેને પાળનારા મુનિરાજ છે. ૬. સંયમના મુખ્ય ૧૭ ભેદ કહ્યા છે, તેમજ ચરણસિત્તરી તરીકે ૭૦ ભેદ પણ આગમમાં કહ્યા છે. આ પદના આરાધનથી વરૂણદેવ તીર્થંકર પદ પામેલ છે, અને તેને ઉત્સાહપૂર્વક વિજયલક્ષ્મી પ્રાપ્ત થયેલ છે. ૭.

ઇતિ એકાદશ ચારિત્રપદપૂજા સાર્થ.

# ॥ અથ દ્વાદશ બ્રહ્મચર્યપદ પૂજા ॥

॥ દોહા ॥

જિનપ્રતિમા જિનમંદિરાં, કંચનનાં કરે જેહ ॥
બ્રહ્મવ્રતથી બહુ ફળ લહે, નમો નમો શિયલ સુદેહ ॥૧॥

અર્થ—જિનપ્રતિમા ને જિનમંદિર કંચનના કરાવે તેનાં ફળ કરતાં પણ બ્રહ્મચર્યથી વધારે ફળની પ્રાપ્તિ થાય છે. એવા શિયળવંત ઉત્તમ દેહને નમસ્કાર થાઓ, નમસ્કાર થાઓ. ૧.

॥ ઢાળ—કયું જાણું કયું બની આવહી—એ દેશ ॥

બ્રહ્મચર્ય પદ પૂજીએ, વ્રતમાં મુકુટસમાન હો વિનીત ॥ શિયળ સુરતરૂ રાખવા, કહી નવ વાડ ભગવાન હો વિનીત ॥ નમો નમો બંભવયધારિણં ॥ ૧ ॥ એ આંકણી ॥ કૃત કારિત અનુમતિ તજે, દિવ્ય ઔદારિક કામ હો વિનીત ॥ ત્રિકરણ યોગે એ પરિહરે, ભેદ અઢાર ગુણધામ હો વિનીત ॥ ન૦॥ ૨ ॥ દશ અવસ્થા કામની, ત્રેવીશ વિષય હરંત હો વિનીત ॥ અઢાર સહસ ૨ લાંગરથે, બેઠા મુનિ વિચરંત હો વિનીત ॥ ન૦ ॥ ૩ ॥ દ્રવ્યથી ચાર દારા તજે, ભાવે પરપરિણતિ ત્યાગ હો વિનીત ॥ દશ સમાહિ ઠાણ સેવતાં, ત્રીશ અબંભ નામ યાગ હો વિનીત ॥ ન૦ ॥૪॥ દીયે દાન સોવન કોડીનું, કંચનચૈત્ય કરાય હો વિનીત ॥ તેહથી બ્રહ્મવ્રત ધારતાં, અગણિત પુણ્યસમુદાય હો વિનીત ॥ નમો૦ ॥ ૫ ॥ ચોરાશ સહસ મુનિદાનનું, ગૃહસ્થભક્તિ ફળ જોય હો વિનીત ॥ ક્રિયાગુણઠાણે મુનિ વડા, ભાવતુલ્ય નહિ કોય હો વિનીત ॥ ન૦ ॥ ૬ ॥ દશમે અંગે વખાણિયો, ચંદ્રવર્મા નરિંદ હો વિનીત ॥ તેમ આરાધી પ્રભુતા વર્યા, સૌભાગ્યલક્ષ્મી સૂરીંદ હો વિનીત ॥ ન૦ ॥ ૭ ॥ ઇતિ બ્રહ્મચર્યપદપૂજા દ્વાદશી ॥ ૧૨ ॥

અર્થ—સર્વ વ્રતોમાં મુકુટ સમાન બ્રહ્મચર્યપદની પૂજા કરીએ. એ શિયળરૂપ કલ્પવૃક્ષની રક્ષા કરવા માટે પરમાત્માએ નવવાડો કહેલી .

હે વિનીત આત્મા ! બ્રહ્મવ્રતધારીને નમસ્કાર કરો. ૧. દિવ્ય તે વૈક્રિય અને ઔદારિક એ બે પ્રકારના કામભોગને કૃત કારિત ને અનુમતિ ત્રણે પ્રકારે ત્રિકરણયોગથી વર્જે. એ રીતે એના ગુણના ધામરૂપ અઢાર ભેદો થાય છે. ૨. બ્રહ્મચારી જીવ કામની દશ અવસ્થા અને પાંચ ઇંદ્રીઓના ૨૩ વિષયો જાણીને તેને દૂર કરે અને અઢાર હજાર શીલાંગરૂપ રથમાં બેસીને મુનિ મહારાજા વિચરે. ૩. બ્રહ્મચારી દ્રવ્યથી ચાર પ્રકારની[1] સ્ત્રીઓને તજે અને ભાવથી પરપરિણતિનો ત્યાગ કરે. દશ સમાધિસ્થાનને સેવે અને ત્રીશ પ્રકારના અબ્રહ્મનો યજ્ઞ કરે. ૪. કરોડો સોનૈયાનું દાન આપે અને કંચનના ચૈત્ય કરાવે તે કરતાં પણ બ્રહ્મવ્રત ધારણ કરવાથી અગણિત પુણ્યસમૂહની પ્રાપ્તિ થાય છે. ૫. ૮૪૦૦૦ મુનિને દાન દેવાનું ફળ એક બ્રહ્મચારી સ્ત્રી પુરૂષની ( વિજયશેઠ ને વિજયારાણીની ) ભકિત કરવાથી પ્રાપ્ત થવાનું જિનેશ્વરે કહેલું છે. ક્રિયાગુણઠાણામાં મુનિ વડેરા કહેવાય છે, પરંતુ ભાવતુલ્ય બીજું કાંઈ ગણાતું નથી. ૬. દશમા [2]અંગમાં આ બ્રહ્મચર્યનો મહિમા વર્ણવેલો છે. આ પદને આરાધવાથી ચંદ્રવર્મા રાજા પ્રભુતાને—તીર્થંકર પદને પામ્યા છે, અને સૌભાગ્યલક્ષ્મીરૂપ સુરેંદ્રપણાની તેને પ્રાપ્તિ થઇ છે. ૭.

ઇતિ દ્વાદશ બ્રહ્મચર્યપદપૂજા સાર્થ.

## ॥ અથ ત્રયોદશ ક્રિયાપદ પૂજા ॥

॥ દોહા ॥

આતમબોધ વિણ જે ક્રિયા, તે તો બાળકચાલ ॥
તત્ત્વારથથી ધારિયે, નમો ક્રિયા સુવિશાળ ॥ ૧ ॥

અર્થ—આતમબોધ વિનાની જે ક્રિયા તો બાળકની ચાલ જેવી છે, તેથી તત્ત્વાર્થાદિ ગ્રંથોથી આતમબોધ ધારીએ—મેળવીએ અને અતિ વિશાળ એવા ક્રિયાપદને નમસ્કાર કરીએ. ૧. ( આ ક્રિયા આતમબોધ સહિત હોવા જોઇએ એવું અહીં સૂચવન છે. )

---

૧ કુમારિકા, કુલાંગના, ( પરણેલી સ્ત્રી ), વિધવા અને વેશ્યા—એ ચાર.
૨ પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં.

॥ ઢાળ—સુણ બહેની પિયુડો પરદેશ —એ દેશ ॥

ધ્યાન ક્રિયા મનમાં આણીજે, ધર્મ શુકલ ધ્યાયીજે રે ॥ આર્ત્ત રૌદ્રનાં કારણ કિરિયા, પચવિશને વારીજે રે ॥ ધ્યાન ક્રિયા ભજો નિશદિન પ્રાણી ॥ ૧ ॥ એ આંકણી ॥ કંચનકાંતિ પરમેષ્ઠીરૂપે, લોકાલોક પ્રમાણ રે ॥ સર્વ શાંતિકર ભાળ ઠેકાણે, ધ્યાવો પ્રણવ ગુણખાણ રે ॥ ॥ ધ્યા૦ ॥ ૨ ॥ તેર ક્રિયા ઠાણ તેર કાઠિયા તજી, કરણસિત્તરી ભજીએ રે ॥ યોગ અડદિઠ્ઠિ સમ્યકત્વ કિરિયા, આતમ સુખકર જજીએ રે ॥ ધ્યા૦ ॥ ૩ ॥ પહેલી ચઉદિઠ્ઠિ જ્ઞાનાધારે, રત્નત્રયાધારે ચાર રે ॥ અડ કર્મક્ષયે ઉપશમે વિચિત્રા, ઓઘદષ્ટિ બહુ પ્રકાર રે ॥ ધ્યા૦ ॥ ૪ ॥ વિષ ગરલ હીનાદિક વારો, તદ્વેતુ અમૃત ધારો રે ॥ પ્રીતિ ભક્તિ વચન અસંગે, શુભ પરિણતિ સુધારો રે ॥ ધ્યા૦ ॥ ૫ ॥ અંતરતત્ત્વ વિષય પ્રતીતે, એ જ્ઞાનકિરિયા સાચી રે ॥ અક્રિયાવાદી કૃષ્ણપક્ષીઓ, શુકલપક્ષીઓ ક્રિયાવાદી રે ॥ ધ્યા૦ ॥ ૬ ॥ અશુભ ધ્યાનઠાણ ત્રેશઠ વારી, ધ્યાનશતક મન ધારી રે ॥ હરિવાહન તીર્થંકર હુઓ, સૌભાગ્યલક્ષ્મી દિલ ધારી રે ॥ ધ્યા૦॥૭॥ ઇતિ ક્રિયાપદ પૂજા ત્રયોદશી ॥ ૧૩ ॥

અર્થ—ધ્યાનક્રિયા મનમાં ધારણ કરીએ અને ધર્મધ્યાન શુકલધ્યાન ધ્યાઇએ. તેમજ આર્ત્તધ્યાન ને રૌદ્રધ્યાનના કારણભૂત પચવીશ ક્રિયાને વારીએ—દૂર કરીએ. હે ભવ્યપ્રાણી! તમે ધ્યાનક્રિયાને રાત્રિદિવસ ભજો—સેવો. ૧. ધ્યાનમાં પ્રથમ કંચન સરખી કાંતિવાળા પરમેષ્ઠી જેમનું સ્વરૂપ લોકાલોકમાં વિસ્તરેલું છે, તેમને સર્વ શાંતિ કરનાર ધારી ગુણના સ્થાનરૂપ પ્રણવ ( ૐકાર ) થી ભાળને સ્થાનકે સ્થાપીને તેનું ધ્યાન કરીએ. ૨. તેર ક્રિયાના સ્થાનકો અને તેર કાઠીઆને તજીએ, કરણ સિત્તરીના ૭૦ બોલને ભજીએ—સેવીએ. યોગની આઠ દષ્ટિને તેમજ સંયમની ક્રિયાને આત્માને સુખકારક જાણીને પૂજીએ—અર્થાત્ તેનું સેવન કરીએ. ૩. આઠ દષ્ટિમાં પહેલી ચાર દષ્ટિમાં જ્ઞાનની મુખ્યતા હોવાથી તે જ્ઞાનાધારે કહેલી છે અને બીજી ચાર દષ્ટિ રત્નત્રય ( જ્ઞાન, દર્શન ને ચારિત્ર ) ને આધારે કહેલી છે. આઠ કર્મના ક્ષય ઉપશમથી તેના વિચિત્ર ભેદો થાય છે, અને ઓઘ દષ્ટિ તો બહુ પ્રકારની

કહેલી છે. વિષ, ગરલ અને હીન વિગેરે અનુષ્ઠાન વારો–તજો અને તદ્ધેતુ તેમજ અમૃત અનુષ્ઠાન ધારણ કરો–આદરો. વળી પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ–આ ચાર પ્રકારના અનુષ્ઠાન શુભપરિણતિને સુધારનારા છે, તેને ધારણ કરો–તેમાં પ્રવૃત્તિ કરો. ૫. અંતર તત્ત્વ વિષયની પ્રતીતિ થવાથી અર્થાત્ તેવી પ્રતીતિ થાય ત્યારે એ જ્ઞાન ને ક્રિયા સાચી સમજવી. બાકી જે અક્રિયાવાદી છે–ક્રિયાને નિષ્ફળ માની તજી દેવાનું કહેનારા છે તે તો કૃષ્ણપક્ષી જીવ , અને ક્રિયા કરવાનુ કહેનારો–ક્રિયાવાદી જીવ શુકલપક્ષીઆ છે એમ સિ ાંતમાં કહેલું છે. ૬. અશુભધ્યાનના ૬૩ સ્થાનકો છે તેને ધ્યાનશતકમાં વાંચી–મનમાં ધારીને તજી દેવા. આ ક્રિયાપદના આરાધનથી હરિવાહન રાજા તીર્થંકર થયા છે અને તેમણે સૌભાગ્યલક્ષ્મીને દીલમાં ધારણ કરી છે. ૭. કર્ત્તાએ એમાં પોતાનું નામ પણ દરેક પૂજા પ્રમાણે સૂચવ્યું છે.

**ઇતિ ત્રયોદશ ક્રિયાપદ પૂજા સાર્થ.**

## ॥ અથ ચતુર્દશ તપપદ પૂજા ॥

॥ દોહા ॥

કર્મ તપાવે ચીકણા, ભાવમંગળ તપ જાણ ॥
પચાસ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણખાણ ॥ ૧ ॥

અર્થ—ચીકણા–આકરા–તીવ્ર કર્મને જે તપાવે–તપાવીને આત્માથી છુટા પાડે તે તપ ભાવમંગળરૂપ જાણવો. એ તપના આરાધનથી પચાસ લબ્ધિઓ ઉત્પન્ન થાય છે. એવો ગુણની ખાણરૂપ તપ જયવંતો વર્તો. ૧.

॥ ઢાળ—અલગી રહેને, રહેને, રહેને, અલગી રહેને—એ દેશી ॥

તપપદને પૂજીજે હો પ્રાણી, તપપદને પૂજીજે ॥ એ આંકણી ॥
સર્વમંગળમાં પહેલું મંગળ, કર્મ નિકાચિત ટાળે ॥ ક્ષમાસહિત જે આહારનિરિહતા, આતમઋદ્ધિ નિહાળે હો પ્રાણી ॥ તપ૦ ॥ ૧ ॥
તે ભવ મુક્તિ જાણે જિનવર, ત્રણ ચઉ જ્ઞાને નિયમા ॥ તોએ તપ આચરણા ન મૂકે, અનંતગુણો તપમહિમા હો પ્રાણી ॥ તપ૦ ॥૨॥
પીઠ અને મહાપીઠ મુનીશ્વર, પૂરવ ભવ ઋક્ષિજિનનો ॥ સાધવી

લખમણા તપ નવિ ફળિયું, દંભ ગયો નહિ મનનો હો પ્રાણી ॥તપ૦ ॥ ૩ ॥ અગ્યાર લાખ ને એંશી હજાર, પાંચશે પાંચ દિન ઉણા ॥ નંદનઋષિએ માસખમણ કરી, કીધાં કામ સંપુન્ના હો પ્રાણી ॥ તપ૦ ॥ ૪ ॥ તપ તપિયા ગુણરત્નસંવત્સર, ખંધક ક્ષમાના દરિયા ॥ ચૌદ હજાર સાધુમાં અધિકા, ધન્નો તપગુણ ભરિયા હો પ્રાણી ॥ તપ૦ ॥ ૫ ॥ ષટ્ ભેદ બાહિર તપના પ્રકાશ્યા, અભ્યંતર ષટ્ ભેદ ॥ બાર ભેદે તપ તપતાં નિર્મળ, સફળ અનેક ઉમેદ હો પ્રાણી ॥ તપ૦ ॥ ૬ ॥ કનકકેતુ એહ પદને આરાધી, સાધી આતમ કાજ ॥ તીર્થંકર પદ અનુભવ ઉત્તમ, સૌભાગ્યલક્ષ્મી મહારાજ હો પ્રાણી ॥ તપ૦ ॥ ૭ ॥ ઇતિ તપપદપૂજા ચતુર્દશી ॥ ૧૪ ॥

અર્થ—હે પ્રાણી ! સર્વ મંગળમાં પહેલા મંગળ તરીકે જેને શાસ્ત્રમાં કહેલ છે, અને નિકાચિત કર્મોને પણ જે ટાળી શકે છે એવા તપપદને તમે પ્રણામ કરો–પૂજો. ક્ષમા સહિત જે આહાર ઉપર નિરીચ્છપણું તે તપ કહેવાય છે. તેવો તપ કરવાથી પ્રાણી આત્મઋદ્ધિને જોઈ શકે છે–મેળવી શકે છે. ૧. જિનેશ્વરો ત્રણ જ્ઞાનથી અથવા ચાર જ્ઞાનથી તે ભવે જ મુક્તિએ જવું છે એમ ચોકસ જાણે છે, છતાં તપની આચરણા–તપ કરવાનું છોડતા નથી, કારણકે તપનો મહિમા અનંતગુણો છે. ૨. પીઠ અને મહાપીઠ મુનિ, મલ્લિનાથના પૂર્વભવનો જીવ અને લક્ષ્મણા સાધ્વી–એમને તપ કર્યા છતાં પણ ફળીભૂત થયો નહિ; કારણકે તેમના મનમાંથી દંભ ગયો નહીં. દંભ એટલો બધો હાનિકારક છે એમ સમજવું. ૩. મહાવીર પરમાત્માના પૂર્વના ૨૫ મા ભવમાં તેઓ નંદનઋષિ હતા ત્યારે તેમણે ૧૧૮૦૫૦૦ માસખમણ કર્યા. જેમાં માત્ર પાંચ દિવસ ઓછા હતા. આ પ્રમાણેનો તપ કરીને તેમણે પોતાનું પૂર્વ કર્મનો સંચય ખપાવવારૂપ કામ સંપૂર્ણપણે કર્યું. ૪. ક્ષમાના ભરેલા એવા ખંધકમુનિએ ગુણરત્નસંવત્સર નામનો તપ કર્યો છે, તેમજ ચૌદહજાર મુનિમાં ધન્નામુનિ કે જે તપગુણથી ભરેલા હતા તેમને પરમાત્માએ સર્વથી શ્રેષ્ઠ કહ્યા છે. ૫. બાહ્ય તપના છ ભેદ છે અને અભ્યંતર તપના પણ છ ભેદ છે. એ પ્રમાણે કુલ બાર ભેદે તપ તપવાથી પ્રાણીની અનેક પ્રકારની ઉમેદો સફળ થાય છે.

૬. કનકકેતુ રાજા એ પદને આરાધી, આત્માનું કાર્ય સાધ્ય કરી, ઉત્તમ એવા તીર્થંકરપદનો અનુભવ મેળવી સૌભાગ્યલક્ષ્મીના—મોક્ષલક્ષ્મીના મહારાજા થયા છે. ૭.

ઇતિ ચતુર્દશ તપપદ પૂજા સાર્થ.

## ॥ અથ પંચદશ ગોયમપદ પૂજા ॥

॥ દોહા ॥

છઠ છઠ તપ કરે પારણું, ચઉનાણી ગુણધામ ॥
એ સમ શુભ પાત્ર કો નહિ, નમો નમો ગોયમ સ્વામ ॥ ૧ ॥

અર્થ—છઠ્ઠ છઠ્ઠ તપનું પારણુ કરનાર, ચાર જ્ઞાનના ધારક અને ગુણના ધામ એવા ગૌતમસ્વામી સમાન અન્ય શુભ પાત્ર બીજું કોઇ નથી; તેથી તે ગૌતમસ્વામીને નમસ્કાર થાઓ, નમસ્કાર થાઓ. ૧.

॥ ઢાળ–દાદા મોહે દર્શન દીજે હો—એ દેશી ॥

દાન સુપાત્રે દીજે હો ભવિયાં, દાન સુપાત્રે દીજે ॥ એ આંકણી ॥ લબ્ધિ અઠાવીશ જ્ઞાની ગોયમ, ઉત્તમ પાત્ર કહીજે હો ॥ ભ૦ ॥૧॥ મુહૂર્ત્તમાં ચૌદ પૂરવ રચિયાં, ત્રિપદી વીરથી પામી ॥ ચૌદશેં બાવન ગણધર વાંધા, એ પદ અંતરજામી હો ॥ ભ૦ ॥ ૨ ॥ ગણેશ ગણપતિ મહામંગલ પદ, ગોયમવિણ નવિ દુજો ॥ સહસકમલદલ સોવનપંકજ, બેઠા સુર નર પૂજે હો ॥ ભ૦ ॥ ૩ ॥ ક્ષીણમોહી મુનિ રત્નપાત્ર સમ, બીજા કંચનસમ પાત્ર ॥ રજતનાં શ્રાવક સમકિત ત્રંબા, અવિરતિ લોહ મટી પત્તા હો ॥ ભ૦ ॥ ૪ ॥ મિથ્યાત્વી સહસથી એક અણુવ્રતી, અણુવ્રતી સહસથી સાધુ ॥ સાધુ સહસથી ગણધર જિનવર, અધિકા ટાળે ઉપાધિ હો ॥ ભ૦ ॥ ૫ ॥ પાંચ દાન દશ દાનમાં મહોટાં, અભય સુપાત્ર વિહિતા ॥ એહથી હરિવાહન હુઓ જિનવર, સૌભાગ્યલક્ષ્મી ગુણગીતા હો ॥ ભ૦ ॥ ૬ ॥ ઇતિ ગોયમપદપૂજા પંચદશી ॥ ૧૫ ॥

અર્થ—હે ભવ્ય પ્રાણીઓ ! સુપાત્રે દાન આપીએ. સુપાત્રમાં પણ

અઠ્ઠાવીશ લબ્ધિના ધારક ચાર જ્ઞાની એવા ગૌતમસ્વામીને અતિ ઉત્તમ પાત્ર જાણવા. ૧. એક મુહૂર્ત્ત ( બે ઘડી ) માં જેમણે વીર પરમાત્માની પાસેથી ત્રિપદી ( ઉપન્નેવા, વિગમેવા, ધુવેવા ) પામીને ચૌદપૂર્વની રચના કરી એવા ગૌતમસ્વામીને વાંદવાથી ચૌદશેં બાવન-ચોવીશે પ્રભુના ગણધરોને વાંદ્યા એમ સમ વું. આ પદ અંતરજામી છે, શ્રેષ્ઠ છે. ૨. ગણેશ કહો, ગણપતિ કહો, મહા મંગળકારી કહો-એ ગૌતમસ્વામી વિના બીજું કોઇ નથી. સહસ્ર કમળપત્રવાળા સોવનના કમળપર બેઠેલા એવા એ ગણધરમહારાજની હે દેવો અને મનુષ્યો ! તમે પૂજા કરો. ૩. હવે સુપાત્રમાં તરતમયોગ સમજાવે છે. ક્ષીણમોહી મુનિને રત્નના પાત્ર સમાન સમ વા, અને બીજા મુનિઓને કંચનના પાત્ર સમાન જાણવા. શ્રાવકને રૂપાના પાત્ર સમાન જાણવા, સમકિતી જીવોને ત્રાંબાના પાત્ર સમાન જાણવા અને બીજા અવિરતિ-મિથ્યાદષ્ટિ વિગેરેને લોહના ને માટીના પાત્ર સમાન જાણવા. ૪. એક હજાર મિથ્યાત્વી કરતાં એક અણુવ્રતધારી શ્રાવક અને એક હજાર અણુવ્રતી કરતાં એક સાધુ અને હજાર સાધુ કરતાં એક ગણધર અને હજાર ગણધર કરતાં એક જિનેશ્વરને અધિક આધક ઉપાધિના ટાળનારા સમજવા. ૫. દશ પ્રકારના દાન કહેવાય છે, તેમાં પાંચ પ્રકારના દાન મ્હોટાં ( શ્રેષ્ઠ ) ગણેલા છે. તેમાં પણ અભયદાન ને સુપાત્રદાન એ બે દાન વિશિષ્ટ ગણાય છે. એ દાન દેવાથી-એ પદનું આરાધન કરવાથી હરિવાહન રાજા જિનેશ્વર થયેલ છે. સૌભાગ્યલક્ષ્મી સૂરિ તેમના ગુણ ગાય છે. ૬.

ઇતિ પંચદશ દાનપદ પૂજા સાર્થ.

---

# ॥ અથ ષોડશ જિનપ પૂજા. ॥

॥ દોહા ॥

દોષ અઢારે ક્ષય ગયા, ઉપમા ગુણ જસ અંગ ॥
વૈયાવચ્ચ કરીએ મુદા, નમો નમો જિનપદ સંગ ॥ ૧ ॥

અર્થ-જેમના અઢારે દોષ નાશ પામ્યા છે અને સર્વ ઉપમા અને સર્વ ગુણ જેમના અંગમાં સમાઈ શકે છે એવા જિનપદની-કેવળજ્ઞાની માત્રની વૈયાવચ્ચ સેવાભક્તિ કરીએ. એ જિનપદના સંગી કેવળીને નમસ્કાર થાઓ. ૧

॥ ઢાળ—ચૌદ લોકકે પાર કહાવે—એ દેશી ॥

જિનપદ જગમાં જાચું જાણો, સ્વરૂપરમણ સુવિલાસી; સોળ કષાય જીતે તે જિનજી, ગુણગણ અનંત ઉજાસી ॥ જિનપદ જપિયે, જિનપદ ભજિયે, જિનપદ અતિ સુખદાયી ॥ ૧ ॥ એ આંકણી ॥ શ્રુત ઓહિ મનપર્યવ જિનજી, છઉમથા વીતરાગી ॥ કેવળીજિનનો વચન અગોચર, મહિમા જિન વડભાગી ॥ જિ૦ ॥ ૨ ॥ જિનવર સૂરિ વાચક સાધુ, બાલ થિવિર ગિલાણી ॥ તપસી ચૈત્ય શ્રમણ સંઘકેરી, વૈયાવચ્ચ ગુણખાણી ॥ જિ૦ ॥ ૩ ॥ ગુણિજન દશનું વૈયાવચ્ચ કીજે, સહુમાં જિનવર મુખ્ય ॥ વૈયાવચ્ચ ગુણ અપ્પડિવાઇ, જિનઆગમ હિત શિખ્ય ॥ જિ૦ ॥ ૪ ॥ નીચ ગોત્ર બાંધે નહિ કબહુ, કરે ઉંચ ગોત્રનો બંધ ॥ ગાઢ કર્મબંધ શિથિલ હોવે, ઉત્તરાધ્યયને પ્રબંધ ॥ જિ૦ ॥ ૫ ॥ મનશુદ્ધે એ પદને આરાધી, જિમૂતકેતુ જિન હોવે ॥ વિજયસૌભાગ્યલક્ષ્મીસૂરિ સંપદ, પરમાનંદ પદ જોવે ॥ જિ૦ ॥ ૬ ॥ ઇતિ જિનપદપૂજા ષોડશ ॥ ૧૬ ॥

અર્થ—જિનપદ આ જગતમાં જાચું —પ્રગટ છે, તેને જાણો—ઓળખો. એ પદધારક જિનસ્વરૂપમાં રમણ કરનારા સુવિલાસી હોય છે. જે જીવ સોળ કષાયને જીતે—આત્માથી દૂર કરે તે જિન—કેવળી થાય છે. તેનામાં અનંત ગુણની ઉજવળતા પ્રગટે છે. જિનપદને જપીએ, જિનપદને ભજીએ, કારણકે એ જિનપદ અતિ સુખદાયી છે. ૧. શ્રુતજ્ઞાની—ચૌદપૂર્વી જિન કહેવાય, અવધિજ્ઞાની જિન કહેવાય, મનઃપર્યવજ્ઞાની જિન કહેવાય, વીતરાગ પરમાત્મા છદ્મસ્થપણામાં હોય ત્યારે પણ દ્રવ્યજિન કહેવાય, સામાન્ય કેવળી પણ જિન કહેવાય. આ જિનપદ મોટા સૌભાગ્યવાળું છે. તેનો મહિમા વચનને અગોચર છે—વાણીથી કહી શકાય તેમ નથી. ૨. એ જિનેશ્વરની અને આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, બાળમુનિ, સ્થવિર ( વૃદ્ધમુનિ ), ગ્લાનમુનિ, તપસ્વી, ચૈત્ય અને શ્રમણ સંઘ એમની વૈયાવચ્ચ ગુણની ખાણ સમાન છે. ૩. એ દશ પદની વૈયાવચ્ચ કરીએ. તે દશેમાં જિનેશ્વર મુખ્ય છે. વૈયાવચ્ચ ગુણ અપ્રતિપાતી છે એમ જિનાગમમાં હિતશિક્ષા રૂપે કહેલ છે. ૪. વૈયાવચ્ચ કરનાર મનુષ્ય નીચ ગોત્ર તો કદી બાંધતો જ નથી; ઉચ્ચ ગોત્રનોજ બંધ

કરે . અને તેના અશુ કર્મ ગાઢ હોય તે શિથિલ થાય છે, એમ શ્રીઉત્તરાધ્યયનમાં કહ્યું છે. ૫. મનઃશુદ્ધિપૂર્વક આ પદને આરાધવાથી જિમૂતકેતુ તીર્થંકર પદ પામ્યા છે અને વિજયસૌભાગ્યરૂપ લક્ષ્મી અને સૂરિપણાની સંપદા પામીને પરમાનંદપણું જોઇ શકયા છે. ૬.

ઇતિ જિનપદ પૂજા સા ૰.

---

## ॥ અથ સપ્ત શ યમપ પૂજા. ॥

॥ દોહા ॥

શુદ્ધાતમ ગુણમેં રમે, તજી ઇંદ્રિય આશંસ ॥
થિર સમાધિ સંતોષમાં, જય જય સંયમવંશ ॥ ૧ ॥

અર્થ—ઇંદ્રિયો સંબંધી આશંસા ( ઈચ્છા ) તજી દઇને જે શુ ાત્મ ગુણમાં રમે છે અને સમાધિ તેમજ સંતોષમાં જે સ્થિર રહે છે, તે સંયમી કહેવાય છે. એવા સંયમવંશીને–સંયમવાળાને નમસ્કાર થાઓ. ૧.

॥ ઢાળ—કુંવર ગ ારો નજરે દેખતાં જી—એ દેશી ॥

સમાધિ ગુણમય ચારિત્રપદ ભલું જી, સત્તરમું સુખકાર રે ॥ વીશ અસમાધિ દોષ નિવારીને જી, ઉપન્યો ગુણ સંતોષ શ્રીકાર રે ॥ નમો નમો સંયમપદ ને મુનિવરા જી ॥ ૧ ॥ એ આંકણી ॥ અનુકંપા દીનાદિકની જે કરે જી, તે કહિયે દ્રવ્યસમાધિ રે ॥ સારણાદિક કહી ધર્મમાંહે સ્થિર કરે જી, તે લહિયે ભાવસમાધિ રે ॥ નમો૦ ॥ ૨ ॥ વ્રત શ્રાવકનાં બાર ભેદે કહ્યાં જી, મુનિનાં મહાવ્રત પંચ રે ॥ સત્તર એ દ્રવ્યભાવથી જાણીને જી, યથોચિત કરે સંયમ સંચ રે ॥ નમો૦ ॥ ૩ ॥ ચાર નિક્ષેપે સાત નયે કરી જી, કારણ પાંચ સંભાર રે ॥ ત્રિપદી સાતે ભાંગે કરી ધારિયે જી, જ્ઞેયાદિક ત્રિક અવધાર રે ॥ નમો૦ ॥ ૪ ॥ ચાર પ્રમાણે ષડ્ દ્રવ્યે કરી જી, નવ તત્ત્વે દિલ લાવ રે ॥ સામાયિક નવ દ્વારે વિચારિયે જી, એમ ષડ્ આવશ્યક ભાવ રે ॥ નમો૦ ॥ ૫ ॥ ચાર સામાયિક આગમમાં કહ્યાં જી, સર્વવિરતિ અવિરૂદ્ધ રે ॥ પાંચ ભેદ છે સંયમધર્મના જી, નિર્મળ પરિણામે સવિ

શુદ્ધ રે ॥ નમો૦ ॥ ૬ ॥ સમાધિવર ગણધરજી જાચિયો જી, ચોવીશ જિનને કરી પ્રણામ રે ॥ પુરંદર તીર્થંકર થયા એહથી જી, સૌભાગ્યલક્ષ્મી ગુણધામ રે ॥ નમો૦ ॥ ૭ ॥ ઇતિ સંયમપદપૂજા સપ્તદશી ॥ ૧૭ ॥

અર્થ—સત્તરમું સમાધિગુણે કરીને સહિત ચારિત્રપદ મહા સુખકારી કહેલું છે. વીશ અસમાધિના દોષોને નિવારવાથી સંતોષરૂપ ઉત્તમ ગુણ ઉત્પન્ન થાય છે. એવા શ્રેષ્ઠ સંયમપદને તેમજ તેને ધારણ કરનાર મુનિવરને નમસ્કાર થાઓ. ૧. દીનજનો વિગેરે ઉપર જે અનુકંપા (દયા) કરવી તે દ્રવ્યસમાધિ કહેવાય છે અને સારણા વારણાદિકવડે જે જીવને ધર્મમાં સ્થિર કરવા તે ભાવસમાધિ કહેવાય છે. ૨. શ્રાવકના બાર વ્રત કહ્યા છે અને મુનિના પાંચ મહાવ્રત કહ્યા છે, એ સત્તરેને દ્રવ્ય ભાવથી સમજીને યથોચિતપણે તેનો ( સંયમનો ) સંચય કરવો. ૩. એ સંયમને ચાર નિક્ષેપાવડે, સાત નયવડે પીછાનવું. તેના પાંચ કારણો સંભારવા—વિચારવા અને ત્રિપદીથી તેમજ સપ્તભંગીથી ધારી લેવું અને જ્ઞેયાદિક ત્રિક ( હેય, જ્ઞેય, ઉપાદેય ) ને પણ અવધારવા—વિચારવા. ૪. વળી ચાર પ્રમાણ, ષડ્ દ્રવ્ય તેમજ નવ તત્ત્વ દીલમાં લાવવા—સમજવા. સામાયિકનો નવ દ્વારવડે વિચાર કરવો, તેમજ તે રીતે આવશ્યક પણ ભાવવા. ૫. આગમમાં ચાર પ્રકારના સામાયિક ( શ્રુત સામાયિક, સમ્યક્ત્વ સામાયિક, દેશવિરતિ સામાયિક ને સર્વવિરતિ સામાયિક ) કહ્યા છે. સર્વવિરતિપણું તેથી અવિરૂદ્ધ છે. સંયમ ધર્મના મુખ્ય પાંચ ભેદ ( સામાયિક, છેદોપસ્થાપનિય, પરિહાર વિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય ને યથાખ્યાત ) છે. નિર્મળ પરિણામવડે કરીને તે સર્વ ભેદો શુદ્ધ હોય છે. ૬. ગણધર મહારાજે ચોવીશ જિનેશ્વરને પ્રણામ કરીને શ્રેષ્ઠ સમાધિજ માગી છે. આ પદનું આરાધન કરવાથી પુરંદર રાજા તીર્થંકર થયા છે, અને સૌભાગ્યલક્ષ્મીરૂપ ગુણના ધામ બન્યા છે. ૭.

ઇતિ સપ્તદશ સંયમપદ પૂજા સાર્થ.

---

# ॥ અથ અષ્ટાદશ અભિનવજ્ઞાનપદ પૂજા. ॥

॥ દોહા ॥

જ્ઞાનવૃક્ષ સેવો ભવિક, ચારિત્ર સમકિત મૂળ ॥
અજર અગમ પદ ફળ લહો, જિનવર પદવી ફુલ ॥ ૧ ॥

અર્થ—ચારિત્ર ને સમકિતના મૂળભૂત જ્ઞાનવૃક્ષને હે ભવ્યો ! તમે સેવો. એ વૃક્ષને સેવવાથી તેના ફળ તરીકે અજર અમર પદની (મોક્ષપદની) પ્રાપ્ત થાય છે, અને જિનેશ્વરની પદવી પ્રાપ્ત થવી તે તો તે વૃક્ષના ફુલ-રૂપ છે. ૧.

॥ ઢાળ-કોઇલો પર્વત ધુંધલો રે લાલ—એ દેશી ॥

અભિનવ જ્ઞાનભણો મુદા રે લાલ, મૂકી પ્રમાદ વિભાવ રે ॥ હું વારી લાલ ॥ બુદ્ધિના આઠ ગુણ ધારિયે રે લાલ, આઠ દોષનો અભાવ રે ॥ હું વારી લાલ ॥ પ્રણમો પદ અઢારમું રે લાલ ॥ ૧ ॥ એ આંકણી ॥ દેશારાધક કિરિયા કહી રે લાલ, સર્વારાધક જ્ઞાન રે ॥ હું૦ ॥ મુહૂર્ત્તાદિક કિરિયા કરે રે લાલ, નિરંતર અનુભવ જ્ઞાન રે ॥ હું૦ ॥ પ્ર૦ ॥ ૨ ॥ જ્ઞાનરહિત કિરિયા કરે રે લાલ, કિરિયારહિત જે જ્ઞાન રે ॥ હું૦ ॥ અંતર ખજુઆ રવિ જિસ્યો રે લાલ, ષોડશકની એ વાણ રે ॥ હું૦ ॥ પ્ર૦ ॥ ૩ ॥ છઠ અઠ્ઠમાદિ તપ કરી રે લાલ, અજ્ઞાની જે શુદ્ધ રે ॥ હું૦ ॥ તેહથી અનંતગુણી શુદ્ધતા રે લાલ, જ્ઞાની પ્રગટપણે લદ્ધ રે ॥ હું૦ ॥ ૪ ॥ રાચે ન જૂઠ કિરિયા કરી રે લાલ, જ્ઞાનવંત જુવો યુક્તિ રે ॥ હું૦ ॥ જૂઠ સાચ આતમ જ્ઞાનથી રે લાલ, પરખે નિજ નિજ વ્યક્તિ રે ॥ હું૦ ॥ પ્ર૦ ॥ ૫ ॥ પાંચ ભેદ છે જ્ઞાનના રે લાલ, તેહ આરાધે જેહ રે ॥ હું૦ ॥ સાગરચંદ્ર-પરે પ્રભુ હુવે રે લાલ, સૌભાગ્યલક્ષ્મી ગુણગેહ રે ॥ હું૦ ॥ પ્ર૦॥૬॥ ઇતિ અભિનવજ્ઞાનપદપૂજાઽષ્ટાદશી ॥ ૧૮ ॥

અર્થ—હે ભવ્યો ! પ્રમાદ અને વિભાવ દશા તજીને તમે અનુભવ જ્ઞાનને હર્ષથી ભણો-મેળવો. એનો અભ્યાસ કરતાં પ્રથમ બુદ્ધિના આઠ ગુણોને ધારણ કરવા અને આઠ દોષનો અભાવ કરવો-તજી દેવા આ પ્રમા-

ણેના અઢારમા પદને તમે નમસ્કાર કરો. ૧. શાસ્ત્રમાં ક્રિયાને દેશારાધક કહી છે અને જ્ઞાનને સર્વારાધક કહેલું છે. ક્રિયા તો મુહૂર્ત્તાદિક કાળ પ્રમાણે થાય છે અને અનુભવજ્ઞાનનું સ્મરણ ને આરાધન તો નિરંતર થઈ શકે છે. ૨. જ્ઞાન રહિત ક્રિયામાં ને ક્રિયા રહિત જ્ઞાનમાં ખદ્યોત ને સૂર્ય જેટલું અંતર છે એમ ષોડશક ગ્રંથમાં કહેલું છે. અર્થાત્ જ્ઞાનની ખાસ પ્રાધાન્યતા છે. ૩. છઠ્ઠ અઠ્ઠમાદિક તપ કરવાવડે કરીને અજ્ઞાની જેટલી આત્મશુદ્ધિ મેળવે છે, તે કરતાં અનંત ગુણી શુદ્ધિ જ્ઞાની પ્રગટપણે એક અંતર્મુહૂર્ત્તમાં મેળવે છે. ૪. જ્ઞાનવંત જીવ જૂઠી ક્રિયા કરીને રાચતો નથી. એ યુક્તિથી પણ સમજાય તેવું છે. સત્ય અને અસત્યની પરીક્ષા પ્રાણી આત્મજ્ઞાનથીજ કરી શકે છે અને તેથી પોતપોતાની વ્યક્તિગત પરીક્ષા પણ થઈ શકે છે. ૫. જ્ઞાનના મુખ્ય પાંચ ભેદ છે, તેને જે પ્રાણી આરાધે છે તે સાગરચંદ્રની જેમ પ્રભુ ( તીર્થંકર ) થાયછે અને સૌભાગ્યલક્ષ્મીરૂપ ગુણના ભાજન બને છે. ૬.

ઇતિ અષ્ટાદશ અભિનવ જ્ઞાનપદ પૂજા સાર્થ.

## ॥ અથ એકોનવિંશતિ શ્રુતપ પૂજા ॥

॥ દોહા ॥

વકતા શ્રોતા યોગ્યથી, શ્રુત અનુભવરસપીન ॥
ધ્યાતા ધ્યેયની એકતા, જય જય શ્રુતસુખલીન ॥ ૧ ॥

અર્થ—યોગ્ય વક્તા ને શ્રોતા મળવાથી શ્રુત અનુભવનો રસ પુષ્ટપણે મળી શકે છે અને ધ્યાતા ધ્યેયની એકતા થાય છે. એવા શ્રુત સંબંધી સુખમાં લીન થયેલા જ્ઞાની જીવો જયવંતા વર્તો. ૧.

॥ ઢાળ—અવિનાશીની સેજડીએ રંગ, લાગો મોરી સજની જી—એ દેશી ॥

॥ શ્રુતપદ નમિયે ભાવે ભવિયા, શ્રુત છે જગત આધાર જી ॥ દુઃસમ રજની સમયે સાચો, શ્રુતદીપક વ્યવહાર ॥ શ્રુતપદ નમિયે જી ॥ ૧ ॥ એ આંકણી ॥ બત્રીશ દોષ રહિત પ્રભુ આગમ, આઠ ગુણે કરિ ભરિયું જી ॥ અર્થથી અરિહંતજીએ પ્રકાશ્યું, સૂત્રથી ગણધરે રચિયું ॥ શ્રુ૦ ॥ ૨ ॥ ગણધર પ્રત્યેકબુદ્ધે ગુંથ્યું, શ્રુતકેવલી

દશપૂર્વી જી ॥ સૂત્ર રાજા સમ અર્થ પ્રધાન છે, અનુયોગ ચારની ઊર્વ્વી ॥ શ્રુ૦ ॥ ૩ ॥ જેટલા અક્ષર શ્રુતના ભણાવે, તેટલાં વર્ષ હજાર જી ॥ સ્વર્ગનાં સુખ અનંતાં વિલસે, પામે ભવજલ પાર ॥ શ્રુ૦ ॥ ૪ ॥ કેવળથી વાચકતા માટે, છે સુઅનાણ સમથ્થ જી ॥ શ્રુતજ્ઞાની શ્રુતજ્ઞાને જાણે, કેવળી જેમ પયથ્થ ॥ શ્રુ૦ ॥ ૫ ॥ કાળ વિનય પ્રમુખ છે અડવિધ, સૂત્રે જ્ઞાનાચારજી ॥ શ્રુતજ્ઞાનીનો વિનય ન સેવે, તો થાયે અતિચાર ॥ શ્રુ૦ ॥ ૬ ॥ ચઉદ ભેદે શ્રુત વીશ ભેદ છે, સૂત્ર પીસ્તાલીશ ભેદે જી ॥ રત્નચૂડ આરાધતો અરિહા, સૌભાગ્યલક્ષ્મી સુખ વેદે ॥ શ્રુ૦॥૭॥ ઇતિ શ્રુતપદપૂજા એકોનવિંશતિ ॥૧૯॥

અર્થ—શ્રુતપદને હે ભવિક જનો ! ભાવપૂર્વક નમસ્કાર કરો. શ્રુત જગતના આધારભૂત છે. આ દુષમકાળરૂપ રજનીમાં શ્રુતરૂપ દીપકનો વ્યવહાર ( ઉપયોગ ) કરવાનો છે. જિનેશ્વરનું આગમ ( સિદ્ધાંત ) બત્રીશ દોષ રહિત છે અને આઠ ગુણે કરીને ભરેલું છે. તે આગમ અર્થથી અરિહંતદેવે પ્રકાશિત કરેલું છે અને સૂત્રથી ગણધર મહારાજે રચેલું છે. ૨. ગણધરમહારાજે, પ્રત્યેકબુદ્ધ મુનિએ, ચૌદપૂર્વી ( શ્રુતકેવળી ) એ તેમજ દશપૂર્વીએ જે રચેલું હોય છે તે સૂત્ર કહેવાય છે. સૂત્ર રાજા સમાન ગણાય છે અને અર્થ પ્રધાન સમાન ગણાય છે. તે સિદ્ધાંત ચાર અનુયોગની પૃથ્વી સમાન છે. ( ચારે અનુયોગની તેમાંથી ઉત્પત્તિ છે. ) ૩. શ્રુતના જેટલા અક્ષર ભણાવે તેટલા હજાર વર્ષનું દેવ સંબંધી આયુષ્ય ભણાવનાર ભોગવે—અર્થાત્ તેટલું દેવગતિનું આયુષ્ય બાંધે. પરિણામે અનંતા સુખનો વિલાસ કરીને ભવજળનો પાર પામે. કેવળજ્ઞાન કરતાં પણ વાચ્યપણા માટે શ્રુતજ્ઞાન સમર્થ છે. ( કેમકે બોલતું જ્ઞાન એક શ્રુતજ્ઞાનજ છે. ) શ્રુતજ્ઞાની શ્રુતજ્ઞાનવડે કેવળજ્ઞાનીની જેવા પદાર્થોને—પદાર્થોના ભાવોને જાણે છે—જાણી શકે છે. ૫. કાળ, વિનય વિગેરે આઠ પ્રકારે જ્ઞાનાચાર સૂત્રમાં કહેલ છે. તેથી શ્રુતજ્ઞાનીનો જે મનુષ્ય વિનય ન કરે તેને તે સંબંધી અતિચાર લાગે છે. ૬. શ્રુતના ચૌદ ભેદ છે, વીશ ભેદ છે અને સૂત્રના પીસ્તાળીશ આગમરૂપ ૪૫ ભેદ છે. એ

પદનું આરાધન કરવાથી રત્નચૂડ તીર્થંકર પદ પામેલ છે અને સૌભાગ્યલક્ષ્મી સંબંધી પરમ સુખને વેદનાર થયા છે. ૭.

ઇતિ એકોનવિંશતિ શ્રુતપદપૂજા સાર્થ.

## ॥ અથ વિંશતિતમ તીર્થપદ પૂજા. ॥

॥ દોહા ॥

તીરથયાત્ર પ્રભાવ છે, શાસન ઉન્નતિ કાજ ॥
પરમાનંદ વિલાસતાં, જય જય તીર્થઝહાજ ॥ ૧ ॥

અર્થ—શાસનની ઉન્નતિને માટે તીર્થયાત્રા કરવા યોગ્ય છે. તીર્થયાત્રા પ્રભાવશાળી છે અને પરમાનંદના વિલાસને આપનાર છે, તેથી તીર્થરૂપી જહાજ જયવંતુ વર્તો. ૧.

॥ ઢાળ-ગિરૂઆ રે ગુણ તુમ તણા—એ દેશી ॥

શ્રી તીરથ પદ પૂજો ગુણીજન, જેહથી તરિયે તે તીરથ રે ॥ અરિહંત ગણધર નિયમા તીરથ, ચઉવિહ સંઘ મહાતીરથ રે ॥ શ્રી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ લૌકિક અડસઠ તીર્થને તજિયે, લોકોત્તરને ભજિયે રે ॥ લોકોત્તર દ્રવ્યભાવ બે ભેદે, સ્થાવર જંગમ જજિયે રે ॥ શ્રી૦ ॥ ૨ ॥ પુંડરીકાદિક પાંચે તીરથ, ચૈત્યના પાંચ પ્રકાર રે ॥ થાવર તીરથ એહ ભણીજે, તીર્થયાત્રા મનોહાર રે ॥ શ્રી૦ ॥ ૩ ॥ વિહરમાન વીશ જંગમ તીરથ, બે કોડી કેવલી સાથ રે ॥ વિચરંતાં દુઃખ દોહગ ટાળે, જંગમ તીરથનાથ રે ॥ શ્રી૦ ॥ ૪ ॥ સંઘ ચતુર્વિધ જંગમ તીરથ, શાસનને શોભાવે રે ॥ અડતાલીશ ગુણે ગુણવંતા, તીર્થપતિ નમે ભાવે રે ॥ શ્રી૦ ॥ ૫ ॥ તીરથ પદ ધ્યાવો ગુણ ગાવો, પંચરંગ રયણ મેલાવો રે ॥ થાળ ભરી ભરી તીર્થ વધાવો, ગુણ અનંત દિલ લાવો રે ॥ શ્રી૦ ॥ ૬ ॥ મેરૂપ્રભ પરમેશ્વર હુઓ, એહ તીરથને પ્રભાવે રે ॥ વિજયસૌભાગ્યલક્ષ્મી સૂરિ સંપદ, પરમ મહોદય પાવે રે ॥ શ્રી૦ ॥ ૭ ॥ ઇતિ તીર્થપદ પૂજા વિંશતિ ॥ ૨૦ ॥

હે ગુણીજનો ! તમે તીર્થપદની પૂજા કરો. જેથી આ ભવસમુદ્રને તરી શકીએ તે તીર્થ કહેવાય છે. અરિહંત ને ગણધર નિશ્ચય તીર્થરૂપ છે અને ચતુર્વિધ સંઘ પણ મહા તીર્થરૂપ છે. ૧. લૌકિક તીર્થો ૬૮ પ્રકારના કહ્યા છે તેને તજી દઇએ અને લોકોત્તર તીર્થની સેવા કરીએ. લોકોત્તર તીર્થ દ્રવ્ય ભાવ બે પ્રકારે છે, તેમજ સ્થાવર ને જંગમ એવા પણ તેના બે પ્રકાર છે. તેની પૂજા કરીએ. ૨. પુંડરીક ( શત્રુંજય ) વિગેરે પાંચ તીર્થો મુખ્ય કહેલા છે; વળી ચૈત્યના પણ પાંચ પ્રકાર કહેલા છે. એ વં સ્થાવર તીર્થ કહેવાય છે. એ તીર્થની મનોહારી એવી યાત્રા કરીએ. ૩. વીશ વિહરમાન તીર્થંકર જંગમતીર્થ છે. તે જંગમતીર્થનાથ બે ક્રોડ કેવળીની ( અને બે હજાર ક્રોડ મુનિઓની ) સાથે વિચરતા સતા અનેક પ્રકારના દુઃખ દૌર્ભાગ્યને ટાળનાર છે. ૪. ચતુર્વિધ સંઘ પણ જંગમતીર્થ કહેવાય છે તે શાસનને શોભાવનાર છે અને ૪૮ ગુણે કરી ગુણવંત છે. તેને તીર્થપતિ ( તીર્થંકર ) પણ ભાવથી નમસ્કાર કરે છે. ( સમવસરણમાં બેસતાં **नमो तित्थस्स** કહે છે. ) ૫. હે ભવ્યજનો ! તમે તીર્થપદનું ધ્યાન કરો, તેના ગુણનું ગાન કરો અને પંચરંગી રત્નો મેળવી થાળ ભરીને એ તીર્થને વધાવો. તેમજ તેના અનંત ગુણો દિલમાં લાવો—હૃદયમાં તેનોજ વિચાર કરો. ૬. એ તીર્થના પ્રભાવથી—એ પદના આરાધનથી મેરૂપ્રભ તીર્થંકર થયેલ છે. તેમજ વિજયવંત સૌભાગ્યલક્ષ્મી અને પૂજ્ય એવી સંપદા તેમજ પરમ મહોદયને પામેલ છે. ૭.

ઇતિ વિંશતિ તીર્થપદ પૂજા.

## કળશ.

॥ ઢાળ—ઘણું જીવ તું જીવ, જિનરાજ જીવો ઘણું—એ દેશ ॥

ઘણું પૂજ તું પૂજ, થાનકપદ પૂજ તું, સમ્યક્ ભાવ ગુણ ચિત્ત આણી ॥ જિનવર પદતણું, હેતુ છે એ ભલું, કો નહીં એહ સમું, સમયવાણી ॥ ઘણું૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ વીશ વીશ વસ્તુ, મેલવી કરી ઉજવો, નરભવ પામિયો લાહો લીજે; તપફલ વાધશે, ઉજમણાથકી, જિનવર ગણધર એમ વદીજે ॥ ઘણું૦ ॥ ૨ ॥

ખંભાયત બંદિરે, સુંદર ભાવિયા, શ્રાવક શ્રાવિકા પુણ્યવંતા ॥ વીશ થાનકતણુ, ભક્તિ કરે ભાવથી, શાસન ઉન્નતિ અતિ કરંતા ॥ ધણું૦ ॥ ૩ ॥ તાસ તણે આગ્રહે, સ્તવન પૂજા રચી, શુદ્ધ કરો શ્રુત-ધરા પુણ્ય જાણી ॥ વિજયઆનંદગણિ, વિજયસૌભાગ્ય સૂરિ, વિજયલક્ષ્મીસૂરિ જૈન વાણી ॥ ધણું૦ ॥ ૪ ॥

અર્થ—હે ભવ્યપ્રાણી ! તું વીશસ્થાનકપદની ઘણી રીતે પૂજા કર, પૂજા કર. તેના સમ્યક્ પ્રકારના ગુણોને ચિત્તમાં લાવીને તેની પૂજા કર. તીર્થંકર પદ પામવાનું ચોકસ કારણ તેજ છે. તે સમાન બીજું કોઇ સ્થાન નથી. એવી જિનેશ્વરની વાણી છે—જિનેશ્વરે એ પ્રમાણે કહેલું છે. ૧. મનુષ્ય ભવ પામીને દરેક જાતની વીશ વીશ વસ્તુ મેળવીને એ પદને ઉજવો—ઉજમાણું કરો અને મનુષ્ય જન્મનો લાહો લ્યો. એ પ્રમાણે ઉજમાણું કરવાથી તપનુ ફળ વૃદ્ધિ પામે છે એમ જિનેશ્વરે અને ગણધરે કહેલું છે. ૨. ખંભાત નગરમાં ભાવિક એવા અને પુણ્યવંત એવા શ્રાવક શ્રાવિકા વસે છે અને તેઓ વીશ સ્થાનકની ભાવપૂર્વક ભકિત કરે છે; તેમજ શાસનની ઉન્નતિ પણ અત્યંત કરે છે. ૩. તે શ્રાવક-શ્રાવિકાઓના આગ્રહથી વીશસ્થાનકની સ્તુતિ રૂપ આ પૂજા ( કર્તા કહે છે કે ) મેં રચી છે. તેને શ્રુતધર મુનિઓ પુણ્યકાર્ય જાણીને શુદ્ધ કરજો. આવી વિજયઆનંદગણિના શિષ્ય વિજયસૌભાગ્યસૂરિ અને તેના શિષ્ય વિજયલક્ષ્મીસૂરિની જૈન વાણી છે. ૪.

એમ વીશ સ્થાનક તવન કુસુમે, પૂજિયો શંખેશ્વરો ॥
સંવત સમિતિ વેદ વસુ શશી, (૧૮૪૫) વિજયદશમી મન ધરો ॥
તપગચ્છ વિજયાનંદ પટધર, શ્રી વિજયસૌભાગ્યસૂરીશ્વરો ॥
વિજયલક્ષ્મીસૂરિ પભણે, સયલ સંઘ મંગલ કરો ॥ ૧ ॥

અર્થ—આ પ્રમાણે વીશ સ્થાનકની સ્તવનારૂપ કુસુમવડે કરીને મેં શંખેશ્વર પાર્શ્વનાથની પૂજા સંવત ૧૮૪૫ની વિજય દશમીએ ( આસો શુદિ દશમે ) કરી છે. તેને હે ભવ્યો ! તમે મનમાં ધારણ કરો. તપગચ્છપતિ શ્રી વિજયાનદસૂરિના પટ્ટધર શ્રી વિજયસૌભાગ્યસૂરિના શિષ્ય શ્રી વિજયલક્ષ્મીસૂરિ કહે છે કે શ્રી સકળ સંઘનું મહા માંગળિક થાઓ. ૧.

॥ ઇતિ શ્રીવિજયલક્ષ્મીસૂરિકૃત વિંશતિસ્થાનકપદપૂજા સંપૂર્ણા ॥

## ॥ અથ શ્રી વીશસ્થાનકપૂજાઅધ્યાપનવિધિ ॥

વીશ સ્થાનકનો તપ માંડતાં, અથવા એક એક ઓળી સંપૂર્ણ થાય ત્યારે, અથવા તપ ન કર્યો હોય પણ સ્વાભાવિક ભાવભક્તિએ પૂજા ભણાવવી હોય તો તેનો વિધિ આ પ્રમાણે છેઃ—

દિનશુદ્ધિ જોઇને શુભ ઉત્સવે આસન ઉપર એક પંક્તિએ વીશ પ્રતિમા અલંકાર સહિત સ્થાપવી. તેની આગળ ઉપરાઉપર ત્રણ બાજોઠ માંડીને, તેની ઉપર સિંહાસનમાં પંચતીર્થી પ્રતિમા સ્થાપન કરીને, પ્રથમ લઘુ સ્નાત્ર ભણાવવું. પછી તીર્થકૂપાદિકનાં પવિત્ર જળ આડંબર સહિત પ્રથમથી જ લાવી મૂકેલાં હોય તે જળને સુવાસિત કરી, તે જળમાંથી થોડે થોડે જળે કરી વીશ કળશ ભરીને પવિત્ર થયેલા વીશ પુરૂષના હાથમાં આપી તેમને ઉભા રાખવા.

વળી તે જળનો અભિષેક કર્યા પછી પૂજા કરવાને અર્થે એક પુરૂષ ફુલની માળા એક રકેબીમાં રાખે; એક પુરૂષ ચંદન કેશરનો પ્યાલો રાખે, એક પુરૂષ દીવામાં પૂરવાને અર્થે ઘૃતનું પાત્ર રાખે અથવા ઘીના દીવાનું ફાનસ રાખે; એમજ ફળ, અક્ષત, નૈવેદ્ય, ધૂપ પ્રમુખ જે જે સામગ્રી મેળવેલી હોય તે સર્વ ચીજ એક એક પુરૂષ પોતપોતાના હાથમાં લઇને ઉભા રહે.

ત્યારપછી એક પંક્તિએ રાખેલી વીશ પ્રતિમામાંહેથી એક પ્રતિમા લઇને, સ્નાત્ર ભણાવેલી પંચતીર્થી પ્રતિમા પાસે સ્થાપન કરી સર્વજનો વીશ સ્થાનકની પૂજામાંહેલી પ્રથમ પૂજા રૂડી રીતે ભણાવે. પછી પ્રતિમાજી ઉપર વીશે કળશ નામે. ત્યારપછી એક જણ પ્રતિમાજીને અંગલુહણું કરે; એક પુરૂષ પ્રતિમાનું પૂજન કરે; એક પુરૂષ ફુલની માળા ચઢાવે; એક પુરૂષ ધૂપ કરે, એક દીપક ધરે અને એક પ્રતિમા આગળ બાર સ્વસ્તિક કરીને તેની ઉપર ફળ મૂકે. પ્રથમ શ્રી અરિહંત પદના બાર ગુણ છે, તેથી બાર સ્વસ્તિક કરવા. તે પ્રમાણે જે જે પદના જેટલા જેટલા ગુણ હોય તે તે પદની પૂજામાં તેટલા તેટલા સ્વસ્તિક કરવા. એવી

રીત નૈવેદ્યાદિક સર્વ વસ્તુ ચઢાવીને, પ્રથમની જિનપ્રતિમાનું રૂપા-નાણે પૂજન કરી તેને પ્રથમ સ્થાનકે પધરાવવી. પછી પૂર્વોક્ત વીશ પ્રતિમાની પંક્તિમાંથી બીજી પ્રતિમા લઇને પંચતીર્થી પ્રતિમાની પાસે સ્થાપન કરવી. ત્યારપછી ફરી વીશ કલશ થોડે થોડે જળે ભરીને બીજી પૂજા કહી, પ્રથમની પેઠે સર્વ વિધિ કરવો. એમ વીશે પદને વિષે વિધિ કરવો. વિધિ પૂર્ણ થયા પછી છેવટ આરતિ, મંગળદીવો કરવો. એ ઉત્કૃષ્ટ વિધિ કહ્યો, અંતમાં અવિધિ થયા સંબંધી મિચ્છામિ દુક્કડં દેવો. પછી ગુરૂપૂજા પ્રભાવના, સાધર્મીવાત્સલ્ય કરવું.

અને ઘણી શક્તિ ન હોય તો એક પુરૂષ જ, એક કલશ લઇ એક એક પૂજા કહી, પંચતીર્થીની જ પૂજા કરે. એમ વીશ વખત વીશ પૂજા કહીને પૂજે. એમ એક જ પંચતીર્થી આગળ યથાશકિત ક્રિયા કરે તોપણ ચાલે. કારણ કે દ્રવ્યથકી અશકતને જો ભાવનું બાહુલ્ય છે, તો તેટલું પણ અત્યંત ફળદાયક થાય છે. ઇતિ વીશસ્થાનકપૂજનસંક્ષેપવિધિ ॥



## ॥ શ્રી વીશસ્થાનક તપ સંબંધી જમાણાની વિગત. ॥

શક્તિ હોય તો ૨૦ નવા દેરાસર બંધાવવા. } શકિતવાને નીચે જણાવેલી
શકિત હોય તો ૨૦ જીર્ણોદ્ધાર કરાવવા. } દરેક વસ્તુ ૨૦-૨૦ મૂકવી.

### ઉજમણામાં મૂકવાની વસ્તુઓ.

( દેરાસરને લગતા ઉપગરણો. )

થાળ, રકેબી, વાટકી, સુખડના કકડા, કેશર-બરાસના પડીકા, ઓરશીયા, જિનબિંબ નવા, વીશસ્થાનકના ગટા, સિદ્ધચક્રના ગટા, મોર-પીંછી, થાળી, દીવી, ફાનસ, ધૂપધાણા, દંડાસણ, કળશ, કળશા, ટબુડીઓ, પ્યાલા, સિંહાસન, બાજોઠના ત્રિક, ઘંટ, ઝાલર, ઘંટડી, ત્રાંબાકુંડી, આરતી, મંગળદીવા, પુંઠીઆ, ચંદરવા, તોરણ, ધોતીઆ, ઉત્તરાસણ, મુખ-કોશ, અંગલુહણા, પાટલુહણા, તિલક જડેલા, મુકુટ, આભરણો, વાળાકુંચી,

નવકારવાળી, આચમની, અષ્ટમંગળિક, સોનાના વરગની અને રૂપાના વરગની થોકડીઓ, વાસકુંપી, ચામર, છત્રના ત્રિકો, ધ્વજા, હાંડા, અગરબત્તીના પડીકા, અગરના પડીકા, પાટલા, બાજોઠી વિગેરે.

## જ્ઞાનના ઉપકરણો.

શક્તિ હોય તો ધર્મશાળાઓ અથવા ઉપાશ્રયો ૨૦ કરાવવા. સ્થાપનાચાર્ય, ઠવણી, સાપડા, સાપડી, બાજોઠી, પુસ્તક, પાઠાં, ચાબખી, કવળી, ચંદરવા, પુંઠીઆ, તોરણ, રૂમાલ, ચાકુ, કાતર, લેખણ, ખડીઆ, પાંચપદની ટીપ, નવપદની ટીપ, ઓળીઆ, વતરણા, પાટી, કાંબી, પુસ્તકના ડાબડા વિગેરે. શક્તિવાને ૨૦ જ્ઞાનભંડાર કરાવવા.

## ચારિત્રના ઉપગરણો.

કટાસણા, મુહપત્તિ, ચરવળા, ચરવળી, ચોળપટ્ટા, કપડા, કામળી ખભાની, ડંડાસણ, સુપડી, ડાંડા, ઝોળી, પડલા, પાતરા, તરપણી, ઠવણી, સંથારીઆ, નવકારવાળીની ડાબડી, સ્થાપનાચાર્યના ડાબડા, કંદોરા માટે દોરા વિગેરે.



## ૧ ॥ અથ વીશસ્થાનકનું ચૈત્યવંન. ॥

પહેલે પદે અરિહંત નમું,[૧] બીજે સર્વ સિદ્ધ[૨] ॥
ત્રીજે પ્રવચન મન ધરો,[૩] આચારજ પ્રસિદ્ધ[૪] ॥ ૧ ॥
નમો થેરાણં પાંચમે,[૫] પાઠક ગુણ છટ્ઠે[૬] ॥
નમો લોએ સવ્વ સાહુણં,[૭] જે છે ગુણ ગરિઠ્ઠે ॥ ૨ ॥
નમો નાણસ્સ આઠમે,[૮] દર્શન મન ભાવો[૯] ॥
વિનય કરો[૧૦] ગુણવંતનો, ચારિત્ર પદ[૧૧] ધ્યાવો ॥ ૩ ॥
નમો બંભવયધારિણં,[૧૨] તેરમે કિરિયાણં[૧૩] ॥
નમો તવસ્સ ચઉદમે,[૧૪] ગોયમ[૧૫] નમો જિણાણં[૧૬] ॥ ૪ ॥
ચારિત્ર[૧૭] જ્ઞાન[૧૮] સુઅસ્સ[૧૯]ને એ, નમો તિથ્થસ્સ[૨૦] જાણી ॥
જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખખાણી ॥ ૫ ॥

## ૨ ॥ અથ વીશ સ્થાનક તપના કાઉસ્સગ્ગનું ચૈત્યવંદન ॥

ચોવીશ પન્નર પીસ્તાલીશનો, છત્રીશનો કરિયે ॥
દશ પચવીશ સત્તાવીશનો, કાઉસ્સગ્ગ મન ધરિયે ॥ ૧ ॥
પંચ સડસઠ્ઠી દશ વળી, સિત્તેર નવ પણવીશ ॥
બાર અઠવીશ લોગસતણો, કાઉસ્સગ્ગ ધરો ગુણીશ ॥ ૨ ॥
વીશ સત્તર એકાવન્ન, દ્વાદશ ને પંચ ॥
એણિપેરે કાઉસ્સગ્ગ જો કરે, તો જાયે ભવ સંચ ॥ ૩ ॥
અનુક્રમે કાઉસ્સગ્ગ મન ધરો, ગુણિ લેજો વીશ ॥
વીશ સ્થાનક એમ જાણીએ, સંક્ષેપથી લેશ ॥ ૪ ॥
ભાવ ધરી મનમાં ઘણો, જો એક પદ આરાધે ॥
જિન ઉત્તમ પદ પદ્મને, નમી નિજ કારજ સાધે ॥ ૫ ॥ ઇતિ.

## ૩ ॥ શ્રી વીશ સ્થાનકનું સ્તવન ॥

સદ્દગુરૂ ચરણ નમી કરીજી, સમરી સરસ્વતી માત;
વીશ સ્થાનક તપ વરણવુંજી, સમકીતને અવદાત,
મન મોહન જિનજી, હવે ઝાલ્યો તુમ હાથ, તે નવી છોડું
સાહિબાજી; વિના સિધ્યે નિજ કાજ. મન૦ ૧
પેહેલે પદ અરિહંત નમોજી, બીજે સિદ્ધ અનંત;
ત્રીજે પવયણ મન ધરોજી, ચોથે સૂરિ ગુણવંત. મન૦ ૨
થીવીર નમો પદ પાંચમેજી, પાઠક પ્રવચન જાણ;
સાધુ નમો સવિ સાતમેજી, આઠમે નિરમળ નાણ. મન૦ ૩
સમકિત દરસણ મન ધરોજી, વિનય કરો ગુણવંત;
ચારિત્રપદ અગીયારમે જી, બારમે ધરો બ્રહ્મવ્રત. મન૦ ૪
ક્રિયાશુદ્ધિ કીજીએજી, ચૌદમે તપ નિરધાર;
પંનરમે ગોયમ નમોજી, સોળમે જિનવર ભાણ. મન૦ ૫
સત્તરમે સંજમ ભલુંજી. ગ્નાન લહો ગુણ ખાણ;
સૂત્ર સિદ્ધાંત ઓગણીશમેજી, વીશમે તીરથની જાત્ર. મન૦ ૬

ચોવીશ પંદર બારનોજી, છત્રીસ દસ પણવીસ;
સગવીસ પણ સડસઠતણોજી, દસ સિત્તેર નવ પણવીસ. મન૦ ૭
બાર અડવીસ ચોવીસ સત્તરજી, ઇગવન પીસ્તાલીસ પાંચ;
અનુક્રમે કાઉસગ્ગ જે કરેજી, તે પામે શિવ વાસ. મન૦ ૮
ખટ માસે એમ કીજીએજી, ઓળી એક સુજાણ;
પડિકમણા દોય ટંકનાજી, પડિલેહણ બે વાર. મન૦ ૯
દેવવંદન ત્રણ ટંકનાંજી, દેવ પૂજો ત્રિકાલ;
ગુણણું ગણો મન થિર કરીજી, ગુરૂ વૈયાવચ્ચ સાર. મન૦ ૧૦
તપથી સવી સંકટ ટળેજી, તપથી જાયે ક્લેશ;
તપથી મનવંછિત ફળેજી, દુઃખ ન પામે લેશ. મન૦ ૧૧
શુદ્ધ મને આરાધતાંજી, તીર્થંકર પદ જાસ;
મોહન મુનિના હેમનેજી, દ્યો સમકિત ગુણ પાસ. મન૦ ૧૨

•

## ૪ ॥ શ્રી વીશ સ્થાનકનું સ્તવન. ॥

હાંરે મારે પ્રણમું સરસ્વતી માગું વચન વિલાસ જો,
વીશેરે તપ સ્થાનક મહિમા ગાઇશું રે લોલ;
હાંરે મારે પ્રથમ અરિહંત પદ લોગસ ચોવીશ જો,
બીજે રે સિદ્ધ સ્થાનક પંદર ભાવશું રે લોલ. ॥ ૧ ॥
હાંરે મારે ત્રીજે પવયણ ગણો લોગસ પીસ્તાલીશ જો,
ચોથેરે આયરિયાણં છત્રીશનો સહી રે લોલ;
હાંરે મારે થેરાણં પદ પાંચમે દશ ઉદાર જો,
છઠ્ઠેરે ઉવઝાયાણં પચવીશનો સહી રે લોલ. ॥ ૨ ॥
સાતમે નમો લોએ સવ્વ સાહુ સત્તાવીશ જો,
આઠમે નમો નાણસ્સ પંચ ભાવશું રે લોલ;
હાંરે નવમે દરિસણ સડસઠ મનને ઉદાર જો,
દશમે નમો વિણયસ્સ દશ વખાણીએ રે લોલ. ॥ ૩ ॥

હાંરે અગ્યારમે નમો ચારિત્તસ્સ લોગસ સત્તર જો,
બારમે નમો બંભસ્સ નવ ગણો સહીરે લોલ;
હાંરે કિરિયાણં પદ તેરમે વળી પચવીશ જો,
ચૌદમે નમો તવસ્સ બાર ગણો સહીરે લોલ. ॥ ૪ ॥
હાંરે પંદરમે નમો ગોયમસ્સ અઠ્ઠાવીશ જો,
નમો જિણાણં ચઉવીશ ગણશું સોળમેરે લોલ;
સત્તરમે નમો ચારિત્ત લોગસ્સ સિત્તેર જો,
નાણસ્સનો પદ ગણશું એકાવન અઢારમેં રે લોલ. ॥ ૫ ॥
હાંરે ઓગણીશમેં નમો સુઅસ્સ વીશ પીસ્તાળીશ જો,
વીશમે નમો તિત્થસ્સ વીશ પ્રભાવશું રે લોલ;
હાંરે એ તપનો મહિમા ચારશેં ઉપર વીશ જો,
ષટ્ માસે એક ઓળી પૂરી કીજીએ રે લોલ. ॥ ૬ ॥
હાંરે તપ કરતાં વળી ગણીએ દોય હજારજો,
નવકારવાળી વીશે સ્થાનક ભાવશું રે લોલ;
હાંરે પ્રભાવના સંઘ સ્વામીવચ્છલ સાર જો,
ઉજમણા વિધિ કીજે વિનય લીજીએરે લોલ. ॥ ૭ ॥
હાંરે એ તપનો મહિમા કહે શ્રી વીર જિનરાય જો,
વિસ્તારે ઇમ સંબંધ ગોયમ સ્વામીને રે લોલ;
હાંરે તપ કરતાં વળી તીર્થંકર પદ હોય જો,
દેવ ગુરૂ ઇમ કાંતિ સ્તવન સોહામણો રે લોલ. ॥ ૮ ॥

---

## ૫ ॥ શ્રી વીશસ્થાનક તપના મહિમાસૂચક સ્તવન ॥

( શ્રી જિનહર્ષ કૃત )

॥ દોહા ॥

સકલ સિદ્ધિ સંપત્તિકરણ, હરણ તિમિર અજ્ઞાન ॥
ત્રણે કાળના જિન નમું, આણી ભાવ પ્રધાન ॥ ૧ ॥
મહાવિદેહે વિચરતાં, વંદું જિનવર વીશ ॥
સંઘ ચતુર્વિધ આગળે, ધર્મ કહે જગદીશ ॥ ૨ ॥

નમતાં નવનિધિ પામીએ, જપતાં પાતક જાય ॥
પૂજંતા શિવપદ દીએ, ખામતણી ખલન્યાય ॥ ૩ ॥
શ્રી જિનપદ પ્રાપ્તિભણી, ઉત્તમ તપ ઉચ્છાંહી ॥
વીશ સ્થાનક નામે કહ્યું, શ્રી જિન આગમમાંહિ ॥ ૪ ॥
ચાર ભેદ જિનધર્મના, દાન, શીલ, તપ, ભાવ ॥
સુખારામ અમૃત જલદ, ભવદુઃખસાયર નાવ ॥ ૫ ॥

॥ ઢાળ પહેલી–ચોપાઇની દેશી ॥

દાન સુપાત્રે નિર્મળ શીલ, તપ અનેક શુભ ભાવન લીલ ॥
ભવસમુદ્ર પ્રવહણ ઉપદિશ્યાં, ચાર ધર્મ ભવિયણ મન વશ્યાં ॥૧॥
દાનતણા ભાખ્યા ત્રણ ભેદ, અભયદાન સુપાત્ર ઉમેદ ॥
ધર્મોપગ્રહ દાન તૃતીય, જિનવર એહ કહ્યા હિતજીય ॥૨॥
બ્રહ્મભેદ અષ્ટાદશ ધાર, સર્વ ધર્મમાંહી સીરદાર ॥
બાહ્ય અભ્યંતર સોચી જોય, તપના ભેદ કહ્યા એમ દોય ॥૩॥
ઉત્તમ મન ધરીએ પરિણામ, સત્ય ક્રિયા સ્વાધ્યાય સુઠામ ॥
ભાવ ધર્મમાંહે પરધાન, ભાવે બહુ ફળ હોય નિદાન ॥૪॥
દાન શીલ તપ જપ અનુષ્ઠાન, ભાવ વિના નિષ્ફળ બહુમાન ॥
શાલ દાલ ભોજન બહુ ભાંતિ, લવણ વિના નિઃસ્વાદજ હુંતિ ॥૫॥
તપ અનેક જિનશાશનમાંહિ, તેહ પ્રસિદ્ધ કહ્યા જિન રાહી ॥
પણ એ વીશસ્થાનક સમ કોય, તપ નહિ હિયે વિમાસી જોય ॥૬॥
આરાધે એ થાનક વીશ, નર નારી ભાવે નિશદિશ ॥
અરિહંતાદિક માંહે તેહ, તીર્થંકર પદ લહે ગુણ ગેહ ॥૭॥
અરિહંત[૧] સિદ્ધ[૨] પવયણ[૩] ગુરૂ[૪] થેર,[૫] બહુસુય[૬] તપસી[૭] નહિ કોઇ ફેર ॥
એહતણું વાત્સલ્ય કરેહ, [૮]જ્ઞાનતણો ઉપયોગ ધરેહ ॥૮॥
દંસણ[૯] વિણય[૧૦] આવશ્યક[૧૧] એહ, [૧૨]શીલવ્રતશું ધરીએ નેહ ॥
ક્ષણક્ષણ ધરીએ મન શુભધ્યાન,[૧૩] શુદ્ધ[૧૪] સુપાત્રે દીજે દાન[૧૫]॥૯॥
વૈયાવચ્ચ[૧૬] સુસંધ[૧૭] સમાધિ, જ્ઞાન[૧૮] અપૂરવ ગ્રહણ અપ્યાધિ ॥
શ્રુતની[૧૯] ભકિત સુશકતે કરે, પ્રવચન[૨૦] દીપાવે બહુ પરે ॥૧૦॥
વીશે થાનક સેવે કાય, એહથી જિનવર પદવી થાય ॥
મુક્તિતણા સુખ પામે સહી, એહવી વાત જિનેશ્વર કહી ॥૧૧॥

પ્રથમ ચરમ જિનવર ભાસીયા, એ થાનક સઘળાં ફાસીયાં ॥
મઝિઝમ બાવીશે જિનવરે, એક દોય ત્રણ સઘળા ચરે ॥૧૨॥
ભવ્ય જીવ ઉપકારહ ભણી, સાધન કરવા સ્વારથતણી ॥
પ્રગટ દેખાડ્યા એ દ્રષ્ટાંત, તાસ સ્વરૂપ કહું ગુણવંત ॥૧૩॥
ધર્મ જિનેશ્વરે દોય પ્રકાર, સાધુ શ્રાવકનો કહ્યો વિચાર ॥
સમકિત શુદ્ધ ભણી નિશદિશ, આરાધવા એ થાનક વીશ ॥૧૪॥
સમકિત શુદ્ધ ક્રિયા ફળ હોય, જિનશાશનમેં બોલ્યું જોય;
સમકિત જ્ઞાન સહિત ગુણખાણ, એહથી બીજાં કષ્ટ અનાણ ॥૧૫॥
દાન શીલ તપ પૂજા જેહ, તીરથ યાત્રા દયા કરેહ ॥
શ્રાવકપણું વ્રતપણું સુભેય, સમકિત મૂળ મહાફળ દેય ॥૧૬॥
સઘળેહી થાનકે સંકેત, સમ્યગ્ દર્શન નિર્મળ હેત ॥
કરવી જિનવર પૂજા ત્રિકાળ, થઇ જિનહર્ષ પ્રથમ એ ઢાળ ॥૧૭॥

( આની બીજી ઢાળો હોવા સંભવ છે પણ લભ્ય નથી. )

•

## ૬ ॥ અથ વીશ સ્થાનકના તપની સ્તુતિ. ॥

પૂછે ગૌતમ વીર જિણંદા, સમવસરણ બેઠા સુખકંદા, પૂજિત અમર સૂરિંદા ॥ કેમ નિકાચે પદ જિનચંદા, કિણવિધ તપ કરતાં ભવ ફંદા, ટાળે દુરિત દંદા ॥ તવ ભાખે પ્રભુજી ગતનિંદા, સુણ ગૌતમ વસુભૂતિ નંદા, નિર્મળ તપ અરવિંદા ॥ વીશ થાનક તપ કરત મહિંદા, જિમ તારક સમુદાયે ચંદા, તિમ એ સવિ તપ ઇંદા ॥ ૧ ॥ પ્રથમ પદે અરિહંત નમીજે, બીજે સિદ્ધ પવયણ પદ ત્રીજે, આચારજ થેર ઠવિજે ॥ ઉપાધ્યાય ને સાધુ ગ્રહીજે, નાણ દંસણ પદ વિનય વહીજે, અગીયારમે ચારિત્ર લીજે ॥ બંભવયધારીણં ગણીજે, કિરિયાણં તવસ્સ કરીજે, ગોયમ જિણાણં લહીજે ॥ ચારિત્ર નાણ શ્રુત તિથ્થસ્સ કીજે, ત્રીજે ભવ તપ કરત સુણીજે, એ સવિ જિન તપ લીજે ॥ ૨ ॥ આદિ નમો પદ સઘલે ઠવીશ, બાર પન્નર બાર વળી છત્રીશ, દશ પણવીશ સગવીશ ॥ પાંચ ને સડસઠ તેર ગણીશ, સત્તર નવ કિરિયા પચવીશ, બાર અઠાવીશ ચઉવીશ ॥ સિત્તેર ઇગવન્ન પીસ્તાલીશ, પાંચ લોગસ્સ કાઉસ્સગ્ગ કહીશ, નોકારવાળી

વીશ ॥ એક એક પદે ઉપવાસજ વીશ, માસ ખટે એક ઓળી ક-રીશ, ઇમ સિદ્ધાંત જગીશ ॥ ૩ ॥ શકતે એકાસણું તિવિહાર, છઠ્ઠ અઠ્ઠમ માસખમણ ઉદાર, પડિકમણાં દોય વાર ॥ ઇત્યાદિક વિધિ ગુરૂગમ ધાર, એક પદ આરાધન ભવ પાર, ઉજમણું વિવિધ પ્રકાર ॥ માતંગ યક્ષ કરે મનોહાર, દેવી સિદ્ધાઈ શાસન રખવાલ, સંઘ-વિઘન અપહાર ॥ ખિમાવિજય જસ ઉપર પ્યાર, શુભ ભવિયણ ધર્મે આધાર, વીરવિજય જયકાર ॥ ૪ ॥

## ૭. શ્રી વીશ સ્થાનકની સ્તુતિ.

વીશ સ્થાનક તપ વિશ્વમાં મોટો, શ્રી જિનવર કહે આપ ॥ બાંધે જિનપદ ત્રીજા ભવમાં, કરીને સ્થાનક જાપજી ॥ થયા થશે સવિ જિનવર અરિહા, એ તપને આરાધીજી ॥ કેવલજ્ઞાન દર્શન સુખ પામ્યા, સર્વે ટાળી ઉપાધિજી ॥ ૧ ॥ અરિહંત સિદ્ધ પવયણ સૂરિ સ્થવિર, વાચક સાધુ નાણજી, દર્શન વિનય ચરણ બંભ કિરિ-યા, તપ કરો ગોયમ ઠાણજી ॥ જિનવર ચારિત્ર પંચવિધ નાણ, શ્રુત તીર્થ એહ નામજી ॥ એ વીશ સ્થાનક આરાધે તે, પામે શિવપદ ધામજી ॥ ૨ ॥ દોય કાળ પડિકમણું પડિલેહણ, દેવવંદન ત્રણ વાર જી ॥ નોકારવાળી વીશ ગુણીજે, કાઉસગ્ગ ગુણ અનુસારજી ॥ ચારસો ઉપવાસ કરી ચિત્ત ચોખે, ઉજમણું કરો સારજી ॥ પડિમા ભરાવો સંઘ ભકિત કરો, એ વિધિ શાસ્ત્ર મોઝારજી ॥ ૩ ॥ શ્રેણિક સત્યકી સુલસા રેવતી, દેવપાળ અવદાતજી ॥ સ્થાનક તપ સેવા મ-હિમાએ, થયા જગમાંહિ વિખ્યાતજી ॥ આગમ વિધિ સેવે જે તપિયા, ધન્ય ધન્ય તસ અવતારજી ॥ વિઘ્ન હરે તસ શાસનદેવી, સૌભાગ્ય લક્ષ્મી દાતારજી ॥ ૪ ॥

## ૮. શ્રી વીશ સ્થાનકની સઝાય.

અરિહંત પહેલે સ્થાને ગણીએ, બીજે પદ સિદ્ધાણં, ત્રીજે પ્ર-વચન આચાર્ય ચોથે, પાંચમે પદ થેરાણં રે ॥ ૧ ॥ ભવીઆં વીશ

સ્થાનક તપ કીજે, ઓળી વીશ કરીજે રે, ભ૦ ગણણું એહ ગણીજે રે, ભ૦ જિમ જિનપદ પામીજે રે, ભ૦ નરભવ લાહો લીજે રે, ભ૦ એ આંકણી. ઉપાધ્યાય છઠે સવ્વ સાહૂણં, સાતમે આઠમે નાણ, નવમે દર્શન દશમે વિણયસ્સ, ચારિત્ર અગ્યારમે જાણ રે, ભ૦ ॥ ૨ ॥ બારમે બ્રહ્મવ્રતધારીણં તેરમે કીરિયાણં, ચૌદમે તપ પંદરમે ગોયમ, સોળમે નમો જિણાણ રે, ભ૦ ॥ ૩ ॥ ચારિતસ્સ સત્તરમે જપીએ, અઢારસમે નાણસ્સ; ઓગણીશમે નમો સુયસ્સ સંભારો, વીશમે નમો તિત્થસ્સ રે, ભ૦ ॥૪॥ એકાસણાદિ તપ દેવવંદન, ગુણણું દોય હજાર; સત્યવિજય બુધ શિષ્ય સુદર્શન, જંપે એહ વિચાર રે, ભ૦ ॥ ૫ ॥

( જ્ઞાનવિમળસૂરિકૃત. )

## ૯. શ્રી વીશસ્થાનક સઝાય.

( સારદબુધદાઇ—એ દેશી. )

અરિહંત પ્રથમ પદે, લોગસ ચોવીશ બાર; બીજે પદ સિદ્ધા, અડવન પનર વિચાર; પવયણપદે નવ સગ, સૂરિ પદ છત્તીશ; થિવિરે દશ વાચકે, દ્વાદશ વળી પણવીશ. ॥ ૧ ॥ ત્રુટક—તિમ ઇગવીસ અને સગવીશ, સાધુપદ આરાધો; નાણ પદે પણ દંસણે સતસઠિ, વિનયપદે દશ સાધો; ચારિતપદે ખટ્ સતર કહીજે, બંભપદે નવ જાણો: કિરિયા તેર અને પણવીસા, બારસ તપ મનિ આણો. ॥ ૨ ॥ ગોયમ પદે ઇગદસ, લોગસ દશ જિન નામ; ચારિતપદે સગદસ, નાણે પણ અભિરામ; ઇસ વળી પણ લોગસ, શ્રુતપદે કાઉસગ કીજે; પણ લોગસ વીશ, તીર્થપદે પ્રણમીજે. ॥ ૩ ॥ ત્રુટક—તિમ કીજે દોય સહસ ગુણનશ્યું, સ્થાનક આરાધીજે; વીશ વાર ઇમ વિધિશું કરતાં, તીર્થંકર પદ લીજે: નામ ફેર દીસે બહુ ગ્રંથે, પણ પરમારથ એક; ઉભય ટંક આવશ્યક જયણા, કીજે પ્રિય વિવેક. ॥ ૪ ॥ કાઉસગ્ગનો વિધિ જે દાખ્યો, તપ આરાધન હેતેઃ શાસ્ત્રમાંહી તે નવિ દિસે, તોહી પરંપરા વિગતે; ચોથે અથવા છઠ્ઠે સ્થાનક, કરતાં લહીએ પાર; ધીરવિમળ કવી સેવક નય કહે, તપ શિવસુખ દાતાર. ઇતિ.

# શ્રી વીશસ્થાનક પદ કથા સંગ્રહ.



## પ્રથમ શ્રી અરિહંત પદ ઉપર દેવપાલની કથા

•

આ ભરતક્ષેત્રને વિષે લક્ષ્મીથી પૂર્ણ એવું અચલપુર નામે નગર હતું. ત્યાંના લોકો ધનાઢ્ય, સુખી અને દાતાર હતા. જેનો યશ સર્વત્ર વ્યાપી રહેલો છે એવો સિંહરથ નામે ત્યાં રાજા હતો. તે અન્યાયનો ધ્વંસ કરી ન્યાયયુક્ત પ્રજાનું પાલન કરતો હતો, અને દુશ્મનો સર્વને તેણે કિંકરરૂપ કર્યા હતા. જેથી તેની આ[illegible] કોઇ લોપતું નહી. હસ્તી, અશ્વ, રથ, પાયદલ વિગેરે અનેક પ્રકા[illegible]ોનો તે સ્વામી હતો. તેને કનકમાલા અને શીલવતી નામે બે [illegible]ગુણ સંપન્ન રાણીઓ હતી. વળી તેમને દેવકૃપાથી અપ્સરાના રૂપનો પ-[illegible]વ કરે એવી કામી પુરૂષના ચિત્તને મોહ પમાડે એવી સાક્ષાત્ લક્ષ્મીના [illegible]રૂપ મનોરમા નામે ગુણવતી દુહિતા ( પુત્રી ) હતી.

તેજ નગરમાં અપરિમિત ધનનો સ્વામી, સાક્ષાત્ કુબેર સમાન, જેનું રાજા પણ અતિશય સન્માન કરે છે એવો જિનદત્ત નામે શ્રેષ્ઠી વસતો હતો. તે સમ્યગ્દ્રષ્ટિમાં પ્રધાન, દુઃખી અને નિરાશ્રિત જનોનો આશ્રયદાતા, પરોપકારી, દયાળુ વિગેરે શ્રા ગુણોથી વિભૂષિત હતો. તેને ઘેર ક્ષત્રિય જાતિમાં ઉત્પન્ન થયેલો, સર્વ જીવોપર કરૂણાળુ, જિનપ્રણિત ધર્મનો પ્રતિપાળક એવો દેવપાળ નામે દાસ હતો. તે સદ્ગુરૂના સંગથી વિતરાગ ધર્મનું રહસ્ય જાણનાર પણ થયો હતો. ‘ અહો ! સદ્ગુરૂના પ્રસાદથી શું શું પ્રાપ્ત નથી થતું ? સદ્ગુરૂ મિથ્યાત્વરૂપ શલ્યનો નાશ કરી અનેક ભવોપાર્જિત કિલષ્ટ કર્મોનો ધ્વંસ કરનાર સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રયી આપી ભવભ્રમણરૂપ ચક્રમાંથી મુક્ત કરે છે. એવા સદ્ગુરૂની સંગતિના ગુણોનું યથાર્થ વર્ણન કોણ કરી શકે ? ’

એકદા આકાશમાં મેઘ ગર્જના કરી રહ્યો હતો, સ્થળે સ્થળે સરિતાઓનો પ્રવાહ ઘુઘવાટા કરતો વહન થઇ રહ્યો હતો, એવી વર્ષાઋતુમાં પૂર્વોક્ત દેવપાળ કામળો ઓઢી હાથમાં લાકડી લઇ જિનદત્ત શ્રેષ્ઠિની ગાયોના ટોળાને લઇ વ-

ગડામાં એક સરિતાના તટની આસપાસ તે ગાયોને ચરાવવા લાગ્યો. એવામાં જળના પ્રબળ પ્રવાહથી સરિતાની એક બાજુનો તટ ધસી પડ્યો અને તેમાંથી યુગાદિદેવની મનોહર મૂર્ત્તિ નીકળી. તેના પર એકાએક દેવપાળની દ્રષ્ટિ પડી. તે મૂર્ત્તિને જોઈને જાણે ચિન્તામણિ કે કલ્પવૃક્ષ પ્રાપ્ત ન થયું હોય તેમ તે હૃદયમાં હર્ષ પામી ચિન્તવવા લાગ્યો કે 'અહો! મારાં ધન ભાગ્ય છે, કે ત્રણ ભુવનના સ્વામીનાં હું દર્શન પામ્યો. મારાં સર્વ અશુભ કર્મનો ઉચ્છેદ થઇ ખરેખર પુન્યનોજ ઉદય થયો છે. હવે આ પ્રભુની મૂર્ત્તિ પવિત્ર સ્થળ જોઈને સ્થાપન કરૂં.' આ પ્રમાણે વિચાર કરી પવિત્ર સ્થળ જોઈ નદીના તટ ઉપર ઘાસની પર્ણકૂટી તેણે બનાવી અને તેમાં યુગાદિદેવની પ્રતિમા સ્થાપન કરીને તેણે એવો નિયમ અંગીકાર કર્યો કે 'યાવત્ જીવ પર્યંત જ્યાં સુધી આ પ્રભુની પ્રતિમાનાં દર્શન ન કરૂં ત્યાં સુધી મારે ભોજન ન કરવું.' આવો ઉગ્ર નિયમ ધારણ કરી નિરંતર તે પ્રતિમાની ચંદનવડે અર્ચા કરી સેવા–ભક્તિ કરવા લાગ્યો.

આ પ્રમાણે અનન્ય ભક્તિથી નિશ્ચળ અભિગ્રહયુક્ત પ્રભુના દર્શન અને સેવા કરતાં કેટલાએક દિવસો વ્યતિત થયા. તેવામાં એક દિવસે રાં સર્વત્ર કૃષ્ણ મેઘયુક્ત થઇ, દિશાઓ પણ ઘમઘોર થઇ રહી હતી, વિદ્યુત્‌ના કડાકાથી નભમંડળ ઘોર ગર્જનાથી ગાજતું હતું અને જળવૃષ્ટિ મુશળધારથી પડતી હતી. સર્વત્ર ભૂમંડળપર જળ શિવાય કંઇ પણ દ્રષ્ટિગોચર ન થતાં સમુદ્રવત્ ભાસ થતો હતો. તેવા સમયમાં દેવપાળ ભગવંતની સેવા કરવા જઇ શકયો નહીં; તેથી ભોજન રહિત દિવસો નિર્ગમન કરવા લાગ્યો. આ રીતે સાત અહોરાત્ર પર્યંત મેઘવૃષ્ટિ થઇ, તેથી ભગવંતનાં દર્શન કર્યા વિના તેણે સાત ઉપવાસ કર્યા. આઠમે દિવસે વૃષ્ટિ બંધ થઇ એટલે દેવપાળ ઉછળતા હર્ષયુક્ત થઈ ભગવન્તની અર્ચા માટે ગયો. ત્યાં જઇ અત્યન્ત ભક્તિપૂર્વક સેવા કરી આ રીતે સ્તુતિ કરવા લાગ્યો.

'હે પ્રભુ ! હે ત્રિજગન્નાથ ! હે કરૂણાસમુદ્ર ! મારો અપરાધ ક્ષમા કરશો, કેમકે સાત દિવસ સુધી મંદભાગી એવા મેં આપની સેવાભક્તિ ન કરી. હે ત્રૈલોક્યતારણ ! જેમ અરણ્યમાં માલતીનું પુષ્પ નકામું છે, તેમ મારા તે સાત દિવસો આપની સેવાભક્તિ વિના વ્યર્થ ગયા છે. હે ત્રૈલોક્યવત્સલ! આજે આપનાં પુન્યપવિત્ર દર્શન પામી હું કૃતાર્થ થયો છું. હે વિશ્વેશ !

વધારે શું કહું ? આપના દર્શન વિના મને ભક્તપાનની જરા પણ રૂચિ થતી નથી, તેમજ કોઇ સ્થળે આનંદ પ્રાપ્ત થતો નથી. તો હે કરૂણાનિધિ ! હું આપની પાસે એટલું માગું છું કે ક્લિષ્ટ કર્મોનો નાશ કરનાર આપના દર્શનનો મને નિરંતર લાભ થાઓ.'

આ પ્રમાણેની દેવપાળની અનન્ય ભક્તિ જોઇ યુગાદિપ્રભુની શાસનદેવી ચક્રેશ્વરી પ્રત્યક્ષ થઇ હર્ષ પામીને કહેવા લાગી–' હે દેવપાળ ! હું ભગવન્તની શાસનદેવી ચક્રેશ્વરી છું, તારી ભક્તિથી તારા ઉપર પ્રસન્ન થઇ છું, માટે તું ઇચ્છિત વર માગ. આ લોકનાં કોઇ પણ સુખ માગી લે, તે આપવાને હું સમર્થ છું.'

દેવપાલ કહે 'હે દેવી ! ત્રૈલોકયના સ્વામી ઉપર મારી અનુપમ અને અખંડ ભક્તિ થાઓ, તે સિવાયની વસ્તુપર મારી સ્પૃહા નથી.'

દેવી–' હે પુન્યશાળી ! તે તો છેજ, પણ તે સિવાય કાંઇક વર માગ. દેવનું દર્શન નિષ્ફળ નજ હોય.'

દેવપાલ–' શાસન પ્રભાવિકા ! ભગવન્તની ભક્તિ આગલ ત્રૈલોકયનું સામ્રાજ્ય પણ શું વિસાતમાં છે ? એવો કોણ મૂર્ખશિરોમણિ હોય કે હસ્તીને વેચી રાસભ ખરીદે. હે દેવી ! ભગવન્તની અનન્ય ભક્તિ સિવાય કોઇ પણ પદાર્થની મારે સ્પૃહા નથી.'

દેવી–' મહાભાગ ! તારી આવી નિઃસ્પૃહતાથી અત્યન્ત પ્રસન્ન થઇ વરદાન આપું છું કે, તું થોડા દિવસમાં લક્ષ્મીથી પૂર્ણ એવા આજ નગરના મોટા રાજ્યનો સ્વામી થઈશ.' આ પ્રમાણે વરદાન આપી દેવી અન્તર્ધાન થઈ ગઈ.

ત્યારપછી દેવપાલ ભાવપૂર્વક ઉલ્લસિત હૃદયથી ભગવન્તની ભક્તિ સ્તવના કરી ભગવન્તનુંજ ધ્યાન કરતો થકો ઘરે આવ્યો. શેઠે બહુમાનપૂર્વક પરમાન્ન ( ક્ષીર ) થી તેને પારણું કરાવ્યું. તે સમયે નગર બહાર ઉદ્યાનમાં દમસાર મુનિ નિર્મળ શુકલધ્યાનના પ્રભાવથી ઘાતીકર્મનો ક્ષય કરી લોકાલોકને એકજ સમયે પ્રકાશ કરનાર એવું નિર્મળ કેવલજ્ઞાન

પામ્યા. તેમનો દેવોએ કેવળજ્ઞાનનો મહોત્સવ કર્યો. જેમ મન્દરાચલ પર સૂર્ય શોભે તેમ સુવર્ણકમળપર આરૂઢ થઇ કેવળીભગવન્ત શોભવા લાગ્યા. નગરમાં પુરજનોને ખબર પડતાં સર્વે ભગવન્તને વાંદવા ચાલ્યા. સિંહરથ રાજા પણ પરિવાર સહિત અને પોતાની ઋદ્ધિ સહિત કેવળીભગવંતની પર્ષદામાં આવી પાંચ અભિગમ સાચવી વંદના અને સ્તુતિ કરી પોતાને ઉચિત સ્થાને બેઠો. તે સમયે દમસાર કેવલીભગવન્ત સંસારરૂપ તાપથી સંતપ્ત થયેલા ભવ્ય જનોને અમૃતની વૃષ્ટિ સમાન ધર્મદેશના આપવા લાગ્યા.

" હે ભવ્ય પ્રાણીઓ ! આ સંસાર દુઃખમય, દુઃખનો ભંડાર અને અસાર છે. પ્રાણીઓના દેહ જળના પરપોટાની પેઠે ક્ષણવારમાં ઉત્પન્ન થઇ થઈને વિલય પામે છે. જેઓ અતિશય શ્રમથી અનેક પ્રકારની સંપદાઓ મેળવી બીજાની ઉપર આજ્ઞા વર્તાવે છે, તેઓ પણ જ્યારે નિર્દય યમરાજાનો ભોગ બને છે ત્યારે પૂર્ણ પશ્ચાત્તાપ કરતા હસ્ત પસારી મરણને શરણ થાય છે. તે વખતે મહાન્ શ્રમથી મેળવેલી સંપદાનો કોઇ અન્યજ ભોકતા થાય છે; અને તે મેળવતાં કરેલા કિલષ્ટ કર્મનો ભોગવનારો તો પોતે જ બને છે. વળી સંસારનાં સર્વે સગાં સંબંધીઓનો સ્નેહ પણ કેવળ જૂઠો, પ્રપંચમય અને સ્વાર્થીજ છે. જો માતાનો સ્નેહ સત્ય છે એમ માનીએ તો તે પણ અસત્ય છે, કેમકે જુઓ ચુલ્લણી રાણીએ પોતાના પુત્ર બ્રહ્મદત્તને પોતાના સુખમાં કંટકરૂપ ધારી તેને મારવા શું શું નથી કર્યું ? જો પિતાનો સ્નેહ સત્ય છે એમ માનીએ તો તે પણ પ્રપંચમાત્રજ છે, કેમકે રાજ્યલક્ષ્મીનો લોભી કનકકેતુ પોતાના સર્વ પુત્રોનાં અંગોપાંગનું છેદન કરી રાજ્યને અયોગ્ય કરી નાખતો હતો. જો પુત્રનો સ્નેહ સત્ય છે એમ માનવામાં આવે તો તે પણ ભ્રમમાત્ર જ છે; કેમકે કોણિકે પોતાના પિતા શ્રેણિકને કાષ્ટપંજરમાં પૂરી શું શું વ્યથા નથી કરી ? આ રીતે સંસારનાં સર્વ સગાં અને સ્વજનોનો સ્નેહ ઉપાધિરૂપ અને દુઃખનું કારણ જાણી હે ભવ્ય જનો ! તમે ધર્મને વિષે ચિત્ત સ્થિર કરો. દશ દૃષ્ટાન્તે દુર્લભ એવો મનુષ્ય જન્મ, આર્યક્ષેત્ર, ઉત્તમ કુળ, દીર્ઘ આયુ અને જિનભાષિત ધર્મ પામી નરભવાયુ પ્રમાદથી કેમ વ્યર્થ ગુમાવો છો? પ્રાણીઓનું અર્ધ આયુ નિદ્રામાં જાય છે, તેમાંથીએ અર્ધ બાળ અને યુવાવસ્થામાં જાય છે; છેવટે રહેલું આયુ જરાવસ્થામાં પૂર્ણ

થાય છે. આ રીતે મ ાન્ પુન્યયોગથી પ્રાપ્ત થયેલું મનુષ્યાયુ પ્રાણીઓ મોહવશ થઇ અક્લ ગુમાવે છે. પછી મૃત્યુ પામી જ્યારે નરકના દુઃસહ દુઃખોની વેદના સહન કરવી પડે છે ત્યારે અત્યન્ત પશ્ચાત્તાપ કરી રૂદન કરે છે ને આખરે અનન્ત સંસારચક્રમાં ભ્રમણ કરે છે. માટે હે ભવ્ય ના ! સંસારનું આવું સ્વરૂપ જાણી તમે મોક્ષલક્ષ્મીને આપનાર એવા ધર્મને વિષે ચિત્ત જોડો."

કેવળી ગવન્તની આ પ્રમાણે દેશના સાંભળી સિંહરથ નૃપતિ બોધ પામી પૂછવા લાગ્યો–' હે ભગવન્ ! હવે મારૂ આયુષ્ય કેટલું અવશેષ છે ?'

કેવળી—' નૃપતિ ! હવે તારૂં આયુષ્ય માત્ર ત્રણ અહોરાત્રિનું જ બાકી છે.'

કેવળીભગવન્તનું આવું વચન સાંભળી નૃપતિ ચમકયો, અને દયમાં અત્યન્ત ખિન્ન થઇ પશ્ચાતાપ કરવા લાગ્યો. ' અરેરે ! મેં રાજલક્ષ્મી અને ઐશ્વર્યમાં ન્મત્ત થઇ, પચેન્દ્રિયના વિષય અને કષાયમાં રકત થઇ જરાપણ સુકૃત ન કર્યું, દુષ્કર તપસ્યા પણ ન આચરી, અને સર્વ આયુ એળે ગુમાવ્યું. હવે શું થાય ? આગ લાગ્યા પછી કુવો ખોદવો એ શું કામમાં આવે ?' આ રીતે રાજા પશ્ચાત્તાપ કરતો હતો, ત્યારે કેવલી ગવન્ત બોલ્યા– ' હે નરેશ ! ખાલી પશ્ચાત્તાપ કરે શું વળવાનું છે? હજી ત્રણ દિવસ છે તે પણ ઘણા છે. કરોડ વર્ષ પર્યંત તપસ્યા કરી જે પુન્ય ઉપાર્જન થાય છે, તેટલું પુન્ય એક અન્તર્મુહૂર્તમાં પંચમહાવ્રતધારી મુનિને થાય છે, તો હાલ દેશથી સમ્યક્ત્વયુકત શ્રાવકનાં દ્વાદશવ્રત અંગીકાર કરો. સમકિતયુકત કરેલું થોડું પણ તપ આઠ કર્મની નિર્જરા કરનાર થાય છે.'

આ પ્રમાણે કેવળીભગવન્તની વાણી શ્રવણ કરી સંવેગપૂર્ણ હૃદયથી દ્વાદશવ્રત અંગીકાર કરી નૃપતિ રાજમહેલમાં આવી વિચારવા લાગ્યો કે ' હવે આયુષ્ય અલ્પ હોવાથી આ રાજ્યધુરા તેમજ પુત્રી મનોરમા કોને અર્પણ કરૂં ?' આવા વિચારમાં બેઠો છે, તેવામાં રાજ્યાધિષ્ઠાયિકા દેવી પ્રત્યક્ષ થઇ આકાશમાં રહી કહેવા લાગી કે ' હે રાજન્ ! પંચદિવ્ય પ્રગટ કરીને તે પચદિવ્ય જેને પુષ્પમાળા પહેરાવે તેને તારી રાજ્યસંપત્તિ અને પુત્રી મનોરમા અર્પણ કરીને તારૂં આત્મહિત સાધી લે.' આટલું કહી દેવી

અંતર્ધાન થઇ ગઈ. પછી રાજા અને મંત્રી વિગેરે રાજમંડળે મળી પંચદિવ્ય પ્રગટ કરી નગરમાં ફેરવ્યાં. તેમાં જિનપૂજાના પ્રભાવથી દેવપાલના મસ્તક ઉપર પંચદિવ્યે પુષ્પમાળા આરોપણ કરી. રાજાએ મહોત્સવપૂર્વક મનોરમાને દેવપાલ સાથે પરણાવી, સર્વ રાજ્ય તેને અર્પણ કર્યું અને પોતે કેવળી પાસે મહોત્સવપૂર્વક ચારિત્ર અંગીકાર કર્યું. બે દિવસ સુધી નિરતિચાર સંયમ પાળી પહેલા સૌધર્મ દેવલોકમાં તે દેવપણે ઉત્પન્ન થયો.

'અહો ! બે દિવસ માત્ર ચારિત્ર પાળવાથી સિંહરથ રાજા અનુપમ એવા દેવ સબંધી સુખનો ભોક્તા થયો. તો જો દીર્ઘ કાળ પર્યંત સમ્યક્ પ્રકારે નિરતિચાર ચારિત્ર પાળ્યું હોય તો શું પ્રાપ્ત ન થાય ? જો એક દિવસ પણ મોહ રહિત, સમભાવપૂર્વક નિરતિચાર ચારિત્ર પાળ્યું હોય તો કદાચ મોક્ષ ન થાય, પરન્તુ દેવલોકનાં સુખ તો અવશ્ય પામે જ. જે માટે કહ્યું છે કે—

प्रतिहन्तित्त्रणार्द्धेन, ाम्यमा ब्य कर्म तत् ॥
य हन्यान्नरस्तीव्रतप । न्मकोटिभिः ॥ १ ॥

અર્થઃ—'જે કર્મને કરોડો જન્મપર્યંત કરેલા તપથી પુરૂષ મટાડી શકતો નથી, તે કર્મને માત્ર મનના સામ્યનું આલંબન કરીને અર્ધા ક્ષણની અંદર મટાડે છે.'

હવે દેવપાલ રાજા થયો, પરંતુ અમાત્ય વિગેરે કોઈ પણ તેની આજ્ઞા માનતા નહોતા. આથી દેવપાલ વિચારવા લાગ્યો કે 'જો મંત્રી વિગેરે નવા સ્થાપન કરૂં છું, તો વિના કારણે તેઓ શત્રુ થવાના. હવે કરવું કેમ ? મારા પૂર્વના શેઠને બોલાવી તેમની સલાહ પ્રમાણે કરૂં.' આવો વિચાર કરી પ્રતિહારને મોકલી શેઠને તેડાવ્યા. તે પણ અભિમાનવશાત્ આવ્યા નહિ. ત્યારે દેવપાલ નરિંદ ચિન્તાતુર થઇ સરિતાના તટ ઉપર જ્યાં યુગાદિદેવની પર્ણકુટી હતી ત્યાં જઇ પરમાત્માના ભાવપૂર્વક દર્શન કરી આ રીતે સ્તુતિ કરવા લાગ્યો—'હે પ્રભુ ! હે જગન્નાથ ! હે કૃપારસના સિન્ધુ ! આપ જયવન્તા વર્તો. હે દીનેશ ! આપે મને રાજ્ય આપ્યું, પરન્તુ જેમ ઘૃત વિનાનું ભોજન નકામું છે, તેમ ઐશ્વર્ય અને પ્રતાપ વિનાનું રાજ્ય ભોગવવું તે પણ નકામું જ છે; માટે હે પ્રભો ! જો રાજ્ય આપ્યું, તો તે સાથે દશે દિશામાં

મારી કીર્તિ અને પ્રતાપ વ્યાપે અને સર્વ કોઇ મારી આ ાનુ ારે વર્તે એમ કરો. નહિ તો જેમ હોળીનો રાજા કેવળ હાસ્યને માટે જ , તેમ હું પણ પ્રતાપવિનાનો તેવો જ ગણાઇશ.'

આ પ્રમાણે દેવપાલની સ્તુતિ શ્રવણ કરી ચક્રેશ્વરી દેવી પ્રત્ય થઇ કહેવા લાગી—'હે વત્સ ! તું જરાપણ દયમાં ખેદ ન ધર. હું ક ં તે પ્રમાણે કર, જેથી સર્વ નો તારી આજ્ઞાને તાબે થશે. એક મૃત્તિકાનો મોટો હસ્તી બનાવી તેપર તું સ્વારી કરજે, એટલે દેવપ્રભાવ ી તે હસ્તી સ - વન થઇ સર્વત્ર ફરશે. આવું જોઇ સર્વ જનો તારી આ ા માન્ય કરી, અભિમાન ત ને નમસ્કાર કરશે; પરન્તુ રાજ્યલક્ષ્મીથી ન્મત્ત થઇ કામધેનુ સમાન ઇચ્છિત ફળ આપનાર ગવન્તની વા તજીશ નહિ.' આ પ્રમાણે કહી દેવી અદ્રશ્ય થઇ ગઈ.

દેવપાલ નૃપતિએ ભગવન્તની હર્ષપૂર્વક પુનઃ સ્તુતિ કરી રાજ્યમહેલમાં આવી કું કારને બોલાવી સુંદર આકારવાળો ઐરાવત હસ્તી માન માટીનો હસ્તી તૈયાર કરાવ્યો. તેની પર અંબાડી માંડી જેવો રાજા આરૂઢ થયો કે તરત જ દેવપ્રભાવથી તે મૃત્તિકાનો હસ્તી મેઘસમાન ગર્જના કરતો પૂરબહાર ભગવન્તના દર્શન માટે ચાલ્યો. આવો વિસ્મયકારી દેખાવ જોઈ સર્વ કોઇ આશ્ચર્ય પામી મનમાં ધ્રૂજવા લાગ્યા. 'ખરેખર આને કોઈ દેવજ સહાય છે, કોઇ સામાન્યજનનું આ કાર્ય નથી. જેને દેવ સહાય છે તે ઇચ્છિત કાર્ય કરી શકે છે. તે જો તુષ્ટમાન થાય તો મહાન્ સંપત્તિવાળા કરે અને રૂષ્ટમાન થાય તો સર્વ લક્ષ્મી લુંટી લઇ હાથપગમાં બેડીઓ નાખી કારાગૃહમાં પૂરે, માટે આપણે આપણા અભ્યુદયાર્થે તેની આજ્ઞા માન્ય કરી તેને પ્રસન્ન રાખવો જોઇએ.' આ પ્રમાણે વિચારી સર્વ સામન્તો અને પૂરજનો દેવપાલ રાજાની પાસે આવી બે હાથ જોડી પ્રણામ કરી કહેવા લાગ્યા—'હે કૃપાનાથ ! હે પૃથ્વીપતિ ! અમારો અપરાધ સર્વ ક્ષમા કરશો. અમો અજ્ઞાનીઓએ આપનો પ્રતાપ જાણ્યા વિના આપની અવજ્ઞા કરી તે ખરેખર અમારી મૂર્ખતાજ છે. હે કૃપાળુ ! વિશેષ શું કહીએ ? આપ તો સમુદ્ર સમાન ગંભીર છો, તેથી અમો અજ્ઞાની ઉપર પ્રસન્ન થઇ અમારા અપરાધ ક્ષમા કરશો, અમે સર્વ આપની આજ્ઞા મુજબ વર્તવા તૈયાર છીએ. હુકમ હોય તે કર-

માવશો.' આ રીતે સર્વ જનો તાબે થયા જાણી દેવપાલે પોતાના પરમોપગારી જિનદત્ત શેઠને બહુમાનપૂર્વક તેડાવી અતિશય સન્માનપૂર્વક મહામાત્યની પદવી આપી. 'અહો ! જગતમાં તેજ પુરૂષને ધન્ય છે કે જે કરેલા ઉપકારને ભૂલતા નથી.' બીજા સર્વ સામન્તવર્ગને પોતપોતાના હોદ્દાપર કાયમ રાખી રાજ્યનો સર્વ કાર્યભાર મંત્રીના શીરે મૂકી નિશ્ચિંતપણે રાજ્ય સુખે ભોગવતો થકો, હર્ષપૂર્વક ભગવંતની ભક્તિમાં દિવસો નિર્ગમન કરતો રહેવા લાગ્યો.

આ રીતે કેટલાએક દિવસો વીત્યાબાદ નગર બહારના ઉદ્યાનમાં અનેક ગામ, નગરમાં વિહાર કરતા, ઘણા મુનિઓના પરિવાર સહિત, સુરાસુરે સેવિત કેવળી ભગવન્ શ્રી દમસાર મુનિ આવીને સમવસર્યા. રાજાને ખબર થતાં મંત્રી, સામંત અને રાણી સહિત અત્યન્ત હર્ષપૂર્વક વાંદવા આવ્યો. ત્રણ પ્રદક્ષિણા દઈ, પાંચ અભિગમ સાચવતો ગુરૂ સન્મુખ ઉચિત આસને બેઠો. સુવર્ણકમળપર બિરાજમાન થઇ ગુરૂમહારાજે ભવભ્રમણરૂપ વ્યાધિથી પીડાતા પ્રાણીઓને અમૃતની ધારા સમાન કલ્યાણકારી દેશના આપવા માંડી.

"હે ભવ્યજનો ! સમુદ્ર જેમ જળનો આધાર છે તેમ ત્રિભુવન-જન્તુના કલ્યાણ માટે શ્રીજિનેશ્વરોએ પ્રરૂપિત ધર્મજ આધાર રૂપ છે. જેથી ચિન્તામણિ રત્ન, કામધેનુ અને કલ્પવૃક્ષ પોતાને વશ થાય છે, અને અનન્ત અવ્યાબાધ એવું મોક્ષસુખ પણ સુલભ થાય છે, એવા ધર્મને વિષે જ હે ભવ્યપ્રાણીઓ ! તમે આદર કરો. તે ધર્મ બે પ્રકારે કહ્યો છે. એક શ્રમણ ધર્મ અને બીજો શ્રાવક ધર્મ. શ્રાવક ધર્મ સમ્યકત્વ મૂળ દ્વાદશ વ્રત સહિત છે. તેમાં શ્રી જિનેશ્વરની ઉલ્લાસપૂર્વક ભક્તિ કરવી તે સમકિતને નિર્મળ કરવાનું કારણ છે. તે જિનપૂજા દ્રવ્યથી અને ભાવથી એમ બે ભેદે છે. શ્રી જિનેશ્વરની આજ્ઞાનું આરાધન કરવું—અષ્ટ પ્રકારી વિગેરે પૂજા કરવી તે પ્રથમ દ્રવ્યપૂજા છે અને તેમના સ્તુતિ સ્તવનાદિ ગુણગાન કરવા તે ભાવપૂજા છે. દ્રવ્યપૂજાથી ઉત્કૃષ્ટ દેવલોકનાં સુખ પ્રાપ્ત થાય છે, અને ભાવપૂજાથી અનન્ત સુખમય એવી મોક્ષલક્ષ્મી પ્રાપ્ત થાય છે. જે માટે કહ્યું છે કે—

ेसं दव्वथ्थयं, ाराहिय जाइ च्चुयं जाव ॥
भावथ्थये पावइ, न्त त्तेण निव्वाणं ॥ १ ॥

रि स्स य, जत्तिय मि तु रं होइ ॥
दव्वथ्थयं भा थ्थयं, रमिह तत्तियं णेयं ॥ २ ॥

અર્થ—‘ દ્રવ્ય સ્તવનું આરાધન કરનાર ઉત્કૃષ્ટ બારમા અચ્યુત દેવલોક સુધી જાય છે અને ભાવસ્તવવડે તો અંતર્મુહૂર્ત્તમાં નિર્વાણ સુખ પામે છે.’

‘ મેરૂ ને સરસવમાં જેટલું આંતરૂં છે તેટલું આંતરૂં દ્રવ્યસ્તવ ને ભાવ સ્તવમાં જાણવું.’

વળી જિનેશ્વરની પૂજા ભકિત ત્રણ પ્રકારે પણ કહી છે, તે આ રીતે. એક સાત્વિકી, બીજી રાજસી, અને ત્રીજી તામસી. વીતરાગ પ્રભુના ગુણને વિષે અત્યન્ત રકત, દુઃસહ ઉપસર્ગો થયે છતે પણ નિશ્ચળ ભાવયુકત રહે, તથા જિનચૈત્યાદિ સંબંધી કાર્યમાં જોઇએ તેટલું દ્રવ્ય આપી, મહામહોત્સવપૂર્વક યથાશકિત નિરંતર નિઃસ્પૃહતાથી ભકિત કરે તે પ્રથમ સાત્વિકી કિત જાણવી. આથી ઉભયલોકમાં ઉત્તમ સુખની પ્રાપ્તિ થાય છે.

ઇહલૌકિક સુખની પ્રાપ્તિને અર્થે અથવા જનરંજનાર્થે કે પોતાની આજીવિકાર્થે જિનેશ્વરની ભક્તિ કરવી તે રાજસી ભકિત જાણવી.

શત્રુના વિનાશાર્થે, આપત્તિ ટાળવા નિમિત્તે, અને ચિત્તમાં અહંકાર અથવા મત્સર ધારણ કરીને ભગવન્તની ભકિત કરવી તે તામસી ભક્તિ જાણવી. રાજસી અને તામસી ભક્તિ તો સર્વ કોઈ સહેલાઇથી કરી શકે છે, પરન્તુ સાત્વિકી ભકિત તો કોઇ મહાભાગી પુન્યશાળી જ કરે છે; કેમકે સાત્વિકી ભક્તિ સર્વોત્કૃષ્ટ છે, રાજસી મધ્યમ છે અને તામસી જઘન્ય છે. તેથી પંડિત જનો તે બે પ્રકારની ભક્તિ ન કરતાં સર્વોત્તમ એવી સાત્વિકીને વિષેજ આદર કરે છે.

વળી પાંચ ભેદે પણ જિનેશ્વરની ભકિત કહી છે. ૧ પુષ્પાદિકથી અર્ચા કરવી, ૨ જિનદ્રવ્યની વૃદ્ધિ કરવી, ૩ યાત્રા કરવી, ૪ મહોત્સવ કરવા, અને ૫ વિતરાગની આજ્ઞાનું પાલન કરવું. તથા અન્ય બે પ્રકારે પણ ભકિત થાય છે. એક આભોગથી અને બીજી અનાભોગથી. જે જિનેશ્વરના ગુણને મ્યક્ પ્રકારે જાણી તેનું યથાર્થ વર્ણન કરી વિધિપૂર્વક ભગવન્તની પૂજા

કરવી તે આભોગથી દ્રવ્યસ્તવ ભકિત જાણવી. આથી અનુક્રમે ચારિત્રનો લાભ થાય છે અને તેથી સંસારસિન્ધુમાં ભ્રમણ કરાવનાર અષ્ટકર્મનો નાશ થઇ અનન્ત અવ્યાબાધ એવા મોક્ષની પ્રાપ્તિ થાય છે.

જિનેશ્વરના ગુણોથી અને પૂજાવિધિથી અજ્ઞાત, પરંતુ શુભ પરિણામપૂર્વક વીતરાગની ભકિત કરવી તે અનાભોગ દ્રવ્યસ્તવ ભકિત સમજવી.

આ રીતે જિનગુણથી અજ્ઞાત હોય પરન્તુ જિનબિંબ દેખી જેના હૃદયમાં અત્યંત ઉલ્લાસ ઉદ્દ્ભવે છે તે ભવ્યજનના અશુભ કર્મનો ઉચ્છેદ થઈ ભવિષ્યમાં ભદ્રકારી એવા બોધિ (સમકિત) ની તેને પ્રાપ્તિ થાય છે; અને જે જિનેશ્વરને દેખી દ્વેષ ધરે છે તે પ્રાણી સંસારમાં અતિશય નિબિડ કર્મબન્ધ કરે છે. જેમ મરણ સમયે કોઇ રોગી જનને અપથ્યાહારની ઇચ્છા થાય છે તે તેના અશિવનું સૂચન કરે છે, તેમ કલ્યાણકારી એવા જિનબિંબને દેખીને જે પ્રાણી અશુભ ભાવ ધારણ કરે છે, તે તેના અનંત સંસારભ્રમણનું જ સૂચન કરે . તેથી પોતાનુ ભદ્ર ઈચ્છનાર પુરૂષે જરા પણ જિન કે જિનબિંબપર પ્રદ્વેષ કરવો નહીં.

હવે આઠ દૃષ્ટિનું સ્વરૂપ કહું છું તે સાંભળો—

૧ મિત્રા દૃષ્ટિવાળાને તૃણના અગ્નિસમાન બહુ અલ્પબોધ હોય છે. અહિંસાદિ પાંચ યમની પ્રાપ્તિ, શુભ કાર્યમાં ખેદરહિત પ્રવૃત્તિ, ભાવાચાર્યની સેવા વિગેરે ક્રિયાવાળો હોય છે અને મિથ્યાત્વની સ્થિતિ તથા રસ મંદ હોય છે.

૨ મિત્રા કરતાં તારા દ્રષ્ટિવાળાને મિથ્યાત્વ વધારે મંદ હોય છે, તેથી તેનો બોધ છાણાના અગ્નિની પેઠે ધીરે ધીરે વધતો જાય છે. તે શૌચ, સંતોષ, તપ, ઇશ્વરપ્રણિધાન, અષ્ટાંગયોગની કથામાં પ્રીતિ અને ગુણીજનનો વિનય વિગેરે ક્રિયા કરનાર હોય છે.

૩ બલા દૃષ્ટિવાલાને તારા દ્રષ્ટિ કરતાં મિથ્યાત્વની વિશેષે મંદતા હોય છે, તેથી તેનો બોધ કાષ્ટની અગ્નિસમાન હોય છે. તે તત્ત્વશ્રવણ કરવામાં અત્યંત પ્રીતિયુકત, ચપળ પરિણામ રહિત હોય છે અને પર્યંકાસનાદિવડે યોગની સર્વ ક્રિયા કરે છે.

૪ દીપ્તા દ્રષ્ટિવાળાને મિથ્યાત્વ મંદતમ હોય છે. તેને સૂક્ષ્મ બોધ હોતો નથી. પરન્તુ તે સંસારપર વિરક્તતા, ભવાભિનંદીપણાનો ત્યાગ તથા ગુરૂભક્તિ કરનારો, પાપપ્રવૃત્તિથી નિવૃત્તિ પામનારો અને નય, નિક્ષેપ, પ્રમાણ તથા સપ્તભંગીપૂર્વક પદાર્થોને જાણનારો હોય છે, તેને યથાપ્રવૃત્તિ કરણાદિ કરણ વિના સમ્યક્ત્વની પ્રાપ્તિ હોતી નથી. તેનો બોધ પ્રદીપની પ્રભા સમાન હોય છે.

૫ થિરા દ્રષ્ટિવાળાને સમ્યગ્દર્શન નિત્ય હોય છે. તેને બોધ રત્નની પ્રભા સમાન હોય છે. તે ભ્રાન્તિ રહિત સૂક્ષ્મ બોધયુક્ત, પંચેન્દ્રિયના વિષયમાં અનાસક્ત હોય છે અને સંસારના સર્વ ભાવોને ઉપાધિરૂપ ગણી તત્ત્વજ્ઞાનનેજ સાર રૂપ ગણે છે. વળી સમ્યક્ત્વમાં સ્થિર ચિત્તવાળો, રોગરહિત, લઘુનીતિ વડીનીતિ અલ્પ, મધુર કંઠવાળો, સુંદર આકારવંત, અનિષ્ઠુર તેમજ ધર્મધ્યાનને પુષ્ટ કરવા મૈત્રીઆદિ ભાવનાયુક્ત હોય છે.

૬ કાન્તા દ્દષ્ટિવાળા પ્રાણીનો બોધ તારાના પ્રકાશ સમાન હોય છે, એટલે જેમ તારાનો કોઇપણ વખતે અભાવ નથી, તેમ તે દ્દષ્ટિવાળાને જ્ઞાનનો અભાવ નજ હોય. તે નિરંતર તત્ત્વજ્ઞાનની વિચારણા યુક્ત, સંસારમાં રહ્યો છતો પણ તેનાપર આસક્તિ રહિત, અર્હંતપ્રણિત ધર્મને વિષે નિબિડ રાગવાળો અને આત્મબોધ થયેલ હોવાથી સંસારથી ભયભીત થતો રહે છે.

૭ પ્રભા દૃષ્ટિવાળા પ્રાણીનો બોધ સૂર્યની પ્રભા સમાન હોય છે. જેમ સૂર્યના પ્રકાશથી અંધકારનો નાશ થાય છે તેમ આ દ્દષ્ટિવાળાને અજ્ઞાનરૂપ અંધકાર નષ્ટ થાય છે. તે વિશેષે કરીને ધ્યાનમાંજ પ્રવૃત્ત હોય છે અને બાહ્ય તથા અભ્યન્તર રોગ રહિત પ્રવરધ્યાનથી ઉત્પન્ન પરમાનન્દ સુખને અનુભવનાર હોય છે.

૮ પરા દ્દષ્ટિવાળાનો બોધ ચંદ્રના નિર્મળ શાન્ત પ્રકાશ સમાન હોય છે. નિરતિચાર પદમાં પ્રવર્તમાન, આત્મવીર્યોલ્લાસે શ્રેણ્યારૂઢ, દરેક ક્રિયા આત્મગુણને પુષ્ટ કરનાર હોય તેજ કરે છે; અને અનુક્રમે અપૂર્વકરણાદિ ગુણસ્થાન પામી પ્રાન્તે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી અનેક ભવ્ય જીવોને ઉપકાર કરે છે.

પ્રથમ કહ્યા પ્રમાણે જિનેશ્વરની ભક્તિ કરતાં ઉત્કૃષ્ટથી અર્ધ પુદ્ગલપરાવર્તન સંસાર અવશેષ રહે છે, અને જઘન્યથી તો તેજ ભવમાં પરમાનંદમય મોક્ષસ્થાનકને તે પામે છે."

આ પ્રમાણે કેવળીભગવન્તની દેશના શ્રવણ કરીને દેવપાળ શ્રાદ્ધ-વ્રત અંગીકાર કરી પોતાને આવાસે આવ્યો. ત્યારપછી ઘણા ઉત્સાહપૂર્વક એક અતિશય મનોહર, દેવભુવનથી પણ અધિક શોભાયમાન, જેનો ધ્વજાદંડ અને કલશ ઘણાંજ ઉર્ધ્વભાગમાં રહી શોભી રહ્યાં છે એવું જિનમંદિર તેણે તૈયાર કરાવ્યું. તેમાં સુરધેનુ અને કલ્પતરૂ કરતાં પણ અધિક સૌખ્યદાતા એવા સુવર્ણમય જિનબિંબની સ્થાપના કરી. અતિ મહોત્સવપૂર્વક કેવળીએ તેની પ્રતિષ્ટા કરી. બીજા પણ અનેક સ્થળે કૈલાસ સમાન દેદીપ્યમાન ચૈત્યો કરાવી પુષ્કળ દ્રવ્યનો વ્યય કરી, મન વચન અને કાયાથી વિધિયુકત પ્રથમ-પદનુ આરાધન નિર્મળ ભાવથી તે કરવા લાગ્યો. રત્ન અને માણિકયના બહુ મૂલ્યવાળા આભરણો કરાવી, વિવિધ ભક્તિથી સ્નાત્રોત્સવ કરી પોતાનો જન્મ તે સફળ કરવા લાગ્યો. વળી સ્વધર્મી જનોની બહુમાનપૂર્વક ભકિત કરી, અનેક તીર્થની યાત્રાઓ કરી, ગુણવંત સાધુમુનિરાજોને એષણીય ભક્ત-પાનનું દાન કરતો, જિનદ્રવ્યની વૃદ્ધિ કરતો, નિરંતર જિનાજ્ઞાનું પાલન કરવા લાગ્યો. રાજકાર્ય છોડી અત્યન્ત ભક્તિપૂર્વક પ્રથમ સ્થાનકનું આરાધન કરતાં ઉત્કૃષ્ટ પુન્યોપાર્જન કરવાવડે ત્રૈલોકયવંદ્ય એવા તીર્થંકર નામકર્મનો તેણે બંધ કર્યો.

એક દિવસે નૃપતિ દેવપાલ અને રાણી મનોરમા નગર બહાર ક્રીડા કરતાં ચાલ્યાં જતાં હતાં, તેવામાં મનોરમાએ દૂરથી એક પુરૂષને મસ્તકપર કાષ્ટનો ભારો લઇને આવતો જોયો. તેને જોતાંજ રાણી એકદમ મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી. તરતજ રાજાએ સમયસૂચકતા વાપરી શીતોપચારથી સાવધ કરી પૂછ્યું—‘ રાણી ! આમ અચાનક તમને શું થયું ? ’

રાણી—“ નાથ ! પેલા કઠીઆરાને જોઈ મને જાતિસ્મરણ જ્ઞાન થયું, તેથી હું મૂર્છા પામી. સ્વામી ! ક્રૂર કર્મની લીલારૂપ મ્હારો અને તેનો પૂર્વ ભવ આપ શ્રવણ કરો. પૂર્વભવમાં તે અને હું સ્ત્રી પુરૂષ હતાં. અમારી સ્થિતિ અત્યન્ત કરૂણાજનક અને દરિદ્ર હતી, તેથી અમો અરણ્યમાંથી કાષ્ટ લાવી તેને વેચી અમારો નિર્વાહ કરતાં. એકદા અરણ્યમાં કાષ્ટ લેવા માટે અમો બંને જતાં હતાં તેવામાં ગિરિનદીના તટે કલ્યાણકારી એવા જિનબિં-બને મેં જોયું. ત્યાં જઈ પવિત્ર જળથી સ્નાન કરાવી, હસ્તમાં પુષ્પ ધરી અત્યંત હર્ષપૂર્વક ભાવથી પ્રભુની ભકિત કરીને મેં પાપકર્મનો નાશ કર્યો.

ત્યારપછી મેં મારા પતિને કહ્યું–' નાથ ! અનેક ભવનાં ક્લિષ્ટ કર્મોનો ધ્વંસ કરવાના હેતુરૂપ ત્રિલોકના અધિપતિ એવા જિનેશ્વરની આ પ્રતિમા છે, તેમને ભાવથી પ્રણામ કરી માનવજન્મ સફળ કરી પુન્યફળ પાર્જન કરો, અને પાપ કર્મમળ દૂર કરો. ' આ પ્રમાણેનું મારૂં હિતકારી વચન તે અભવ્યના કર્ણગોચર થતાં તે ક્રોધાગ્નિથી પ્રજ્વળિત થયો થકો ત્રિલોકના નાથના બિંબની નિર્ભર્ત્સના કરતો પાપકર્મના ચરહિત કહેવા લાગ્યો–'અરે ! અભાગિણી ! તુંજ એ પાષાણના પુતળાંને નમી તારૂં કલ્યાણ કર. ' આ પ્રમાણે વજ્રના પ્રહાર સમાન વાક્ય કહી તે ચાલતો થયો. વિના-મૂલ્યે પ્રાપ્ત થાય એવા જિનેશ્વરના ધર્મને વિષે જો પૂર્વપુન્યનો ઉદય હો તો શ્રદ્ધા થાય છે. ત્યારપછી અનુક્રમે હું મૃત્યુ પામી પૂર્વ સુકૃતોદયથી આપ મહાન્ ઐશ્વર્યવાન નૃપતિની પત્ની થઇ છું; અને તે બિચારો પુનઃ પણ એવી જ દરિદ્રતામાં જન્મ પામી કાષ્ટ લાવી ઉદરનિર્વાહ કરે છે. ખરે ! કરેલા કર્મનું ફળ ભોગવ્યા વિના કદાપિ પણ છુટકો થતો નથી. ”

આ પ્રમાણે રાણીના મુખથી વાત શ્રવણ કરી વિસ્મય પામી પેલા કઠીઆરાને બોલાવી તેનો પૂર્વભવ કહી સંભળાવ્યો, અને કહ્યું કે ' ભાઈ ! તેં પૂર્વ ભવમાં સુપાત્રે દાન પણ નથી દીધું, જિનેશ્વરની ભક્તિ ભાવ-પૂર્વક નથી કરી, તેથી આ જન્મમાં પણ તું દુઃખી અને દરિદ્રી થયો છે. હવે જો સુખની ઈચ્છા કરતો હોય તો શ્રી જિનેશ્વરની ભક્તિ કર અને તેમના પ્રરૂપેલા ધર્મનું આરાધન કર કે જેથી ઈહલોક અને પરલોકનાં ઉત્તમ સુખ તને પ્રાપ્ત થાય.' પરંતુ અભવ્યને કદાપિ પણ ધર્મની શ્રદ્ધા નજ થાય. નૃપતિએ ઘણુંએ કહ્યું, પરંતુ પાષાણ જેવા હૃદયવાળા તે કઠીઆરાને નૃપતિનાં વચન પર જરાએ શ્રદ્ધા ન થઇ, તેથી રાજાએ તેને ધર્મરત્નને અયોગ્ય જાણી રજા આપી, પોતે સંવેગપૂર્ણ હૃદયથી રાણી સહિત રાજ્યભુવનમાં આવ્યો.

આ પ્રમાણે કેટલાએક દિવસો નિર્ગમન થતા મનોરમા રાણીથી દેવસેન નામે પરાક્રમી પુત્ર પ્રાપ્ત થયો. તે યૌવન પામ્યો એટલે તેને સુંદર રાજકન્યા સાથે પાણિગ્રહણ કરાવ્યું. ત્યારપછી રાજ્યનો ભાર પુત્રને શિરે સ્થાપન કરી, રાજા અને રાણીએ વૈરાગ્યપૂર્ણ હૃદયથી ચંદ્રપ્રભ ગુરૂની પાસે ાસ-પૂર્વક ચારિત્ર અંગીકાર કર્યું. તે રાજર્ષિ નિરતિચારપણે સંયમ આરાધન કરતાં, દુષ્કર તપશ્ચર્યા કરતાં, અગિયાર અંગ અને નવપૂર્વનું અધ્યયન કરી

નિરંતર સ્વાધ્યાય કરતા થકા કર્મરજને દૂર કરવા લાગ્યા. સંયમારાધન કરતાં છતાં પણ નિરંતર ભાવયુક્ત અરિહંત પદની ભકિત કરતા હતા. એ રીતે ત્રિભુવનમાં રહેલાં સર્વ શાશ્વતા અશાશ્વતા જિનબિંબને ભાવપૂર્વક વંદન કરી, તેમના ગુણોનું કીર્તન કરી તેઓ કર્મમળ દૂર કરવા લાગ્યા. વળી જ્યાં જ્યાં શ્રી જિનેશ્વરનાં કલ્યાણક થયાં હોય ત્યાં ત્યાં યાત્રા કરતાં થકાં હર્ષ-પૂર્વક પ્રથમ પદનું આરાધન કરી અંત સમયે અનશન કરી પ્રાણત કલ્પમાં દેવપણે ઉત્પન્ન થયા. મનોરમા પણ નિરતિચાર સંયમ પાળી દુષ્કર તપશ્ચર્યા કરતાં સ્ત્રીવેદનો ઉચ્છેદ કરી તેજ કલ્પમાં દેવપણે ઉત્પન્ન થઇ અને તેમની સાથે મિત્રપણે રહેવા લાગી. નૃપતિનો જીવ ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર પદવી પ્રાપ્ત કરશે. રાણીનો જીવ પણ ત્યાંથી ચ્યવી તેજ તીર્થંકરના ગણધર થઈ અનંત અવ્યાબાધ શિવસુખને પામશે.

## બીજા પદના આરાધન ઉપર હસ્તિપાલ રાજાની કથા.

આ ભરતક્ષેત્રમાં સાક્ષાત્ ઇન્દ્રપુરી સમાન અને જાણે લક્ષ્મીનું ધામજ હોય એવું સાકેતપુરપાટણ નામે નગર હતું. ત્યાં ઇન્દ્ર સમાન તેજવાળો, જેની ઐશ્વર્યતાનો પાર નથી એવો, તેમજ સૂર્યના કિરણોની પેઠે જેનો સુયશ દશે દિશામાં વિસ્તાર પામ્યો છે એવો હસ્તિપાલ નામે રાજા નિષ્કંટકપણે ન્યાયયુક્ત પ્રજાનું પાલન કરતો સતો રાજ્ય કરતો હતો. તેને બુદ્ધિનો ભંડાર ચૈત્ર નામે મંત્રી હતો. તે મંત્રી એકદા રાજ્યકાર્ય નિમિત્તે રાજાની આજ્ઞાથી ચંપાપુરી નામની નગરીમાં ભીમ રાજા પાસે ગયો. ત્યાં નગરીની શોભા જોતો વીતરાગ પરમાત્મા શ્રી વાસુપૂજ્ય જિનેશ્વરના મંદિરે આવ્યો. ભગવંતની સ્તુતિ વંદના કરી હૃદયમાં ઉલ્લાસ પામી બહાર આવ્યો. ત્યાં મનોહર કામ-દેવ સમાન રૂપવાળા, સાક્ષાત્ ધર્મની મૂર્તિ, જેના દર્શનથી હૃદય ઉલ્લાસ પામે એવા ધર્મઘોષ મુનિને શ્રમણોના સમૂહ સહિત દેખી હૃદયમાં હર્ષ પામી વિનયયુક્ત પ્રણામ કરી તેમની આગળ બેઠો. ગુરૂએ જ્ઞાનોપયોગથી તેની યોગ્યતા જાણી સંસારનો નાશ કરનારી અમૃતમય દેશના આપવા માંડી—

"હે ભવ્ય જન ! આ સંસારરૂપ અટવીમાં ભ્રમણ કરતાં શ્રાંત થયેલા પ્રાણીઓને સુધારસના સરોવર તુલ્ય ધર્મ પૂર્વ પુન્યથી જ પ્રાપ્ત થાય છે. સર્વ જીવની દયા પાળવી એ ઉત્કૃષ્ટ ધર્મ કહ્યો છે. પ્રાણીઓને પોતાના પ્રાણ

સિવાય અન્ય કોઈ અધિક પ્રિય નથી. જેણે એક જીવની રક્ષા કરી તેણે ત્રિભુવનની રક્ષા કરી, અને જેણે એક જીવ હણ્યો તેણે ત્રિ વન હણ ં એમ સમવું. જીવના ચૌદ પ્રકાર છે. તે આ પ્રકારેઃ–સૂક્ષ્મ એકેંદ્રિય, બાદર એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રય, સંજ્ઞી પંચેંદ્રિય અને અસંજ્ઞી પંચેંદ્રિય. એ સાત પર્યાપ્તા અને અપર્યાપ્તા મળી જીવના ચૌદ સ્થાનક થાય છે. એમ શ્રી જિનેશ્વરે કહ્યું છે. એ સર્વની ધર્માત્મા પુરૂષ રક્ષા કરે છે. પોતાના અને પરના આત્મામાં જરા પણ તફાવત માનતા નથી. 'આત્મવત્ સર્વભૂતેષુ' એ રીતે સર્વને પોતાના આત્માની સમાનજ લેખે છે. અન્ય શાસ્ત્રોમાં પણ કહ્યું છે કેઃ—

य जी : ि वस्तत्र, भेदः शिवजी ेः ॥
न हिंस्यात्सर्वभूतानि, ि भक्ति मुत्सुकः ॥ ॥

અર્થઃ—'જ્યાં જીવ છે ત્યાં શિવ છે, શિવ અને જીવમાં દ નથી. તે માટે શિવની ભક્તિ માટે ઉત્સુક થયેલાએ સર્વ જીવોની હિંસા કરવી નાહ.'

એ રીતે જીવોપર દયા પાળવાથી આત્મા નિર્મળ થાય છે, અને અનુક્રમે તે આત્મા જન્મ, જરા વિગેરેના કલેશથી મુક્ત થઈ અનંત જ્ઞાન દર્શન ચારિત્ર અને વીર્યને ધારણ કરનાર, શુદ્ધ ચિદાનંદમય, સર્વદા કર્મ રહિત થઈ લોકના અગ્રે રહેલા સિદ્ધક્ષેત્રમાં યાં સર્વ સિદ્ધભગવંતો રહેલા છે એવા સ્થાનકને પ્રાપ્ત થાય છે. તે સિદ્ધના જીવોનું સુખ કોટી જીહ્વાઓથી પણ વર્ણન થઇ શકે તેમ નથી. સુર અસુર અને મનુષ્ય સંબંધી જે જે ઉત્તમ પ્રકારનાં સુખો છે, તે સર્વને એકઠાં કરીએ તોપણ તે સુખની તુલના થઇ શકે નહિ, અર્થાત્ તે સર્વ સુખો કરતાં મોક્ષનું સુખ અનંતાનંતગુણ અધિક છે. જેણે અમૃત રસનો આસ્વાદ લીધો છે તેને અન્ય રસ કેમ પ્રિય લાગે? અર્થાત્ નજ લાગે, તેમ જેણે મોક્ષનું અતીંદ્રિય સુખ જાણ્યું છે તેને અન્ય દેવ મનુષ્ય સંબંધી પૌદ્ગળિક સુખોની સ્પૃહા કેવી રીતે થાય? સર્વ સિદ્ધાત્માઓ અમૂર્ત હોવાથી પરસ્પર કાંઇ પણ બાધા રહિતપણે મોક્ષસ્થાનમાં રહે છે. સિદ્ધના જીવોની ઉત્કૃષ્ટ અવગાહના ત્રણશેં તેત્રીશ ધનુષ્યથી કંઇક અધિક છે. મધ્યમ અવગાહના ત્રણ હાથમાં કાંઇક ઉણી છે અને જઘન્ય અવગાહના એક હાથ ને અષ્ટાંગુળ પ્રમાણ છે.

જેમ અમૃતના એક બિંદુમાત્રથી તીવ્ર વિષનો વ્યાધિ નાશ પામે છે,

તેમ સિદ્ધભગવન્તના ધ્યાનથી જીવોનાં દુષ્કૃત્યોની પરંપરાનો નાશ થાય છે; અને ત્રણે જગતને પૂજ્ય એવા ઉત્કૃષ્ટ પદની લક્ષ્મી તત્કાળ પામે છે. ”

ઇત્યાદિ ગુરૂની દેશના શ્રવણ કરીને મંત્રીશ્વર બોલ્યો—‘ હે પ્રભો ! સિદ્ધની ભક્તિવડે સંસારનો નાશ કરનાર એવાં શ્રાવકનાં વ્રત મને આપો. ’ ગુરૂએ યોગ્ય જાણી તેને વ્રત ઉચ્ચરાવ્યાં. તે ઉચ્ચરી લઈ ગુરૂને વંદના કરી મંત્રીશ્વર રાજ્ય સંબંધી કાર્ય પૂર્ણ કરી પોતાના નગરમાં આવ્યો. રાજાને પ્રણામ કરી યોગ્ય સ્થાનકે બેઠો, એટલે નૃપતિએ પૂછયું ‘ હે મંત્રી ! તમોએ ચંપાપુરીમાં જે કાંઈ અચરિજ જોયું હોય તે કહો.’

ત્યારે મંત્રીએ કહ્યુ—“ હે નૃપતિ ! તે નગરીમાં પુરજનોના મંદિરો દેવ-ભુવન સમાન અતિશય મનોહર, જોતાં દ્રષ્ટિ તૃપ્તિ પામે નહિ એવાં છે. સ્થળે સ્થળે દાતા અને ભોકતાઓના નિવાસ છે. વળી તે નગરીની મધ્યમાં ત્રણ જગતને આલ્હાદ ઉપજાવે એવો, અદ્ભુત શોભાયમાન શ્રી વાસુપૂજ્ય-સ્વામીનો ત્રૈલોકયસુંદર નામે પ્રાસાદ છે. તે પ્રાસાદમાં સર્વનાં નેત્રને મોહ ઉત્પન્ન કરે એવી દિવ્ય આભરણોથી વિભૂષિત વાસુપૂજ્યસ્વામીની મણિમય પ્રતિમા છે. મેં મારા પુન્યોદયથી તે જિનેશ્વરની પ્રતિમાનાં દર્શન કરી મારાં નેત્ર સફળ કર્યાં. ભાવસહિત ભક્તિવડે નમસ્કાર કરી પાછો વળ્યો ત્યાં શ્રી ધર્મઘોષ મુનિરાજ મળ્યા. તેમના ચરણકમળને નમસ્કાર કરી હું બેઠો. ગુરૂએ ઉપકારમય દષ્ટિથી સિદ્ધનુ સ્વરૂપ કહી બતાવ્યું. મેં પણ તેજ પ્રમાણે અંગીકાર કર્યું. ’ આ પ્રમાણે મંત્રીના મુખથી વાત સાંભળી રાજા હર્ષથી હૃદયમાં વિચારવા લાગ્યો કે—‘ અહો ! તે પરમ ઉપકારી મુનિરાજ ક્યારે અહીં પધારે કે તેમનાં દર્શન કરી હું મનના મનોરથ પૂર્ણ કરૂં. ’ એવામાં ધર્મઘોષ મુનીશ્વર ઘણા સાધુઓના પરિવાર સહિત ઉપવનમાં આવી સમવસર્યા. રાજા તેમનું આગમન જાણી અતિશય હર્ષવંત થઇ મંત્રી સહિત ગુરૂને વાંદવા ચાલ્યો. ત્યાં જઇ વિધિસહિત ગુરૂને વંદના કરી યથો-ચિત સ્થાને બેઠો, એટલે ગુરૂમહારાજ સિદ્ધસ્વરૂપ પ્રકાશવા લાગ્યા.

‘ હે ભવ્યજનો ! ધર્મના બે પ્રકાર છે. એક શ્રમણ ધર્મ અને બીજો શ્રાવક ધર્મ. તે ધર્મને સમ્યક્ત્વ સહિત આચરવાથી સિદ્ધપદ પ્રાપ્ત થાય છે.’ ઇત્યાદિ ગુરૂમહારાજની દેશના સાંભળી નૃપતિ બોલ્યો—‘ હે કરૂણાસમુદ્ર ! જે દ્રષ્ટિને અગોચર છે, જેની રૂપરેખા કે કાયા અગોચર છે એવા સિદ્ધ

પરમાત્માની સેવા ભક્તિ કેવા પ્રકારે કરવી ? તે આપ કૃપા કરી અમોને જણાવો.' ગુરૂમહારાજ બોલ્યા—' હે રાજન્ ! સિદ્ધિસ્થાનમાં રહેલાં નિરંજન, નિરાકાર, નિઃકષાયી, જિતદેહ, શુદ્ધાત્મા, સિદ્ધસ્વરૂપનું લયલીનપણે ધ્યાન કરે અને તેમની મૂર્તિની દ્રવ્ય ભાવથી પૂજા કરે તે પ્રાણી અનુક્રમે ઘાતી કર્મનો ક્ષય કરી અનંતાનંત સુખવાળી ત્રિજગન્નાથની સંપદાને પ્રાપ્ત થાય છે.' આ પ્રમાણે સ્વરૂપ સાંભળી રાજા વિચારવા લાગ્યો. 'અહો ! ધન્ય છે તે પુરૂષોને કે જે ભવભ્રમણ ટાળનાર જિનધર્મ આરાધે છે. હું પણ તેજ ધર્મને અંગીકાર કરૂં.' આવું વિચારી ગુરૂપાસે સિદ્ધપદ આરાધવાનું વ્રત અંગીકાર કરી પોતાને ઘેર આવ્યો. પછી નિરંતર બહુમાનપૂર્વક સ્થિર ચિત્તથી "નમો સિદ્ધાણં" એ પદથી સિદ્ધ પરમાત્માનું ધ્યાન કરતો મંત્રીસહિત સમેતશિખર, શત્રુંજય વિગેરે સિદ્ધનાં પવિત્ર સ્થાનકોની યાત્રા કરી પોતાના આત્માને નિર્મળ કરવા લાગ્યો. અનુક્રમે નિર્મળ ધ્યાનથી સિદ્ધપદનું આરાધન કરતાં મોક્ષસુખના નિધાનરૂપ તીર્થંકર નામકર્મ તેણે બાંધ્યું. એ રીતે દીર્ઘકાળ પર્યંત રાજઋદ્ધિ અને સિદ્ધપદના આરાધનનું વ્રત પાળતાં થકાં મંત્રી સાહત રાજાએ ગુરૂપાસે ચારિત્ર અંગીકાર કર્યું.

પછી તે રાજર્ષિ અષ્ટ પ્રવચનમાતાનું સમ્યક્ પ્રકારે પાલન કરતા, અપ્રમત્તપણે દુષ્કર તપ અને ક્રિયા આચરતા કર્મકલેશનો નાશ કરતા થકા અગ્યાર અંગનું અધ્યયન કરી ગુરૂમહારાજની આજ્ઞા લઇ સમેતશિખરે સિદ્ધમૂર્તિની યાત્રા માટે ચાલ્યા. માર્ગમાં એવો અભિગ્રહ કર્યો કે 'જ્યાંસુધી સિ પરમાત્માની મૂર્ત્તિનાં દર્શન ન થાય ત્યાં સુધી આહાર ન લેવો.' આવો દ્રઢ અભિગ્રહ જાણી ઇન્દ્રમહારાજે તે મુનિરા ની સભામાં સ્તુતિ કરી. તેમનાં વચનપર શ્રદ્ધા ન રાખનાર એક અગ્નિકુમાર દેવ તે મુનિની પરીક્ષા માટે ત્યાં આવી અનેક પ્રકારના કિલષ્ટ ઉપસર્ગ કરવા લાગ્યો. અત્યંત તીવ્ર ક્ષુધા અને પિપાસાની વેદના એવી મૂકી કે સામાન્ય માણસ તો ક્ષણવારમાં પ્રાણ રહિત થઇ જાય. આવા પ્રકારની વેદના બે માસ સુધી સહન કરતાં કાયા અત્યંત ક્ષીણ થઇ ગઇ તોપણ સમતા રસના સિન્ધુ સમાન મુનિ જરાપણ ચળાયમાન થયા નહિ, તેમ તેમને જરાએ રોષ પણ થયો નહિ. ત્યારે તે સુર પ્રગટ થઈ અત્યંત હર્ષવંત થઈ, વ્યથા સર્વ સંહરી લઇ મુનિરાજના ચરણ પ્રત્યે નમસ્કાર કરી કહેવા લાગ્યો. ' હે મહાભાગ્ય ! હે કરૂણાસમુદ્ર ! મતાના સિન્ધુ ! મારો

અપરાધ સર્વ ક્ષમા કરશો. ઈન્દ્ર મહારાજે સભામાં આપના અભિગ્રહની સ્તુતિ કરી તે ઉપર મને શ્રદ્ધા ન થવાથી મેં આ આચરણ કર્યું છે, તે આપ ક્ષમા કરશો.' એમ કહી દેવ સ્વર્ગપ્રત્યે ચાલ્યો ગયો. રાજર્ષિ મુનિએ બે માસ સુધી ઉપસર્ગ સહન કરી સમેતશિખર ઉપર જઇ સર્વ સિદ્ધપ્રતિમાઓને વંદના કરીને પછી પારણું કર્યું. અનુક્રમે નિરતિચાર ચારિત્ર પાળી અંતસમયે અણસણ કરી મંત્રી તથા રાજર્ષિ બન્ને અચ્યુત કલ્પમાં દેવ થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં તીર્થંકર પદવી પામી સિદ્ધિ પામશે, અને મંત્રી પણ ત્યાંથી ચ્યવી તેજ તીર્થંકરના ગણધર થઇ કેવળજ્ઞાન પામી મોક્ષ પામશે.

આ પ્રમાણે પવિત્ર એવું હસ્તિપાલ રાજાનુ ચરિત્ર સાંભળી હે ભવ્યજનો ! હર્ષપૂર્વક શ્રી સિદ્ધપદનું આરાધન કરો.

### ત્રીજા પ્રવચનપદ ઉપર

## જિનદત્તશેઠ તથા હરિપ્રભાની કથા.

વસંતઋતુમાં અત્યંત રમણીય ઉદ્યાનની જેવું શોભતું આ ભરત ક્ષેત્રમાં વસંતપુર નામે નગર હતું. તે નગરમાં ધર્મીજનોમાં શ્રેષ્ઠ સમકિતધારી એવો પુણ્યાત્મા જિનદાસ નામે વ્યવહારીઓ વસતો હતો. તેને શીલગુણથી વિભૂષિત પતિવ્રતા જિનદાસી નામે પ્રિયા હતી, અને અદ્ભૂત રૂપથી શોભતો, વિનયી, વિવેકી અને યુવાન જિનદત્ત નામે પુત્ર હતો. તેને ચંદ્રાતપ નામના વિદ્યાધરના સ્વામી સાથે મૈત્રી હતી. વિદ્યાધરે જિનદત્તને બહુરૂપિણી નામની વિદ્યા આપી હતી.

એક દિવસે તે બન્ને મિત્રો ક્રીડા કરવા ઉદ્યાનમાં ગયા, ત્યાં મનોહર નાટ્ય કરાવી આનંદમાં બેઠા હતા, તેવામાં એક પુરૂષ હાથમાં ચિત્રપટ લઇ જિનદત્ત પાસે આવી તે ચિત્રપટ તેને આપી પ્રણામ કરી એક બાજુએ ઉભો રહ્યો. જિનદત્ત તે ચિત્ર જોઇ પ્રફુલ્લિત વદને કહેવા લાગ્યો–' હે ચિત્રકાર ! કિન્નરીના રૂપનો પણ પરાભવ કરે એવી, જેના ચિત્રપટને જોવામાત્રથી પણ ચિત્તને મોહ થાય છે એવી આ કોણ કુલિન યૌવના છે ?'

ચિત્રકારઃ—' હે ભાગ્યશાળી ! જેની પરોપકારમાંજ અહર્નિશ વૃત્ત છે એવો કુબેર સમાન ધનવન્ત ચંપાનગરીમાં ધનાવહ નામે શ્રેષ્ઠી વસે છે.

તેના ઘરની સર્વ સંપત્તિમાં સારરૂપ વસ્તુ બે છે. એક બહુ મૂલ્યવાળાં મુક્તાફળનો એકાવળી હાર, અને બીજી રૂપ અને ગુણમાં સર્વોત્તમ, કુળના આભૂષણ રૂપ હારપ્રભા નામે કન્યા છે. તેના રૂપ, ગુણ અને લાવણ્યતું હું શું વર્ણન કરૂં ? સાક્ષાત્ રતિ અને સરસ્વતી સમાન, ચંદ્રવદની, મૃગસમાન લોચનવાળી, હસ્તિની જેમ મલપતી ગતિથી ગમન કરતી, ભરયૌવનથી મત્ત થયેલી, દેવાંગનાના રૂપને પણ પરાભવ કરે એવી તે છે. એ કન્યાનું આ ચિત્ર છે. મેં તે દૈવકૃપાથી મારી આજીવિકાર્થે ચિતર્યું છે. '

ચિત્રકારના મુખથી આ પ્રમાણે હકીકત સાંભળી જિનદત્તે એક લક્ષ દ્રવ્યના મૂલ્યવાળો મણિરત્ન જડિત કંદોરો પ્રસન્ન થઇ ચિત્રકારને તે ચિત્રના મૂલ્ય બદલે આપી ચિત્ર ખરીદ્યું. ચિત્રની સુંદરતા જોઇ દિગ્મૂઢ થયેલો જિનદત્ત ઘેર આવ્યો; પરન્તુ તે સુંદરીના ચિત્રપર મોહ પામેલું ચિત્ત કોઇ પણ વ્યાપારમાં સ્થિર ન થયું. ખાવું, પીવું, સુવું, બેસવું, હરવું ફરવું, સર્વને જલાંજલિ આપી તેજ ચિત્રપર નેત્રયુગળને સ્થિર કરીને રહેવા લાગ્યો. આ વાતની તેના પિતા ધનાવહને ખબર પડી, એટલે તે આવી તેને કહેવા લાગ્યો—' બેટા ! કોઇ ધૂર્તજનની કપટજાળથી મુગ્ધ થઇ એક લાખ દ્રવ્યનું પાણી કરી કામધંધાથી મુક્ત કરનાર એવું ચિત્ર તેં શામાટે લીધું ? દ્રવ્યોપાર્જનમાં કેવો કેવો પરિશ્રમ થાય છે તેની તને કયાંથી ખબર હોય ? અનેક પ્રકારનાસંકટો વેઠી મેળવેલા દ્રવ્યનો જો આવી રીતે વ્યય કરવામાં આવશે તો આપણે અલ્પ સમયમાં દરિદ્રી થઇ જઇશું. પણ વિનાશ્રમે મળેલા પિતાના દ્રવ્યથી સુખ માનનાર તને તેનું કયાંથી ભાન હોય ? ' આ પ્રમાણે પાલમ્ભ આપી શેઠ પોતાને કામે ચાલ્યા ગયા.

ઉપર મુજબ પિતાનાં શલ્ય સમાન વચનો સાંભળી જિનદત્ત ચમકયો, અને હૃદયમાં વિચારવા લાગ્યો. ' અહો ! પિતાને મારાથી દ્રવ્ય ઉપર વધારે પ્રીતિ છે. ' આ વિચારે જિનદત્તનું હૃદય પિગળાવી નાખ્યું ને આંખમાંથી જળપ્રવાહ વહેવા લાગ્યો. ક્ષણવાર આજ સ્થિતિમાં રહી ફરી વિચાર કરવા લાગ્યો. " અરે ! પણ એમાં પિતાનો શો દોષ ? આખું જગતજ સ્વાર્થપરાયણ છે. માતા પણ જો પુત્ર કમાતો હોય તોજ પ્રીતિ ધરે છે. સ્ત્રી પણ જો પતિ વિવિધ પ્રકારના આભૂષણો લાવી આપે તોજ પ્રેમ ધરે છે. મિત્રો

પણ પોતાનો સ્વાર્થ નથી સરતો તો તેને તજી દે છે, અને રાજા પણ ધનવાનનુંજ સન્માન કરે છે. વળી કહ્યું છે કે—:

માઇકે આગે ધરે કછુ આણકે ત્યો ત્યોં કહે મેરો પૂત કમાઉ,
સૈણ સંબંધીકે કામ જો આવે તો દોસ્ત હમારો કહે ભૈ સાઉ;
નારીકો જો કછુ ઘાટ ઘડાવૈ તો નારી કહે મેરો નાહ ખટાઉ,
સ્વારથકો સબ નેહ જસો વિણસ્વારથ જાણીકેં જૈ હૈ વટાઉ. ૧.

ખરે સ્વારથનોજ સ્નેહ છે. જ્યાં સુધી સ્વાર્થ હોય ત્યાં સુધીજ અન્યોઅન્ય સ્નેહની લાગણી હોય છે. જો આમ છે તો એમાં પિતાનો શું દોષ ? પરન્તુ જેવો ઘૃતવિનાનો કંસાર, તેવો સ્નેહવિનાનો સંસાર છે. પિતાને મારા કરતાં ધન અધિક પ્રિય છે, તો મારે અત્યારથી પિતાના દ્રવ્યની એક કોડી પણ હરામ છે. વિદેશે જઈ પુષ્કળ દ્રવ્ય મેળવી પછીજ પિતાના ગૃહમાં પ્રવેશ કરીશ.” આવો દ્રઢ સંકલ્પ કરી તેજ દિવસે રાત્રીના મધ્ય સમયે સર્વ કોઇ નિદ્રાધીન થઈ ગયેલ છે, સર્વ સ્થળે શાંતિનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું છે, માત્ર કોઇ કોઇ સમયે તમરાનો તીણો અવાજ કર્ણેંદ્રિયને અથડાઇ શાંતિમાં સહજ ભંગ કરે છે, તેવા સમયે જિનદત્ત કોઇને પણ જણાવ્યા વિના એકલોજ નગર બહાર નીકળી ચાલવા લાગ્યો. અનુક્રમે ચાલતાં ચાલતાં ચંપાપુરીમાં ધનાવહ સાર્થવાહને ઘેર જઈ પહોંચ્યો. સાર્થવાહે રાત્રીએ સ્વપ્નમાં કલ્પવૃક્ષ જોયેલું, તે ઉપરથી આવેલા નવિન અતિથિને જોતાંજ અત્યંત હર્ષપૂર્વક બહુમાન કરી આસન આપ્યું. કહ્યું છે કેઃ—

ान्या हुणा; ापे चार रतन्न;
पाणी वाणी बे ं, ादरसेंती अन्न ॥ १ ॥

ખરે, ભાગ્યશાળી પુરૂષ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં આદર સત્કાર પામેજ. કહ્યું છે કે—

पान पदारथ गुण नर, वणतोल्यां वेचाय;
जिम जिम चंपे भुंयडी, त्युं त्युं मूल मोंघेरां थाय ॥ १ ॥

વળી પણ કહ્યું છે કે.—

गुणाः र्वत्र ज्यन्ते, किमाटोपैः प्रयो नं ॥
विक्रियन्ते न घंटाभि--र्गावः क्षीरविवर्जिता ॥ १ ॥

અર્થ:—સર્વ સ્થળે ગુણોજ પૂજાય છે, આડંબરોથી શું પ્રયોજન છે ? (કંઇ) દૂધ વિનાની ગાયો ટોકરીઓ ( બાંધવા ) વડે વેચાતી નથી.

ગુણી જન જ્યાં જાય ત્યાં તે પોતાના ગુણોથી સામાના હૃદયને આકર્ષણ કરી તેને અત્યન્ત પ્રિય થઈ પડે છે. જિનદત્તે પણ પોતાના ગુણોથી સાર્થવાહના આખા કુટુંબને આર્હત્ ધર્મનો ઉપદેશ કરી ધર્મપર પ્રીતિવંત કરી પોતાને વિષે અનુરાગવાળું કર્યું. આ રીતે કેટલાએક દિવસો નિર્ગમન થયા પછી સાર્થવાહ જિનદત્તના ગુણોથી આકર્ષાઈ તેને પૂછવા લાગ્યો—' હે મહાભાગ્ય ! તમો અહીં કેટલાએક દિવસો થયાં આવ્યા છો છતાં અમે સર્વ તમારા ગામ, નામ અને કુળથી અજ્ઞાત છીએ, તેથી તે તેમજ આપ શા પ્રયોજને દેશાટન કરો છો ? તે જો આપને પ્રકાશ કરવામાં કાંઇ પણ બાધા ન હોય તો અમોને જણાવી આભારી કરશો. '

જિનદત્ત—' શ્રેષ્ઠીવર્ય ! મને તે કહેવામાં કંઈ પણ બાધક નથી.' એટલું કહી પોતાનું સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. સાર્થવાહ તેનું વૃત્તાંત સાંભળી હૃદયમાં પ્રસન્ન થઇ વિચાર કરવા લાગ્યો—" ખરે આ ઉત્તમ કુળોત્પન્ન તેમજ ગુણોનો નિધિ છે, તેથી મારી પુત્રી હારપ્રભાને યોગ્યજ છે." આવું વિચારી ઘણા ઉત્સવપૂર્વક જિનદત્ત સાથે પોતાની પુત્રીનું લગ્ન કરી પુષ્કળ દ્રવ્ય કન્યાદાનમાં, આપી જામાતા ( જમાઈ ) ને પ્રસન્ન કર્યો. ' ખરે પુન્યશાળી પુરૂષ જ્યાં જાય ત્યાં સુખીજ થાય છે. ' કહ્યું છે કે—

सर्वत्र यसाः कृष ाः, सर्वत्र हरिताः ाः ॥
र्वत्र दुखीनां दुःखं, सर्वत्र खीनां सुखं ॥ १ ॥

અર્થ:—'(જેમ) કાગડાઓ સર્વ સ્થળે કાળા અને પોપટો સર્વસ્થળે નીલાજ હોય છે, (તેમ) સુખીઆઓને સર્વ સ્થળે સુખ અને દુ:ખીઆઓને સર્વ સ્થળે દુ:ખજ હોય છે.' આ રીતે જિનદત્ત પૂર્વ પુન્યના પસાયથી સુખનો અનુભવ કરતો છતો સ્વસુર પક્ષના આગ્રહથી કેટલાએક દિવસો રોકાયા પછી સર્વની રજા લઇ પોતાના નગર તરફ જવાને તૈયાર થયો; એટલે શેઠે દાયજામાં પોતાનો અમૂલ્ય એકાવલી હાર, તેમજ બીજી ઘણી લક્ષ્મી આપી. સાથે નોકરો તેમજ રથ પાલખી વિગેરે અર્પણ કરી હર્ષપૂર્વક વિદાય કર્યા.

અનેક નોકર ચાકરોના પરિવાર સહિત પોતાના નગર તરફ આવતાં

માર્ગમાં એક સરોવર આગળ પડાવ નાખી સર્વ કોઇ વિશ્રાંતિ લેવા બેઠા. ત્યાંથી જરા દૂર વૃક્ષોના કુંજમાં એક વિદ્યાધર મુનિને કાયોત્સર્ગમાં સ્થિર જોઇ સ્ત્રી પુરૂષ બન્ને જણ તે ચારણમુનિ પાસે આવી વિનયપૂર્વક વંદના કરી તેમની સામે બેઠાં; એટલે મુનિએ કાયોત્સર્ગ પારી ધર્મલાભ કહ્યો અને તેમને યોગ્ય જાણી અમૃતની ધારા સમાન મિષ્ટ ધર્મદેશના આપવા માંડી.

" અહો ભવ્ય જનો ! આ અનાદિ અને દુઃખથી ભરપૂર એવા સંસારસિન્ધુમાં ડુબતા પ્રાણીને ધર્મ સિવાય કોઈ પણ આલંબન નથી. ધર્મથી સર્વ પ્રકારનાં સુખ, વૈભવ અને ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. વળી ઉત્તમ કુળમાં જન્મ તે પણ ધર્મથીજ પામી શકાય છે, અને અનંત આનંદમય એવા મોક્ષને પણ ધર્મથીજ મેળવી શકાય છે. સર્વ પ્રાણી ઉપર અનુકમ્પા રાખવી એ એક પ્રકારે ધર્મ છે, જ્ઞાન અને ક્રિયાવડે બે પ્રકારે, જ્ઞાન દર્શન અને ચારિત્રથી ત્રણ પ્રકારે, દાન શિયલ તપ અને ભાવનાથી ચાર પ્રકારે, પંચ મહાવ્રતરૂપ પાંચ પ્રકારે, ષડ્ આવશ્યકરૂપ છ પ્રકારે, સપ્તનયયુક્ત સાત પ્રકારે, અષ્ટ પ્રવચનરૂપ આઠ પ્રકારે, નવ તત્ત્વરૂપ નવ પ્રકારે અને ક્ષમાદિ દશવિધ યતિધર્મરૂપ દશ પ્રકારે, એમ ભિન્ન ભિન્ન ધર્મના પ્રકાર કહ્યા છે. તેનું આરાધન કરવાથી પ્રાણી સુરનરસબંધી અનેક પ્રકારના સુખનો અનુભવ કરી પ્રાન્તે સર્વ કર્મમળરહિત થઈ નિરંજન નિરાકાર બની પરમાનંદને પ્રાપ્ત થાય છે."

આ પ્રમાણે મુનિની દેશના શ્રવણ કરી ભાવથી વિનયપૂર્વક પ્રણામ કરી જિનદત્ત બોલ્યો—' હે ભગવંત ! આવો ઉત્તમ પ્રકારનો ધર્મ કોણે પ્રરૂપ્યો છે ? તે કૃપા કરી કહેશો. '

મુનિ બોલ્યા, ' હે મહાભાગ્ય ! તે ધર્મ પ્રાણીમાત્રના નિષ્કારણ બંધુ પરમર્ષિ શ્રી જિનેશ્વરે પ્રરૂપ્યો છે. '

જીનદત્ત—' હે ભગવન ! તેવા ઉત્કૃષ્ટ પદનો લાભ કેવા પુન્યના ઉદયથી પ્રાપ્ત કરી શકાય ? '

મુનિ—'હે સોભાગી ! ત્રૈલોક્યવંદ્ય તીર્થંકર પદની પ્રાપ્તિના હેતુરૂપ અરિહંતાદિક વીશસ્થાનકનું નિજશકત્યનુસાર આરાધન કરવુ તે છે, તેમાં પણ ત્રીજું પદ જે શ્રી સંઘની ભક્તિ ભાવપૂર્વક કરવી તે અતિ ઉત્તમ છે, જે માટે કહ્યું છે કે—

गुणानामिह सर्वेषां, रत्ना ा व रो णः ।
श्रीमान् श्रमणसंघो, । ारः रमो सुा ॥ १ ॥

અર્થઃ—-જેમ આ પૃથ્વીને વિષે સઘળા રત્નોના આધારસ્થાનરૂપ રોહણાચળ છે, તેમ સર્વે ગુણોના આધારરૂપ આ શ્રીમાન્ શ્રમણ સંઘ છે.

વળી જેને તીર્થંકર ભગવન્ પણ ધર્મોપદેશ સમયે "નમો તિથ્થસ" કહીને નમસ્કાર કરે છે. એવા શ્રીસંઘની ભક્તિ તે પરમપદના હેતુરૂપ છે. તે સંઘની ભક્તિ કરનાર વિશાખ નામના શ્રેષ્ઠીને તેજ ભવમાં કોઈ સમ્યગ્દૃષ્ટિ દેવે ચિન્તામણિ રત્ન પ્રસન્ન થઇને આપ્યું હતું. તેવડે તે શ્રેષ્ઠીએ શ્રીસંઘની અતિશય ગૌરવપૂર્વક ભક્તિ કરી અને સમ્યકત્વને શુદ્ધ કરીને તીર્થંકર પદ પ્રાપ્ત કર્યું, તે માટે હે સૌભાગી! સર્વ ક્લેશોને છેદવાને કુઠાર (કોહાડા) સમાન શ્રીસંઘની ઉલ્લાસપૂર્વક અત્યંત ભાવથી ભક્તિ કરો."

આ રીતે શ્રી સંઘની ભક્તિનું માહાત્મ્ય શ્રવણ કરી ભાવથી ઉલ્લાસપૂર્વક તૃતીય પદના આરાધનનો નિયમ ગુરૂ પાસે અંગીકાર કરીને તેણે પુનઃ વિનય-પૂર્વક વંદના કરી. પછી એષણીય ભક્તપાનવડે મુનિને પ્રતિલાભી પરિવાર સહિત પોતાને નગરે આવ્યો. સ્વજન સંબંધીઓ તેની અત્યંત ઋદ્ધિ જોઈ હર્ષપૂર્વક ભેટ્યા. ત્યારપછી નિરંતર ભાવથી હર્ષપૂર્વક તપસ્વી, ગ્લાન, વૃદ્ધ વિગેરે સુપાત્રને પ્રાસુક વસ્ત્ર, પાત્ર, આહાર, ઔષધ અને ભૈષજ્ય આપી પોતાને ધન્ય માનવા લાગ્યો, તેમજ નિરંતર જિનેશ્વરને પ્રણામ કરી ભવનો નાશ કરનાર ગુરૂદેશના શ્રવણ કરી સમ્યક્ત્વમાં નિશ્ચળ ચિત્તવાળો થઇ મોક્ષરૂપી મહેલની નિસરણી સમાન ચતુર્વિધ સંઘની યથાશક્તિ ભક્તિ કરવા લાગ્યો. કહ્યું છે કે 'શ્રીસંઘનું વાત્સલ્ય કરી પોતાનું દ્રવ્ય સત્પાત્રને વિષે જેણે વાપર્યું છે, તેણે સર્વ ઐહિક સંપત્તિઓથી પોતાનુ ગૃહ ભરપૂર કર્યું છે, અને જે કુપાત્રને વિષે પોતાના દ્રવ્યનો વ્યય કરે છે તે જેમ રોગી જનને કુપથ્ય આપવાથી પરિણામે દુઃખનુંજ કારણ થાય છે, તેમ કુપાત્રને વિષે ખર્ચેલું દ્રવ્ય કષ્ટના હેતુભૂતજ થાય છે.' તદનંતર કેટલાએક દિવસો વિત્યાબાદ પોતાના સાસરા તરફથી મળેલો બહુ મૂલ્યવાલો રત્નાવલી હાર તે નગરના નૃપતિને ભેટ કર્યો. તે જોઇ નરેંદ્રે અતિશય પ્રસન્ન થઇ બહુમાનપૂર્વક જિનદત્તને તેડાવી રાજસભાની મધ્યમાં હર્ષપૂર્વક નગરશેઠની પદવી

આપી. આથી નગરમાં તેનું ઘણુંજ માન વધ્યુ, તેમજ દેશ પરદેશમાં પણ શ્રી સંઘની ભક્તિના પ્રભાવથી તેનો યશ બહુ વિસ્તારને પામ્યો.

એકદા દેવલોકનેવિષે દેવસભામાં ઇંદ્રમહારાજે જિનદત્તની પ્રશંસા કરી કહ્યું કે—'અહો મનુષ્યોમાં શ્રેષ્ઠ, નિરભિમાની, કદાગ્રહરહિત, શ્રી સંઘની શક્ત્યનુસારે ભક્તિ કરનાર જિનદત્ત શ્રેષ્ઠીને ધન્ય છે, કેમકે વર્તમાન સમયે તેના સમાન અન્ય કોઇ પણ નથી.' આ પ્રમાણે ઇંદ્રમહારાજનું વચન શ્રવણ કરી તે ઉપર શંકા લાવી રત્નશેખર નામનો દેવ જિનદત્તની પરીક્ષા કરવા માટે કપટશ્રાવક થઇ યતનાપૂર્વક ચાલતો શ્રેષ્ઠીના મંદિરે આવ્યો. તેને જોઇ જિનદત્તે ઉભા થઈ સામા જઈ પ્રણામ કરીને કહ્યું—'અહો ! મહાભાગ્ય ! પધારો; હું આજે આપના દર્શનથી પવિત્ર થયો છું. મારો આજનો દિવ ધન્ય છે કે આપ સમાન સ્વધર્મી બંધુનાં પવિત્ર દર્શન થયાં.' આ પ્રમાણે તેનો આદરસત્કાર કરી સુંદર આસન આપી કહ્યું—'હે પુન્યશાળી મને શું આજ્ઞા છે ?'

કપટશ્રાવક—'હે શ્રેષ્ઠી ! મેં તમારી અનેક જનોના મુખેથી પ્રશંસા શ્રવણ કરી છે કે કલ્પવૃક્ષ સમાન જિનદત્ત શ્રેષ્ઠી કોઈ પણ સ્વધર્મીની કોઇપણ પ્રકારની પ્રાર્થના ભંગ ન કરતાં તેને તેની ઇચ્છિત વસ્તુ સ્વલ્પ પણ સંકોચ વિના અર્પણ કરે છે, તેથી હું મારી સ્ત્રીના આગ્રહથી તેમજ તેની ઉપરના અત્યંત ગાઢ પ્રેમને લઇને તમારી પાસે એકાવલી હારની યાચના કરવા આવ્યો છું. જો હું તે હાર વિના ઘેર જઇશ તો મારી સ્ત્રી પોતાની ઈચ્છિત વસ્તુ નહિ મળવાથી પોતાનો પ્રાણ ત્યાગ કરશે, અને તે સ્ત્રી મને મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે, તેથી તેના વિના હું પણ ક્ષણવાર જીવી શકું તેમ નથી, માટે હે કૃપાસિંધુ ! યોગ્યાયોગ્યનો વિચાર કર્યાવિના મારી પ્રાર્થનાનો ભંગ ન કરતાં મને તે એકાવળી હાર આપશો એવી આશા છે.'

આ પ્રમાણે તેનાં કરૂણામય વચન શ્રવણ કરી જિનદત્ત બોલ્યો—'હે સ્વામી ! આ સર્વ દ્રવ્ય સ્વધર્મીઓને માટેજ છે, હું તો માત્ર તેનો વ્યય કરનારજ છું.' એમ કહી તરતજ અત્યંત મૂલ્યવાન એકાવળી હાર કાઢી તેને અર્પણ કર્યો. તેની આવી ઉદારતા જોઇ દેવ પ્રસન્ન થઇ પ્રત્યક્ષ પ્રગટ થઇ તેના શિરે પુષ્પવૃષ્ટિ કરી તેની સ્તવના કરવા લાગ્યો. 'અહો શ્રેષ્ઠી ! તને ધન્ય છે, તેં શ્રાવકપણું યથાર્થ રીતે દીપાવ્યું છે, વળી પ્રવચનની અને

શ્રીસંઘની ભક્તિ કરી જિનશાસનની પ્રભાવના કરી તેં તારૂં કુળ દીપાવ્યું છે.' આ પ્રમાણે સ્તવના કરી ચિન્તામણિ રત્ન આપી દેવ પોતાને ભુવને ગયો. ચિન્તામણિ રત્નના પ્રભાવથી જિનદત્ત સૌ સંઘનાં વાંચ્છિત પૂર્ણ કરવા લાગ્યો. અનુક્રમે ચાર જ્ઞાનને ધારણ કરનાર રત્નપ્રભ ગુરૂ પાસે પોતાની ભવસ્થિતિ પૂછી એટલે જ્ઞાની ગુરૂ કહેવા લાગ્યા, 'હે દેવાનુપ્રિય ! તું અહિંથી કાળધર્મ પામી પહેલા ગ્રૈવેયકમાં દેવપણે ઉત્પન્ન થઈશ, ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર પદ પ્રાપ્ત કરી મુક્તિમાં જઇશ.' આ પ્રમાણે ગુરૂનાં વચન શ્રવણ કરી અત્યંત હર્ષવંત થઇ સાત ક્ષેત્રમાં પુષ્કળ દ્રવ્ય ખર્ચી શુભ ભાવનાપૂર્વક પોતાની સ્ત્રી અને બીજા ઘણા શ્રેષ્ઠીઓ સાથે ગુરૂમહારાજ પાસે ચારિત્ર અંગીકાર કર્યું. મુનિપણામાં પણ ઉલ્લાસપૂર્વક પ્રવચનની ભક્તિ કરતો અને મુનિઓને એષણીય ભક્તપાન લાવી આપી યથાશકિત વૈયાવૃત્ય કરતો તે અનુક્રમે નિરતિચાર ચારિત્ર પાળી કાળધર્મ પામી પ્રથમ ગ્રૈવેયકને વિષે મહાન્ ઋદ્ધિવાળો દેવ થયો, ત્યાંથી આયુ પૂર્ણ થયે ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં ભાવી તીર્થંકર થઇ મોક્ષપદ પામશે. હારપ્રભા પણ તેજ તીર્થંકરના ગણધર થઇ અનંત અવ્યાબાધ એવા અક્ષય સુખને પ્રાપ્ત કરશે.

—⊰⊛⊛⊛⊱—

# ચોથા આચાર્ય પદની ભકિત ઉપર પુરૂષોત્તમ રાજાની કથા.

આ ભરતક્ષેત્રને વિષે પદ્માવતી નામે નગરી છે, ત્યાં ઇંદ્રસમાન ઐશ્વર્યવાળો પુરૂષોત્તમ નામે રાજા નિષ્કંટકપણે પ્રજાનું પાલન કરતો સુખપૂર્વક રાજ્ય કરતો હતો. તેને એક બુદ્ધિનો ભંડાર, તત્ત્વાતત્ત્વનો જાણ, સમ્યક્ત્વયુકત શ્રાદ્ધ ગુણોથી વિભૂષિત, આર્હત્ધર્મને વિષે અત્યન્ત નિશ્ચળ રાગયુક્ત સુમતિ નામે મંત્રી હતો. એક દિવસે રાજા સર્વ સામન્ત, શેઠ અને મંત્રી સહિત સભામાં હર્ષપૂર્વક બેઠો હતો તેવામાં કૂડ કપટના ગૃહરૂપ, ઇન્દ્રજાળથી ભરપૂર વિદ્યાવાળો રૌદ્ર નામનો એક કપાલી યોગી નૃપતિને આશીષ આપતો સભામાં આવીને બેઠો. નૃપતિએ તેને બહુમાનપૂર્વક કુશળક્ષેમ પૂછીને આગમનનું પ્રયોજન પૂછ્યું, એટલે યોગી બોલ્યો—'હે

નરેન્દ્ર ! તારા પ્રતાપથી તારી સર્વ પ્રજા કુશળ ક્ષેમ વર્તે છે, તો પછી મારી જેવા યોગીની કુશળતાનું તો પૂછવુંજ શું ? અર્થાત્ મને નિરન્તર કુશળતાજ વર્તે છે. પરન્તુ આજ છ માસ થયા હુ એક વિદ્યા સાધું છું, પણ તે સત્વવંત ઉત્તરસાધક વિના સિદ્ધ થતી નથી. તો હે પુરૂષોમાં ઉત્તમ અને પરોપકારી એવા પુરૂષોત્તમ નરેન્દ્ર ! મારાપર અનુગ્રહ કરી મારો ઉત્તરસાધક થઇ, વિદ્યા સિદ્ધ કરવામા સહાયભૂત થઇ મારો શ્રમ સફળ કર એવી મારી પ્રાર્થના છે. '

યોગીની હકીકત શ્રવણ કરી રાજાએ કહ્યું—" યોગીન્દ્ર ! હું ખુશીથી તમારો ઉત્તરસાધક થઇશ, તે વિષે જરા પણ શંકા ન ધરશો. તમે બીજી હોમની સામગ્રી તૈયાર કરો, હુ તમારી સાથે આવું છું." રાજાનાં આ પ્રમાણેનાં વચન શ્રવણ કરી સમ્યકત્વનુ સ્વરૂપ જેણે યથાર્થ જાણ્યું છે એવો મંત્રી બોલ્યો—'હે નરેન્દ્ર ! વીતરાગકથિત ધર્મને જાણનારાએ મિથ્યાત્વીનો પરિચય કરવો યોગ્ય નથી, કેમકે શંકા, કાંક્ષા, વિતિગિચ્છા, પાખંડીની પ્રશંસા અને તેનો સંસ્તવ એ સમકિતના પાંચ અતિચાર છે, તેથી સમકિત મલિન થાય છે, અને વખતે તેથી ભ્રષ્ટ પણ થવાનો સંભવ છે. માટે જિનેશ્વરોએ એ પાંચ અતિચારનો ત્યાગ કરવાનું કહ્યું છે. '

રાજા—'મંત્રીશ્વર ! તમારૂં કહેવું સત્ય છે, પરન્તુ આ ક્ષણભંગુર દેહથી જો કોઇનો પણ ઉપકાર નથી થયો તો જીવિતવ્ય શા કામનું છે? કેમકે આખરે તો દેહને બાળી ભસ્મીભૂતજ કરવામાં આવે છે. મારૂં ગમે તે થાઓ, મને તેની કંઇ પણ ચિન્તા નથી, મારાવડે તે બિચારાનું કાર્ય સિદ્ધ થશે એજ મહા આનંદનું કારણ છે. '

આ પ્રમાણે મંત્રીએ નિષેધ્યા છતાં પણ યોગીની સાથે હાથમાં ખડ્ગ ગ્રહણ કરીને રાજા સૂર્યાસ્ત થયા પછી ભયંકર અરણ્યમાં યોગીના સ્થાનક આવી પહોંચ્યો. એટલે યોગીએ કહ્યું—'નૃપતિ ! હવે એક મનુષ્યના શબને લાવી આપ, એટલે હું જાપ શરૂ કરૂં. ' તરતજ રાજા સ્મશાનભૂમિ તરફ રવાના થયો. માર્ગમાં ચારે દિશાએ અવલોકન કરતો ચાલ્યો જાય છે. એવામાં એક વૃક્ષની શાખાએ કોઇ એક યોગીનું શબ લટકતું જોયું. તેને જોઇ રાજાએ તરવારથી રજ્જુ છેદ્યું છતાં રજ્જુ છેદાયું નહિ ને શબ નીચે પડયું નહિ. ફરી ફરીને ત્રણ વખત તરવારથી છેદવા છતા શબ નજ પડયું; એટલે

સાહસિક શિરોમણિ રાજાએ વૃક્ષની ઉપર ચઢી દોરડાનો બંધ છોડી શબ નીચે ઉતાર્યું એટલે રાજાની કુળદેવી પ્રત્યક્ષ થઈ તેને કહેવા લાગી.—"હે સાહસિક શિરોમણિ! હે પરોપકારી રાજેન્દ્ર! મારૂં વચન શ્રવણ કર. જે યોગીનો તું ઉત્તરસાધક થયો છું, તે કપટકુશળ યોગી તનેજ મારીને સુવર્ણપુરૂષ બનાવવાની ઇચ્છા રાખે છે. માટે તું બરાબર સાવધાન રહેજે અને હૃદયમાં ૐકાર શબ્દનો જાપ કરજે. એ જાપના પ્રભાવથી તુ યોગીના કપાળમાં ધૂમ્રનો પ્રકાશ જુએ ત્યારે મારૂં સ્મરણ કરજે, એટલે હું હાજર થઇશ." આ પ્રમાણે કહીને દેવી અદ્રશ્ય થઇ અને રાજા શબ લઇ યોગીની પાસે આવ્યો. યોગીના કહેવાથી મૃતકને સ્નાન કરાવી તેના અંગની પૂજા કરી દક્ષિણ કરમાં ખડ્ગ ગ્રહણ કરી અગ્નિકુંડની પાસે રાજા બેઠો. કપટી યોગી મૌનપણે એકસો આઠવાર વિદ્યામંત્રનો જાપ કરતો પાપમય વસ્તુનો હોમ કરવા લાગ્યો. તે સમયે નૃપતિ પાણીપદ્મવડે શબના ચરણને અભ્યંગ કરવા લાગ્યો અને મનમાં ૐકાર મંત્રનો જાપ તલ્લીનપણે કરવા લાગ્યો. તેથી યોગીના ભાલપ્રદેશે ધૂમ્રનો પ્રકાશ જણાયો, એટલે પૂર્વકથિત દેવીનું રાજાએ સ્મરણ કર્યું. તેના પ્રભાવથી અને રાજાના પુન્યોદયથી તે શબ ઉછળીને કુંડમાં પડ્યું. આવું જોઇ યોગી ચિંતવવા લાગ્યો કે 'વિધિ કરવામાં કાંઇક ન્યૂનતા થઇ લાગે છે, માટે ફરીને જાપ કરૂં.' એમ ધારી ફરી જાપ કર્યો, તો પણ પુનઃ શબજ પડ્યું. આથી વિશેષ ખિન્ન થઇ નૃપતિને મારવા માટે વિદ્યાદેવીનું ધ્યાન કરવા લાગ્યો. એટલે નૃપતિની કુળદેવીએ તેજ યોગીને ઉપાડી અગ્નિકુંડમાં ફેંકયો, કે તરતજ તે સુવર્ણપુરૂષ બની ગયો. 'ખરેખર! જે અન્યનો દ્રોહ કરી પોતાનો સ્વાર્થ સાધવા માગે છે તે પોતાનોજ દ્રોહ કરે છે. તે માટે કહ્યું છે કે—

> द्रुह्यन्ति ये महात्म्येभ्यो, द्रुह्यन्त्यात्मन एव ॥
> सूर्येन्दुद्रोह द्राहुः, शीर्षशेषोऽभवन्न किं ॥ १ ॥

અર્થ:—જેઓ મહાત્માઓનો દ્રોહ કરે છે, તેઓ પોતાના આત્માનોજ દ્રોહ કરે છે. સૂર્ય ચન્દ્રનો દ્રોહ કરનાર રાહુને શું મસ્તક માત્રજ નથી રહ્યું? અર્થાત્ રાહુને સૂર્યચન્દ્રનો દ્રોહ કરવાથી ધડ ગયા બાદ ફક્ત માથુંજ રહ્યું છે.'

આ પ્રમાણે આશ્ચર્યકારક બનાવ જોઈ નૃપતિ હૃદયમાં હર્ષ અને વિષાદ સહિત ચિંતવવા લાગ્યો કે 'અહો ! વિદ્યાનો કેવો પ્રભાવ છે ?' પછી તે સુવર્ણપુરૂષને લઇ કોઇ ગુપ્ત સ્થળમાં રાખી પોતાના મહેલમાં આવી તે નિદ્રાવશ થઇ ગયો. પ્રાતઃસમયે રાત્રીની સર્વ બીના મંત્રીને કહી સુવર્ણપુરૂષ રાજ્યમંદિરમાં આણ્યો. તેવડે અનેક દુઃખી જનોનાં દારિદ્રયનો નાશ કરીને તેમને લક્ષ્મીવાન્ બનાવ્યા. તેમજ એક દેવભુવન સમાન જિનચૈત્ય કરાવી તેમાં સુવર્ણની પ્રતિમા સ્થાપન કરી પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું.

એક દિવસે રાજા ચતુર્દશીનો ઉપવાસ કરી રાત્રીને વિષે સુખપૂર્વક નિદ્રાવશ થયો હતો, તે સમયે તેને એક સ્વપ્ન આવ્યું. તેમાં તેણે કોઇ એક નગરીમાં વસતી ઘણીજ કળાકુશળ રત્નાદેવી નામે તાપસી પાસે દેવકન્યાના રૂપનો પણ પરાભવ કરે એવી અત્યંત સ્વરૂપવાન રાજકન્યાને શાસ્ત્રાભ્યાસ કરતી જોઇ. આવી અનુપમ સૌન્દર્યવાન સુંદરીને જોઇ નૃપતિ સ્વપ્નમાંથી જાગ્રત થયો, પ્રભાતે મંત્રીને તેડાવી રાત્રીના સ્વપ્નનું વૃત્તાંત નિવેદન કરી તેની સાથે પાણિગ્રહણ કરવાની પોતાની જીજ્ઞાસા બતાવી. તે સાંભળી મંત્રીએ કહ્યું ' નરેશ ! સ્વપ્નમાં જોયેલી વસ્તુની પ્રતીતિ શી ? કેમકે વાત, પીત, કફ અને ચિન્તાથી તેમજ સાંભળેલી બાબતથી થયેલું સ્વપ્ન નિષ્ફળજ થાય છે. તે પર એક મૂર્ખ તાપસની કથા કહું છું તે આપ શ્રવણ કરો:—

" વિશાળ ઋદ્ધિથી ભરેલું ધનપુર નામે એક સુંદર ગામ હતું, ત્યાં બાળતપશ્ચર્યા કરનાર એક તાપસ રહેતો હતો. તેણે એક દિવસે સ્વપ્નમાં પોતાનો મઠ સિંહકેશરીઆ મોદકથી ભરેલો જોયો. પ્રભાતે પુલકિત હૃદયથી નિદ્રામાંથી ઉઠી વિકસિત વદને પોતાના શિષ્યસમૂહને બોલાવી કહેવા લાગ્યો કે–' આજે આ ગામના સર્વે લોકોને તેડાવી સિંહકેશરીઆ લાડુનું ભોજન આપો. ' ગુરૂની આજ્ઞા શ્રવણ કરી શિષ્યોએ ગામના સર્વે જનસમૂહને મઠ સમીપે ભેગા કર્યા. પછી મઠમાં જઇ શિષ્યોએ તપાસ્યું તો કાંઇ પણ ભોજનની સામગ્રી દીઠી નહિ, તેથી ગુરૂ સમીપે આવી કહેવા લાગ્યા કે–' મહારાજ ! લોકો સર્વ આવી ગયા છે પણ મઠમાં તો ભોજનની કાંઇપણ સામગ્રી નથી. તો તે લોકો રહે કે જાય ?' તાપસ કહે–'અરે ! મુર્ખાઓ ! મેં રાત્રીએ સ્વપ્નમાં લાડુથી પૂર્ણ ભરેલો આપણો મઠ જોયો છે, તો આવેલા સર્વ જનોને લાડુ ભોજનમાં આપી તેમની ભક્તિ કરો. ' આવી વાત જ્યારે લોકોએ જાણી

ત્યારે તેઓ તાપસની મૂર્ખતા ઉપર હાસ્ય કરતા ક્ષુધાતુર ઘેર ગયા. એ પ્રમાણે હે રાજન્ ! સ્વપ્નની વાત કદિપણ સાચી હોયજ નહિ. માટે તે સંબંધી વિચાર ચિત્તમાંથી દૂર કરો." પરંતુ કહ્યું છે કે-સ્રીહઠ, બાળહઠ, નૃપહઠ અને મૂર્ખહઠ એ ચાર પોતાના મનની હઠ મૂકતાજ નથી. મંત્રીએ નૃપતિને ઘણોએ સમજાવ્યો, પરન્તુ કોઇપણ રીતે રાજાએ પોતાની હઠ છોડી નહિ. ત્યારે બુદ્ધિમાન મંત્રીએ વિચાર કરી એક અનુપમ દાનશાળા કરાવી, તેમાં નૃપતિએ જોયેલા સ્વપ્નના અનુસારે બે તાપસીની પાસે એક સુંદર રાજકન્યા અભ્યાસ કરતી હોય તેવું એક ચિત્ર કરાવ્યું અને તે એવા સ્થાને મૂક્યું કે આવનાર સર્વ જનોની દ્રષ્ટિ તેના ઉપર પડે. વળી તે દાનશાળામાં જે કોઇપણ પરદેશી આવે તેને વિવિધ પ્રકારનાં ભોજન કરાવી મંત્રી તેમની પાસેથી દેશપરદેશમાં જોયેલી નવી નવી વાતો શ્રવણ કરતો. આ રીતે નિયમ પ્રમાણે કેટલાએક દિવસો વીત્યાબાદ કોઇ બે પરદેશી પંડિતો કંથા પહેરી તે શાળાએ આવ્યા, મંત્રીએ તેઓને જમાડ્યા. જમતાં જમતાં તે કંથાધારીના નેત્રોમાં અશ્રુપ્રવાહ અસ્ખલિતપણે વહેવા લાગ્યો. તે જોઇ મંત્રીએ શાન્ત અને મધુર વચને કહ્યું, 'હે પ્રિયજનો ! શા કારણથી તમારા નેત્રમાંથી અશ્રુપ્રવાહ વહે છે? શું કાંઇ ભોજનમાં આપને ઇષ્ટ વસ્તુ નથી મળી. અથવા શું કોઇએ તમારૂં અપમાન કર્યું છે? જે હો તે તમારા દુઃખનું કારણ મને સાચેસાચું કહો.' પરદેશી કહે-'હે મંત્રીશ્વર ! અમને તમારા ભોજનમાં કંઇપણ ન્યૂનતા નથી, તેમજ કોઈએ અમારૂં અપમાન પણ કર્યું નથી. પરન્તુ આ ચિત્ર જોઇ અમને અમારી નગરી અને કુટુંબનું સ્મરણ થઇ આવ્યું, તેથી અમારા નેત્રમાં આંસુ આવ્યાં છે. હે મંત્રી ! ઘણાં વર્ષ વિદેશમાં રખડી પોતાની જન્મભૂમિ અથવા પરિચિત પદાર્થ જોઇ કોના હૃદયને લાગણી ન થાય ? હે મંત્રી ! અમારા દુઃખનું કારણ-અમારા નેત્રમાં અશ્રુપ્રવાહનું કારણ માત્ર તે ચિત્રપટજ છે.'

મુસાફરની હકીકત શ્રવણ કરી મંત્રીએ કહ્યું-'તે ચિત્ર જોઇ તમને તમારી જન્મભૂમિનું સ્મરણ થયુ, તો તે તમારી નગરી કઇ છે અને ત્યાં કોણ રાજ્ય કરે છે ?'

મુસાફર-'હે મંત્રીશ્વર ! અહીંથી ઉત્તર દિશાતરફ દેવનગરી સમાન સુશોભિત પ્રિયંકરા નામે નગરી છે, તેજ અમારી જન્મભૂમિ છે. ત્યાં ઇન્દ્રસ-

માન ઐશ્વર્યવાળો મહીપાલ નામે રાજા સુખપૂર્વક રાજ્ય કરે છે. તેને દેવ-કન્યાના રૂપનો પરાજય કરે એવી અનુપમ લાવણ્યયુક્ત ગુણવાન પદ્મશ્રી નામે પુત્રી છે. તે રાજકુમારી બે તાપસણીઓ પાસે વિદ્યાભ્યાસ કરી સરસ્વતી સમાન સર્વ કળાકુશળ થઈ છે. તેના અનુસારે આ ચિત્ર જોઇ અમને અમારી જન્મભૂમિનું સ્મરણ થયું છે.' મુસાફરોની હકીકત શ્રવણ કરી મંત્રીએ હૃદયમાં હર્ષિત થઇ નૃપતિને તે વાત કહી; એટલે તરતજ સર્વ રાજ્યકાર્ય-ભાર મંત્રીને સોંપી નૃપતિ એકાકીજ તે નગરી તરફ ઘોડેસ્વાર થઇ રવાના થયો. અનુક્રમે કેટલાએક દિવસે પ્રિયંકરા નગરીના ઉદ્યાનની નજીકમાં આવી પહોંચ્યો. તે ઉદ્યાનમાં એક દેદિપ્યમાન દેવભુવન સમાન મહેલ દીઠો, તેની અંદર બે તાપસણીઓ પાસે કિન્નરી સમાન રૂપવાળી સ્વપ્નમાં જોયેલી રાજકન્યાને જોઈ રાજા હૃદયમાં અતિશય હર્ષ પામતો પ્રિયમૂર્ત્તિનું દર્શન કરી પોતાને ધન્યભાગ્ય માનવા લાગ્યો. થોડીવાર પછી તે રાજકુમારી તાપસણીઓ પાસેથી રાજમહેલમાં ગઇ. ત્યારપછી રાજા અશ્વને એક વૃક્ષ નીચે બાંધી તાપસણીઓ પાસે વિનયસહિત આવી તેની સામે પ્રણામ કરી બેઠો. એટલે તાપસી બોલી—' હે મહાભાગ્ય ! તમે કોણ છો ? ક્યાં રહો છો ? અને અહિં કેમ આવ્યા છો ? તે જો કહેવાને કંઇ હરકત ન હોય તો અમને જણાવશો. '

રાજા—' દેવી ! હું પદ્માવતી નગરીમાં રહું છું. તીર્થયાત્રા કરવા પર્યટણ કરૂં છું, અહીં આવતાં આપની કીર્ત્તિ સાંભળી આપનાં પવિત્ર દર્શન માટે અહીં આવ્યો છું. '

રાજાનાં મધુર અને વિનયયુક્ત વચનોથી તાપસણીઓએ હર્ષ પામી વિવિધ પ્રકારનાં ભોજનથી નૃપતિને જમાડી ઉદ્યાનમાં મંદ મંદ શીતળ પવનયુક્ત વૃક્ષોના કુંજમાં પડેલા આસન ઉપર આરામ લેવા કહ્યુ; એટલે રાજા ત્યાં જઇ સૂતો તેવોજ નિદ્રાધિન થઇ ગયો. તેવામાં કોઇ એક વિદ્યાધર ત્યાં થઈને જતો હશે તેની દ્રષ્ટિ સૂતેલા નૃપતિ ઉપર પડી. તે જોઈને વિચારવા લાગ્યો કે—' આવો કન્દર્પ સમાન પુરૂષ જોઇ પાછળ આવતી મારી પ્રિયા તેનાપર અનુરાગવાળી થશે તો મહા પંચાત થશે. ' એવું વિચારી નૃપતિના એક હાથે કંઈ જડી બાંધી, તેથી તે મનોહર સ્ત્રીરૂપ બની ગયો. ત્યારપછી થોડીવારે તેજ વિદ્યાધરની સ્ત્રી ત્યાં આવી, તેણે સૌન્દર્યની અધિદેવીરૂપ

લલનાને નિશ્ચિંતપણે ઘસઘસાટ ઉંઘતી જોઇ તેથી તે વિચારવા લાગી કે–‘આવી લલિત લલનાને જોઈ મ્હારો સ્વામી કદાચ અહીં આવી જાય તો તેનાપર મોહિત થઇ તેનું હરણ કરશે, તો મારા સુખમાં કંટકરૂપ થશે.’ આવું વિચારી તે વિદ્યાધરીએ સૂતેલા સુન્દરીરૂપ રાજાના બીજા હાથે એક જડી બાંધી, એટલે તે સ્ત્રી ફીટીને યુવાન કામદેવ સમાન રૂપવાળો પુરૂષ બની ગયો. એટલે વિદ્યાધરી ચાલી ગઇ. ત્યારપછી નિદ્રામાંથી જાગૃત થઇ હાથે બાંધેલી એક જડી છોડી એટલે પાછો પૂર્વે વિદ્યાધરે બાંધેલી જડીના પ્રભાવથી સ્ત્રીરૂપ બની ગયો. આવું આશ્ચર્ય જોઇ બીજી જડી બીજા હાથેથી છોડી, એટલે પોતાના અસલ સ્વરૂપમાં તે આવી ગયો. આવો ચમત્કાર જડીઓનો જોઇને તે અનાયાસે પ્રાપ્ત થઇ તેથી રાજા ઘણોજ આનંદ પામ્યો અને તે બુટ્ટીઓને ગુપ્તપણે રાખી રાજા તાપસણી પાસે આવ્યો. એટલે તેણીએ પૂછ્યું–‘હે વત્સ ! તું જોતાં કોઇ રાજા સમાન જણાય છે. માટે કાંઇ પણ શંકા કે ભય રાખ્યા સિવાય જે સત્ય બીના હોય તે જણાવ. અમારાથી અંતર જરા પણ રાખીશ નહીં.’

રાજા—‘દેવી ! આપનો આગ્રહ છે તો હું સત્ય કહુ છું. હું પદ્માવતી નગરીનો પુરૂષોત્તમ નામે રાજા છું. એક દિવસે સ્વપ્નમાં આપની શિષ્યા રાજકુમારીને જોઇ મહા પ્રયત્ને ભાળ મેળવી તેનાપરના અનુરાગથી આપના ચરણ સમીપે આવ્યો છું.’ રાજાની હકીકત સાંભળી તાપસી કહે–‘ભાગ્યશાળી ભૂપાળ ! તમે જેની આશાએ અહિં આવ્યા છો તે રાજકન્યા પુરૂષદ્વેષિણી હોવાથી કોઈ પણ પુરૂષપર અનુરાગ ધરતી નથી, અને પોતાનો કદાગ્રહ મૂકતી નથી. તો તમારી ઇચ્છા કેમ સિદ્ધ થશે ?’

રાજા—‘હે માતા ! હું સ્ત્રીરૂપ બની તેનો કદાગ્રહ મૂકાવી મારાપર અનુરાગવાળી કરીશ, પણ તેમાં આપની ખાસ જરૂર પડે તેમ છે.’ તાપસી કહે ‘તું શી રીતે સ્ત્રીરૂપ બનીશ ?’ રાજા કહે–‘દેવી ! મારી પાસે અનુપમ જડી છે, તેના પ્રભાવથી નવયૌવના સ્ત્રીરૂપ થઇ જવાય છે.’ એમ કહી તે જડી તે તાપસીને બતાવી, તેથી તે આશ્ચર્ય પામી. પછી રાજાએ તે જડી પોતાની ભુજાએ બાંધી એટલે યૌવનથી ઉન્મત્ત થયેલી નવોઢા સમાન અત્યંત સ્વરૂપવાન સ્ત્રીરૂપ તે થઇ ગયો. બીજે દિવસે સવારે રાજકુમારી તાપસી પાસે અભ્યાસ કરવા આવી, તે સમયે અનુપમ લાવણ્યમય સુંદરીને જોઇને

તે તાપસી પ્રત્યે કહેવા લાગી–‘ હે દેવી ! આ બેઠેલી દેવસુંદરી કોણ છે તે કૃપા કરી કહેશો ? ’ તાપસી કહે ‘ બેટા ! તે મારા ભાઈની સુલોચના નામે પુત્રી છે અને તે પદ્માવતી નગરીમાં રહે છે. મારાપર તેનો અતિશય સ્નેહ હોવાથી મને થોડા દિવસ મળવા માટે આવી છે. એકાદ બે દિવસ રહી પાછી પોતાને ઘેર જશે. ’

રાજકુમારી—‘ માતા ! એને જોઈ મને સ્વાભાવિક સ્નેહ તેના પર થાય છે, તો તે અહીં મહારી પાસે વધારે દિવસો રહે એમ કરો, મને તેના-પર અત્યન્ત સ્નેહ થાય છે.’

તાપસી—‘ બેટા ! તેને તેના ઘેર ઘણું કામ હોવાથી વધારે રોકાઇ શકે તેમ નથી. ’

રા કુમારી—‘માતા ! ગમે તેમ કરી મારી ખાતર એને રોકો. થોડા દિવસ રાખી પછી હુ તેને રજા આપીશ. મારી આટલી આજીજી તમે કૃપા કરી સ્વીકારો અને તેને રોકો. ’

તાપસી—‘ પુત્રી ! જો તારો બહુ આગ્રહ છે તો તેને રોકીશ. ’ ( રાજાને કહે ) ‘ બેટા સુલોચના ! રાજકુમારીની તારાપર અત્યંત પ્રીતિ છે તો તેની ઇચ્છા મુજબ થોડા દિવસ રહીને પછી તુ તારે ઘેર જજે. ’

સુલોચના ( રાજા )—‘ જેવી આપની આજ્ઞા. ’ ત્યારપછી થોડીવારે સ્રીરૂપ રાજા અને રાજકુમારી હર્ષપૂર્વક રાજમહેલમાં ગયાં. ત્યાં ત્રિવિધ પ્રકારની કથા વાર્તા કરતાં કેટલાએક દિવસો વ્યતિત થયા. બન્નેનાં દીલ એવાં તો સ્નેહમય થઇ ગયાં કે જેમ દૂધ અને સાકર. જે માટે કહ્યું છે કે—

क्षीरणात्मगतोद ाय हि गुणा दत्ता श तेऽ ाः,
क्षीरे तापमवेक्ष्य तेन पयसा ाः । ानौ हुतः ॥
पाच न्मन दभवद् द्र । च मित्रापदं,
तोय ेन शाम्यति नमैत्री तामीद्र ी ॥ १ ॥

અર્થઃ—પ્રથમ દૂધે પોતાની અંદર રહેલા ઉજ્વળતાદિ સઘળા ગુણો પોતાની સાથે મળેલા પાણીને આપ્યા, તેપછી દૂધને વિષે થયેલા તાપને જોઇ તે પાણીએ પોતાનું અંગ અગ્નિને વિષે હોમ્યું. એ રીતે મિત્રની આપત્તિ જોઇ દૂધ અગ્નિપ્રત્યે જવા ઉત્સાહયુક્ત થયું, ( એટલે ઉભરાવા લાગ્યું, ) તે

ફરીથી પાણીવડેજ તે શાન્ત થયું (એટલે ઉભરાતું અટક્યું.) માટે સત્પુરૂષોની મિત્રાઈ એવી બન્ને પક્ષવાળી હોય છે.

એક દિવસે રાત્રીને સમયે વિવિધ ગોષ્ઠી કરતાં રાજાએ રાજકન્યાને પૂછ્યું. 'હે સખ ! તું પુરૂષદ્વેષિણી થઇ આ તારૂં યૌવન કેમ વિફળ કરે છે?'

રાજકન્યા–'હે સખી ! મને જાતિસ્મરણ જ્ઞાન થવાથી હું પુરૂષપર દ્વેષ ધરનારી થઇ છું.'

રાજા–'જાતિસ્મરણ શાથી થયું ?' ત્યારે રાજકન્યા લજ્જાયુક્ત થઇ મૃદુ વાણીથી કહેવા લાગી. 'એક મિથુનને સંભોગ કરતાં જોઇ મને જાતિસ્મરણ થયું.' તે સાંભળી રાજા કહે–'સખી ! મને તે વાત વિસ્તારથી કહી સંભળાવ, એટલે કુમારિકા બોલી–'સખી ! સાંભળ. એક અરણ્યમાં હસ્તીનું મિથુન ઘણા સ્નેહપૂર્વક રહેતું હતું. એકદા તે અરણ્યમાં દુર્ભાગ્યવશાત્ મહાભયંકર દાવાનળ લાગ્યો; તેથી સર્વ પશુઓ આમતેમ નાસતાં જ્યાં ઉખર ભૂમિમાં હસ્તીનું મિથુન ભું હતું ત્યાં આવી ભરાવા લાગ્યાં, એટલે તે પ્રાણીઓપર અનુકંપા આવવાથી તે મિથુન (યુગલ–જોડું) ત્યાંથી અન્યત્ર ગયું. ત્યાં પણ દાવાનલ આવી પહોંચ્યો, એટલે તે યુગલમાંથી હસ્તી મરણના ભયથી પોતાની ીને મૂકી કયાંઇ ચાલ્યો ગયો; અને કરિણી પુરૂષજાતિને ધિક્કારતી અનુકંપાના ભાવથી બળી મરણ પામી હું રાજકન્યા થઇ છુ. હે સખી ! હુ તે કારણથી પુરૂષના સ્વાર્થી સ્નેહને ધિક્કારી લગ્ન કરવા ધારતી નથી.'

આ પ્રમાણે કુંવરીનો પૂર્વભવ શ્રવણ કરી રાજાને પોતાને પણ જાતિસ્મરણ થયું. પછી થોડીવાર બીજી વાતચિત કરી સુલોચનારૂપ રાજાએ તાપસી પાસે આવી સઘળું વૃત્તાન્ત કહ્યું. પછી રાજાના કહેવાથી રાજકન્યા અને રાજાના પૂર્વભવનું ચિત્રપટ તાપસીએ ચિતર્યું. જેમાં એક અટવીની અંદર ભયંકર દાવાનળ લાગેલો છે, કેટલાંએક વનચર પશુઓ આમતેમ નાસતાં છતાં સર્વભક્ષી અગ્નિના આહારરૂપ થાય છે. તેમાં એક અતિશય સ્નેહી હસ્તીનુ જોડું હતું, તેમાંથી હસ્તિણી અગ્નિની જ્વાળાવડે દાઝવાથી ઉખર ભૂમિપર પછડાઇ તરફડીયાં મારે છે, તેને હસ્તી નજીકના સરોવરમાંથી પોતાની સૂંઢવડે શીતળ જળ લાવી વારંવાર સીંચન કરે છે; પરંતુ આખરે તે હસ્તિણી મૃત્યુવશ થાય છે; તેથી તેના પરના ગાઢ સ્નેહને લઇને તે હસ્તી પણ અગ્નિમાં

પડી મરણ પામે છે. આવા પ્રકારનું ચિત્ર ચિતરી એક પુરૂષના હાથમાં આપી નગરમાં મોકલ્યો. તે ચિત્ર જોઇ જે કોઈ તે સંબંધી પૂછતા તેને તે આ પ્રમાણે કહેતો કે ' પદ્માવતી નગરીનો પુરૂષોત્તમ નામે રાજા પોતાને જાતિ-સ્મરણ થવાથી પોતાનો પૂર્વભવ ચિતરી પોતાની પૂર્વપત્ની મેળવવા આતુર થયેલ છે, તેનું આ ચિત્રપટ છે. '

આ રીતે ચિત્ર લઇ નગરમાં ફરતાં તેને રાજકુંવરીએ દીઠો, એટલે તેને બોલાવી તે સંબંધી હકીકત પૂછી; તેથી તે પુરૂષે પૂર્વોકત હકીકત કહી સંભળાવી. આથી પુરૂષપરનો દ્વેષ રાજકન્યાના હૃદયમાંથી નાશ પામ્યો, ને પુરૂષોત્તમ રાજાપર અનુરાગવાળી થઇ. તે વાત કુવરીના પિતાએ જાણી તેથી તેણે ખુશી થઇને પોતાની પુત્રીને ઘણા ઠાઠમાઠથી વિવાહની સામગ્રી તૈયાર કરી. પછી અનેક માણસોના પરિવાર સહિત પદ્માવતી નગરીએ મોકલવાની તૈયારી કરી, એટલે રાજકન્યાએ માતાપિતાને પ્રણામ કરી તાપસીને પણ વંદના કરી સર્વની આશીષ લઇ પદ્માવતી નગરી તરફ પ્રયાણ કર્યું. અહીં આવેલ પુરૂષોત્તમ રાજાએ પણ તાપસીને નમસ્કાર કરી પોતાનુ ઇચ્છિત સફળ થયું જાણી સ્ત્રીરૂપેજ રાજાકન્યા સાથે પોતાની નગરી તરફ પ્રયાણ કર્યું. કેટલાએક દિવસે પદ્માવતી નગરીના ઉદ્યાનમાં આવી તેઓ ઉતર્યા. ત્યાંથી સંધ્યાકાળના સમયે કોઈ ન જાણે તેમ સ્ત્રીરૂપ ત્યાગ કરી પુરૂષોત્તમ રાજા રાજમંદિરે આવ્યો. રાજાને આવેલા જાણી નગરના શેઠ, સામંત, મંત્રી વિગેરે નમસ્કાર કરવા લાગ્યા. પછી રાજાએ સઘળો વૃત્તાંત મંત્રીને કહ્યો, અને શુભ મુહૂર્ત જોઇ ઉત્તમ લગ્નમાં રાજકુંવરી પદ્મશ્રી સાથે પુરૂષોત્તમ રાજા ઘણા ઠાઠમાઠથી પરણ્યા.

કેટલાએક દિવસ આનંદસહિત વિષયસુખ ભોગવતાં રાણીએ સિંહ-સ્વપ્નસૂચિત ગર્ભ ધારણ કર્યો. નવ માસ પૂર્ણ થયે પુત્રને જન્મ આપ્યો. રાજાએ ઘણા હર્ષથી જન્મોત્સવ કર્યો, પુત્રનું નામ પુરૂષસિંહ રાખ્યું. પાંચ ધાવથી લાલન પાલન કરાતો સુરતરૂની પેઠે વૃદ્ધિ પામતો પુત્ર વિદ્યાભ્યાસ કરી સમસ્ત શાસ્ત્રનો જ્ઞાતા થઇ અનેક કળાઓને ધારણ કરતો યૌવનવય પામ્યો; એટલે રાજાએ ઘણા ઉત્સવથી આઠ રાજકન્યાઓ સાથે તે કુંવરનું લગ્ન કર્યું. આ પ્રમાણે કેટલાએક દિવસો નિર્ગમન કરતો રાજા પોતાને પૂર્ણ સુખી માનવા લાગ્યો; પરંતુ કદાપિ કોઇની એકસરખી સ્થિતિ નિરંતર રહેતી

નથી. તે નિયમાનુસાર રાજાનું ભાગ્યચક્ર ઉલટું ફરવા લાગ્યું. પૂર્વ કર્મવશાત્ રાણીના શરીરમાં દાહજ્વરની મહાવેદના ઉત્પન્ન થઈ. તે વેદનામાં જ રાણીએ પોતાના પ્રાણનો ત્યાગ કર્યો, તેથી રાજા તેનાપરના ગાઢ મોહને લીધે ખાનપાન તજી રાજકાર્યનો ત્યાગ કરી અહર્નિશ મૂઢ ચિત્તવાળો થઇ રૂદન કરવા લાગ્યો. તે સમયે તે નગરીના ઉદ્યાનમાં ચાર જ્ઞાનને ધારણ કરનારા, સમતા રસના સિન્ધુ, પરમોપગારી શ્રી દેવમુનીશ્વર આવીને સમવસર્યા. તેમને વાંદવા માટે નગરના સર્વ જનો આવવા લાગ્યા, રાજા પણ મંત્રી સહિત આવી ગુરૂને વિનયપૂર્વક વંદના કરી ઉચિત સ્થાને બેઠો; તે સમયે કરૂણાસાગર મુનિરાજે ધર્મદેશના આપવા માંડી.

" હે ભવ્યજનો ! દુઃખે કરી પ્રાપ્ત થાય એવો મનુષ્ય જન્મ, આર્ય ક્ષેત્ર, ઉત્તમ કુળ અને ધર્મશ્રવણની જોગવાઇ પામી જે પ્રાણી અનન્ત સુખ આપનાર ધર્મને વિષે ચિત્ત જોડતા નથી તે વારંવાર દુઃખથી ભરેલા ચોરાશી લક્ષ યોનિરૂપ સંસારસમુદ્રમાં ભ્રમણ કરે છે. સંસારમાં એવી એક પણ યોનિ નથી કે જેમાં આ જીવે અનંતીવાર જન્મમરણ ન કર્યાં હોય, અર્થાત્ સર્વ યોનિમાં આ જીવ અનંતીવાર જન્મમરણ પામ્યો છે. નદી પાષાણના ન્યાયથી આ જીવ કર્મલાઘવ થવાથી મનુષ્યજન્મ પામી પૌદ્ગળિક સુખની ઇચ્છામાં આસક્ત થઇ માનવજન્મ એળે ગુમાવે છે, પણ એ પૌદ્ગળિક સુખ આ જીવે અનંતીવાર ભોગવ્યાં છે, છતાં એ તૃપ્તિ પામ્યો નથી. વાસ્તવિક રીતે એ પૌદ્ગળિક સુખને સુખ કહેવાયજ નહિ; કેમકે કિંપાકના ફળ જેમ ભોગવતાં મિષ્ટ જણાય છે પરન્તુ પરિણામે દારૂણ વિપાકને આપનારાં થાય છે, તેથી તે દુઃખરૂપજ છે. એવા દુઃખગર્ભિત સુખને વિષે કયો ગુણીજન આસકત થાય ? તેમ સંસારનાં સર્વ સુખો પણ ક્ષણિક અને અસાર છે, તેથી તેનો ત્યાગ કરી અનંત અવ્યાબાધ સુખના હેતુરૂપ જિનધર્મને વિષે આદર કરો. તે ધર્મ બે પ્રકારે છે, એક પંચમહાવ્રતરૂપ શ્રમણધર્મ કે જેનાથી ઉત્કૃષ્ટ એવું મોક્ષસુખ પ્રાપ્ત થાય છે. બીજો સમ્યક્ત્વમૂળ શ્રાવકનાં બારવ્રતરૂપ ધર્મ છે, તેથી ઉત્કૃષ્ટ બારમા દેવલોકનાં સુખ પ્રાપ્ત થાય છે. આ રીતે અનેક ભવોપાર્જિત કર્મનો નાશ કરી અક્ષય સુખ આપનાર ધર્મને વિષે હે ભવ્યજનો ! તમે ઉદ્યમ કરો. "

આ પ્રમાણે અમૃત સમાન ગુરૂની દેશના શ્રવણ કરી રાજા પ્રતિબોધ પામી કહેવા લાગ્યો—' હે કરૂણાનિધિ ! આ અનન્ત સંસારમાં પરિભ્રમણ કરી અનેક જન્મમરણના દુઃખથી ભય પામી હું આપના શરણે આવ્યો છું, તો મને તે દુઃખથી મુક્ત કરનાર ચારિત્ર આપી ઉપકાર કરો. '

ગુરૂ—' હે દેવાનુપ્રિય ! તને જેમ સુખ ઉત્પન્ન થાય તેમ કર, ધર્મને વિષે જરા પણ પ્રતિબંધ ન કર. '

પછી ગુરૂની આજ્ઞા લઇ નૃપતિએ રાજભુવનમાં આવી સાતે ક્ષેત્રમાં પુષ્કળ દ્રવ્ય વાપરી પુરૂષસિંહ કુમારને રાજગાદીએ સ્થાપન કરી મંત્રી સહિત મહોત્સવપૂર્વક દેવમુનીશ્વર પાસે ચારિત્ર અંગીકાર કર્યું. અનુક્રમે ગુરૂ પાસે સર્વ ક્રિયા શીખી સમિતિગુપ્તિયુક્ત નિરતિચારપણે ચારિત્રનું પાલન કરતાં નવ પૂર્વધર થયા.

એક દિવસ અપ્રમત્ત રાજર્ષિમુનિ શુભ ધ્યાનમાં રહી આ પ્રમાણે ચિન્તવવા લાગ્યા—' અહો ! સમ્યગ્જ્ઞાનરૂપ ચક્ષુના આપનાર, દુર્ગતિથી તારનાર, એવા ગુરૂનો કરોડો ઉપાય કર્યે છતે પણ ઉપકાર વાળી શકાય તેમ નથી. માતા, પિતા, પુત્ર, મિત્ર અને સ્ત્રી વિગેરે તો કેવળ આ ભવને વિષે પોતાના સ્વાર્થના અર્થેજ ઉપકાર કરે છે, પરન્તુ ગુરૂમહારાજ તો નિઃસ્વાર્થપણે ઉપકાર કરનારા છે, તેથી ખરા માતાપિતા તો ગુરૂમહારાજજ છે; આ પ્રમાણે વિચારી પોતાના મનમાં અભિગ્રહ ધારણ કર્યો કે ' આજથી મ્હારે નિરંતર ગુરૂજનની ભક્તિ કરવી. ' આવો અભિગ્રહ ધારણ કરી નિરંતર અસ્ખલિતપણે ગુરૂની તેત્રીશ આશાતના ત્રિવિધે તજી ગુરૂના છત્રીશ ગુણોનું ચિન્તવન કરી સ્વમુખે અન્યની આગળ ગુરૂના ગુણનું કીર્તન કરતા રાજાએ ઉત્કૃષ્ટ પુન્યોપાર્જનથી તીર્થંકર નામકર્મનો નિકાચીત બંધ કર્યો.

એક દિવસે દેવસભામાં ઇન્દ્રમહારાજે પુરૂષોત્તમ મુનિની પ્રશંસા કરી કહ્યું કે—' વર્તમાન સમયમાં ભરતક્ષેત્રની અંદર મુનિગુણથી વિભૂષિત પુરૂષોત્તમ રાજર્ષિ સમાન ગુરૂભક્તિ કરવામાં તત્પર અન્ય કોઇ નથી. ' આ પ્રમાણે તે મુનિની પ્રશંસા સાંભળી કોઈ ઇર્ષ્યાળુ મિથ્યાદ્રષ્ટિ દેવ તે મુનિની પરીક્ષા કરવા માટે મુનિનું રૂપ ધારણ કરી પ્રવર્તક થઈ પુરૂષોત્તમ મુનિ પાસે આવી તેના અનેક અછતા દોષો પ્રગટ કરવા લાગ્યો અને કટુક વચનથી વાક્પ્રહાર

કરી તર્જના કરવા લાગ્યો. તો પણ સમતાના સિન્ધુ એવા રાજર્ષિમુનિ જરાપણ ખેદ પામ્યા વિના પોતાને નિન્દતા છતાં ગુરૂ ક્તિના ભાવથી જરાપણ ચળાયમાન થયા નહિ. આ પ્રમાણે નિશ્ચળ ચિત્તવાળા મુનિને જોઇ દેવ પ્રગટ થઈ તે મુનિને ત્રણ પ્રદક્ષિણા દઇ નમસ્કાર કરી પોતાના અપરાધની ક્ષમા યાચી દેવલોકમાં ચાલ્યો ગયો. રાજર્ષિમુનિ અભિગ્રહનું પાલન કરતા છતા પ્રાન્તે એક માસનું અનશન કરી અચ્યુત કલ્પમાં મહા મૃદ્ધિવાળા દેવ થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર પદ પામી અનન્ત શાશ્વત સુખવાળા મોક્ષસ્થાનકને પ્રાપ્ત કરશે.

## પાંચમા સ્થવિર પ પર પદ્મોત્તર ાજાની કથા.

આ ભરતક્ષેત્રની અંદર મહાન્ સમૃદ્ધિથી યુક્ત વાણારશી નામે નગરી છે, ત્યાં સૂર્ય સમાન પ્રતાપવાળો, કંદર્પ સમાન રૂપવાળો પદ્મોત્તર નામે રાજા ન્યાયયુક્ત પ્રજાનું પાલન કરતો છતો સુખપૂર્વક રાજ્ય કરતો હતો. ત્યાંથી કેટલેક દૂર અતિશય મનોહર શુભાપુરી નામે નગરીમાં જયરા નામે રાજા રાજ્ય કરતો હતો, તેને દેવાંગનાના રૂપનો પણ પરા વ કરે એવી પદ્મિની અને કુમુદિની નામે સર્વગુણસંપન્ન બે પુત્રીઓ હતી. તથા ગજપુર નામે નગરમાં સિં રથ રાજાને ત્યાં ભોગાવતી અને વિભ્રમવતી એ નામની બે પુત્રીઓ હતી. એ ચારે રાજકન્યાઓ કોઈ ચિત્રકાર પાસે પદ્મોત્તર રાજાનું ચિત્ર જોઇ તેનાપર અનુરાગવાળી થઇ; અને માતા પિતાની આજ્ઞાથી હર્ષપૂર્વક મહામહોત્સવથી એકી સાથે પદ્મોત્તર રાજાને પરણી. રાજા પણ તેમની સાથે સ્નેહપૂર્વક વિલાસ કરતાં સુખેથી દિવસો વ્યતિત કરવા લાગ્યો.

એકદા કોશલદેશના સુગ્રીવ નામે રાજાએ પદ્મોત્તર રાજાની ચાર રાણીઓના અદ્ભૂત રૂપની પ્રશંસા શ્રવણ કરી. તે ઉપરથી તે દુર્બુદ્ધિ કામાંધ નૃપતિએ દૂત મોકલી પદ્મોત્તર રાજાને કહેવરાવ્યું કે–' મહારાજા સુગ્રીવ તમારી રાણીઓ ઉપર મોહિત થયેલ છે, માટે તેમની આજ્ઞાનુસાર તમારે તમારી રાણીઓને કોશલાધિપતિને સ્વાધિન કરી તેમની કૃપા સંપાદન કરવી.' આ પ્રમાણેનાં દૂતનાં વચન શ્રવણ કરી પદ્મોત્તર રાજા ક્રોધથી પ્રજ્વળિત થઇ રક્ત નેત્ર કરી કહેવા લાગ્યો–" રે દૂત ! જા, તારા નિર્લજ્જ નષ્ટબુદ્ધ રાજાને તો કહેવરાવતાં શરમ ન આવી, પણ રે મૂર્ખ ! તને પણ આવાં અવિચારી

વાક્યો કહેતાં મૃત્યુનો ડર ન લાગ્યો ! શું કરૂં? તું દૂત હોવાથી અવધ્ય છે, તેથી જીવતો જવા દઉં છું. તું જઇ તારા કામાન્ધ અવિચારી રાજાને કહેજે કે સૂતેલા સિંહને છંછેડી પ્રાણનો પરિત્યાગ કરવા શાને ઉત્સુક થાય છે? કામાન્ધ થવાથી તે બિચારો હૃદયથી પણ શૂન્ય થઇ ગયો જણાય છે, તેથીજ તેણે આવી અયોગ્ય માગણી કરી છે. માટે તે દયા કરવા યોગ્ય છે, તેને કહેજે કે તું તારી મૂર્ખતાની માફી માગી લે, નહિતર તે મૂર્ખાઇનું કડવું ફળ તારેજ ચાખવું પડશે.'

આ પ્રમાણે પદ્મોત્તર રાજાનાં વચન શ્રવણ કરી દૂતે પોતાના સ્વામી પાસે આવી સર્વ હકીકત કહી, તેથી સુગ્રીવ રાજા ક્રોધથી ધમધમ્યો થકો લશ્કર સજ્જ કરી પદ્મોત્તર રાજાપર ચઢી આવ્યો. પદ્મોત્તર રાજાને ખબર પડતાં તે પણ પોતાનું સૈન્ય લઇ સામો લડવા આવ્યો. વિશાળ મેદાનમાં બન્ને સૈન્ય સામાસામી દારૂણ યુદ્ધ કરવા લાગ્યા. તેમાં આખરે સુગ્રીવ રાજા હારીને નાઠો. તેનો કેટલોએક સામાન કબજે કરી વિજય મેળવી પદ્મોત્તર રાજા પોતાની નગરીમાં મહોત્સવપૂર્વક પ્રવેશ કરી સુખપૂર્વક રહેવા લાગ્યો.

એક દિવસ પદ્મોત્તર રાજા સભા ભરી બેઠો હતો, તે વખતે કોઇ ઇંદ્રશર્મા નામે ઇંદ્રજાળિક મનોહર દેવસમાન રૂપ ધારણ કરી સાથે એક અનુપમ લાવણ્યવાળી નવયૌવના યુવતીને લઇ સભામાં આવી પ્રણામ કરીને ઉભો રહ્યો. તેને રાજાએ આદરપૂર્વક કહ્યું—' હે વીર પુરૂષ ! તું કોણ છે? અને આ તારી સાથે સુંદરી છે તે કોણ છે? તેમજ અહીં આવવાનું પ્રયોજન શું છે?'

ઈંદ્રજાળિક મસ્તક નમાવી કહેવા લાગ્યો ' હે નરનાથ ! હું મણિપ્રભ નામે વિદ્યાધર છું અને આ મારા પ્રાણથી પણ અધિક પ્રિય, મારા સર્વ સુખનો આધાર મારી પ્રાણપ્રિયા છે. તે એક દિવસ પોતાની સખીઓ સાથે ક્રિડા કરવા જતી હતી, તેવામાં ત્યાંથી મ્હારા શત્રુ વજ્રદાહ નામે વિદ્યાધરે તેણીનું હરણ કર્યું. મને ખબર થતાં તેની સાથે સંગ્રામ કરી મારી સ્ત્રીને લઇને હું અહી આવ્યો છુ; પણ ફરી તે દુષ્ટ અતિશય ક્રોધાયમાન થઈ મને મારવા માટે આવે છે, તેથી હું આ મારી પ્રિય પત્નીને આપના શરણે મૂકવા ધારૂં છું. સર્વ લોકોના કહેવા પ્રમાણે આપ પરનારીસહોદર છો, તેથી આપની કીર્તિ શ્રવણ કરી આપને સોંપવા આવ્યો છું. હું જ્યાં સુધી મારા વૈરીને જીતીને પાછો આવું ત્યાંસુધી આપ તેનું સરક્ષણ કરશો એવી આશા

છે. હું થોડી જ વારમાં આપના પસાયથી મારા શત્રુને હણીને ચાલ્યો આવીશ.' એમ કહી ક્ષણવારમાં આકાશમાર્ગે તે અદૃશ્ય થઈ ગયો, અને સર્વ સભાજનોના નેત્રો તેની જ તરફ વિસ્મિત હૃદયથી જોઇ રહ્યાં.

થોડીવાર પછી આકાશમાંથી એકદમ બે કપાયેલા ચરણો રાજસભાના ચોકમાં પડ્યા. ત્યારપછી તરતજ બે ભુજાઓ કપાઇને પડી. એમ ક્રમસર બધાં કપાયેલાં અવયવો ચોકમાં પડ્યા. તે જોઈ સર્વ વિસ્મય પામવા લાગ્યા. તે અવયવોને વિદ્યાધરની સ્ત્રીએ ઓળખી તીવ્ર ચીસ પાડી રૂદન કરતી તે બોલી–'હાય! હાય! નાથ! હું અભાગણીને માટે આપે નિર્દય શત્રુની સાથે લડી પ્રાણ ત્યાગ કર્યા. અરેરે નાથ! દુષ્ટની સાથે લડ્યા વિના મારો જ હતભાગિનીનો નાશ થવા દીધો હોત તો કેવું સારૂં થાત! અરેરે પ્રાણાધાર! હવે આપના વિના હું જીવીને શું કરૂં? હું પણ આપની પાછળ જ આવું છું.' આ પ્રમાણે તીવ્ર રૂદન કરતી તે રાજાને કહેવા લાગી–'મહારાજ! હું પણ મારા પતિની પાછળ સતી થવા ઇચ્છા રાખું છું; કેમકે કુલીન અને સતી સ્ત્રીએ પતિના મૃત્યુ બાદ જીવવું એ વ્યર્થ છે, માટે આ મારા પતિના અંગ સાથે મારો પણ ઝટ અગ્નિસંસ્કાર કરો કે જેથી હું મારા પતિને જલદી જઈ મળું.' નૃપતિ વિગેરે સભાજનોએ ઘણીએ સમજાવી, પરંતુ તે સ્ત્રીએ પોતાની હઠ મૂકી નહીં, એટલે રાજા સર્વની સમ્મતિથી તે અવયવોની સાથે તે સ્ત્રીને અગ્નિસંસ્કાર કરી શોકપૂર્ણ હૃદયથી સભામાં બેઠો. તેવામાં આકાશમાંથી પ્રફુલ્લિત વદને હર્ષ પામતો પૂર્વોક્ત વિદ્યાધર (ઇંદ્રજાળિક) રાજસભામાં આવી રાજાને નમસ્કાર કરી કહેવા લાગ્યો. 'હે સત્યમૂર્તિ નરાધીશ! હું આપના પ્રતાપથી મારા શત્રુનો નાશ કરી નિર્વિઘ્નપણે આપની પાસે આવી પહોંચ્યો છું. હવે મને મારા સુખની અધિદેવી, મારાં નેત્રની કીકી સમાન મારી પ્રાણપ્રિયા સુલોચનાનું દર્શન કરાવો, જેથી હું પરમ આનંદને પ્રાપ્ત થાઉં.' આ પ્રમાણે ઇન્દ્રજાળિકને અચાનક આવેલો જોઇ તેના પૂર્વોક્ત વચન શ્રવણ કરી સર્વ સભાજનો અને રાજા ખેદ પૂર્ણ હૃદયથી મ્લાન વદનયુક્ત સ્તબ્ધ થઇ કંઇપણ ઉત્તર આપ્યા સિવાય ભૂમિ તરફ દ્રષ્ટિ કરી બેસી રહ્યા. આ પ્રમાણે સર્વને બેઠેલા જોઇ પુનઃ ઇંદ્રજાળિક બોલ્યો– 'હે નરપતિ! કેમ કંઈપણ ઉત્તર ન આપતાં મ્લાન વદન કરી બેઠા છો? શું મારી સ્વરૂપવાન સ્ત્રીને જોઇ તમારી બુદ્ધિનો વિપ્લવ થયો છે?'

હૃદયને ચીરી નાખે એવું ઇન્દ્રજાળિકનું વચન શ્રવણ કરી કર્ણેન્દ્રિય-પર હસ્તયુગળ દબાવી નૃપતિ એકદમ મસ્તક ઉંચું કરી બોલ્યો–' હે સાહસિક! તું એવું ન બોલ. તારી સ્ત્રી મારી ભગિની તુલ્ય છે. તે સ્ત્રી તારાં છેદાયેલાં અવયવો જોઇ તેની સાથે બળીને ભસ્મીભૂત થઇ ગઈ છે.'

રાજાનાં આવાં વચનો શ્રવણ કરી પુનઃ મર્મભેદક વચનોથી તે રાજાના હૃદયને વિશેષ ખેદપૂર્ણ કરવા લાગ્યો–' નૃપતિ ! સત્પુરૂષો પ્રાણાન્ત કષ્ટ પ્રાપ્ત થયે છતે પણ સત્યથી ભ્રષ્ટ થતા નથી. આ સર્વને ધારણ કરનાર પૃથ્વી સત્યવાન પુરૂષોના ત્યથી જ સ્થિર રહી છે. લોકો તમને સત્યવાદી કહે છે, તો શું તમે તમારા સત્યથી ભ્રષ્ટ થયા છો ? ખરે સ્ત્રીને જોઇ કોણ ચળાયમાન ન થાય ! રાજા તારી બુદ્ધિ ભ્રષ્ટ થઈ છે. તું સત્યથી ભ્રષ્ટ થયો .'

ઇંદ્રજાળિકનાં તીક્ષ્ણ તીર સમાન વાકયો સાંભળી રાજાનું મસ્તક ભમવા લાગ્યું, તેથી મસ્તકે હાથ ધરી સિંહાસનને અઢેલી નેત્ર બંધ કરી સ્તબ્ધ થઇ પૂર્ણ વિષાદમય હૃદયથી ચિન્તા કરતો તે બેઠો. આ રીતે રાજાને અત્યન્ત ખેદયુકત જોઇ તત્ક્ષણ બળી ગયેલી સ્ત્રી અચાનક પ્રગટ થઇ પોતાના પતિના વામાંગે આવી હસતે વદને ભી રહી. તેને અચાનક પ્રગટ થયેલી જોઇને સર્વ વિસ્મય પામવા લાગ્યા. તેથી રાજાએ ઈન્દ્રજાળિકને કહ્યું–' હે ધીર ! તેં આ પ્રમાણે અમારા સર્વના હૃદયને શા માટે ખેદમય કર્યાં ?' ત્યારે તે ઇંદ્રજાળિક બોલ્યો–' હે રાજેશ ! તને પ્રતિબોધ કરવા માટે આ ઈંદ્ર-જાળની રચના કરી હતી. જેમ આ જોયેલી સર્વ ઇંદ્રજાળ અસત્ય છે, તેમ આજે જે પદાર્થો દેખાય છે તે સર્વ ક્ષણભંગુર અને નાશવંત સ્વભાવવાળા છે. આ વિશાળ રાજયલક્ષ્મી, અનુપમ સૌન્દર્યવાળી મનોહર સ્ત્રીઓ સર્વ નાશવંત છે. આ પ્રમાણે સમજી સર્વ ભોગોનો ત્યાગ કરાય તો સુખના હેતુરૂપ થાય છે; અને જો આપણે તેને ન છોડીએ તો તે કોઇ વખત આપણને છોડી જઇને અંતે દુઃખના હેતુરૂપ થાય છે. માટે તેના પર ફોગટ રાગ શા માટે ધરવો ?' આ પ્રમાણે ઇંદ્રજાળિકનાં વચન શ્રવણ કરી રાજા પરમ સંવેગને પામ્યો, તેથી એક કરોડ સોનૈયા આપી ઈંદ્રજાળિકને ખુશી કરી વિદાય કર્યો.

બીજે દિવસે તેજ નગરીના ઉદ્યાનમાં દેવપ્રભ નામે આચાર્ય ઘણા શ્રમણોના સમૂહ સાથે આવીને સમવસર્યા. નગરમાં ખબર પડતાં સર્વ પુર-

જનો તેમજ રાજા વિગેરે ગુરૂને નમવા ચાલ્યા. ઉદ્યાનમાં આવી રાજા વિનય સહિત ત્રણ પ્રદક્ષિણા દઇ ગુરૂને વાંદી પોતાને ઉચિત સ્થાને બેઠો. પછી ગુરૂમહારાજે ધર્મદેશના આપવા માંડી.

" હે ભવ્યજનો ! જે કોઇ પ્રાણી લજ્જાથી, ભયથી, તર્કવિતર્કથી, માત્સર્યથી, સ્નેહથી, લોભથી, હઠથી, અભિમાનથી, વિનયથી, શૃંગારથી, કીર્તિ વિગેરેથી, દુઃખથી, કૌતુકથી, આશ્ચર્યથી, વ્યવહારથી, ભાવથી, કુળાચારથી અને વૈરાગ્યથી શુદ્ધ ધર્મનું સેવન કરે છે, તેને અપાર ફળની પ્રાપ્તિ થાય છે. તેમજ વળી ધર્મ શ્રવણ કર્યો હોય, દીઠો હોય, કર્યો હોય, કરાવ્યો હોય અને અનુમોદ્યો હોય તોપણ અપાર સુખના હેતુરૂપ થાય છે; માટે હે ભવ્યજનો ધર્મને વિષે આદર કરો. "

આ પ્રમાણે ગુરૂની દેશના શ્રવણ કરી વૈરાગ્ય પામી નૃપતિ બે હાથ જોડી મસ્તક નમાવી ગુરૂપ્રત્યે બોલ્યો–" હે કરૂણાનિધાન ! હું આ વિશાળ રાજ્યલક્ષ્મી, મનોહર સ્વરૂપવાન્ પ્રમદાઓ અને વિસ્તીર્ણ પ્રતાપ કયા પુન્યના પ્ર ાવથી પામ્યો છું ? તે કૃપા કરીને જણાવશો. "

ગુરૂ કહે–" નૃપતિ ! તું પૂર્વ ભવમાં નંદનપુર નગરની અંદર શંખનામા શ્રેષ્ઠીને ત્યાં નંદન નામે દાસ હતો. એક દિવસે તું મનોહર વિકસિત કમળ લઇ શ્રેષ્ઠીના ઘરમાં જતો હતો, તેવામાં કોઈ ચાર કુમારિકાઓએ એ કમળ જોઈ કહ્યું, ' આવું સુંદર કમળ તો ખરેખર જિનેશ્વરની પૂજાને જ યોગ્ય છે. ' આવાં તે કન્યાઓનાં વચન સાંભળી હર્ષ પામી તું તે કન્યાઓ પ્રત્યે બોલ્યો–' ખરેખર તમે કહો છો તે સત્ય જ છે. આ કમળ જિનેશ્વરની પૂજાને યોગ્ય છે. ' આ પ્રમાણે કહી તેં સ્નાન કરી નિર્મળ ગાત્રવાળા થઈ શુદ્ધ વસ્ત્ર પહેરી અત્યન્ત ભાવપૂર્વક પૂર્વોકત કમળવડે શ્રી દેવાધિદેવ પરમાત્માની પૂજા કરી. જે માટે કહ્યું છે કે—

वसंततिलका वृत्त.

**श्रेयस्तनोति दुरि ानि निराकरोति, लक्ष्मी रोति मसंचयमातनोति ॥**
**पूज्यत्व नर्या कर्मारिपूंश्चिहन्ति, पूजा जिनस्य रचिता जिनभावसारं ॥ १ ॥**

અર્થ:—' જેમ બને તેમ પોતાના ઉત્કૃષ્ટ ભાવથી રચેલી ( કરેલી ) શ્રી જિ નેશ્વરની પૂજા કલ્યાણનો વિસ્તાર કરે છે, પાપનું નિરાકરણ કરે છે,

લક્ષ્મીની વૃદ્ધિ કરે છે, પુન્યસંચયમાં વધારો કરે છે, પૂજનિકપણું આપે છે અને કર્મરૂપ શત્રુઓને હણે છે. એ રીતે ભાવપૂર્વક કરેલી ભગવંતની પૂજા અનેક ઉત્તમ ફળને આપનારી છે.' પેલી ચાર કન્યાઓ તેં કરેલી પૂજાની અનુમોદના કરવા લાગી. તે પુન્યના પ્રભાવથી અનુક્રમે ત્યાંથી મરણ પામી તું રાજા થયો અને તે ચારે બાળાઓ ત્હારી સ્ત્રીઓ થઇ.'

આ પ્રમાણે ગુરૂનાં વચન શ્રવણ કરી નૃપતિ જાતિસ્મરણ પામ્યો; તેથી સંવેગ પામી રાજયમહેલમાં આવી પોતાના પદ્મશેખર નામના પુત્રનું રાજયારોહણ કરી નગરમાં સર્વ જિનચૈત્યોમાં અઠ્ઠાઇમહોત્સવ કરી ચાર સ્ત્રીઓ સહિત ગુરૂ પાસે આવી સંસારનો નાશ કરનાર નિર્મળ ચારિત્ર તેણે અંગીકાર કર્યું. અનુક્રમે રાજર્ષિમુનિ વિધિસહિત ગુરૂપાસે અગ્યાર અંગ ભણ્યા. એક દિવસ ગુરૂમુખે વૃદ્ધની ભક્તિનું માહાત્મ્ય આ પ્રમાણે સાંભળ્યું કે 'જે કોઇ વય, પર્યાય અને સૂત્રાર્થથી વૃદ્ધ હોય, તેમજ તપસ્વી હોય તેવા મુનિની નિષ્કપટ અને નિરભિમાનપણાથી ભક્તિ કરે છે તે આત્મા નિર્મળ કરી ઉચ્ચ ગોત્રનો બંધ કરી તીર્થંકર પદને પ્રાપ્ત થાય છે.' આ પ્રમાણે ગુરૂમુખે સ્થવિરની ભક્તિનું માહાત્મ્ય શ્રવણ કરી રાજર્ષિ મુનિએ એવો અભિગ્રહ ધારણ કર્યો કે—'જયાં સુધી હું જીવું ત્યાં સુધી મારે નિરંતર જયેષ્ઠ અણગારની ભક્તપાનાદિવડે ભક્તિ કર્યા પછી ભોજન કરવું.' આવો નિશ્ચળ અભિગ્રહ ધારણ કરી નિરન્તર વૃદ્ધ સાધુઓની તે ભક્તિ કરવા લાગ્યા; તેથી સર્વ યતિજનો તેમની પ્રશંસા કરી ઘણો આદરસત્કાર કરવા લાગ્યા.

એક દિવસ દેવસભામાં ઈંદ્રમહારાજે તે રાજર્ષિમુનિની પ્રશંસા કરી. તે સાંભળી રત્નાંગદ નામે સમ્યગ્દ્રષ્ટિ દેવ હર્ષ પામી ઇંદ્રની પ્રશંસાની પુષ્ટિ કરવા લાગ્યો. પણ બીજા હેમાંગદ નામે મિથ્યાદ્રષ્ટિ દેવે તે વાત માની નહિ, તેથી તે બે દેવો મનુષ્યરૂપ ધારણ કરી જયાં રાજર્ષિમુનિ હતા ત્યાં આવ્યા. અને પાછલો દેવ બોલ્યો—'અહો ! જગત્માં દુષ્કર તપશ્ચર્યા કરતા બ્રહ્મચર્યને ધારણ કરતા નિર્મળ જળથી સ્નાન કરી અરણ્યમાં નિવાસ કરનારા મમતા રહિત યોગીઓને જોઈ હૃદય પ્રફુલિત થાય છે, અને આ શૌચાચાર-રહિત, બાહ્ય અને અભ્યંતરથી મલિન એવા જૈનમુનિને જોતાં જ અપ્રીતિ ઉત્પન્ન થાય છે.' આ પ્રમાણે સાંભળી બીજો દેવ હસીને બોલ્યો—'અહો ભાઇ ! તું મૂર્ખ સમાન જણાય છે, કેમકે ક્ષમાદિક ગુણોથી યુક્ત એવા

જૈનમુનિને સારી રીતે જાણ્યા વિના અજ્ઞાનકષ્ટ કરનારા તપસ્વીઓને તું વખાણે છે, તે તારી મૂર્ખતા છે.' આ પ્રમાણે એકની નિંદા અને બીજાની સ્તુતિ શ્રવણ કર્યા છતાં રાજર્ષિમુનિ તે બંને ઉપર રાગદ્વેષ રહિત સમભાવપણે રહેવા લાગ્યા. પછી તે બે દેવો કીરયુગલનું રૂપ ધારણ કરી એક શિવપંથી તપસ્વી પાસે આવ્યા. તેમાંથી સૂડો બોલ્યો કે–' આ તપસ્વી પશુની પેઠે ભક્ષ્યાભક્ષ્યના વિવેકરહિત નિર્દયી છે, તેમજ પાસે સ્ત્રી રાખે છે; તેથી તેનું સર્વ તપ મિથ્યા છે.' આ પ્રમાણે સૂડાનું બોલવું સાંભળી તે તપસ્વીએ અતિશય ક્રોધાયમાન થઇને તે સુડાને ઝાલી મારી નાખ્યો, એટલે રત્નાંગદ દેવ હેમાંગદ દેવને કહેવા લાગ્યો–' હે મિત્ર ! જૈન અને શૈવ મુનિમાં કેટલો બધો તફાવત છે એ તેં પ્રત્યક્ષ જોયું.' આ રીતે કહ્યા છતાં તે મિથ્યાદૃષ્ટિ હેમાંગદ દેવના હૃદયમાં શ્રદ્ધા થઇ નહીં, તેથી પુનઃ તે રાજર્ષિમુનિને દેવમાયાએ કરી તેણે ઘણા ઉપસર્ગો કર્યા, તોપણ કરૂણાના સાગર એવા તે મુનિ અંગીકાર કરેલા અભિગ્રહથી ચળિત થયા નહિ. તેથી તે દેવો પ્રત્યક્ષ પ્રગટ થઇ મુનિને નમસ્કાર કરી પોતાના અપરાધની ક્ષમા યાચી પોતાને સ્થાનકે ગયા. પદ્મોત્તરમુનિએ વૃદ્ધ સાધુની ભાવપૂર્વક ભક્તિ કરવાથી તીર્થંકર નામકર્મનો નિકાચીત બંધ કર્યો. ત્યાંથી કાળધર્મ પામી મહાશુક્ર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર પદ પામી અનંત અવ્યાબાધ એવા મોક્ષસ્થાનકને પામશે.

# છઠ્ઠું બહુશ્રુત પદ આરાધન કરવા ઉપર મહેંદ્રપાલની કથા.

આ ભરતક્ષેત્રની અંદર સોપારકપટ્ટણ નામે મનોહર નગર હતુ, ત્યાં સર્વે કળાઓમાં કુશળ એવો મહેંદ્રપાલ નામે રાજા રાજ્ય કરતો હતો; પરંતુ સદ્ગુરૂના અભાવે મિથ્યાદર્શનના યોગથી મિથ્યાત્વીના પંથે તે ચાલતો હતો; અને તે એવું માનતો હતો કે પંચભૂતથીજ આ આત્મા ઉત્પન્ન થાય છે, અને પંચભૂતનો નાશ થયે આત્માનો પણ નાશ થાય છે. કહ્યુ છે કે—

उपजाति त.

वि ागुरुभ्यो गुणनीराधिभ्यो, जानाति धर्मं न विचक्षणोऽपि ।
ा र्णदीर्घोज्वललोचनोऽपि, दीपं विना पश्यति नांधकारे ॥

અર્થ:—' ગુણના સમુદ્ર એવા ગુરૂવિના ડાહ્યો માણસ પણ ધર્મને જાણતો નથી, જેમ કાન સુધી લાંબા ઉજ્જવળ નેત્રવાળો માણસ પણ દીપક વિના અંધારામાં જોઇ શકતો નથી.

તે રાજાને એક બુદ્ધિમાન્ પ્રધાન હતો, તે પ્રધાનને જિનોક્ત તત્ત્વને જાણનારો શ્રુતશીલ નામે ભાઇ હતો; તે રાજાને ઘણોજ પ્રિય હતો.

એકદા અતિશય સ્વરૂપવાન માતંગની સ્રીને પંચમ નાદયુક્ત ગાન કરતી જોઈ રાજા તેના પર મોહિત થયો. ઇંગિત આકારથી રાજાનો ભાવ જાણી શ્રુતશીલ મધુર વચન કહેવા લાગ્યો–' હે મહારાજ! અપયશના સ્થાનરૂપ સર્વ દોષોના આકર સમાન એવી પરનારીનો જે કોઇ સંગ કરે છે, તે નીચ ગતિને પામી મહાન્ દુઃખ અનુભવે છે. જેમ સુંદર દેખાતા કિંપાકનાં ફળ ખાધાં હોય તો મૃત્યુને વશ કરે છે, તેમ બહારથી સુંદર દેખાતી સ્રીનો સંગ કરવાથી અનેકવાર મરણને પ્રાપ્ત થઈ મહાન્ દુઃખો ભોગવવાં પડે છે. વળી જો રાજાજ અનીતિના માર્ગે પ્રવર્તે તો પછી અન્યને તેથી રોકવાનું શી રીતે બને ? માટે હે નૃપતિ! ઉભય લોકમાં દુઃખના હેતુરૂપ પરસ્રીસંગનો સંકલ્પ મનમાંથી કાઢી નાખો.' આમ ઘણી રીતે સમજાવ્યા છતાં મોહમૂઢ રાજા તે વિચારથી પાછો હઠ્યો નહીં; એટલે મંત્રીએ રાજ્યનું હિત વિચારી રાજ્યની અધિષ્ઠાયિકા દેવીનું સ્મરણ કર્યું, તેથી દેવી પ્રગટ થઇ. તેને મંત્રીએ સર્વ બીના કહી, એટલે દેવીએ કહ્યું કે– 'જ્યારે તે પોતાના પાપનો પશ્ચાત્તાપ કરે એટલે મારૂં સ્મરણ કરજે, હું તેને શાન્તિ કરીશ.' એમ કહી રાજાના શરીરમાં વ્યાધિ પ્રગટ કરી દેવી અદ્રશ્ય થઇ ગઈ. પછી વ્યાધિથી વ્યાકુળ થયો થકો તે રાજા અત્યન્ત પીડા પામી વિલાપ કરતો ચિન્તવવા લાગ્યો કે–' ખરે, મને આ મારૂં દુષ્કૃત્યજ પીડે છે. માત્ર મનથીજ કરેલું પાપ આવું કષ્ટ આપે છે, તો જે ત્રિયોગે પાપ સેવે તેનું તો શું થાય ?' આવા વિચારથી કરેલા માનસિક પાપનો પશ્ચાત્તાપ કરતો પુનઃ પાપકાર્ય નજ થાય એવા નિશ્ચયથી વ્યાધિની શાન્તિ માટે તે પ્રાર્થના કરવા લાગ્યો. મંત્રીએ જાણ્યું કે ' રાજા હવે પૂર્ણ પસ્તાય છે ' તેથી દેવીને સ્મરી, એટલે દેવીએ વ્યાધિની શાન્તિ કરી, તેથી રાજા સ્વસ્થ થયો. પછી રાજાએ મંત્રીને કહ્યું કે ' મને જે માનસિક પાપ લાગ્યું તેની શુદ્ધિ શી

રીતે થાય ?' મંત્રી કહે–' મહારાજ ! પંડિતોને બોલાવી પૂછો, એટલે તે પાપ નિવારણ કરવાનો ઉપાય બતાવશે.' રાજાએ મંત્રીના કહેવાથી બીજે દીવસે પ્રભાતમાં પંડિતોને બોલાવી પાપથી મુક્ત થવાનો ઉપાય પૂછયો, એટલે જુદા જુદા પંડિતો જુદી જુદી રીતે કહેવા લાગ્યા. કોઈ કહે 'ગંગાજળનું પાન કરવાથી પાપ દૂર થાય છે.' કોઇ કહે–'અગ્નિહોમ કરી વેદપૂરાણની કથા શ્રવણ કરવાથી પાપનાશ થાય છે.' કોઇ કહે–'અડસઠ તીર્થની યાત્રા કરી નર્મદાની માટીનો શરીરે લેપ કરવાથી પાપ દૂર થાય છે.' અને કોઇ કહે 'બ્રાહ્મણોને દાન આપવાથી કરેલા પાપનો નાશ થાય છે.' આમ અનેક રીતે બ્રાહ્મણોએ પાપનિવારણના ઉપાયો બતાવ્યા પણ તે રાજાને રૂચ્યા નહીં. તે સમયે નગરબહાર ઉદ્યાનમાં મહાન્ ગુણના સમુદ્ર શ્રીષેણ મુનીશ્વર પધાર્યા. તેમને વાંદવા માટે રાજા ઘણા પરિવાર સહિત આવ્યો. ગુરૂને વિનયપૂર્વક વંદન કરી બે હસ્ત જોડી બોલ્યો–' હે કરૂણાનિધિ ! મનના પાપની શુદ્ધિ શી રીતે થાય ? તે કરૂણા કરીને કહો.'

ગુરૂ કહે–' રાજા ! શુદ્ધિ બે પ્રકારની છે, બાહ્ય અને અભ્યન્તર. જળાદિકથી શરીરની બાહ્ય શુદ્ધિ થાય છે, અને જ્ઞાન ધ્યાન તથા તપરૂપ પાણીથી અન્તરની શુદ્ધિ થાય છે. કામરાગવડે સ્ત્રીના મોહથી વીંધાયેલ છે ચિત્ત જેનાં એવાઓની બાહ્ય જળાદિકથી કદી પણ શુદ્ધિ થઇ શકતી નથી, અન્તરની શુદ્ધિ તો જ્ઞાન અને ક્રિયાથીજ જિનેશ્વરે કરેલી છે. જે માટે કહ્યું છે કે—

॥ उपजाति त ॥

ा ोचना निंद गर्हणाभिः, सम्य क्रिया बोधतपोभिरुग्रैः ॥
तत्पाप ि जतास्त्रिधापि, स्मा विं द्धिं खलु दुष्‍ ा ां ॥ १ ॥

અર્થ:—" મન, વચન અને કાયા એ ત્રણથી પાપ કર્મ કરનાર મનુષ્યનાં દુષ્કર્મોની શુદ્ધિ આલોચના, નિન્દા અને ગર્હા એ ત્રણ પ્રકારે અને સમ્યક્ ક્રિયા, જ્ઞાન અને ઉગ્ર તપવડે પ્રથમ કહેલા દુષ્કૃતની શુદ્ધિ થાય છે એમ જ્ઞાની પુરૂષો કહે છે." આ પ્રમાણે ગુરૂની દેશના સાંભળી શ્રુતશીલ જે પ્રધાનનો ભાઇ હતો તેણે સંવેગ પામી ચારિત્ર અંગીકાર કર્યું.

શ્રુતશીલે ચારિત્ર લીધું એમ જાણી રાજા ગુરૂપર દ્વેષ ધરવા લાગ્યો. ગુરૂ રાજાને પ્રતિબોધી શાન્ત કરી ત્યાંથી અન્ય સ્થળે વિહાર કરી ગયા. પછી

એકદા તેજ નગરના ઉદ્યાનમાં નિર્દોષ ચારિત્રને ધારણ કરનાર શ્રુતકેવળી શ્રી સમન્તભદ્રાચાર્ય ઘણા સાધુના પરિવાર સહિત આવી સમવસર્યા. તે વખતે સર્વ નગરજનો અને રાજા તેમને વંદના કરવા આવ્યા. તે સમયે ગુરૂમહારાજે અમૃત સમાન દેશના આપવા માંડી.

"હે ભવ્યજનો ! મદોન્મત્ત હસ્તી, પ્રચંડ વેગવાળા અશ્વ, વિશાળ રાજ્યલક્ષ્મી, સુન્દર રૂપ, ઉત્તમ વીર્ય, મૃગલોચની લલિતલલના વિગેરે ભોગોપભોગ્ય વસ્તુની પ્રાપ્તિ એ ધર્મના પ્રભાવથીજ પ્રાપ્ત થાય છે. જે સુજ્ઞશિરોમણિ જિનેશ્વરે કહેલા ધર્મને વિષે પોતાનુ ચિત્ત સ્થિર કરી અન્યને પણ તેમાં ઉદ્યમવંત કરે છે, તે પ્રાણી ઉત્તમ સુખસંપદાને પામે છે; અને જે મૂઢાત્મા જિનેશ્વરે કહેલા ધર્મને આદરનારાઓને અન્તરાય કરી તેની ઉપર દ્વેષ ધરે છે તે અનેક પ્રકારે દુઃખનો ભાગી બને છે; માટે જ્યાં સુધી આ દેહ નિરોગી છે, ઈન્દ્રિયોની પટુતા છે, જરાવસ્થા દૂર છે અને આયુષ્ય ક્ષીણ નથી થયું ત્યાં સુધી હે ભવ્યજનો ! ધર્મને વિષે તમે યત્ન કરો."

આ રીતે વૈરાગ્યપૂર્ણ ગુરૂની દેશના શ્રવણ કરી રાજાએ પોતાના પુત્ર જયન્તકુમારને રાજ્યાસનપર સ્થાપી પોતે મંત્રી સહિત ગુરૂ પાસે આવી ચારિત્ર અંગીકાર કર્યું, અનુક્રમે ગુરૂપાસે રહી અગીઆર અંગનું અધ્યયન કર્યું. એક દિવસ ગુરૂમુખેથી વીશસ્થાનકના આરાધન સંબંધી દેશના શ્રવણ કરતાં એવું સાભળ્યું કે " એ વીશ સ્થાનક અથવા એમાંથી એક પણ સ્થાનકની સમ્યક્ પ્રકારે આરાધના કરાય તો તેથી ત્રિભુવનને પૂજ્ય એવી તીર્થંકરની લક્ષ્મી પમાય છે." આ પ્રમાણે ગુરૂનું વચન સાંભળી રાજર્ષિ મુનિએ અભિગ્રહ લીધો કે 'જ્યાં સુધી જીવુ ત્યાંસુધી મ્હારે બહુશ્રુતનું વાત્સલ્ય કરવું.' આવો અભિગ્રહ ધારણ કરી બહુશ્રુત મુનિઓનું ઓષધ ભેષજ્યાદિથી વૈયાવચ્ચ કરતા પોતાના અભિગ્રહને નિશ્ચળપણે તે પાલન કરવા લાગ્યા.

એક દિવસ દેવસભામાં ઇન્દ્રમહારાજે તે મુનિની પ્રશંસા કરી. તે પર શંકા લાવી ધનદ નામે દેવ જ્યાં તે મુનિ હતા તે નગરીમાં આવી શેઠ બની ઘર માંડી રહેવા લાગ્યો. તે સમયે તે રાજર્ષિ મુનિ કોઇ ગ્લાન સાધુને માટે કોળાપાક શોધતા કપટરૂપ શ્રેષ્ઠીને ત્યાં આવી ધર્મલાભ આપી ઉભા રહ્યા. મુનિને જોઈ કપટશ્રેષ્ઠી ઉભો થઇ પ્રણામ કરી મિષ્ટવાણીથી બોલ્યો–' અહો !

આજે મ્હારાં ધન્ય ભાગ્ય કે આપે પધારી મારૂં ઘર પવિત્ર કર્યું. હે પૂજ્ય! હે સ્વામી! કહો આપને શું જોઈએ છીએ!'

મુનિ કહે—'મહા ાગ્ય! મ્હારે કોળાપાકની જરૂર છે, જો તમારે ત્યાં હોય તો આપો.'

શેઠ કહે—'મહારાજ! મારા ઘરમાં કોળાપાક જેટલો જોઈએ તેટલો છે. ઉભા રહો, હું તે લાવી આપું.' એમ કહી અ દર જઇ કોળાપાક લાવી મુનિને આપવા લાગ્યો. મુનિએ અનિમેષ નેત્રવાળો જોઇ જાણ્યું કે 'આ તો કોઈ માયાવી દેવ છે; અને દેવપિંડ મુનિથી ગ્રહણ કરાય નહિ.' એમ જાણી પાક લીધા વિના ત્યાંથી બીજે ચાલ્યા ગયા. તેથી તે દેવ રોષે ભરાયો; તેથી મુનિ જ્યાં જાય ત્યાં અશુ પાક કરવા લાગ્યો, તોપણ મુનિ ખિન્ન થયા નહિ. ઘણાં ઘર ભમતાં સૂરસાર્થવાહને ત્યાં મુનિ આવી ચઢ્યા. ત્યાં તેમને એષણીય પાક મળ્યો. તે લઇ મુનિ પોતાને સ્થાને આવ્યા. આવી રીતે મુનિને પોતાના અભિગ્રહમાં નિશ્ચળ જોઇ દેવ પ્રત્યક્ષ થઇ મુનિની સ્તવના કરી સૂરસાર્થવાહના ઘરે રત્નની વૃષ્ટિ કરી પોતાને સ્થાનકે ગયો. બહુશ્રુતનું ભાવપૂર્વક સમ્યક્ પ્રકારે વાત્સલ્ય કરવાથી તે મુનિએ તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. અનુક્રમે ત્યાંથી કાળધર્મ પામી નવમા ગ્રૈવેયકને વિષે દેવપણે તે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર પદ પામશે; અને શ્રુતશીલમુનિનો જીવ તેજ તીર્થંકરના ગણધર થઈ અનંત અવ્યાબાધ સુખને પામશે.

આ પ્રમાણે મહેન્દ્રપાલ નૃપતિનું રસિક ચરિત્ર શ્રવણ કરી હે ભવ્યજનો! તમે બહુશ્રુતનું વાત્સલ્ય કરવા માટે પોતાના ચિત્તને પ્રેરો.

## સાતમા તપસ્વી સ્થાનક આરાધવા ઉપર વીરભદ્રની કથા.

અલકાપૂરી સમાન મનોહર, લક્ષ્મીથી પૂર્ણ એવી એક વિશાલા નામે નગરી અવન્તિ દેશમાં હતી. તે નગરીમાં મહાન ધનાઢ્ય વૃષભદાસ નામે શ્રેષ્ઠી વસતો હતો. તેને રૂપગુણના ભંડાર સમાન વીરમતી નામે ભાર્યાથી વીરભદ્ર નામે પુત્ર ઉત્પન્ન થયો. તે અનુક્રમે વૃદ્ધિ પામતો સર્વ કળાઓમાં કુશળ થઇ યૌવનાવસ્થાને પામ્યો, વીરભદ્રના રૂપ અને ગુણની પ્રશંસા પદ્મિનીખંડપત્ત-

નમાં રહેનાર પુન્યાત્મા સાગરદત્ત શ્રેષ્ઠીએ શ્રવણ કરી, તેથી તેણે પોતાની રત્નગર્ભા નામે સ્ત્રીથી ઉત્પન્ન થયેલી, સ્ત્રીઓની સર્વ કળાઓમાં કુશળ, દેવાંગનાના રૂપનો પરાભવ કરે એવી પ્રિયદર્શના નામે પુત્રીનો વિવાહ કરવા વૃષભદાસ શેઠની પાસે માણસ મોકલ્યું. શેઠે યોગ્ય સ્થળ જાણી વિવાહ કબૂલ કર્યો. અનુક્રમે લગ્નદિવસ મુકરર કરી જાન લઇ ઘણા ઉત્સવપૂર્વક પ્રિયદર્શનાની સાથે લગ્ન કરી જેમ મધુકર માલતીની સાથે લીન થઇ જાય તેમ વીરભદ્ર પ્રિયદર્શનાની સાથે અત્યન્ત લીન થઈ પંચવિષય સુખ ભોગવવા લાગ્યો. કેટલાએક દિવસો આમ આનંદપૂર્વક વિત્યા બાદ વીરભદ્રે પોતાના સસરાને કહ્યું, ' મુરબ્બી ! હવે ઘણા દિવસ થયા, તેથી અમો સર્વને રજા આપો તો અમારી નગરીએ જઈએ. ' આ પ્રમાણે જમાઇનું વચન શ્રવણ કરી સાગરદત્ત શેઠ બોલ્યા—' હે કુમાર ! અમને અમારી પુત્રી અતિશય પ્રિય હોવાથી અમે તેનો વિયોગ સહી શકતા નથી, તેથી જાનમાં આવેલા બીજા સર્વ જનોને જવાની રજા આપો અને તમે મારી પુત્રી સાથે અહીં જ રહો.' આ પ્રમાણે સાસરાના આગ્રહથી બીજા જાનૈયાઓને કહ્યું કે—તમે સર્વ જાઓ અને હુ થોડા દિવસ પછી સ્ત્રી સહિત આવીશ; કેમકે શેઠનો આગ્રહ ઘણો જ છે, તેથી તેમનુ દીલ દુઃખાવીને આવવું મને યોગ્ય લાગતું નથી. ' આ પ્રમાણે કહી જાનને વિદાય કરી પોતે શ્વસૂરગૃહમાં સુખપૂર્વક રહેવા લાગ્યો. કેટલાએક દિવસ વિત્યા બાદ વીરભદ્ર ચિન્તવવા લાગ્યો કે ' પુરૂષ સાસરે અને સ્ત્રી પિયરમાં વધારે રહેવાથી પોતાની શોભા અને લાજ ગુમાવે છે, માટે હવે અહીં વધારે વખત રહેવું એ શોભાયુક્ત નથી. પરદેશમાં જઇ દ્રવ્ય મેળવી પિતાને ઘેર જવું વધારે સારૂં છે.' આ વિચાર પોતાની પ્રિયાને જણાવતાં કહ્યું—' વ્હાલી ! તને મૂકીને જતાં મારૂ દીલ માનતું નથી, પણ નિરૂદ્યમીપણે શ્વસુરગૃહમાં આવી રીતે પડી રહેવું એ મારા જેવાને શરમ ભરેલું છે, માટે હુ પરદેશમાં જઇ દ્રવ્ય મેળવી આવુ ત્યાં સુધી તું તારા પિતાને ઘેર રહે. હું થોડા દિવસમાં આવી તને મારા પિતાને ઘેર લઇ જઈશ. ' આમ ઘણી રીતે સમજાવી સ્ત્રીની રજા લઇ પોતાના ભાગ્યની પરીક્ષા કરવા ચાલી નીકળ્યો. અનુક્રમે કેટલાએક દિવસે સિંહલદ્વીપે આવી પહોંચ્યો. ત્યાં કોઈ દિવ્ય ગુટિકાના પ્રભાવથી રૂપપરાવર્તન કરી નગરમાં વિવિધ કળાઓ કરતો વીરભદ્ર ફરવા લાગ્યો; તેથી નગરના લોકોને તે ઘણો પ્રિય થઇ પડ્યો.

એક દિવસ ફરતાં ફરતાં વીરભદ્ર તે નગરમાં શંખશ્રેષ્ઠીની દુકાને આવીને બેઠો. શેઠે તેને ગુણવાન, રૂપવાન ને કળાવાન જોઇ ઘણો આદરસત્કાર કરી પોતાને ઘેર લાવી પુત્ર તરીકે રાખ્યો. ત્યાં વીરભદ્ર સુખપૂર્વક રહેવા લાગ્યો.

તે ગામના રત્નાકર નામના રાજાની મહાગુણવાન, સર્વ કળાઓમાં કુશળ, સ્વરૂપમાં રતિનો પણ પરાભવ કરે એવી અનગસુંદરી નામે પુત્રી હતી. તેની સાથે શંખશેઠની પુત્રીને બ્હેનપણા હતા. તેની પાસેથી રાજકુંવરીની પ્રશંસા શ્રવણ કરીને વીરભદ્ર તેને જોવાની ઈચ્છાથી શેઠની પુત્રીને કહેવા લાગ્યો. કે—'મને તે કુંવરીનું દર્શન કરાવ.' શેઠની પુત્રી કહે—'ત્યાં સ્ત્રીજન સિવાય કોઈને પણ જવાનો હુકમ નથી, તેથી હું શી રીતે બતાવું ?'

વીરભદ્ર કહે 'અહો ! એમાં શુ ?' એમ કહી પેલી ગુટિકાના પ્રભાવથી સુંદર નવયૌવના કન્યા તે બની ગયો. આ પ્રમાણે રૂપ પરાવર્તન કરી શેઠની પુત્રી સાથે રાજમહેલમાં રાજકન્યા પાસે આવ્યો. નવીન સ્વરૂપવાન અપરિચિત મહિલાને જોઈ રાજકુંવરી બોલી, 'હે સખિ ! આ તારી સાથે દેવસુંદરી સમાન કન્યા કોણ છે ?'

શેઠ પુત્રી કહે—'બ્હેન ! એ મારા મામાની પુત્રી છે. અમારે ઘેર થોડા દિવસથી મળવા આવેલી છે, તેને વીણા વગાડતાં બહુ સારી આવડે છે; તેથી હું તમારી પાસે તેડી લાવી છું. તમે તમારી વીણા તેના હાથમાં આપો. જુઓ, તે કેવું મધુર સંગીત કરે છે. રાજકન્યાએ પોતાની વીણા કૃત્રિમકન્યાના હસ્તમાં આપી. કૃત્રિમકન્યાએ વીણા હાથમાં લઇ સુર મેળવી એવી સરસ રીતે વગાડવા માંડી કે તેના સંગીતાલાપથી રાજકુમારી અતિશય આલ્હાદ પામીને કહેવા લાગી—'બ્હેન ! તમે નિરન્તર મારી પાસેજ રહો તો વધારે સારૂં, કેમકે તમને જોઇ મને તમારાપર અતિશય પ્રીતિ થાય છે.'

રાજકન્યાના આગ્રહથી કૃત્રિમ કન્યા ત્યાં આનંદપૂર્વક વિવિધ પ્રકારના વિનોદ કરતી રહેવા લાગી. તેથી બન્નેનાં મન એકમેક થઇ ગાઢ પ્રીતિરૂપ બન્યાં.

એક દિવસ કૃત્રિમ કન્યા રાજકુમારીને કહેવા લાગી કે—'હે સખિ ! તું હવે પૂર્ણ યૌવનાવસ્થાને પામી છે; તેથી જો તને તારા રૂપ ગુણ સમાન પતિ મળે તો સુખ થાય. નહિ તો કદાપિ કોઇ મૂર્ખસાથે ભાગ્ય જોડાય તો કેવી રીતે દિવસો જાય ?'

રાજકુમારી કહે–' સખિ ! સહુને સારા વરની વાંછા હોય છે; કોઇ નઠારાને ઇચ્છતુ નથી, પરંતુ તેમાં આપણી ઇચ્છાનુસાર બનવું મુશ્કેલ છે, કેમકે તે સર્વ પોતાના શુભાશુભ કર્મને આધિન છે.'

કૃત્રિમ કન્યા કહે–' સખિ ! તારૂં કહેવું સત્ય છે, પરંતુ તારા રૂપ ગુણને યોગ્ય એક કુળવાન પુરૂષ છે, જો તે તને પ્રિય હોય તો બતાવુ.'

રાજકન્યા કહે–' અહીં કેવી રીતે બતાવીશ ?'

કૃત્રિમ કન્યા કહે–' અરે ! અહીજ બતાવું, જો તે આ રહ્યો.' એમ કહી પોતાનું મૂળ સ્વરૂપ પ્રગટ કર્યું. તે જોઈ રાજકુમારી આશ્ચર્ય પામી વિચારવા લાગી કે–' શું આ તે કોઇ દેવમાયા છે કે કંઇ ઇન્દ્રજાળ છે?' રાજકન્યાને આમ ભ્રમમાં પડેલી જોઇ વીરભદ્ર બોલ્યો–' નૃપકુમારી ! આપ શા વિચારમાં પડ્યા છો ? કહેલો પુરૂષ તમારા ચિત્તને પ્રિય છે ?'

રાજકુમારી શરમાઇ નીચું વદન કરી ધીરજથી બોલી–' કુમાર ! કૃપા કરી આપની ખરી ઓળખાણ આપશો કે જે સાંભળી હુ ભાગ્યશાળી થાઉં.' વીરભદ્રે પોતાની ઓળખાણ આપી, તેથી રાજકન્યાએ હર્ષ પામી પોતાની માતાને બોલાવી પોતાનો અભિપ્રાય જણાવ્યો. રાણીએ તે વાત રાજાને કહી. રાજાએ ખુશી થઇ ઉત્સવપૂર્વક શુભ દિવસે લગ્ન કરી ઇચ્છિત પતિ સાથે પુત્રીને પરણાવી. વીરભદ્ર તેની સાથે વિવિધ સુખ ભોગવતો ત્યાં રહેવા લાગ્યો. એક દિવસ પોતે એકાન્તમાં બેસી વિચારવા લાગ્યો કે,—

**उत्तमाः स्वगुणैः ख्या ।, मध्यमाश्च पि गुणैः ।**
**अधमां मातु ः ख्याता, श्व रैस्त्व मा माः ॥ १ ॥**

અર્થ—' પોતાના ગુણોવડે જે વિખ્યાત છે તે ઉત્તમ, પિતાના ગુણથી પ્રસિદ્ધ તે મધ્યમ, મામાવડે વિખ્યાત તે અધમ અને સસરાથી ખ્યાત હોય તેને અધમાધમ જાણવા.' અથવા ' સ્વગુણથી મળેલી ખ્યાતિ ઉત્તમ, પિતાના ગુણથી થયેલી પ્રસિદ્ધતા મધ્યમ, મામાથી અને સસરાથી થયેલી વિખ્યાતિ અધમાધમ છે.'

આ પ્રમાણે વિચાર કરી રાજાની આજ્ઞા લઇ શંખશ્રેષ્ઠીની પણ રજા માગી પોતાને દેશ જવા માટે એક ઉત્તમ વહાણ તૈયાર કર્યું. શુભ મુહૂર્ત સારા શુકન જોઇ ઘણા માણસોના પરિવાર સહિત તે વહાણમાં બેઠો. પછી

વહાણ સમુદ્રમાં હંકાર્યું. કેટલેક દિવસે વહાણ મધ્ય સમુદ્રમાં આવ્યું. એવામાં દુર્દૈવવશાત્ દશે દિશામાંથી પ્રચંડ વાયુ છુટ્યો, આકાશ મેઘથી શ્યામ વર્ણવાળું થઈ ગર્જના કરવા લાગ્યું, વિદ્યુત્‌ના મહા ભયંકર કડાકા થવા લાગ્યા અને અમ્બુનિધિ ઉછળવા લાગ્યો. આથી વહાણ ડામાડોળ થવા લાગ્યું, શઢ છૂટીને તૂટી ગયાં, અંદર રહેલાં માણસો વ્યાકુળ ચિત્તથી ઈષ્ટદેવનું સ્મરણ કરવા લાગ્યાં. પ્રચંડ પવનના તોફાનથી વહાણ અથડાતું કુટાતું પાણીથી આચ્છાદિત થયેલા એક ખરાબા સાથે અથડાયું અને તેના ટુકડે ટુકડા થઈ ગયાં અને સર્વ જનો સમુદ્રમાં પડ્યા. સત્કર્મવશાત્ રાજપુત્રી અનંગસુંદરીના હાથમાં એક પાટિયું આવ્યું. તેના આધારે તરતી તરતી ત્રણ દિવસે તે સમુદ્રના કાંઠે આવી. ત્યાં તેને કોઈ એક તાપસ કરુણા લાવી પોતાના આશ્રમે લઈ ગયો ને પુત્રીની પેઠે રાખવા લાગ્યો. એક દિવસ અનંગસુંદરીની અનુપમ સૌન્દર્યતા જોઇ તાપસ વિચારવા લાગ્યો કે "બ્ર ચારીને સ્રીસંગ લાભદાયી નથી. જે માટે કહ્યું છે કે,—

दिरागा ा ज े , लो यविरो ी ॥
कुरू े द्र ि , माहि ा हि ं त् ॥ १ ॥

અર્થ:—'સ્રી મદિરા કરતાં ગુણે કરી મોટી તેમજ આ લોક પરલોકનો વિરોધ કરનારી છે કે જે જોવામાત્રમાં જગતને ઘેલું કરે છે.' સારાંશ કે મદિરા તો પીવે ત્યારે મનુષ્ય મત્ત થાય છે, પણ બંને લોકને બગાડનારી સ્રી તો મદિરા કરતાં અધિક માદક ગુણવાળી છે, કે જેને જોતાંજ જગત ગાંડું થાય છે.

વલી જેમ વહ્નિ-સમીપે રહેલી લાખ એક ક્ષણમાં નાશ પામે છે તેમ સ્રી સમીપે રહેનારા બ્ર ચારીનું શીલ પણ ક્ષણવારમાં નષ્ટ થાય છે." આ પ્રમાણે વિચારી તે તાપસ અનંગસુંદરીને કહેવા લાગ્યો—'પુત્રી ! હું તને આ પાસેના પદ્મિનીખંડ નામના નગર સમીપે મૂકી જાઉં, ત્યાં તું તારું ઉચિત સ્થાન શોધી લેજે, તારા પુન્યથી તને ત્યાં સારૂંજ સ્થાન મળશે અને તું સુખી થશે. અમારી પાસે તને લાંબો વખત રાખવી તે અમને લાભદાયી નથી, કેમકે તેથી અમારી અપકીર્તિ થાય.' આ પ્રમાણે કહી અનંગસુંદરીને નગર સમીપે મૂકી તાપસ પાછો પોતાના આશ્રમે આવ્યો.

યુથથી ભ્રષ્ટ થયેલી મૃગલીની પેઠે વ્યાકુળ ચિત્તવાળી અનંગસુન્દરી નગર પાસેના સરોવરપર ભમતી ભમતી આવી. ત્યાં તેણે પુન્યાત્મા સુવ્રતા સાધ્વીને દીઠા. તેમને જોતાંજ હર્ષથી તેમની પાસે જઇ વિનયપૂર્વક વંદન કરી બે હાથ જોડી ઉભી રહી. સાધ્વીએ ધર્મલાભ આપી મધુર વચને પૂછ્યું, ' વત્સ ! તું કોની પુત્રી અને કોની સ્ત્રી છે ? '

નૃપસુતાએ પોતાની સર્વ વિતક વાત કહી સંભળાવી; એટલે તેનાપર કરૂણા લાવી સાધ્વી તેને પૌષધશાળામાં લઇ આવ્યા. તેજ સમયે સાગરદત્ત શ્રેષ્ઠીની પુત્રી અને વીરભદ્રની સ્ત્રી ત્યાં ભણવા આવી. તેણે અપ્સરા સમાન રૂપવાળી સ્ત્રીને જોઈ ગુરૂણીને પૂછ્યું ' મહારાજ ! આ સ્ત્રી કોણ છે ? '

સાધ્વી કહે—' ભદ્રે ! એ સ્ત્રી સિંહલદ્વીપના રાજાની પુત્રી અને વીરભદ્રશ્રેષ્ઠીની પત્ની છે. દુર્દૈવવશાત્ તે તેના પતિથી જુદી પડી છે. '

આ પ્રમાણે સાંભળી પ્રિયદર્શના બોલી—' અહો ! આ તો મારી સપત્ની—મારી બ્હેન છે. ' એમ કહી મિષ્ટ વચનોથી તેને સંતોષી પોતાના પિતાને ઘરે લાવી સ્નેહ સહિત બહુમાનપૂર્વક રાખી. બન્ને જણીઓ ગુરૂણી પાસે શ્રુતાભ્યાસ કરતી, વિવિધ તપસ્યા આચરતી શુદ્ધ ચિત્તાથી નિર્મળ શીલનું પાલન કરવા લાગી. સાગરદત્તશ્રેષ્ઠી પણ અનંગસુંદરીને પોતાની બીજી પુત્રીતુલ્ય ગણી જરાપણ આંતરો રાખતો નહિ.

પ્રિય પાઠક ! હવે આપણે વીરભદ્રનું શું થયું તે તરફ દ્રષ્ટિ ફેરવીએ. જયારે ભયંકર પવનના તોફાનથી વ્હાણ ભાંગ્યું, ત્યારે જેમ અનંગ—સુન્દરીને એક ફલક હાથમાં આવ્યું, તેમ વીરભદ્રના હાથમાં પણ એક મજબુત ફલક આવ્યું. તેના આધારે સાત દિવસે તે સમુદ્રના કિનારે આવી બહાર નીકળ્યો, પરંતુ સ્ત્રીના વિરહથી તેને કોઇ પણ સ્થળે સુખશાન્તિ મળી નહિ. અસ્વસ્થ ચિત્તે અહીં તહીં તે ફરવા લાગ્યો. તેવામાં ત્યાં આગળ રત્નપુર નગરનો સ્વામી રત્નવ ભ નામે વિદ્યાધર ક્રીડા કરતો આવી ચડ્યો. તે વીરભદ્રના રૂપ, ગુણ અને ચાતુરી જોઇ બહુમાનપૂર્વક તેને પોતાની સાથે નગરમાં લઇ આવ્યો. ત્યાં તેને પોતાની ગુણવતી રત્નપ્રભા નામની પુત્રી ઘણા ઉત્સવથી પરણાવી અને ગગનગામિની તથા આભોગિની વિદ્યા આપી વિદ્યાધર બનાવ્યો. ખરે, પુન્યશાળીને જ્યાં જાય ત્યાં સંપત્તિ અને સુખજ પ્રાપ્ત થાય છે. અહીં વીરભદ્ર દોગંદુક સુરની પેઠે સુખ ભોગવવા લાગ્યો.

કેટલાએક દિવસો આ પ્રમાણે વ્યતિત થયા પછી એક દિવસે આભોગિની વિદ્યાના પ્રભાવથી નિર્મળ શીલયુક્ત પોતાની પૂર્વની બે પ્રિયાઓને વ્રતા સાધ્વીની પાસે પદ્મિનીખંડ નગરમાં શાસ્ત્રાભ્યાસ કરતી જાણી; તેથી પોતાની નવપરણિત પ્રિયાને લઇ કૌતુકના મિષે તે નગરમાં આવ્યો. ત્યાં આવી ીને સુવ્રતા સાધ્વીના ઉપાશ્રય ન ક મૂકી પોતે દેહચિન્તાના મિષે કયાંઇ ચાલ્યો ગયો. અહીં કેટલોએક સમય વ્યતિત થયા છતાં પોતાના પતિને ન આવ્યો જાણી હૃદયમાં ચિન્તા ધારણ કરતી રત્નપ્રભા ત્યાંથી ઉઠીને પાસે આવેલા સુવ્રતા સાધ્વીના ઉપાશ્રયે જ્યાં પૂર્વોક્ત બે સ્ત્રીઓ ભણતી હતી ત્યાં આવી. તેમની પાસે બેસીને પોતાની હકીકત કહી, તેથી તેઓ પણ તેના દુઃખમાં ભાગીદાર થઈને તેને પોતાની પાસે રાખી. ત્રણે જણીઓ અન્ય પુરૂષ સાથે વાત પણ ન કરતાં પ્રમોદપૂર્વક નિરંતર દેવપૂજા, પ્રતિક્રમણ, પર્વતિથિએ પૌષધ વિગેરે ધર્મક્રિયા કરવા લાગી.

વીરભદ્ર પોતાની પ્રિયાને મૂકી દૂર જઇ વામનરૂપ ધરી સુલક્ષણ નામ ધારણ કરી વિવિધ પ્રકારનાં કૌતુક કરી લોકોના ચિત્તને રંજન કરતો નગરમાં ભમવા લાગ્યો. એક દિવસ એ રીતે ભમતો ભમતો નૃપસભામાં જઈ ચઢ્યો. ત્યાં સભામાં કોઈ પુરૂષ એવી વાત કરતો હતો કે 'આપણા નગરમાં સુવ્રતા સાધ્વીના પાશ્રયમાં અપ્સરાના રૂપનો પરાભવ કરે એવી સમાન રૂપગુણવાળી ત્રણ સતી સ્ત્રીઓ છે. તે એવી તો દૃઢ નિયમવાળી છે કે કોઈ અન્ય પુરૂષની સામે પણ જોતી નથી, તો તેની સાથે વાત તો કરેજ કેમ ? એવી તે સતીશિરોમણિ સ્ત્રીઓ યૌવનવતી છતાં જીતેન્દ્રિય છે.'

આવી વાત સાંભળી રાજા આશ્ચર્ય પામીને બોલ્યો કે 'જે પુરૂષ તે ત્રણ સ્ત્રીઓને બોલાવશે તે મારા પરમ સ્નેહનું પાત્ર થશે.'

રાજાની આજ્ઞા સાંભળી સભામાં બેઠેલામાંના કોઈ પણ માણસે કંઇ કહ્યું નહિ એટલે ત્યાં આવેલો કુબ્જ વામન પ્રણામ કરી બોલ્યો—'મહારાજ! હું તેઓને મારી કળાથી બોલાવવાને તૈયાર છું.'

વામનનું કથન સાંભળી રાજા બોલ્યો—'ચાલો અત્યારેજ ત્યાં જઇએ.' પછી સર્વ સભાજનો સહિત રાજા કુબ્જ વામનને લઇ સુવ્રતા સાધ્વીના ઉપાશ્રયે આવી આર્યાને વંદના કરી સર્વજનો સહિત ઉચિત સ્થાને બેઠો. પછી

રાજાની આજ્ઞા થતાં વામન બોલ્યો, ' હે સર્વ સભાજનો ! હું એક આશ્ચર્ય-કારી કથા કહું તે સર્વ સાંભળો. ' આ પ્રમાણે કહી તેણે નીચે પ્રમાણે કથા કહેવી શરૂ કરી.

" વિશાળાપુરીમાં વસનાર વૃષભદાસ નામે શ્રેષ્ઠીનો સકળ કળાનિધાન વીરભદ્ર નામે પુત્ર હતો. તે વીરભદ્ર પદ્મિનીખંડ નગરમાં વસનાર સાગરદત્ત શ્રેષ્ઠીની મહા ગુણવાન પ્રિયદર્શના નામે પુત્રીને પરણ્યો. કેટલાએક દિવસ તેની પાસે સુખપૂર્વક રહી ત્યાંથી તેને મૂકીને પરદેશ ચાલ્યો ગયો. ' એટલું કહી ચુપ રહ્યો. આ પ્રમાણે પોતાના પતિની વાત સાંભળી હર્ષોદ્ગમથી પ્રિ-યદર્શના બોલી—' હે કુબ્જ ! કહે પછી તે ( વીરભદ્ર ) કયાં ગયા ? '

આ રીતે પ્રિયદર્શનાને બોલતી જોઇ કુબ્જ બોલ્યો—' હે સર્વ સભા-જનો ! જુઓ, આ ત્રણમાંથી એક સ્ત્રી બોલી, હવે બાકીની વાત આવતી કાલે કહીશ. '

બીજે દિવસે નિયમ મુજબ સર્વજનો આવી ઉપાશ્રયમાં હાજર થયા, એટલે કુબ્જે વાત કહેવી શરૂ કરી–' પ્રિયદર્શનાને મૂકીને વીરભદ્ર ભમતો ભ-મતો સિંહલદ્વિપે ગયો. ત્યાંના રાજાની રતિ સમાન રૂપવાળી અનંગસુંદરી નામની કન્યા સાંભળી તેને જોવાની ઇચ્છાથી દિવ્ય ગુટિકાના પ્રભાવથી સ્ત્રી રૂપ બની રાજકન્યા પાસે ગયો. ત્યાં જઇ વીણા વગાડી કુંવરીને રંજીત કરી, અનુક્રમે તે તેને પરણ્યો. પછી ત્યાંથી વહાણમાં બેસી પરિવાર સહિત પોતાના નગરે આવવા નીકળ્યો, દુર્દૈવવશાત્ ભરસમુદ્રે આવતાં વહાણ ભાંગ્યું ને સર્વે જળનિધિમાં પડયાં. ' આટલું કહી કુબ્જ ચૂપ થઇ બેસી રહ્યો, એટલે રાજપુત્રી અનંગસુંદરી બોલી. ' હે કળાકુશળ કુબ્જ ! કહે, જલદી કહે, પછી તે કુમારનું શું થયું ? ' આ રીતે બીજી સ્ત્રીને બોલેલી જોઇ કુબ્જ સર્વજનોને કહેવા લાગ્યો–' જુઓ, આજ આ બીજી પણ બોલી, હવે બાકી રહેલી વાત આવતી કાલે કહીશ. '

ત્રીજે દિવસે વળી સર્વજનો આવી ભરાયા, એટલે વાત શરૂ કરી. સમુદ્રમધ્યે વહાણ ભાંગ્યા પછી વીરભદ્રના હાથમાં એક પાટીયું આવ્યું. તેના આધારે તરીને સાતમે દિવસે તે બહાર નીકળ્યો. ત્યાંથી તેને ગુણવંત જાણી રત્નવલ્લભ નામે વિદ્યાધર પોતાની નગરીમાં લઇ ગયો. ત્યાં લઇ જઇ

પોતાની રત્નસમાન રત્નપ્રભા નામે પુત્રી પરણાવીને બે વિદ્યાઓ આપી વિદ્યાધર બનાવ્યો. એક દિવસે પોતાની પ્રિયા રત્નપ્રભાને લઇને તે વીરભદ્ર આ નગરીમાં આવી તેને કોઇક સ્થળે મૂકી તે કયાંઇ ચાલ્યો ગયો. ' આટલું કહી કુબ્જ ચૂપ થઇ બેસી ર ો, એટલે રત્નપ્રભા અધીરી થતી ને આજીજી કરતી બોલી–' હે કુબ્જ ! કહે, સત્વર કહે, પછી તે કયાં ગયા ? હું તને બે હાથ જોડી કહું છું, મને તે બતાવ, તે કયાં છે ? અને તું આ બધી હકીકત કયાંથી જાણે છે ? '

કુબ્જ કહે–' હું તે હકીકત મારા જ્ઞાનથી જાણું છું. તે જ્ઞાનથી સ્વર્ગ, પાતાળ અને મનુષ્યલોકની સર્વ બીના જાણી શકું છું. '

રત્નપ્રભા કહે ' જો તું જ્ઞાની છે, તો કૃપા કરી અમોને અમારા પ્રાણાધાર બતાવ, તારૂં કલ્યાણ થશે. '

કુબ્જ કહે ' અરે ! મારી શક્તિથી તેને અહીં હા ર કરૂં. હમણાંજ અહીં એક પટની કૂટી કરી અંદર એક મારે જાપ કરવા માટે આસન મૂકાવો. જુઓ એક ક્ષણવાર પછી તમે સર્વ શું જુઓ છો ? '

પછી કુબ્જના કહેવા મુજબ પટ બાંધી એક ઓરડી બનાવી તેમાં આસન મૂકયું. સર્વજનોને આશ્ચય પમાડતો તે કુબ્જ જાપ કરવાના મિષે અંદર જઈ પોતાનું સત્ય સ્વરૂપ પ્રગટ કરી તરતજ બહાર આવ્યો. તેને જોઇ સર્વજનો આશ્ચર્ય સહિત હર્ષયુક્ત થયા. પ્રિયદર્શનાના માતાપિતાને ખબર થતાં તેઓ પણ આનંદપૂર્વક આવી ઘણા સ્નેહથી ભેટ્યા, અને સર્વનાં હૃદય હર્ષપૂર્ણ થઇ રહ્યાં. જેમ ક્ષમા, કૃપા અને મૈત્રીએ યુક્ત મુનિરાજ શોભે તેમ ત્રણ વ ભાઓ સહિત વીરભદ્ર શોભતો દિવ્યસુખ ભોગવતો ત્યાં રહેવા લાગ્યો.

અન્યદા તે નગરીના ઉદ્યાનમાં ત્રૈલોક્યપતિ, જગત્સુખાકર અઢારમા તીર્થંકર શ્રીઅરનાથપ્રભુ સમવસર્યા. દેવોએ સમવસરણની રચના કરી. તેમાં બાર પર્ષદાઓ યોગ્ય સ્થળે ભગવન્તની દેશના સાંભળવા માટે બેઠી. તેમાં વીરભદ્ર પણ પોતાની સ્ત્રીઓ અને સાસુ સસરા સહિત આવી વિનયપૂર્વક પ્રદક્ષિણા આપી ઉચિત સ્થળે બેઠો. ભગવન્તે સર્વભાષાનુગામી વાણીથી અમૃતધારા સમાન ધર્મદેશના આપી. ભગવન્તની દેશના સાંભળી કેટલાએક હળુકર્મી જીવો સર્વવિરતિ થયા અને કેટલાએક દેશવિરતિ થયા.

દેશના પૂર્ણ થયા બાદ ભગવન્તના ચરણને નમસ્કાર કરી સાગરદત્ત શ્રેષ્ઠી બોલ્યો, ' હે કરૂણાનિધાન ! લોકાલોકપ્રકાશક ! અનન્ત જ્ઞાનને ધારણ કરનાર ! મિથ્યાત્વરૂપ અંધકારનો નાશ કરવાને સૂર્યસમાન ! હે જગત્બન્ધુ ! આપ કૃપા કરીને કહો કે આ વીરભદ્રે પૂર્વ ભવમાં શું સુકૃત કર્યું હતું ? '

ભગવન્તે કહ્યું ' હે શ્રેષ્ઠી ! એ વીરભદ્રનો પૂર્વભવ કહું તે સાંભળો. રત્નપુર નગરમાં વસનાર નિર્ધન છતાં પણ સત્ય વ્યવહારથી આજીવિકા ચલાવનાર જિનદાસ નામે ગુણવંત શ્રાવક હતો. તેને ત્યાં એક દિવસે ચૌમાસી તપના પારણે ભગવન્ત અનન્તનાથ પધાર્યા. તેમને તેણે ભક્તિસહિત બહુમાનપૂર્વક શુદ્ધ દાન આપ્યું. તેના પ્રભાવથી તેને ઘેર દેવોએ બાર કરોડ સોનૈયાની વૃષ્ટિ કરી. આથી તે મહાન લક્ષ્મીવાન થયો. દાનાર્જિત પુન્યના પ્રભાવથી ત્યાંથી મૃત્યુ પામી તે જિનદાસ બ્રહ્મદેવલોકમાં મહાન્ સંપત્તિવાળો દેવ થયો. ત્યાંથી ચ્યવી આ વીરભદ્ર થયો છે. અલ્પ પણ શ્રદ્ધાપૂર્વક સુપાત્રને વિષે આપેલું દાન બહુ પ્રકારના ફળને આપનારૂં થાય છે. '

પોતાનો પૂર્વભવ સાંભળી વીરભદ્ર બે હાથ જોડી બોલ્યો. ' હે ત્રૈલોક્યતારણ કૃપાસિન્ધુ ! હવે મારૂં આયુષ્ય કેટલું અવશેષ છે ? તે કૃપા કરીને મને જણાવશો. '

જિનેશ્વર કહે—' હે વીરભદ્ર ! હજી તું દાનના પ્રભાવથી ત્રણસો વર્ષ પર્યન્ત વિવિધ પ્રકારના અનુપમ ભોગો ભોગવીશ. તે ભોગકર્મનો અન્ત થયા પછી તને ચારિત્ર ઉદય આંવશે. '

આવા પ્રકારે જિનેશ્વરની વાણી સાંભળી વીરભદ્ર વીતરાગના ચરણને નમસ્કાર કરી સાસુસસરા સહિત ઘેર આવ્યો. કેટલાક દિવસ સુધી વિવિધ ભોગો ભોગવતો, દેવપૂજા સ્વામીવાત્સલ્ય વિગેરે ધર્મકૃત્યો કરતો ત્યાંજ રહેવા લાગ્યો. પછી સર્વની આજ્ઞા લઈ પોતાની ત્રણ સ્ત્રીઓ અને બીજા પરિવાર સહિત પોતાને નગરે આવ્યો. માતાપિતા પુત્રને ત્રણ વધૂઓ અને પુષ્કળ દ્રવ્ય સહિત કુશળક્ષેમ આવેલો જોઇ ઘણા હર્ષપૂર્વક ભેટ્યા અને દીર્ઘકાળના વિયોગનું દુઃખ વિસરી ગયાં. વીરભદ્ર માતાપિતાના ચરણે નમ્યો. વહુઓ પણ સાસુને પગે પડી, સાસુએ ઉત્તમ આશીષ આપી. દીર્ઘકાળનો વિયોગ દૂર થવાથી સર્વ કુટુંબને અનુપમ આનંદ પ્રાપ્ત થયો. વીરભદ્રે પોતાને ઘેર

આવ્યા પછી માતાપિતાને અષ્ટાપદ, સમેતશિખર વિગેરે તીર્થોની અતિશય ભાવપૂર્વક યાત્રા કરાવી. અનુક્રમે તેના માતાપિતા અનશન કરી દેવલોક પામ્યા. વીરભદ્રે પોતાના દ્રવ્યથી અનેક દુઃખી જનોનાં કષ્ટ દૂર કર્યાં, નગરમાં એક વિશાળ અને સુરભુવન સમાન રમણીય જિનચૈત્ય કરાવી સન્માર્ગે દ્રવ્યનો વ્યય કરવા લાગ્યો. આથી સર્વ સ્થળે તેની મહાન કીર્ત્તિ થવા લાગી. તેથી તે નગરના રાજાએ વીરભદ્રને નગરશેઠની પદવી આપી. આ રીતે સુખપૂર્વક કેટલાએક દિવસો વ્યતીત થયા પછી ત્રણે વનિતાઓને એક એક પુત્રરત્નની પ્રાપ્તિ થઇ. તેમનાં વીરદેવ, વીરદત્ત અને વીરચંદ્ર એવાં ત્રણ નામ પાડ્યાં. ચંદ્રકળાની પેઠે વૃદ્ધિ પામતા ત્રણે કુમારો યૌવન વય પામ્યા; એટલે વીરભદ્રે ભોગાવળી કર્મ પૂર્ણ થવાથી પોતાની ત્રણે સ્ત્રીઓ અને બીજા પાંચસો શ્રેષ્ઠીઓ સહિત ચંદ્રસાગર ગુરૂ પાસે ચારિત્ર અંગીકાર કર્યું. નિરતિચારપણે સંયમનું પાલન કરતા, દુષ્કર તપશ્ચર્યા ધારણ કરતા, જ્ઞાનામૃતનું પાન કરતા ગુરૂ સાથે તે વિચરવા લાગ્યા.

અન્યદા ગુરૂમુખે આ પ્રમાણે દેશના સાંભળી કે ' જે કોઇ વિષયસુખથી વિરામ પામેલા અને મોક્ષને અર્થે દુષ્કર તપસ્યા કરનાર તપસ્વીની ભાવપૂર્વક ક્તિ કરે છે તે જન ગદ્બંધ તીર્થંકરની ઋદ્ધિ પ્રાપ્ત કરે છે. '

આ પ્રમાણે તપસ્વીની ભક્તિનું માહાત્મ્ય જાણી વીરભદ્ર મુનિએ અભિગ્રહ લીધો કે–' આજથી મારે નિરંતર તપસ્વીનું વાત્સલ્ય કરવું. ' આવા પ્રકારનો અભિગ્રહ લઇ તે ઔષધ ભૈષજ્યાદિથી નિરન્તર તપસ્વીઓની દૃઢતાપૂર્વક ભક્તિ કરવા લાગ્યા.

અન્યદા ગુરુસાથે વિહાર કરતાં તે શાલીગ્રામમાં આવ્યા. ત્યાં કોઇ દેવતા વીરભદ્રમુનિની પરીક્ષા કરવા માટે એક માસના ઉપવાસી સાધુનું રૂપ લઈ આવ્યા ને પોતે પારણું કરવાની ઇચ્છા જણાવી. તપસ્વી જાણી તેમને આસન આપી ગુરૂ પાસે બેસાડી વીરભદ્રમુનિ તેમના પારણા માટે નદી અતિક્રમી નગરમાં ગોચરી લેવા ગયા. ગોચરી લઈ પાછા વળતાં નદી આગળ આવી જુએ છે તો નદીમાં દેવમાયાથી પૂર આવેલું જોયું. પૂર જોઇ નદીના તીરે મુનિ સ્થિર થઇને ભા ર ા; એટલે લોકોએ કહ્યું ' મહારાજ ! આ હમણાં ચઢેલું નદીનું પૂર એકદમ ઉતરી જશે નહિ, માટે આપ આટલામાં કોઇકના ઘેર રહી આહાર કરો. પૂર ઉતર્યા પછી આપ વિહાર કરજો.'

આ પ્રમાણે લોકોનાં વચન સાંભળી વીરભદ્ર મુનિ મનમાં વિચારવા લાગ્યા કે 'અરે માસોપવાસી તપસ્વી મુનિને અને ગુરૂને આહાર કરાવ્યા વિના મારાથી આહાર કેમ થાય ? અરેરે ! મહા ભાગ્યયોગે તપસ્વી મુનિ આવ્યા, તેઓ ભુખ્યા હશે, નદીમાં પૂર આવવાથી હું હીણપુન્ય ત્યાં જઇ શકતો નથી. અહો ! છત્રીશ ગુણે શોભતા, દુષ્કર તપશ્ચર્યા કરી, નવકલ્પી વિહાર કરનારા, ભવ્ય જીવોને અમૃતની ધારા સમાન દેશના આપી પ્રતિબોધ આપનારા એવા ગુરૂનું આતિથ્ય પૂર્વ પુન્યનો સંયોગ હોય તોજ કરી શકાય.'

આ રીતે મુનિ શુભ ધ્યાનપૂર્વક ભાવના ભાવતા હતા, તેવામાં પેલો દેવ પ્રત્યક્ષ થઇ બહુમાનપૂર્વક નમસ્કાર કરી કહેવા લાગ્યો—'હે મુનિ ! તમોને ધન્ય છે, તપસ્વી સાધુપર આપના અનન્ય અને નિશ્ચળ ભક્તિ છે. આપની પરીક્ષા કરવા માટે મેં આ નદીમાં પૂર કરી આપને અન્તરાય કરેલ છે, તે અપરાધ આપ કૃપા કરી ક્ષમા કરશો.' આ પ્રમાણે કહી નદીનું પૂર સંહરી લીધું, પછી તે દેવ ગુરૂપાસે આવીને પૂછવા લાગ્યો કે—' હે પ્રભો ! તે મુનિ એવી ભાવના ભાવવાથી કેવું ફળ પામશે ? ' ગુરૂ કહે ' એ ભાવનાથી તે મુનિ આગામી કાળમાં તીર્થંકર થશે. જે માટે કહ્યું છે કેઃ—

**ंत्रे तीर्थे गुरौ देवे, स्वाध्याये भैषजे तथा ॥**
**यादशी भावना यस्य, ि द्धिर्भवाति ादृशी. ॥ १ ।**

અર્થઃ—' મંત્ર, તીર્થ, ગુરૂ, દેવ, સ્વાધ્યાય તથા ઔષધને વિષે જેને જેવી ભાવના હોય તેને તેવી સિદ્ધિ થાય છે. ' આ રીતે ગુરૂમુખથી સાંભળી દેવ પ્રસન્ન થઇ સ્વસ્થાનકે ગયો. પછી વીરભદ્ર મુનિએ આવી ગુરૂને બહુમાનપૂર્વક પારણું કરાવ્યું. આ રીતે નિર્મળ ભાવથી નિરન્તર તપસ્વીઓનું વાત્સલ્ય કરી ત્યાંથી કાળધર્મ પામી બારમા અચ્યુત કલ્પમાં મહા સમૃદ્ધિવાન દેવ થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકરપદ પ્રાપ્ત કરી અનેક જીવોપર ઉપકાર કરી મોક્ષપદ પ્રાપ્ત કરશે.

## આઠમા જ્ઞાનપદના આરાધન ઉપર જયન્તદેવની કથા.

વિશાળ ઋદ્ધિથી પૂર્ણ એવી કૌશંબી નામે નગરીમાં મહા પ્રતાપવાન જયન્તદેવ નામે રાજા રાજ્ય કરતો હતો. તે એક દિવસે અંતઃપુર સહિત

દ્યાનમાં ક્રિડા કરવા ગયો. વિવિધ પ્રકારની ક્રિડા કરી નરપતિ ગજપર ચઢી પાછો નગરમાં આવતો હતો, તેવામાં માર્ગમાં આવતાં સુવર્ણકમળપર બિરાજમાન સુરાસુરસેવિત કેવળજ્ઞાનભાસ્કર યશોદેવ મુનિમહારાજને ધર્મદેશના આપતાં જોઈ ગજપરથી ઉતરી વિનયપૂર્વક વન્દના કરી ગુરૂ સન્મુખ દ્રષ્ટિ સ્થાપન કરી અમૃતમય દેશનાનું પાન કરવા તે બેઠો. ગુરૂએ નીચે મુજબ દેશના આપી—

'હે ભવ્યજનો ! દુઃખે પ્રાપ્ત થઇ શકે એવા આ માનવ જન્મ, આર્યક્ષેત્ર, ઉત્તમ કુળ અને નિરોગી કાયા પામીને તમે જ્ઞાનને વિષે આદર કરો. જ્ઞાનથી નિરતિચાર સંયમ પાળી શકાય છે, આત્મા નિરન્તર પવિત્ર થાય છે. તેનાથી અસ્થિર મન સ્થિર થાય છે, અને અનન્ત અવ્યાબાધ એવું મોક્ષસુખ મેળવાય છે. વળી જે જ્ઞાનથી વિભૂષિત હોય તેનું લોકને વિષે પણ અતિશય બહુમાન થાય છે; અને અજ્ઞાની પ્રાણી આંખો છતાં પણ આંધળોજ છે; કેમકે તે કરવા યોગ્ય અને નહિ કરવા યોગ્ય કાર્યને નહિ જાણવાથી અને કર્મોથી લેપાઈ ચોરાશી લક્ષ યોનિમાં ભ્રમણ કરે છે; તેથી જન્મમરણના ભયંકર દુઃખોને અનુભવે છે. આવું જાણી હે ભવ્યજનો ! તમે જ્ઞાનને વિષે પ્રયત્ન કરો.'

સુધા સરખી આ પ્રમાણેની ગુરૂની દેશના શ્રવણ કરી બે હસ્ત જોડી નરપતિ બોલ્યો—'હે પ્રભુ ! હું જ્ઞાની છું કે અજ્ઞાની ?'

ગુરૂ કહે 'નરેન્દ્ર ! તું તો શું પરંતુ પ્રાયે દેવો પણ અજ્ઞાનથી ભરપૂર હોય છે; કેમકે જે મૃત્યુ પામેલાને, મૃત્યુ પામતાને અને જરા તથા વ્યાધિથી દુઃખ પામતા એવા આ દેહને જોઇ ત્રાસ નથી પામતા તેઓને જ્ઞાની કેમ કહેવાય ? વિષય કષાય વિગેરે જો જેવા ને તેવા જ્ઞાનીમાં હોય તો પછી જ્ઞાની અને અજ્ઞાનીમાં તફાવત શું ?'

આ પ્રમાણે ગુરૂનું વચન શ્રવણ કરી સંવેગ પામી પોતાના જયવર્મ નામના પુત્રને રાજ્યારૂઢ કરી નરપતિએ ઉત્સવપૂર્વક ગુરૂ પાસે ચારિત્ર અંગીકાર કર્યું. પછી નિરતિચારપણે ચારિત્રનું પાલન કરતાં, દુષ્કર તપશ્ચર્યા આચરી પારણે નિરસ ભોજન કરતાં, ગુરૂસેવાને આચરતાં અનુક્રમે બાર અંગનું અર્થ સહિત તેમણે અધ્યયન કર્યું.

અન્યદા મોહનીય કર્મના ઉદયથી તે મુનિ શાતાગારવમાં લુબ્ધ થયા, તેથી ચારિત્રને વિષે શિથિલ પરિણામી અને અસ્થિર યોગવાળા થયા. આ રીતે શિથિલ પરિણામી થયેલા જોઇ તેમને ગુરુએ કહ્યું–' હે મુનિ ! પ્રમાદનો ત્યાગ કરો; કેમકે ચૌદ પૂર્વધર શ્રુતકેવળી મનઃપર્યવ જ્ઞાનને ધારણ કરનારા એવા મહામુનિઓ પણ પ્રમાદને વશ થવાથી સંસારની ચારે ગતિમાં ભ્રમણ કરે છે એવું જાણી પ્રમાદને દૂર કરો. ' આ પ્રમાણે ગુરૂનો ઉપદેશ સાંભળી તેમણે તરતજ પ્રમાદનો ત્યાગ કર્યો. જે માટે કહ્યું છે કેઃ—

सुखेन बोध्यते ज्ञानी, नैवाज्ञानी मान् क्वचित् ॥
यत्नान्मार्ग ायाति, च ष्मा ेतरे नः ॥ १ ॥

અર્થઃ—'જ્ઞાનીને સુખે પ્રતિબોધી શકાય છે, પણ અજ્ઞાની પુરૂષને કોઈ રીતે પણ બોધ કરી શકાતો નથી, કેમકે નેત્રવાળો માણસ વગરશ્રમે માર્ગને પ્રાપ્ત કરે છે, પણ નેત્રહિન માર્ગમાં શ્રમવિના આવતો નથી.'

પછી તે મુનિ નિદ્રા, વિકથા, કષાય વિગેરે પ્રમાદનો ત્યાગ કરી સંયમયોગને વિષે સ્થિર ચિત્ત કરી જે કાળે જે ક્રિયા કરવાની હોય તેજ કાળે તે ક્રિયા નિયમિત કરવામાં સાવધાન રહી ચારિત્રનું પાલન કરવા લાગ્યા, અને એવો અભિગ્રહ ધારણ કર્યો કે 'આજથી મારે નિરન્તર જ્ઞાનોપયોગ કરવો.' આ પ્રમાણેનો અભિગ્રહ ધારણ કરી પંચ સમિતિ અને ત્રણ ગુપ્તિએ સહિત વિશુદ્ધ ઉપયોગપૂર્વક અપ્રમત્તપણે રહી, શીલવ્રતરૂપી બખતર પહેરી, મસ્તક ઉપર જિનાજ્ઞારૂપ ટોપ ધરી, ચરણસિત્તરી અને કરણસિત્તરી રૂપ સૈન્ય તૈયાર કરી, દ્વાદશાંગ રૂપ હસ્તી અને શુભ ધ્યાનરૂપ અશ્વ ઉપર આરૂઢ થઇ ક્ષમારૂપી ખડ્ગ ગ્રહણ કરી કર્મરૂપ શત્રુ સાથે યુદ્ધ કરવા માંડયું. આવા લોકોત્તર સૈન્ય અને આયુધ સહિત યુદ્ધ કરતાં મોહરાજાનું પ્રબળ સૈન્ય દશે દિશામાં પલાયન કરી ગયું, અને જયન્ત મુનિરાજનો વિજય થયો. તે સમયે મુનિરાજની પરીક્ષા કરવા માટે ઈન્દ્રમહારાજ દિવ્યાભરણથી વિભૂષિત, વિવિધ પ્રકારના હાવભાવ અને વિલાસયુક્ત અનુપમ સૌન્દર્યવાળી સુન્દરીનું રૂપ ધારણ કરી મુનિને ભોળવવા આવ્યા અને ઉન્માદપૂર્ણ યૌવનથી કામોદ્દીપક વચન કહેવા લાગ્યા–' હે પ્રભુ ! હું તમારા સ્વરૂપથી મોહિત થઇ મારી ઈચ્છા પૂર્ણ કરવા તમારી પાસે આવી છું, તો આ પૂર્ણ ખીલેલા યૌવનનો સ્વાદ લઈ માનવજન્મ સફળ કરો. હું પૂર્ણ આશાથી આપની પાસે આવી છું, તો મને આ-

શીલભંગ ન કરતાં સારસુખ ભોગની મારી આશા પૂર્ણ કરશો. " આવાં અનેક પ્રકારનાં અનુકૂળ કામોદ્દીપક વચનો ક ા. તાં મહા ધૈર્યવાન્ જયન્ત-મુનિ મેરૂપર્વતની પેઠે અચળ ર ા. આ પ્રમાણે અનુકૂળ ઉપસર્ગથી પણ તેઓ શ્રુતઉપયોગથી ચળાયમાન થયા નહિ, ત્યારે ઇન્દ્રે એક વૃ બ્રા ણનું રૂપ ધારણ કર્યું; અને હાથમાં લાકડી પકડી ધીરે ધીરે મુનિ પાસે આવી નમસ્કાર કરી બેઠા ને પૂછ્યું–' હે ઋષીશ્વર ! મ્હારૂં આયુષ્ય હવે કેટલું બાકી છે તે કૃપા કરીને કહેશો.' મુનિએ સમ્યગ્ શ્રુતજ્ઞાન પ્રયુંજી કહ્યું–' હે સુરેશ! તમારૂં આયુષ્ય બે સાગરોપમમાં કાંઇક ન્યૂન બાકીમાં છે.' આ રીતે શ્રુતોપયોગથી પોતાને ઓળખ્યો છે એમ જાણી ઇન્દ્ર પ્રત્યક્ષ થઇ કહેવા લાગ્યા–' હે મુનીશ ! આપને ધન્ય છે. આપ દેવાંગનાના વચનથી પણ ચળાયમાન ન થયા, તેથી હું આપના ચરણને વારંવાર હર્ષપૂર્વક પ્રણામ કરૂં છું. હવે હે પ્રભુ ! આપ કૃપા કરી નિગોદનું સ્વરૂપ કહો.'

મુનિ કહે ' હે સૂરેશ–અસંખ્યાતા નિગોદના ગોળા કહ્યા છે, તે એકેકા ગોળામાં અસંખ્યાતી નિગોદો કહી છે, અને એકેકી નિગોદમાં અનંતા જીવના સમૂહ કહેલા છે. તે જીવો સાથે ઉત્પન્ન થાય, ાથે મરણ પામે, સાથે શ્વાસો-શ્વાસ ગ્રહણ કરે અને સાથેજ આહાર પણ લે છે. અસંખ્યાત નિગોદનો એક ગોળો, એક નિગોદમાં અનંતા જીવ અને તે દરેક જીવ અસંખ્યાત આત્મપ્રદેશવાળો હોય છે તથા એકેકા આત્મપ્રદેશે અનંતી કર્મવર્ગણાઓ, એકેક વર્ગણામાં અનંતા પરમાણુઓ અને એકેકા પરમાણુમાં અનંતા ગુણ પર્યાય શ્રી જિનેશ્વરે કહ્યા છે.' આ પ્રમાણે નિગોદનું સ્વરૂપ સાંભળી ઇન્દ્ર પ્રસન્ન થઈ ત્રણ પ્રદક્ષિણા દઇ નમસ્કાર કરી તે મુનિના ગુરૂ પાસે આવ્યા અને વિનય સહિત નમસ્કાર કરી પૂછ્યું ' હે ગુરૂ ! જયન્ત મુનિ આવા જ્ઞાનોપ-યોગથી શું ફળ પામશે ?' ગુરૂ કહે–' દેવેન્દ્ર ! તે મુનિ એવા તીવ્ર ઉપયોગથી તીર્થંકર પદ પામશે.' આ પ્રમાણે સાંભળી દેવેન્દ્ર હર્ષપૂર્વક પુનઃ પ્રણામ કરી સ્વસ્થાનકે ગયા. જયન્ત મુનિ તીવ્ર જ્ઞાનોપયોગથી નિર્મળ ચારિત્રનું પાલન કરી અનુક્રમે મહાશુક્ર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર પદ પ્રાપ્ત કરી અનેક ભવ્ય જીવોને ઉપકાર કરશે.

## નવમા દર્શન ( મ્યક્ત્વ ) પ ઉપર હરિવિ મ રાજાની કથા.

આ ભરતક્ષેત્રમાં વિશાળ લક્ષ્મીથી પૂર્ણ અને મનોહર એવું હસ્તિનાપુર નામે નગર હતું, ત્યાં જિનાજ્ઞાનું પાલન કરનાર, ભય અને ઉપદ્રવ રહિત ન્યાયપૂર્વક પ્રજાનું પાલન કરનાર હરિષેણ નામે પ્રતાપી રાજા હતો. તેને નિર્મળ શીલને ધારણ કરનાર દેવાંગના સમાન સ્વરૂપવાળી રાણી હતી. તેનાથી તે રાજાને હરિવિક્રમ નામે ગુણવાન પુત્ર થયો. તે મોટો થતાં તેને રાજાએ બત્રીશ રાજકન્યાઓ પરણાવી. તેમની સાથે દેવની પેઠે સુખ ભોગવતો તે દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

અન્યદા દુર્ભાગ્યવશાત્ પૂર્વ પાપોદયથી કુમારના શરીરમાં એકસાથે આઠ પ્રકારના કોઢ ઉત્પન્ન થયા. તેની તીવ્ર વેદનાથી કુમાર રાંકના પેઠે આક્રંદ કરવા લાગ્યો. તેની બત્રીશે સ્ત્રીઓ તેના સામું જોઈ પતિના અતુલ વ્યાધથી રૂદન કરતી દુઃખ પામવા લાગી. અનેક વિચક્ષણ વૈદ્યોના ઔષધો કર્યા છતાં કુમારને એક ક્ષણવાર પણ વ્યાધનો ઉપશમ થયો નહિ. ત્યારે તેણે તે નગરીમાં ખ્યાતિ પામેલા ધનંજય યક્ષની માનતા પોતાના મનથી માનીને કહ્યું કે—'હે દીનવત્સલ ધનંજય દેવ! તમારો મહિમા જગતમાં મોટો છે. તેથી હું પ્રણામ કરી કહું છું કે જો મ્હારો સઘળો રોગ નાશ પામશે તો હું તમારી યાત્રા કર્યા પછી મુખમાં અન્ન લઇશ અને વિવિધ પ્રકારે આપની પૂજા તથા ઉત્સવ કરી આપને ભોગ ચઢાવીશ.' આ રીતે વ્યાધિથી પીડિત થયેલા કુમારે પુન્ય પાપને નહિ વિચારતાં મિથ્યાત્વ અંગીકાર કર્યું.

તે અવસરે તે નગરીના ઉદ્યાનમાં પરમ ઉપકારી કેવળજ્ઞાનરૂપી સૂર્યથી સર્વ જગતને પ્રકાશ કરનારા કેવળી મુનિ પધાર્યા. દેવકૃત સુવર્ણકમળપર આરૂઢ થઇ કેવળીભગવન્ત સમસ્ત જીવોને હિતકારી દેશના આપવા લાગ્યા. હરિષેણ નૃપતિને તે ખબર પડતાં પૂર્ણ ઉત્સાહથી પોતાના પુત્રને લઇ ત્યાં આવ્યો. કેવળી ગુરૂના દર્શન કરતાંજ કુમારના સર્વ વ્યાધિઓ જેમ સિંહને જોઈ મૃગલાઓ પલાયન કરી જાય તેમ નાશ પામ્યા, અને સર્વાંગે શીતળતા વ્યાપી રહી. આથી કુમારે ગુરૂને હર્ષપૂર્વક પ્રણામ કર્યો, અને પોતાને ઉચિત સ્થાને બેઠો. પછી ગુરૂમહારાજે દેશના આપવા માંડી.

" હે ભવ્ય જનો ! દુઃખથી ભરપૂર એવા સંસારસમુદ્રમાં ભમાડનાર પાપકર્મથી તમે દૂર રહો; કેમકે જેવું કર્મ આ ભવમાં આચર્યું હોય તેવું જ પર ભવને વિષે ઉદયમાં આવે છે. જે સમયે જેવા પરિણામે કર્મ બાંધ્યું હોય તેવાજ વિપાકને આપનારૂં તે થાય છે. પાપકર્મથી અનેક પ્રકારના તીવ્ર-વ્યાધિ અને દુઃખો સહન કરવાં પડે છે એવું જાણી પાપકર્મથી વિરક્ત થઈ દાન, દયા, સંયમ અને જિનસેવારૂપ સત્કર્મને વિષે આદર કરો."

તે વખતે રાજકુમાર હરિવિક્રમ બે હાથ જોડી વિનય સહિત બોલ્યો–'હે પ્રભુ ! મેં પૂર્વે એવું શું મહાપાપ કર્યું હતું કે જેથી આ યૌવનવયમાં અસહ્ય વેદનાનો હું ભોક્તા થયો ?'

ગુરૂએ કહ્યું–'હે કુમાર ! તારો પૂર્વભવ કહું તે તું સાંભળ. પૂર્વ મહા-વિદેહની અંદર વિશાળ લક્ષ્મીથી પૂર્ણ શ્રીપુર નામે નગરમાં સમસ્ત અધર્મનો અધિપતિ પદ્મ નામે રાજા હતો. તે નિરંતર શિકાર કરવા જતો અને અનેક જીવોની હિંસા કરતો. વળી તે માંસ મદિરાનું પણ સેવન કરી દુર્ગતિનો અધિકારી થયો હતો. એક દિવસે તે પાપી રાજા શિકાર કરવા અરણ્યમાં જતો હતો તેવામાં માર્ગની અંદર એક મુનિને કાઉસગ્ગ ધ્યાનમાં ઉભેલા જોયા. તેમને જોઇ તે અનાડી નરપિશાચ નરપતિએ નિર્દયતાથી મુનિના શરીરમાં તીક્ષ્ણ ભાલો ભોંકી મુનિને અધર ઉછાળી જમીનપર અફાળી પ્રાણરહિત કર્યા. મંત્રી સામંત વિગેરે પ્રૌઢ પુરૂષો રાજાએ કરેલી ઋષિહત્યા જાણી હૃદયમાં અતિશય ત્રાસ પામ્યા અને વિચારવા લાગ્યા કે 'રાજાનું આવું મહાન્ પાપ તે આપણને પણ પરિણામે દુઃખકારી થાય, માટે આવા અન્યાયી દુષ્ટ રાજાને પદભ્રષ્ટ કરી તેના પુત્રને ગાદીએ બેસાડવો.' આવો સંકલ્પ કરી સર્વેએ મળી તે રાજાને પદભ્રષ્ટ કરી તેને સ્થાનકે તેના પુંડરીક નામના ગુણવંત પુત્રને સ્થાપ્યો.

પદભ્રષ્ટ થયેલો નરપિશાચ નરપતિ અરણ્યમાં ભમવા લાગ્યો. એક દિવસે એમ ભમતાં તે પાપીએ પુનઃ એક પ્રતિમાધર મુનિને જોયા. મુનિને જોતાંજ તે પાપી ક્રોધથી પ્રજ્વળિત થયો થકો હસ્તમાં ક્રૂર કરવાળ લઇ મુનિનો ઘાત કરવા મુનિ પાસે આવ્યો. મુનિએ તેને તેજોલેશ્યા મૂકી બાળીને ભસ્મીભૂત કર્યો. ત્યાંથી મૃત્યુ પામી તે પાપી સાતમી નરકમાં તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળો નારકી થયો અને મહા વ્યાધિ ભોગવવા લાગ્યો. પછી અ-

નુક્રમે સાતે નરકમાં બબે વખત ઉત્પન્ન થઇ અતૂલ દુઃખનો તેણે અનુભવ કર્યો. ત્યાંથી તિર્યંચ યોનિમાં અનંતીવાર ભમ્યો. ત્યાં પણ અજ્ઞાનવશે અનન્ત દુઃખનો ભાગી થયો. ત્યાંથી અકામનિર્જરાના યોગે ઘણાં કર્મ ખપાવી સિન્ધુદત્ત શેઠને ઘેર પુત્રપણે ઉત્પન્ન થયો. માતાપિતાએ તેનું નામ ગુણસુન્દર પાડયું. અનુક્રમે તે વૃદ્ધિ પામતો યૌવનાવસ્થા પામ્યો, એટલે દીન અને અતિથિ જનોને દયાના પરિણામથી અન્નદાન વિગેરે આપવા લાગ્યો. ઉત્તરાવસ્થામાં સર્વ ભોગોને તજીને તે ગુણસુન્દરે તાપસી દીક્ષા અંગીકાર કરી. ત્યાં નિષ્કપટપણે દુષ્કર તપશ્ચર્યા કરતાં ક્ષુધા, તૃષા વિગેરે પારષહોને સહન કરી ત્યાંથી મૃત્યુ પામી તું રાજકુમાર થયો છે. તેં પૂર્વે ઋષિહત્યાનું ઘણું પાપ ભોગવ્યું હતું તેમાંથી શેષ રહેલું તે આ ભવમાં યૌવનવયમાં ઉદય આવ્યું ને ભોગવ્યું."

આ પ્રમાણે ગુરૂમુખે પોતાનો પૂર્વભવ સાંભળી મિથ્યાત્વમોહનીનો ક્ષયોપશમ થતાં જિનોદિત તત્ત્વને વિષે રૂચિ ઉલ્લાસ પામી, તેથી સંસારનો અંત કરનાર એવા સમ્યગ્દર્શનને તે પામ્યો. ગુરૂએ સમકિતના ગુણ દોષ જણાવી તેના અતિચાર પણ સમજાવ્યા. પછી રાજા અને રાજકુમાર વિગેરે ગુરૂને વાંદી સ્વસ્થાનકે આવ્યા. જિનેશ્વરની ભક્તિ ભાવપૂર્વક નિરન્તર કરતા, શુદ્ધ સંયમી સાધુ મુનિરાજની યથાશકિત સેવા કરી ઉચિત દાન આપતા, ઉદાર વૃત્તિથી નિર્મળ સમકિતનું પાલન કરવા લાગ્યા. પેલો યક્ષ કુમારને પોતાની માનતા પૂર્ણ કરવા કહેતો પણ કુમાર સમ્યગ્દષ્ટિ થયેલ હોવાથી તે કરતો નહિ. અન્યદા તે કુમાર અરણ્યવાસી યતિને વાંદી રાજમહેલતરફ જતો હતો, તેવામાં પેલા યક્ષે તેને જોયો. જોતાંજ ક્રોધથી ધમધમ્યો થકો યમરાજની પેઠે હાથમાં મુદ્ગર લઈ કુમારને મારવા આવ્યો અને બોલ્યો કે 'હે કુમાર! તેં માનેલી માનતા મુજબ મને પાડાનો ભોગ આપ, નહિ તો હું તને પ્રાણરહિત કરીશ.'

દયાપૂર્ણ હૃદયથી ધૈર્યતાપૂર્વક કુમાર બોલ્યો–'હે યક્ષ! સર્વ - વોને પોતાનું જીવિત પ્રિય છે, કોઇને પણ મરવું ઇષ્ટ નથી. જેવી આપણને જીવિતની ઇચ્છા છે તેવીજ અન્ય પ્રાણીઓને છે. તો હું પ્રાણાન્તે પણ જીવ હિંસા કરી તને તૃપ્ત કરનાર નથી. તારા દેવત્વ અને તારા ઐશ્વર્યને પણ ધિક્કાર છે કે તુ દુર્ગતિ આપનાર મહાદુઃખના હેતુરૂપ એવી હિંસા કરવા

કરાવવામાં પ્રીતિ ધરે છે. તેનેજ ધન્ય છે અને તેજ સ્તવવા યોગ્ય છે કે જેનું હૃદય કરૂણાથી પ્લાવિત થયેલું છે. વળી તું મારી પાસે ભોગ માગે છે તે પણ મિથ્યા છે, કેમકે મારો વ્યાધિ તો સર્વજ્ઞ એવા ગુરૂના દિવ્ય દર્શનથીજ નાશ પામ્યો છે, કાંઈ તારાથી નાશ પામ્યો નથી.'

કુમારનાં આવાં વચન સાંભળી તે યક્ષે અતિશય કોપાયમાન થઇ કુમારના ઉપર જોરથી ઉપાડીને મોધર મારી, તેથી કુમાર મૂર્છા ખાઇ જમીનપર પડ્યો. કેટલીકવારે શીતળ પવનથી ચૈતન્ય પામી મૂર્છા રહિત થયો, એટલે યક્ષ તેના આવા દયાપૂર્ણ હૃદયથી વિસ્મય પામી બોલ્યો. 'કુમાર! તારા ધૈર્યથી હું ખુશી થયો છું, હવે મારે મહિષામિષ (પાડાના માંસ) ની ઈચ્છા નથી, પરન્તુ માત્ર મને નમસ્કાર કરી તું તારા સ્થાનકે જા, નહિ તો તારો નાશ કરીશ.'

કુમાર કહે—'હે યક્ષ! જે દેવ હિંસા કરવા કરાવવામાં રક્ત હોય તેવા મિથ્યાદષ્ટિને પ્રાણાન્તે પણ હું નમસ્કાર કરીશ નહિ. આ મસ્તક સર્વ દોષ રહિત એવા વીતરાગ પરમાત્મા સિવાય અન્યને નમનાર નથી. જેણે અમૃતનો આસ્વાદ લીધો છે તેને ખારા લુણપર કેવી રીતે રૂચિ થાય? પરન્તુ જો તું દયાધર્મને અંગીકાર કરી વીતરાગની આજ્ઞાનું પાલન કરે તો તને સ્વધર્મી જાણી તારૂં બહુમાન કરી સેવા કરૂં.'

આવા પ્રકારનાં હરિવિક્રમ કુમારનાં વચન સાંભળી યક્ષ હૃદયમાં પરમ શાન્તિ પામ્યો અને જીવધાતનો ત્યાગ કરી મિથ્યાત્વરહિત થઇ સમ્યગ્દૃષ્ટિ બન્યો. અહો! સમ્યગ્દર્શનના પ્રભાવથી શત્રુરૂપ થયેલો યક્ષ પણ મિત્ર બની અનુચરની પેઠે સહાય કરવા લાગ્યો. અનુક્રમે કુમાર રાજા થયો એટલે પોતાના પરાક્રમથી અનેક રાજયોને જીતી, પોતાને તાબે કરી, પોતાની આજ્ઞા પ્રવર્તાવી, ન્યાયપૂર્વક પ્રજાનું પાલન કરવા લાગ્યો. તે સમયે કલિંગ દેશના યમરાજ સમાન ક્રૂર અને મહા પરાક્રમી યમરાજ નામે રાજાએ પોતાના ભૂજાબળના અભિમાનથી હરિવિક્રમ રાજાની આજ્ઞાની અવગણના કરી, તેથી હરિવિક્રમ મોટું લશ્કર લઇ કલિંગ દેશપર ચઢી આવ્યો ને કહેવરાવ્યું કે 'આજથી મારી આજ્ઞાનું પાલન કર, નહિ તો યુદ્ધ કરવા તૈયાર થા.' આવો સંદેશો સાંભળી યમરાજા અતિશય કોપાયમાન થઇ પોતાનું લશ્કર લઇ તેની સામે આવી ઉભો. આજ્ઞા થતાં બન્ને તરફના સૈનિકો શૌર્યતાથી યુદ્ધ કરવા

લાગ્યા. જોતજોતામાં બન્ને લશ્કર એકમેક થઇ ગયાં અને ભયંકર કાપાકાપી ચાલી. રુધિરનો કિચડ થયો, તેમાં અનેક સૈનિકોનાં ધડ અને મસ્તક ચગદાવા લાગ્યાં. તે વખતે ધનંજય યક્ષ હરિવિક્રમની મદદે આવી પહોંચ્યો. દેવના પ્રભાવથી હરિવિક્રમના સૈનિકોમાં અતૂલ પરાક્રમ ઉદ્ભવ્યું, તેથી શત્રુના સૈન્યમાં ભંગાણ પડ્યું, દશે દિશામાં તેનું લશ્કર ભાગવા લાગ્યું. આવો મામલો જોઇ યમરાજ પણ નાઠો, એટલે હરિવિક્રમે તેનો દેશ કબજે કરી પોતાની આજ્ઞા પ્રવર્તાવી, ત્યાંથી વિજય મેળવી પોતાની રાજધાનીમાં આવી દૂષણ રહિત નિશ્ચળ સમકિતનું પાલન કરવા લાગ્યો. એક અતિશય રમણિય જિનચૈત્ય કરાવી તેમાં ચન્દ્રકાંતમણિમયી શ્રી ઋષભદેવસ્વામીની મનોહર પ્રતિમા ભરાવી પુષ્કળ દ્રવ્યનો સદ્વ્યય કરી સિદ્ધાચળ વિગેરે તીર્થોની ભાવપૂર્વક યાત્રા કરી સમકિત નિર્મળ કરવા લાગ્યો.

એક દિવસે રાજા એકાન્તમાં બેસી ચિન્તવવા લાગ્યો કે ' અહો! અનેક પાપયુક્ત આરંભસમારંભવાળું આ રાજ્યવિલાસનું સુખ મેં ઘણો વખત ભોગવ્યું, પણ તેથી આત્મા જરા પણ તૃપ્ત થયો નહિ, ઉલટો વિશેષ તૃષ્ણાવંત થયો થકો દુર્ગતિનો અધિકારી બન્યો છે, માટે હવે મારે એવું કાંઇ કરવું જોઇએ કે જેથી આત્માને પરમ શાન્તિ અને તૃપ્તિ થાય. તેવી શાન્તિ અને તૃપ્તિ તો સર્વ જીવોના નિષ્કારણ બંધુ, સન્માર્ગનો ઉપદેશ કરનાર એવા સદ્ગુરૂ પાસે પંચમહાવ્રત ઉચ્ચર્યાં હોય તોજ પ્રાપ્ત થાય.' રાજા આવા પ્રકારનો વિચાર કરે છે તેવામાં નગર બહારના ઉદ્યાનમાં અનેક સાધુઓના પરિવાર સહિત ચંદ્રમુનિમહારાજ આવી સમવસર્યા છે એવી ખબર થઇ, તે સાંભળી અત્યન્ત હર્ષપૂર્ણ હૃદયથી તે ગુરૂને વાંદવા આવ્યો. વિનયસહિત ભક્તિથી ગુરૂને વાંદી રાજા ઉચિત આસને બેઠો, એટલે ગુરૂમહારાજે સંસારરૂપ વ્યાધિનો નાશ કરવાને અમૃતસમાન ધર્મદેશના આપી---

' હે ભવ્યજનો ! આ અનાદિ અનન્ત સંસારની ચારે ગતિમાં આ જીવ અનંતીવાર જન્મ મરણ પામી અનન્ત દુઃખનો ભાગી થયો છે. નરકગતિમાં અતિશય આરંભ અને પરિગ્રહના વશથી છેદન, ભેદન, તાડન વિગેરે અસહ્ય દુઃખો સહન કરવાં પડે છે, તિર્યંચ ગતિમાં પરવશતાથી ક્ષુધા, તૃષા વિગેરે અનેક પ્રકારનાં દુઃખોનો અનુભવ કરવો પડે છે, દુઃખે પ્રાપ્ત થઇ શકે એવો આ મનુષ્યજન્મ પામવો દુર્લભ છે, તે પ્રાપ્ત થયે છતે ઉત્તમ

કૂળ અને જિનોદિત ધર્મ પાળવો દુર્લભ છે, કદાચ પૂર્વપુન્યવશાત્ તે જો પ્રાપ્ત થાય તો આગમ શ્રવણ અને તેપર શ્રદ્ધા થવી દુર્લભ છે; કેમકે ધર્મ-રૂપ ધનને ચોરનારા તેર કાઠીઆ નિશાચરની પેઠે નિરન્તર પ્રાણીઓના ધર્મ-રૂપ ધનને લુંટી લે છે, તેથી ધર્મરહિત થયેલો પ્રાણી સંસારની અંદર ભ્રમણ કરી અનેક પ્રકારની વ્યથા અનુભવે છે. શુભ કર્મવશાત્ આ જીવ મનુષ્ય અને દેવગતિનાં ઉત્તમ પ્રકારનાં સુખો પામી તેમાંજ લુબ્ધ થઇ ખરૂં સુખ માની લે છે તે તેની અજ્ઞાનતાજ છે, કેમકે તેવાં પૌદ્ગળિક સુખો તો આ જીવે અનન્તવાર ભોગવ્યાં છે, છતાં એ તૃપ્તિ પામ્યો નથી, કેમકે કલ્પિત સુખમાં વાસ્તવિક સુખ હોયજ નહિ અને વાસ્તવિક સુખ વિના આત્માને તૃપ્તિ પણ થાયજ નહિ. તેવી તૃપ્તિ સઘળી આશા તૃષ્ણાનો ત્યાગ કરી નિરંતર સમતા રસમાં મગ્ન રહેવાથી જ થાય છે. આ પ્રમાણે જાણી સમસ્ત મમતાનો ત્યાગ કરી સમભાવમાં પ્રીતિ કરો. ”

આ પ્રમાણે ગુરૂની દેશના શ્રવણ કરી વૈરાગ્યપૂર્ણ હૃદયથી રાજા બે હાથ જોડી બોલ્યો, ‘ પ્રભુ ! હું સંસારથી ભય પામી આપનું શરણ અંગીકાર કરી વ્રત ગ્રહણ કરવા ઈચ્છું છું.’ ગુરુ કહે ‘જેમ સુખ ઉત્પન્ન થાય તેમ કરો.’ ગુરુને વાંદી રાજા સ્વસ્થાનકે આવી પોતાના વિક્રમસેન નામના પુત્રને ગાદીપર સ્થાપી પોતે સર્વની અનુમતિ લઈ ઘણા મહોત્સવપૂર્વક સંસારરૂપ સમુદ્રને તરવાને પ્રવહણ સમાન દીક્ષા અંગીકાર કરી. પછી નિરતિચારપણે દૂષણરહિત ચારિત્રનું પાલન કરતાં અનુક્રમે બાર અંગનું અધ્યયન કર્યું.

એક દિવસે ગુરૂમુખે વીશસ્થાનકના તપ સંબંધી મહિમા સાંભળ્યો. તેમાં નવમા દર્શન પદ સંબંધી મહિમા શ્રવણ કરી ત્રિકરણશુદ્ધે તે પદ આરાધવા નિયમ લીધો; અને નિરન્તર શંકા રહિત અષ્ટાચાર યુક્ત નિશ્ચળ ચિત્તથી શુ સમ્યક્ત્વનું પાલન કરવા લાગ્યા.

અન્યદા ગુરૂ સાથે હરિવિક્રમ મુનિ શ્રીપૂર નગરે પધાર્યા. તે વખતે ભરતક્ષેત્રાધિપતિ દેવસભાની અંદર રાજર્ષિ હરિવિક્રમ મુનિના ગુણની અતિશય પ્રશંસા કરવા લાગ્યા. તે સમયે બીજો દેવ તે ઉપર શંકા લાવી તે મુનિની પરીક્ષા કરવા માટે શ્રીપૂર નગરમાં મહાન સમૃદ્ધિવાળો સાર્થવાહ બની સુંદર મંદિર દેવમાયાથી બનાવી ત્યાં રહેવા લાગ્યો.

અન્યદા હરિવિક્રમ મુનિ ઇર્યાપથિકી શોધતા ગોચરી માટે તેજ સાર્થવાહને ત્યાં આવી ધર્મલાભ દઇ ઉભા. મુનિને જોઇ સાર્થવાહ આદરપૂર્વક પ્રણામ કરી મધુર વચને બોલ્યો—'હે મુનિપતિ ! ફોગટ કષ્ટ આપનાર એવી આ આર્હત પ્રવ્રજ્યાનો ત્યાગ કરી આ મારી દેવાંગના સમાન પુત્રીનું પાણિગ્રહણ કરો. ઘેર ઘેર ભટકી ભિક્ષા માગી ઉદરવૃત્તિ કરવા કરતાં દિવ્ય વૈભવ ભોગવી મનુષ્યજન્મ સફળ કરો. વળી કષ્ટ ઘણું અને ફળ અલ્પ એવા આર્હતધર્મનો ત્યાગ કરી અલ્પ કષ્ટ અને વિશેષ ફળ આપનાર બૌધ ધર્મને અંગીકાર કરો.' આમ ઘણી રીતે લોભ બતાવ્યા છતાં તે મુનિ જરા પણ ચિત્તથી ચળાયમાન ન થયા. ત્યારે તે દેવ પોતાની દેવમાયા સંહરી લઇ પ્રત્યક્ષ થઇ મુનિને પ્રણામ કરી કહેવા લાગ્યો. 'હે મહાભાગ ! તમોને ધન્ય છે, કેમકે મેં અનેક રીતે ચળાવવા પ્રયત્ન કર્યો, પરન્તુ તમારી આર્હત ધર્મપર આવી નિશ્ચળ શ્રદ્ધા જોઇ હું અત્યંત હર્ષ પામ્યો છું.' એ રીતે મુનિની સ્તવના કરી દેવ સ્વસ્થાનકે ગયો.

હરિવિક્રમ મુનિએ નિશ્ચળ સમકિત પાલન કરતાં જિનનામકર્મ બાંધ્યું. અનુક્રમે ત્યાંથી કાળધર્મ પામી વિજય વિમાનમાં બત્રીશ સાગરોપમના આયુષ્યવાળા દેવ થયા. ત્યાંથી ચ્યવી પૂર્વવિદેહમાં તીર્થંકર પદવી પામી અનંત સુખમય મોક્ષસ્થાનકને પામશે.



## શમા વિનયપ ઉપર ધનશેઠની કથા.

આ ભરતક્ષેત્રમાં વિશાળ ઋદ્ધિથી મનોહર એવી મૃત્તિકાવતી નામે નગરી હતી. ત્યાં મહાન પ્રતાપયુક્ત યશસ્વી જીતારી નામે રાજા ન્યાયયુક્ત રાજ્ય કરી પુત્રવત્ પ્રજાનું પાલન કરતો હતો. તેજ નગરીમાં શ્રાદ્ધગુણોથી વિભૂષિત નિર્મળ સમકિતવાન સુદત્તનામે શ્રેષ્ઠી વસતો હતો. તેને ધન અને ધરણ નામે બે પુત્રો હતા. તેમાં ધન પોતાના ઉત્તમ ગુણોથી લોકોમાં યશ પામ્યો હતો અને ધરણ નિર્દય ક્રૂર ને ઇર્ષ્યાળુ હોવાથી નગરમાં અપકીર્તિનું ભાજન થયો હતો.

ઉત્તમ સુવાસની પેઠે ધનની કીર્તિ પ્રસરતી જોઇ પરગુણમાં ઈર્ષ્યા ધરનાર ક્ષુદ્રાત્મા ધરણ પોતાના વડીલ બંધુ ધનને મારવા માટે છિદ્ર જોવા લાગ્યો, પરંતુ કોઈ રીતે લાગ ફાવતો નહી; ત્યારે એક દિવસે ધનદેવ પાસે

ઈ ધરણ કહેવા લાગ્યો કે 'હે ભાઇ ! આપણે હવે મોટા થયા, તો કાંઈ પણ ઉદ્યમ કરી દ્રવ્ય મેળવવું જોઇએ. અત્યાર સુધી આપણે પિતાએ મેળવેલા દ્રવ્યથી જ સુખ ભોગવીએ છીએ, પણ જો જાતે કમાઇ સુખ ભોગવીએ તો જ ઉત્તમ છે; માટે આપણે પરદેશમાં જઇ દ્રવ્ય મેળવી ભાગ્યની પરીક્ષા કરીએ.'

આ પ્રમાણે ધરણના કહેવાથી તેની કુટિલતાને નહીં જાણનાર સરલ હૃદયવાળો ધનદેવ માતાપિતાની આજ્ઞા લઈ ભાઇ સાથે પરદેશ ચાલ્યો. માર્ગમાં ચાલતાં દુષ્ટાત્મા ધરણ ધનદેવને કહેવા લાગ્યો કે ' હે ભાઈ ! સંસારમાં સુખ ધર્મથી થાય કે પાપથી થાય ? '

ધનદેવ કહે ' ભાઈ ! સુખ ધર્મથીજ થાય છે; અને સુખના કારણરૂપ ધર્મનું માહાત્મ્ય કહેવાને કોણ સમર્થ છે ? વાંછિત અર્થ અને ભોગ આપનાર તેમજ છેવટે સ્વર્ગ અને અપવર્ગ ( મોક્ષ ) ની પ્રાપ્તિ પણ ધર્મથીજ થાય છે. '

ધરણ કહે–' ભાઇ ! તારૂં કહેવું મિથ્યા છે, કેમકે લોકો અધર્મથીજ સુખી જણાય છે એ વાત પ્રત્યક્ષ છે. ' આ પ્રમાણે વિવાદ કરતાં બન્ને ભાઇઓએ એવી શરત કરી કે ' આપણા બન્નેમાં જેની વાત લોકોને પૂછતાં સાચી ઠરે તે બીજાની આંખો કાઢી લે. ' આ પ્રમાણે સરત કરી કોઈ એક ગામમાં જઇ કોઇ અજ્ઞાની માણસને પૂછ્યું કે ' ભાઈ ! પ્રાણીઓને જે સુખ થાય છે તે ધર્મથી કે અધર્મથી ? ' આના જવાબમાં પેલા અજ્ઞાની માણસે નાસ્તિકપણે જવાબ આપ્યો કે ' અધર્મથીજ સુખ થાય છે, ધર્મ એ ભોળા લોકોને ઠગવા માટે કેવળ પ્રપંચ માત્રજ છે. ' આ રીતે પૂછતાં ધનદેવ સરત હાર્યો, એટલે પાપાત્મા ધરણે નિર્દયપણે ભાઇનો સ્નેહ પણ ન ગણતાં તેનાં બંને નેત્રો ખેંચી કાઢ્યાં. પછી ત્યાંથી બન્ને જણા ચાલ્યા. માર્ગમાં એક વિકટ જંગલ આવ્યું. ત્યાં ધનદેવને મૂકી ધરણ છાનોમાનો પાછો ઘેર આવ્યો અને માતાપિતાની આગળ કપટયુક્ત વિલાપથી કહેવા લાગ્યો કે ' અમે બન્ને ભાઇ રસ્તામાં અરણ્ય આવવાથી ત્યાં વિશ્રાન્તિ લેતા સૂતા હતા, તેવામાં એક વિકાળ વાઘે આવી ધનનું ભક્ષણ કર્યું, અને હું ભયથી ત્રાસ પામી અહીં આવ્યો છું. '

આ પ્રમાણે ધરણના મુખે ધનદેવના મરણની વાત સાંભળી માતાપિતા તેમજ ધનદેવની સ્ત્રી અતિશય કલ્પાન્ત કરી હૃદયફાટ રૂદન કરવા લાગ્યાં.

પુત્રપરના મોહથી તેની માતા આ વાત સાંભળતાંજ બેશુદ્ધ થઇ ધરણીપર ઢળી પડી. ધનદેવની સ્ત્રી પણ પતિના મૃત્યુથી એવો વિલાપ કરવા લાગી કે વજ્ર સમાન હૃદયવાળા માણસને પણ પીગળાવી નાખે. આ રીતે ધરણ સિવાય સર્વ સ્વજનો ધનના વિયોગથી દુઃખી થયા; પણ તે દુષ્ટ તો હર્ષ પામવા લાગ્યો.

પુન્યાત્મા ધનદેવને જંગલમાં વનદેવતાએ પુન્યાત્મા જાણી તેનાપર પ્રસન્ન થઇ દિવ્ય અંજનથી તેના નેત્રો નિર્મળ કર્યાં; તેથી હર્ષ પામી ધનદેવ વનદેવતાની સ્તુતિ કરવા લાગ્યો. વનદેવતાએ તેને દિવ્યાંજન આપી કહ્યું કે ‘ આ અંજન ગમે તેવા અંધ માણસની આંખે લગાડવાથી તેનાં નેત્રો નિર્મળ થઇ જશે. ’ એમ કહી તે દેવ અદ્રશ્ય થઇ ગયો. પછી ત્યાંથી ધનશેઠ સુભદ્રપુર નગરે આવ્યો. ત્યાં અરવિંદ રાજાની દેવાંગના સમાન સૌન્દર્યવાળી યૌવન-પૂર્ણ પ્રભાવતી નામે પુત્રી પૂર્વ પાપકર્મના સંયોગથી મસ્તકમાં વ્યાધિ થવાથી બન્ને નેત્રથી અન્ધ થઇ હતી. અનેક પ્રકારનાં ઔષધો કર્યાં છતાં કોઇ પણ રીતે તેનાં નેત્ર સારાં થયાં નહિ, ત્યારે રાજાએ નગરમાં એવો પડહ વગડાવ્યો કે ‘ જે કોઇ પુરૂષ રાજકુમરીને દેખતી કરશે તેને તે રાજકુમરી સહિત અર્ધ રાજ્ય રાજા આપશે. ’ આવી ઉદ્ઘોષણા સાંભળી ધનદેવ રાજા પાસે આવ્યો ને કહેવા લાગ્યો કે ‘ હું રાજકુમારીને દેખતી કરીશ. ’ રાજા કહે ‘ તો હું ઉદ્ઘોષણા મુજબ મારૂં વચન પાળીશ. ’ પછી ધનદેવે દિવ્ય અંજનથી રાજકુમારીને દેખતી કરી; તેથી રાજાએ હર્ષ પામી મહોત્સવપૂર્વક પોતાની પુત્રી તેને પરણાવી અને કન્યાદાનમાં અર્ધ રાજ્ય આપ્યું. આ રીતે ધનદેવે પુન્યપસાયથી રાજ્ય પ્રાપ્ત કર્યું. ‘ ખરે પુન્યાત્માને પગલે પગલે સંપદા પ્રાપ્ત થાય છે. ’

ધનદેવને રાજ્ય પ્રાપ્ત થયું એવી ખબર અનુક્રમે તેના માતાપિતા વિગેરે સ્વજનવર્ગને થઇ; એટલે ધરણ સિવાય સર્વ કોઇ આનંદ પામ્યા અને ધરણ તો અત્યન્ત ખેદપૂર્વક વિચારવા લાગ્યો કે–‘ અરે ! મેં એને જંગલમાં નેત્ર વિનાનો કરી રખડતો મૂક્યો હતો તે આવા વિશાળ રાજ્યને કેવી રીતે પામ્યો ? હવે પુનઃ કોઇ પણ ઉપાયથી તેનો નાશ કરૂં તોજ મારા ચિત્તને શાન્તિ થાય. ’ આવું વિચારી તે નીચ પોતાના પિતાને કહેવા લાગ્યો કે–‘ હે તાત ! આપના પુન્યપસાયથી મારો ભાઇ જીવતો રહ્યો અને આવી વિશાળ ઋદ્ધિ પામ્યો. હવે મને આપ રજા આપો તો મારા પ્રિય ભાઇને મળી આનંદ પામું,

આ પ્રમાણે પિતાની આ ા લઈ ાઇને મળવાના મિષે તેને મારવા માટે તે પાપી શિઘ્ર ચાલ્યો.

અનુક્રમે જે નગરીમાં પોતાનો ભાઇ ધનદેવ હતો તેની પાસે આવ્યો. ધરણને જોઈ ધનદેવ પૂર્વની વાત ન સં ારતાં આનંદથી ઉભો થઈ સ્નેહપૂર્વક ભેટ્યો અને કહેવા લાગ્યો કે ' હે ભાઇ ! તને સુખશાતા વર્તે છે ? આપણા માતાપિતા વિગેરે કુટુંબવર્ગ સૌ કુશળ છે ? ' ધરણ કહે ' હા ાઇ ! સર્વ કુશળ . મને તારા વિના એક ઘડી પણ ચેન પડતું નહોતું તેથી દિલગીર રહેતો હતો. તું અહીં સુખપૂર્વક રહે છે એવી ખબર થતાં તરતજ હું માતાપિતાની રજા લઇ તને મળવા આવ્યો છું. '

ધન કહે ' ભાઇ ! તું લે આવ્યો, તારા આવવાથી હું બહુજ આનંદ પામ્યો છું. હવે અહીં સુખે રહે અને આનંદ ભોગવ. આ રાજ્ય તારૂં છે એમ સમજ. ' આ રીતે ઘણા સ્નેહથી ધરણને રાખ્યો. રાજા પણ ધરણને પોતાના જમાઇનો ભાઈ જાણી ઘણું માન આપવા લાગ્યો, પરન્તુ તે નીચ તો નિરંતર ધનદેવને મારવા માટે છિદ્ર જોવા લાગ્યો; પણ જેનું આયુષ્ય બળવાન છે તેને કોણ મારી શકે તેમ છે ?

એક દિવસે ધરણ રાજા પાસે જઇ એકાન્તમાં કહેવા લાગ્યો કે ' હે મહારાજ ! આપે જેને જમાઇ કર્યો છે તે અમારા ગામમાં રહેનારો ધન નામે ચંડાળ છે. '

આ પ્રમાણે તેનાં વચન સાંભળી રાજા કોપ્યો અને બોલ્યો કે ' ઠીક છે, હવે હું તેનો ઘાટ ઘડીશ. ' એમ કહી ધરણને રજા આપી, અને પોતે એકલો બેસી વિચારવા લાગ્યો કે ' હવે શું કરવું ? જો ખુલ્લી રીતે મારી નખાવું તો લોકમાં અપકીર્તિ અને પુત્રીને દુઃખ થાય. માટે કોઇ માણસોના હાથેજ ગુપ્ત રીતે મરાવી નાંખું, જેથી મારે માથે કલંક ન આવે. ' આ પ્રમાણે વિચારી બીજે દિવસે મધ્યરાત્રીએ ધનદેવને બોલાવવા માટે માણસ મોકલ્યું અને માર્ગમાં કેટલાએક મારાઓ તૈયાર રાખ્યા ને કહ્યું કે–' જેવો તે આવે તેવો જ કાંઇ પણ પૂછ્યા સિવાય મારી નાંખવો. '

ઉપરોક્ત સંકેત મુજબ રાત્રે રાજાનું માણસ ધનદેવને બોલાવવા માટે આવ્યું, એટલે ધરણ કહે ' હે ભાઇ ! તું અહીંજ રહે, હુંજ રાજા પાસે જાઉં

છું.' એમ કહી ધનદેવની રજા લઇ ધરણ હર્ષપૂર્વક રાજા પાસે જવા નીકળ્યો. માર્ગમાં આવતાં સંકેત કરેલા માણસોએ એકદમ કંઇપણ પૂછયા સિવાય તેને પ્રાણ રહિત કરી નાંખ્યો. મરણ પામીને તે સાતમી નરકમાં ગયો, કહ્યું છે કે—

षड्भि र्मासै स्त्रिभिः पक्षैः षड्भिरेव दिनैः किल ॥
अत्युग्रपुन्यपापाना–मिहैव जायते फलं ॥ १ ॥

અર્થ—આ જગતને વિષેજ અતિ ઉગ્ર એવાં પુન્ય પાપનું ફળ છ માસ તથા છ પખવાડીયા કે છ દિવસોની અંદરજ ખચિત પ્રાપ્ત થાય છે.

પાછળથી સર્વ બીના ધનદેવના જાણવામાં આવી, એટલે સંસારપર વૈરાગ્ય પામી ચારિત્ર લેવા ઉત્સુક થયો. પછી પોતાના માતાપિતાને બોલાવી સહુને હર્ષપૂર્વક મળી પોતાના મલયકેતુ નામે પુત્રને પિતાને સોંપી પોતે ભુવનપ્રભ નામે મુનિ પાસે સંવેગપૂર્ણ હૃદયથી ચારિત્ર અંગીકાર કર્યું. અનુક્રમે સર્વ અંગ ઉપાંગ ભણી ક્ષાંત્યાદિ ગુણોથી વિભૂષિત થઇ ગુરૂસમીપે વિનયપૂર્વક રહી ગ્રામનગરાદિમાં વિચરવા લાગ્યા.

એક દિવસે ધનદેવ મુનિએ ગુરૂમુખથી આ પ્રમાણે દેશના સાંભળી કે 'જે કોઈ સર્વ ગુણોમાં પ્રધાન એવા વિનય ગુણથી ગુરૂજનને સંતોષ પમાડે છે, તે અનુક્રમે શાશ્વત સુખનો ભોગી થાય છે, કેમકે વિનયથી જ્ઞાન અને જ્ઞાનથી શુદ્ધ સમકિતની પ્રાપ્ત થાય છે, તેવડે સમ્યક્ ચારિત્ર, ચારિત્રથી સંવર, સંવરથી તપસ્યા, તપસ્યાથી નિર્જરા, નિર્જરાથી અષ્ટકર્મનો નાશ, કર્મનાશથી કેવળજ્ઞાન અને તેથી અનંત અવ્યાબાધ એવા મોક્ષસુખની પ્રાપ્ત થાય છે.'

ધનમુનિએ આ પ્રમાણે ગુરૂમુખે વિનયનો મહિમા સાંભળી 'ગુરૂ આદિ પંચપરમેષ્ઠીનો ત્રિકરણ શુધ્ધે વિનય કરવો.' એવો નિયમ અંગીકાર કર્યો.

અન્યદા ગુરૂમહારાજ સાથે વિહાર કરતાં સાંકેતપુર નગરના ઉદ્યાનમાં આવ્યા, ત્યાં આદિત્ય નામા ચૈત્યની અંદર ત્રૈલોકયબંધુ એવા શ્રીજિનની પ્રતિમાને વંદન કરવા માટે ધનમુનિ આવ્યા. ત્યાં આવી વિનયપૂર્વક શુદ્ધ ભાવથી સ્થિર યોગથી ભગવંતનું સ્તવન કરવા લાગ્યા. તે સમયે ધરણેંદ્ર ત્યાં ભગવંતને જુહારવા માટે આવ્યા. તેણે મુનિને નિશ્ચળ ધ્યાનથી ભગવન્તનું સ્તવન કરતા જોઇ પરીક્ષા કરવા માટે અનેક સર્પો વિકુર્વી મુનિના

શરીરે વીંટાળ્યા અને તીવ્ર દંશ આપી અત્યન્ત ઉપસર્ગ કરવા લાગ્યા, તોપણ મુનિ પોતાના ધ્યાનથી ચળાયમાન થયા નહિ, ત્યારે ધરણેંદ્ર સાક્ષાત્ પ્રત્યક્ષ થઇ મુનિની સ્તુતિ કરવા લાગ્યા. પછી કરેલા પસર્ગ માટે ક્ષમા યાચી ધરણેંદ્ર આચાર્યમહારાજ પાસે આવી વંદના કરી પૂછવા લાગ્યા કે 'હે મહારાજ ! ધનમુનિએ જિન અને જિનચૈત્યના આવા ઉત્તમ વિનયથી શું પુન્ય ઉપાર્જન કર્યું ?' ગુરૂ કહે 'હે ધરણેંદ્ર ! તેવા વિનયથી તે મુનિએ જિનનામકર્મનો નિકાચીત બંધ કર્યો છે.' આ પ્રમાણે વિનયનું અત્યુત્તમ ફળ શ્રવણ કરી ધરણેંદ્ર સ્વસ્થાનકે ગયો. ત્યારપછી અનુક્રમે ધનમુનિ ત્યાંથી કાળધર્મ પામી સહસ્રાર દેવલોકમાં અપાર ઋદ્ધિના ભોક્તા થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર પદ પામી શાશ્વત મોક્ષસુખને પામશે.

## અગ્યારમા આવશ્યક પ ારાધન ઉપર અ ણુદેવની કથા.

આ ભતક્ષેત્રમાં અતિશય શોભાવાળા મણિમંદિર નામે નગરમાં મણિશેખર નામે રાજા રાજ્ય કરતો હતો. તેને નિર્મળ શિયળવાળી મણિમાલા નામે રતિસમાન રૂપવાળી રાણી હતી. તેનાથી તેને સર્વ કળાકુશલ અને પરાક્રમી અરૂણદેવ નામે પુત્ર થયો. કુમાર અનુક્રમે યૌવનાવસ્થા પામ્યો, ત્યારે એક દિવસ પોતાના પ્રધાનપુત્ર સુમતિ નામે મિત્રની સાથે ઉદ્યાનમાં વસંતક્રિડા કરવા ગયો. ત્યાં વિવિધ પ્રકારની વનસ્પતિ ખીલેલી જોઇ ચિત્તને કાંઇ જુદાજ પ્રકારનો આનંદ થતો હતો. પ્રસન્ન ચિત્તથી ઉદ્યાનની કુદરતી સુંદરતા નિહાળતાં ઉદ્યાનમાં એક ભાગમાં વૃક્ષોની ઘટાની શીતળ છાયામાં તરૂની ડાળે બાંધેલા હીંચકાપર હીંચતી સૌન્દર્યતાની આદ્યદેવી રૂપ એક અનુપમ સુંદરીને તે કુમારે જોઇ. તે મૃગલોચનીને જોતાંજ કુમાર કન્દર્પના તીરથી વીંધાઇ સ્થિર દૃષ્ટિએ અતૃપ્ત ઇચ્છાએ તેની સામું જોઇ રહ્યો. તેવામાં કોઇએક વિદ્યાધરે આકાશમાર્ગેથી આવી કુમાર અને તેના મિત્રને ત્યાંથી ઉપાડી કોઇ ભયંકર અરણ્યમાં મૂકયાં, ત્યાં તે વિદ્યાધર સાથે કુમારે યુદ્ધ કર્યું. તેમાં કુમારે ખડ્ગના પ્રહારથી વિદ્યાધરને નિર્બળ કરી પૃથ્વીપર નાંખ્યો. તે અતિપ્રહારથી તીવ્ર આક્રંદ કરવા

લાગ્યો. તેના તે આક્રંદથી તેનો ભાઇ અશનીવેગ નામનો ખેચર અચાનક આકાશમાંથી ઉતરી આવ્યો. તેણે પોતાના ભાઇની દુર્દશા જોઇ અતિશય ક્રોપ કરી કુમારને તેમજ તેના મિત્રને ત્યાંથી ઉપાડી આકાશમાં ઉછાળ્યા. ત્યાંથી તે કોઈ અલ્પ જળવાળા અંધકૂપમા પડ્યા. પુન્યપસાયે ત્યાંથી મહા-કષ્ટે નીકળી દેશાન્તર જોવાની જિજ્ઞાસાથી બન્ને મિત્રો આગળ ચાલ્યા.

આગળ ચાલતાં કોઇ એક અરણ્યમાં લક્ષ્મીદેવીના મંદિર પાસે કોઇ પુરૂષને વૃક્ષની ડાળે ઉંધે મસ્તકે બાંધેલો અને તેની પાસે મનોહર આભૂષણોથી વિભૂષિત સુન્દર સ્ત્રી કરૂણસ્વરે વિલાપ કરતી જોઇ. તેની પાસે જઈ કુમારે કરૂણાર્દ્ર હૃદયથી પૂછ્યું ' હે બાઈ ! આ પુરૂષ કોણ છે ? અને તેની આવી અવસ્થા કેમ થઇ છે ? વળી તેની પાસે બેસી તું શા માટે રૂદન કરે છે ? '

કુમારનાં આવાં વચન સાંભળી તે સુન્દરી બોલી. ' હે પરોપકારી પુરૂષ ! આ વિદ્યાધરોનો સ્વામી અને મારો પ્રાણવલ્લભ છે. અમે ક્રીડા કરવા માટે આ લક્ષ્મીદેવીના વનમાં આવી પુષ્પો એકઠાં કરતાં હતાં, તેવામાં લક્ષ્મી દેવીએ અત્યન્ત ક્રોપ કરી મારા સ્વામીની આવી દુર્દશા કરી છે, આપ કૃપા કરી જો મારા પતિને છોડાવશો તો અમે આપનો ઉપકાર ભૂલીશું નહીં. '

તે વિદ્યાધરીનાં કરૂણાર્દ્ર વચનથી કુમાર વિદ્યાધરને છોડાવવા માટે લક્ષ્મીદેવીની અર્ચા કરી સ્તુતિ કરવા લાગ્યો.

' હે ભકતવત્સલ જગદીશ્વરી કમલાદેવી ! તું જય પામ. હે સુગુણભંડાર જગદાધાર પદ્માદેવી ! તું જય પામ. હે જનની ! તારા પસાયથી જનો મૂર્ખ મટી પંડિત થાય છે અને અવગુણી ફીટી ગુણી થાય છે. હે સુરાસુર સેવિત પરમેશ્વરી ! મુજ રંકની સ્તુતિ શ્રવણ કરી કૃપા કરી મારાપર પ્રસન્ન થઇ આપનાં દર્શન આપો.'

કુમારની સ્તુતિ શ્રવણ કરી લક્ષ્મીદેવી સાક્ષાત્ પ્રત્યક્ષ થઈ પ્રસન્ન વદને કહેવા લાગી–' હે વત્સ ! હું તારાપર પ્રસન્ન થઇ છું, તું ઇચ્છિત વર માગ, હું ખુશીથી આપીશ. '

કુમાર કહે ' હે માતા ! જો આપ મારાપર યથાર્થ પ્રસન્ન થયા હો તો આ વિદ્યાધરને આપના બંધનથી મુકત કરો એજ હું ઈચ્છું છું.' તરતજ દેવીએ વિદ્યાધરને બંધનમુક્ત કરી કહ્યું કે–' હે ખેચર ! તને બંધન

મુક્ત કરી નવો જન્મ અપાવનાર આ પરોપકારી કુમારનો તું પૂર્ણ આભાર માન." બન્ધનમુકત થયેલો ખેચરપતિ બે હસ્ત જોડી નમ્ર વચને કુમારને કહેવા લાગ્યો, ' હે પરમાર્થ વત્સલ પુરૂષોત્તમ ! આપ જેવા પુરૂષોથીજ આ પૃથ્વી રત્નગર્ભા કહેવાય છે તે સત્ય છે; કેમકે આજે હું આપના પસાયથી નવો જન્મ પામ્યો છું. આપે આપેલા જીવિતદાનના બદલામાં હું આપને કાંઇ પણ આપી શકું તેમ નથી, તો પણ મારી પાસે આ પ્રજ્ઞપ્તિ આદિ દશ વિદ્યાઓ છે તે ગૃહણ કરી મને કૃતાર્થ કરો. '

ખેચરપતિના આગ્રહથી તે વિદ્યાઓ કુમારે ગ્રહણ કરી. પછી વિદ્યાના પ્રભાવથી બન્ને મિત્રો આકાશમાર્ગે ત્યાંથી આગળ ચાલ્યા. આગળ જતાં વૃક્ષોની શ્રેણિઓથી ભરપૂર અને ફળફુલોથી ભરેલું નંદનવન સમાન એક મનોહર અરણ્ય જોયું. તેમાં દેવભુવન સમાન વિશાળ સુવર્ણમય શ્રી શાન્તિનાથ ભગવંતનું ચૈત્ય જોયું. તે જોઈ આકાશમાંથી ઉતરી નિર્મળ જળથી સ્નાન કરી સુવાસિત પુષ્પો લઈ ઉલ્લસિત હૃદયથી વિધિસહિત ભાવપૂર્વક ભગવન્તની પૂજા કરી. પછી એકાગ્ર ચિત્તથી તે ગવંતની સ્તુતિ કરવા લાગ્યો—

' હે ચિદાનંદમય પ્રભો ! વિશ્વસેન નરપતિના કુળરૂપ આકાશમાં સૂર્યસમાન શ્રી શાન્તિજિનેશ્વર ! આપ જય પામો. હે કરૂણાનિધિ ! જગતના જીવોના મનોવાંછિત પૂરવાને કલ્પવૃક્ષ સમાન આપ જયવન્તા વર્તો. હે પ્રભો ! જે પ્રાણી આપની આજ્ઞાને ભાવપૂર્વક ધારણ કરે છે, તે પ્રાણીની આજ્ઞા અનેક સુરાસુર અને મનુષ્યો પોતાના મસ્તકે ધારે છે, અને દુઃખવર્જિત અનંત ભોગમય સંપત્તિને પામે છે. હે પ્રભુ ! વિશેષ શું કહું ? જે પ્રાણી ક્ષીરનીરની પેઠે આપના ધ્યાનમાં તલ્લીન થઇ જાય છે, તે પ્રાણી તેજ ભવમાં સિદ્ધિ પામી આપના સમાન થાય છે.' આ પ્રમાણે ભકિતપૂર્વક ભગવંતની સ્તુતિ કરી રહ્યો, તેવામાં મંડપમાં કુમારે ભારતીદેવીનાં દર્શન કર્યાં. દેવીનાં દર્શન થતાંજ નમસ્કાર કરી સરસ્વતિ દેવીની તે સ્તુતિ કરવા લાગ્યો. ' હે ભારતી ! હે સરસ્વતિ ! હે હંસઆસનીદેવી ! ત્હારા પસાયથી કવિજનો ગંભીર અર્થયુક્ત કાવ્યો કરી વિશ્વમાં ખ્યાતિ પામે છે. હે મહા માતા ! ત્હારા પસાયથી મૂર્ખજન પણ જડતા તજી પંડિતાઇ ધારણ કરી વિશુદ્ધ જ્ઞાન પામે છે. હે જનની ! વિશેષ શું કહું ? સુર, અસુર, વિદ્યાધર અને મનુષ્યો સર્વ

કોઇ ત્હારાજ ગુણગાન કરે છે. ' આ રીતે અમૃત સમાન મધુર સ્તુતિ શ્રવણ કરી સરસ્વતિ દેવી પ્રસન્ન થઇ બોલી–' હે વત્સ ! હું તારાપર પ્રસન્ન થઈ વરદાન આપું છું કે તું શાન્તિમતી નામે સુન્દર કન્યાને અતિશય ગાઢ પ્રેમથી પરણી વિદ્યાધરોનો સ્વામી થઇ વિશાળ ભોગ ભોગવજે.' આ પ્રમાણે વરદાન આપી દેવી અન્તર્ધાન થઈ ગઇ. પછી મિત્રસહિત કુમાર ચૈત્યની બહાર નીકળ્યો. બહાર નીકળતાંજ અનુપમ સૌન્દર્યવાળી સુરકન્યા સમાન સુન્દરીને જોઇ. તેને જોતાંજ કુમારને સ્મૃતિ થઈ કે ' આ તેજ સુન્દરી કે જેને મેં પ્રથમ અરણ્યમાં હીંચતી જોઇ હતી અને એજ શાન્તિમતી કન્યા હોવી જોઇએ, એમ દેવીના વરદાનપરથી જાણી શકાય છે. ' કુમાર આ પ્રમાણે વિચાર કરે છે, તેવામાં તે સુન્દરીની દૃષ્ટિ પણ કુમાર ઉપર પડી. કુમારને જોતાંજ તે સુન્દરીનું ગાત્ર રોમાંચિત થયું, અને અનિમેષ લોચનથી જોઈ રહી. કેટલીક વાર એજ સ્થિતિમાં રહી. પછી ઉદ્યાનમાંથી વિવિધ પ્રકારનાં સુવાસિત પુષ્પો વીણી પોતાના હાથેજ એક સુન્દર માળા ગુંથી તેની સાથે એક પત્ર લખી પોતાની ધાત્રી સાથે કુમારને આપવા મોકલ્યો. ધાત્રીએ કુમાર પાસે આવી આદરપૂર્વક તે માળા કુમારના કંઠમાં આરોપણ કરી અને પેલો પત્ર હાથમાં આપી પોતે પ્રત્યુત્તર માટે એક બાજુએ ઉભી રહી.

કુમારે ઉલ્લસિત હૃદયથી માળા અને પત્ર લીધાં. ઉત્સુકતાપૂર્વક પત્ર ઉઘાડી વાંચવા લાગ્યો. તેમાં નીચે પ્રમાણે ભાવ હતો.

" આર્યપુત્ર !

હું શું લખું તે કાંઇ સમજાતું નથી. છતાં લખવાની ઈચ્છા થવાથી ગાંડુ ઘેલું લખું તે દરગુજર કરશો. હું બીજુ કાંઈ લખું તે પહેલાં મ્હારી ઓળખાણજ આપું તે ઠીક છે. વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિમાં શિવમંદિર નામે વિશાળ નગરમાં વજ્રવેગ નામે વિદ્યાધરોના બળવાન રાજાની વજ્રવેગા નામે રાણીથી ઉત્પન્ન થયેલી હું શાન્તિમતી નામે તેમની પ્રિયપુત્રી છું. મારા પિતાની આજ્ઞાથી આ વનમાંજ હું હમેશાં રહું છું; અને આ ચૈત્યમાં ભગવન્ત શાન્તિનાથ તથા સરસ્વતી દેવીની નિરન્તર સેવા કરૂં છુ. નૈમિત્તિકના કહેવા મુજબ આજે મારા પૂર્વ પુન્યોદયથી આપનાં દર્શન થયાં. હવે મારી છેલ્લી વિનંતિ એ છે જે કૃપા કરી આજની રાત્રી અહીંજ રહો. પ્રાતઃકાળે મારા પિતા વિવાહની સર્વ સામગ્રી લઇ અહીં આવશે, એટલે સર્વોત્તમ આનંદ થશે."

આ પ્રમાણે ઇચ્છિત  ાવવાળો પત્ર વાંચી કુમાર અતિશય હર્ષિત થયો અને પોતાના પ્રેમની નિશાની દાખલ પોતાની મુદ્રિકા ધાત્રી સાથે કુમારી માટે મોકલી. પછી તે દિવસે તેજ વિચારમાં સઘળો સમય વ્યતિત કર્યો.

બીજે દિવસે પ્ર ાતમાં વજ્રવેગ રાજા ત્યાં આવ્યો. તેણે રાજકુમારને બહુમાનપૂર્વક નગરમાં પ્રવેશ કરાવ્યો. પછી ઘણા  ત્સાહથી શાંતિમતી સાથે કુમારનું પાણિગ્રહણ કરાવ્યું. કન્યાદાનમાં પુષ્કળ લક્ષ્મી આપી. પૂર્ણ આનંદથી લગ્ન કરી કુમાર ત્યાંજ રહેવા લાગ્યો.

અન્યદા નાટ્યોન્મત્ત નામે વિદ્યાધરે કુમારના મિત્રનું હરણ કર્યું; એટલે અરૂણદેવ કુમારે પ્રજ્ઞપ્તિ આદિ વિદ્યાના પ્રભાવથી તે વિદ્યાધર  ાથે સંગ્રામ કર્યો અને પોતાના મિત્રને છોડાવી લાવ્યો. પછી અનુક્રમે પોતાના પરાક્રમથી સર્વ વિદ્યાધરની શ્રેણિનો તે રાજા થયો. ' ખરે ! પુન્યશાળીને પગલે પગલે સંપદા અને વિજયજ હોય છે. '

અન્યદા જયન્તસ્વામી નામે ચારણમુનિ પાસેથી ધર્મદેશના  ાંભળી તેણે મિત્ર અને પ્રિયાસહિત મોક્ષનગરના માર્ગરૂપ સમકિત મૂળ બાર વ્રત અં ગ કાર કર્યાં અને  ર્વ શાશ્વતા અને અશાશ્વતા જિનાલ માં જિનબિંબને અહોનિશ વાંદી સમકિત નિર્મળ કરવા લાગ્યો. એ રીતે કેટલાક દિવસ આનંદપૂર્વક નિર્ગમન કરી વિદ્યાધરની શ્રેણિનું રાજ્ય વજ્રવેગને સોંપી મિત્ર અને પ્રિયા સહિત દિવ્ય વિમાનમાં બેસી આકાશમાર્ગે પોતાના મણિમંદિર નગરે આવ્યો. માતાપિતાને ખબર થતાં હર્ષપૂર્વક ઉત્ વ કરી નગરમાં પ્રવેશ કરાવ્યો. કુમારે વિનયપૂર્વક માતપિતાને નમસ્કાર કર્યો. શાન્તિમતી પણ વિનયસહિત સાસુસસરાના ચરણમાં નમી. માતાપિતા પુત્રની સંપદા જોઇ અત્યન્ત હર્ષ પામ્યા.

અનુક્રમે અરૂણદેવને રાજ્યાસનપર સ્થાપી રાજાએ મુનિપ્રભ ગુરૂ પાસે ચારિત્ર અંગીકાર કર્યું. અરૂણદેવ ન્યાયપૂર્વક પ્રજાનું પાલન કરવા લાગ્યો. અનુક્રમે શાંતિમતી રાણીથી તેને પદ્મશેખર નામે પુત્ર પ્રાપ્ત થયો.

અન્યદા અરૂણદેવ નૃપતિ બહાર ઉદ્યાનમાં ફરવા નીકળ્યો, તેવામાં તેણે લીલોદ્યાન નામના ઉદ્યાનમાં શાંતમુદ્રાએ યુક્ત પ્રતિમાધર શ્રી મણિશેખર રાજર્ષિને જોયા, તેમને જોતાંજ અરૂણદેવ નૃપતિને જાતિસ્મરણ જ્ઞાન થયું; તેથી તેણે પોતાનો પૂર્વભવ નીચે પ્રમાણે જોયો.

" શુક્તિમતી નગરીમાં કોઇ એક મહાપાપારંભી વૈદ્ય રહેતો હતો. તે લોકોની અનેક પ્રકારની ચિકિત્સા કરતો હતો, તેને ત્યાં કોઇ એક તપસ્વી મુનિ ઔષધ માટે આવ્યા. તેમને તેણે સૂઝતું ઔષધ આપ્યું; તેથી તે કરૂણાળુ મુનિએ તેને ધર્મોપદેશ આપતાં કહ્યું કે:—

गृहिणां गृहधर्मस्य, सारमेतत्परं स्मृतम् ॥
यथाशक्ति सुपात्रेभ्यो, दानं यच्छुद्धवस्तुनः ॥ १ ॥

અર્થ:—ગૃહસ્થોના ગૃહસ્થાશ્રમ ધર્મનું એજ પરમ સારરૂપ ફળ કહેલું છે, કે જે શુદ્ધ વસ્તુનું યથાશકિત સુપાત્રને દાન આપવું. સારાંશ કે સુપાત્રને શકિત પ્રમાણે સારી વસ્તુનુ દાન આપવું, તે ગૃહસ્થોના ગૃહસ્થધર્મનું પરમ સારરૂપ ફળ શાસ્ત્રોમાં કહેલું છે.

એ રીતે તે મુનિ તે વૈદ્યને હમેશાં ઉપદેશ આપતા, તેથી તે વૈદ્ય મુનિને નિરંતર શુદ્ધ ભાવથી શુદ્ધ ઔષધ આપતો અને તેમનું બહુમાન કરતો. અનુક્રમે તે વૈદ્ય આર્ત્તધ્યાનથી મૃત્યુ પામી જંગલમાં પાંચસો વાનરીઓનો સ્વામી થયો.

અન્યદા અરણ્યમાં ક્રીડા કરતાં તે વાનરે કોઈ એક મુનિને પગમાં શલ્યવાળા જોયા. તેમને જોતાંજ વાનરને પોતાનો પૂર્વભવ સાંભરી આવ્યો, અને પૂર્વના અભ્યાસથી સર્વ વ્યાધિનાં ઔષધો જાણવા લાગ્યો. તેથી તેણે જંગલમાંની કોઈ વનસ્પતિ મુખે ચાવીને તે મુનિના શલ્યપર બાંધી, એટલે તે મુનિ થોડીજ વારમાં શલ્યરહિત થયા. મુનિએ તે ઉપરથી તેને યોગ્ય જીવ જાણી દેશના આપી, એટલે તે વાનર ત્યાં સમકિત પામ્યો, અને ત્રણ દિવસ સુધી સામાયિક-વ્રત પાળી અનશન આરાધી ત્રણ પલ્યોપમના આયુષ્યવાળો સૌધર્મ કલ્પમાં દેવ થયો. ત્યાં તેણે અવધિજ્ઞાનથી પોતાના ઉપકારી મુનિને જોયા, એટલે તે ત્યાંથી મુનિ પાસે આવી વિનયસહિત નમસ્કાર કરી બોલ્યો–' હે પૂજ્ય! આપ મને ઓળખો છો? હુ તે વાનર છું, કે જેણે આપને શલ્યરહિત કર્યા હતા. હું આપના પસાયથી મહાન સમૃદ્ધિવાળો દેવ થયો છું.' એમ કહી તે મુનિને તેમના ગુરૂ પાસે મૂકી નમસ્કાર કરી સ્વસ્થાનકે ગયો. અનુક્રમે ત્યાંથી ચ્યવી અરૂણદેવકુમાર થયો." આ પ્રમાણે પોતાનો પૂર્વભવ જોઇ અરૂણદેવ નૃપતિ રાજર્ષિને નમ્યો; એટલે મુનિએ કાયોત્સર્ગ પારી ધર્મલાભ આપ્યો, તેથી રાજા ભાવથી તેમની આગળ બેઠો, એટલે રાજર્ષિ મુનિએ અમૃત સમાન દેશના આપવા માંડી.

" હે નૃપતિ! અતિશય કષ્ટથી પ્રાપ્ત થયેલો આ માનવદેહ તેમાંએ નિરોગી શરીર, ઉત્તમ કુળ, અને જિનોક્ત ધર્મ પામવો મહા દુર્લભ છે. તેમાં વળી દેવાદિ ત્રણ તત્ત્વ ઉપર શ્રદ્ધા થવી અતિશય દુર્લભ છે. તે ત્રણ તત્ત્વોનું સ્વરૂપ આ રીતે છે. ચોસઠ ઇંદ્રવડે સેવિત ચોત્રીશ અતિશયયુક્ત એવા સર્વજ્ઞ જિનેશ્વર તે દેવ, પંચમહાવ્રતયુક્ત, નવવિધ બ્રહ્મચર્ય પાલનાર, સાવદ્ય વ્યાપારથી વિરામ પામેલા એવાં ગુણવંત ગુરૂ તે ગુરૂ તથા જિનોદિત ક્ષમાદિ દશવિધ ધર્મ, તે ત્રણને યથાર્થ ભાવપૂર્વક સદ્દહે ત્યારે સંસારની અલ્પતાના હેતુરૂપ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થાય છે. ત્યારપછી ચારિત્રનો ઉદય આવે છે. તે ચારિત્ર બે પ્રકારે છે, એક દેશવિરતિ અને બીજું સર્વવિરતિ. દેશવિરતિથી સ્વર્ગસુખ પ્રાપ્ત થાય છે અને સર્વવિરતિથી અનંત અવ્યાબાધ એવા મોક્ષની પ્રાપ્ત થાય છે."

આ પ્રમાણે ગુરૂમુખે દેશના શ્રવણ કરી રાજા સંવેગપૂર્ણ હૃદયથી ગુરૂને નમી રાજ્યમહાલયમાં આવ્યો. ત્યાં સર્વ પ્રધાનવર્ગ અને સામંતાદિકને બોલાવી પોતાના પદ્મશેખર નામના કુમારને રાજ્યાસનપર આરૂઢ કરી આઠ દિવસ સુધી જિનાલયમાં મહોત્સવ કરી પોતે શ્રીપ્રભાચાર્ય પાસે ચારિત્ર અંગીકાર કર્યું. શાંતિમતીએ પણ વૈરાગ્યપૂર્ણ હૃદયથી ચારિત્ર અંગીકાર કર્યું. રાજર્ષિમુનિ અરૂણદેવ અનુક્રમે દ્વાદશાંગી ભણ્યા. સામતિ ગુપ્તિયુક્ત અસ્ખલિત નિરતિચારપણે ચારિત્રનું પાલન કરતાં ક્લિષ્ટકર્મનો નાશ કરવા લાગ્યા.

અન્યદા ગુરૂમુખે વીશસ્થાનકનો મહિમા શ્રવણ કર્યો. તેમાં અગ્યારમા આવશ્યક પદ વિષે આ પ્રમાણે સાંભળ્યું કે–' જે કોઇ સામાયિકાદિ ષડાવશ્યક ત્રિકરણ શુદ્ધે શુદ્ધ ઉપયોગથી આરાધે તે ત્રૈલોકયવંદ્ય એવા જિનનામકર્મને ઉપાર્જે છે. સામાયિકથી સંયમ નિર્મળ થાય છે, ચઉવીસથ્થાથી સમકિત શુદ્ધ થાય છે, વંદનથી ગુરૂજનની પ્રતિપત્તિ ( સેવા ભકિત ) થાય છે, પ્રતિક્રમણથી આત્મગર્હા થાય છે, કાયોત્સર્ગથી ચારિત્રના અતિચાર દૂર કરાય છે અને પ્રત્યાખ્યાનથી તપની વિશુદ્ધિ થાય છે. '

એ રીતે ગુરૂમુખે આવશ્યક પદ આરાધવાનું ફળ જાણી, રાજર્ષિ મુનિ અરૂણદેવે તે નિયમ અંગીકાર કર્યો. ઉપયોગપૂર્વક સાવધાનપણે ષડાવશ્યકની ક્રિયામાં પ્રમાદરહિત ઉદ્યમ કરતાં અનુક્રમે જિનનામકર્મ ઉપાર્જન કર્યું. મુનિના સત્ત્વની પરીક્ષા કરવા માટે લક્ષ્મીદેવીએ છ માસ પર્યન્ત

અનુકૂળ પ્રતિકૂળ ઉપસર્ગો કર્યાં, તોપણ મુનિ પોતાના ધૈર્યથી જરાએ સ્ખલિત થયા નહિ. દેવીએ કરેલા ઉપસર્ગો આ પ્રમાણે હતા.

એક દિવસે સેંકડો દેવકન્યાઓના પરિવાર સહિત આવી હાવ ભાવ અને કટાક્ષયુક્ત નેત્રોથી કામોદ્દીપક વાકયો શ્રી લક્ષ્મીદેવી કહેવા લાગી–'હે સ્વામિ ! હું આશાપૂર્ણ હૃદયથી કામાગ્નિથી બળતી આપની પાસે આવી છું, તો આપ કૃપા કરી મને વિષયામૃત પાઇ શાંત કરો.' આમ અનેક પ્રકારે ક ા છતાં પથ્થરપર પાણી નાખ્યાની જેમ મુનિનું હૃદય જરાપણ પીગળ્યું નહિ. જયારે અનુકૂળ ઉપસર્ગોથી ચળાયમાન ન થયા, ત્યારે પ્રતિકૂળ ઉપસર્ગો કરવા માં ા. તેમાં પણ મુનિવર્ય સમભાવપૂર્વક સર્વ સહન કરવા લાગ્યા. જયારે સર્વ પ્રકારે તેનો પ્રયત્ન વ્યર્થ ગયો ત્યારે તે પ્રગટ થઈ ક્ષમા યાચતી સ્તુતિ કરવા લાગી.

'હે મુનિશ્રેષ્ઠ ! આપને ધન્ય છે, કેમકે મેં અનેક પ્રકારના અનુકૂળ ઉપસર્ગો કર્યા છતાં આપનું ચિત્ત જરા પણ શિથિળ થયું નહિ. વળી જગતમાં દ્રવ્યાવશ્યક કરનારા તો ઘણાએ જણાય છે, પરન્તુ આપના સમાન ાવાવશ્યક કરનાર તો વીરલા દ્રષ્ટિગોચર થાય છે. હે મહાભાગ્ય મુનિરાજ ! મેં આપને ઉપસર્ગો કર્યા તેની ક્ષમા યાચું છું.' આ પ્રમાણે કહી મુનિના ગુણગ્રામ કરી વિનયપૂર્વક વંદના કરી દેવી સ્વસ્થાનકે ગઇ.

રાજર્ષિમુનિ અનુક્રમે નિરતિચારપણે ચારિત્રનું પાલન કરી, પ્રાન્તે અનશન કરી, બારમા દેવલોકમાં મહાન્ સંપદાવાળા દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં તીર્થંકરપદ પામી અનંત આનંદમય મોક્ષને પામશે.



## બારમા શીલવ્રત પ ના આરાધન ઉપર ચંદ્રવર્મા રાજાની કથા.

આ ભરતક્ષેત્રમાં અનેક જિનાલયોથી પવિત્ર થયેલું લક્ષ્મીથી પૂર્ણ અને મનોહર એવું માકંદીપુર નામે નગર હતું. તેમા શત્રુના સમૂહને કલેશ આપનાર પરાક્રમી ચંદ્રવર્મા નામે રાજા ન્યાયપૂર્વક પ્રજાનું પાલન કરતો હતો. તેને રૂપ અને ગુણના નિધિસમાન ચંદ્રાવળી નામે શીળવંતી રાણી હતી.

અન્યદા તે નગરનાઉધાનમાં ઘણા મુનિઓના પરિવાર સહિત ચાર જ્ઞાનને ધારણ કરનારા શ્રી ચક્રેશ્વર આચાર્ય સમવ ર્યા. દેવોએ મેરૂના શિખર જેવું મનોહર ંચું સુવર્ણનું સિંહાસન રચ્યું. તે પર ગુરૂમહારાજ બિરાજમાન થયા. ધાનપાળકે ગુરૂમહારાજ પધાર્યાની વાત રાજાને કહી. ગુરૂ આગમન શ્રવણ કરી રાજા અત્યન્ત હર્ષપૂર્વક આસનથી ભો થઇ ઘણા પરિવાર સહિત મોટા ઠાઠમાઠથી ગુરૂને વાંદવા ચાલ્યો. માર્ગમાં આવતાં રાજાએ સમતારસના સિંધુ સમાન નેત્રને આનંદ આપનાર સુવર્ણ જેવી કાંન્તિવાળા બે મુનિઓને કાયોત્સર્ગમાં ઉભેલા જોયાં. તેમને યૌવનાવસ્થામાં આવા દુષ્કર વ્રતનું પાલન કરતા જોઇ રાજા વિસ્મય પામ્યો. પછી ગુરૂ પાસે આવી વિનયપૂર્વક વંદના કરી યોગ્યાસને બેસી ગુરૂને પૂછવા લાગ્યો. 'હે કરૂણાનિધિ ! મેં માર્ગમાં આવતાં જે બે મુનિઓ જોયા તે મહાભાગ સુકુમાર દેહવાળા અને યૌવનવયવાળા હોવા છતાં તેમણે શા કારણથી ચારિત્ર અંગીકાર કર્યું ? તે આપ કૃપા કરીને કહેશો.

ગુરૂ કહે ' હે રાજન્ ! તેમના વૈરાગ્યનું કારણ કહું તે તું એક ચિત્તથી શ્રવણ કર. કુશસ્થલપુર નામના નગરની અંદર લોકપ્રિય અને ધનાઢ્ય મદન શ્રેષ્ઠી નામે એક શેઠ વસતો હતો. તેને માંહોમાંહે કળહ કરનારી અને દુર્ગુણોના ભંડારરૂપ એક ચંડા અને બીજી પ્રચંડા નામની બે સ્ત્રીઓ હતી. તે સ્ત્રીઓના કળહથી અનુક્રમે શેઠના ગૃહમાંથી લક્ષ્મીપણ નાશ પામી. ખરેખર કલ થી લોકમાં અપયશ, અપ્રીતિ અને દ્વેગ વિગેરે અનેક પ્રકારના કષ્ટ ઉત્પન્ન થાય છે, બન્ને સ્ત્રીઓના કળહથી શ્રેષ્ટિ કેટલાએક દિવસ સુધી પ્રચંડાને ઘેર સુખપૂર્વક રહેવા લાગ્યો.

અન્યદા મદન શ્રેષ્ઠી પ્રચંડાના ઘેરથી નીકળી ચંડાને ઘરે આવ્યા, શ્રેષ્ઠીને આવેલ જોઈ ચંડાએ બીહામણી આકૃતિથી પ્રચંડ ક્રોધયુક્ત થઈ હાથમાં મુશલ ઉપાડી મંત્ર ભણી શ્રેષ્ઠીપર ફેંક્યું, એટલે તે મુશલ સર્પરૂપ થઇ શેઠને ડસવા દોડ્યું. આવું ભયંકર કૃત્ય જોઈ શેઠ તેના ભયથી નાઠો. પેલો સર્પ પણ ફુંફાડા મારતો તેની પછવાડે પ ો. શેઠ શ્વાસભર્યો વ્યાકુળ ચિત્તથી દોડતો દોડતો પ્રચંડાના ઘરમાં આવીને ઉભો ર ો, એટલે પ્રચંડા તેને કહેવા લાગી ' હે નાથ ! તમે આમ આકુળવ્યાકુળ ચિત્તવાળા અને ભયથી ધ્રૂજતા કેમ જણાવો છો ? ' શેઠ દિન વદનથી કહેવા લાગ્યા–' પ્રિયા ! હું આજે ચંડાને ઘેર સહજ ગયો હતો, તેવામાં તે દુષ્ટાએ નિષ્ઠુર થઈ મને

મારવા માટે આ સૂસવાટા મારતો ભયંકર કાળો સર્પ મોકલ્યો છે, જો તે આ આવ્યો.' આટલું કહેતામાં તો તે સર્પ નજદીક આવી પહોંચ્યો. સર્પને જોઇ પ્રચંડાએ પોતાના શરીરનો મેલ ઉતારી સર્પ ઉપર ફેંકયો, એટલે તે મેલા મંત્રના પ્રભાવથી નકુળ (નોળીયા) રૂપ બની ગયો અને તેણે સર્પનો નાશ કર્યો.

પછી ભયરહિત સ્વસ્થ ચિત્તવાળા થઇ શેઠ વિચારવા લાગ્યા કે—'અહો! આ બંને સ્ત્રીઓ પાપની ખાણરૂપ છે, તેઓ મંત્ર ઔષધિને જાણનાર હોવાથી જો કદાચ મારાપર ગુસ્સે થઇ તો મારો અકાળે કાળ કરશે, તેથી આર્ત્તધ્યાનથી મરણ પામી દુર્ગતિનું ભાજન થઈશ. માટે આ બને રાક્ષસીઓને ત્યજી કોઇ અન્ય સ્થળે ચાલ્યો જાઉં.' આ પ્રમાણે નિશ્ચય કરી રાત્રીના સમયે બંને સ્ત્રીઓ અને ઘરની આશા છોડી દેશાંતર જવા નીકળ્યા. કેટલેક દિવસે તે કાશીપુરીએ પહોંચ્યા, એટલે વિચારવા લાગ્યા કે 'હવે અહીં હું નિર્ભયપણે રહું. કેમકે આટલે બધે હું રહું છું તે વાતની તે કર્કશાઓને ક્યાંથી ખબર પડશે?' આ પ્રમાણે વિચાર કરી મદનશ્રેષ્ઠી નગરમાં ચાલ્યા. તે નગરમાં અતિશય ધનાઢ્ય ભાનુશેઠ નામે વ્યવહારીઓ વસતો હતો. તેને ભાનુમતિ નામે ભાર્યાથી બુદ્ધિશાલી ચાર પુત્રો અને અનેક વિદ્યા તથા કળાને જાણનાર વિદ્યુત્ સમાન કાન્તિવાળી વિદ્યુલ્લતા નામે પુત્રી હતી. તે તેના પિતાને અતિશય વહાલી હતી. અનુક્રમે તે વરવા યોગ્ય થઇ એટલે શેઠ તેના સમાન ગુણવાળો પતિ શોધતા હતા. તેજ શેઠની દુકાને ફરતા ફરતા મદનશ્રેષ્ઠી આવી ચડ્યા, એટલે ભાનુશેઠની દ્રષ્ટિ તેના પર પડી. તેને જોઇ તે વિચારવા લાગ્યો કે 'આ કોઈ કુલીન માણસ જણાય છે.' એમ જાણી આદરપૂર્વક પોતાને ઘેર તેડી ગયો અને ઘણો આદરસત્કાર કરીને રાખ્યા. રાત્રે ભાનુશેઠની કુલદેવીએ આવી ભાનુશેઠને સ્વપ્નમાં કહ્યું કે 'ત્હારી પુત્રીને યોગ્ય આ વર છે, તેની સાથે તુ તારી પુત્રીને પરણાવજે.' તે દેવીના કહેવાથી શેઠે બીજે દિવસે સ્વપ્નની વાત સર્વ કુટુંબને કહી સર્વની સમ્મતિથી ઉત્સવપૂર્વક મદનશ્રેષ્ઠીની સાથે વિદ્યુતલ્લતાનું લગ્ન કર્યું.

કેટલાક દિવસ સુધી મદનશેઠ સસરાને ઘેર સુખપૂર્વક રહ્યા. પછી એક દિવસે પોતાને ઘેર જવાની ઇચ્છા થઇ. તે વાત પોતાની નવપરણિત પ્રિયાને જણાવી. તેણે જવાને માટે રજા આપી અને માર્ગમાં ભાથા માટે એક પાત્રમાં કૂર કરીને આપ્યુ. તે લઈ મદનશેઠ પોતાના નગર તરફ ચાલ્યો. માર્ગમાં

એક સરોવર આવ્યું ત્યાં ભાતું ખાવા બેઠો ને વિચાર કરવા લાગ્યો કે 'જો કોઇ અતિથિ મળી જાય તો આમાંથી થોડું તેને આપીને પછી હું ખાઉં.' આવો વિચાર કરે છે તેવામાં એક તાપસ ત્યાં આવી ચડ્યો. તેને થોડું કૂર આપી પોતે પાણી લેવા સરોવરે ગયો. એટલામાં પેલો તાપસ કૂર ખાવાથી મનુષ્ય ફીટી બકરો બની ગયો. આવો આશ્ચર્યકારી બનાવ જોઇ શેઠ દિગ્મૂઢ થઇ વિચારવા લાગ્યો કે 'ખરે ! આ દુર્ગતિના દ્વારરૂપ સ્રીનું જ ચરિત્ર . દોષોના સ્થાનરૂપ એવી સ્રીઓનો સ્નેહ કેવળ અસ્થિર અને પ્રપંચરૂપજ છે. જે માટે કહ્યું છે કે—

गहचरियं रविचरियं, ताराचरियं चराचरचरियं ॥
जाणन्ति बुद्धिमंता, महिलाचरियं न जाणन्ति ॥ १ ॥
मच्छपयं जलपंथे, आकाशे पंखियाण पयपन्ति ॥
महिलाण हियमग्गो, तिनूवि लोए न दीसन्ति ॥ २ ॥

"ગ્રહનોચાર, સુર્યનોચાર, તારાનોચાર અને ચરાચર પુરૂષનો ચાર એ સર્વ બુદ્ધિમાનો જાણી શકે છે, પરંતુ સ્રીના ચરિત્રને જાણી શકતા નથી. ૧. પાણીમાં મચ્છના પગ, આકાશમાં પક્ષીઓની પદપંક્તિ અને સ્રીના હૃદયનો માર્ગ—એ ત્રણે આ લોકમાં દેખી શકાતા નથી. ૨."

મદનશેઠ આ પ્રમાણે વિચાર કરે છે તેવામાં તે બકરો કાર પૂર તરફ સપાટાબંધ જવા લાગ્યો. તેની પાછળ કૌતુક જોવા માટે મદનશેઠ પણ ઉતાવળે ચાલ્યો. બકરો સપાટાબંધ દોડતો વિદ્યુતલતાના ઘરમાં આવીને ઉભો ર ો. મદનશેઠ ગુપ્તપણે પોતાના ઘરની આસપાસ કોઇ ન જુએ તેમ છુપાઇને સર્વ જોઇ શકાય તેમ ઉભો રહ્યો. બકરાને આવેલો જોઇ વિદ્યુતલતા ક્રોધથી ઉઠી તેને થાંભલા સાથે મજબૂત બંધનથી બાંધ્યો અને પછી લાકડીના સખત પ્રહારથી મારવા લાગ . એટલે પેલો બકરો બરાડા પાડવા લાગ્યો. તેમ તેમ તે દુષ્ટા વધારે પ્રહાર કરતી બોલવા લાગ કે 'જે કોઈ બીજો પણ કરંબ ખાશે તેને પણ આનીજ પેઠે વિડંબના થશે.' ઘણી વાર પછી તેની વાચાપરથી વિદ્યુત લતાએ તેને બહુ દુઃખી થતો જાણી મૂળ સ્વરૂપમાં આણ્યો એટલે તે આશ્ચર્ય પામીને પૂછવા લાગી કે 'તું આમ શાથી થયો ?' તાપસે સર્વ બીના જણાવી. એટલે વિદ્યુતલતા મનમાં ખેદ પામતી વિચારવા લાગ કે 'આ તો કોઈને બદલે કોઇ કુટાઇ ગયું.' પછી તાપસને રજા આપી.

છુપાઇ રહેલો મદનશેઠ મનમાં ચિંતવવા લાગ્યો કે 'આ તો પેલી બે સ્ત્રીઓના કરતાં પણ ચડે એમ જણાય છે. ખરે ! મારા દુર્ભાગ્યનો અવાધજ નથી. ઘરનો ઉઠ્યો વનમાં ગયો ને વનમાં લાગી આગ. એથી કંટાળી અહીં આવ્યો તો આ ત્રીજી પણ એના કરતાં સવાઇ મળી. હવે જો ઘેર જાઉં તો પેલી મારી નાખે અને અહીં રહું તો આ મારી નાખે, માટે પ્રત્યક્ષ રાક્ષસી સમાન એકે નારીની મારે જરૂર નથી. હવે કયાંઇ અન્ય સ્થળે જ જાઉં.' એમ વિચારતો ત્યાંથી નીકળી કેટલાક દિવસે હસંતી નામે નગરીમાં આવ્યો. ત્યાં ચંદ્રના કિરણો સમાન શ્વેતવર્ણવાળો મનોહર શ્રીઋષભદેવનો વિશાળ પ્રાસાદ હતો, તેમાં હર્ષપૂર્વક ભાવથી ભગવંતની પ્રતિમાના દર્શન કરી આનંદ પામ્યો. પછી ત્યાંથી બહાર નીકળી એક બાજુએ વિચાર કરવા બેઠો, તેવામાં ત્યાં ભગવન્તની પૂજા માટે આવેલા ધનદેવ નામે શેઠે મદનશેઠને વિચારમાં મગ્ન અને ઉદાસીન ચિત્તવાળો જોઇ તેની પાસે જઇ પૂછ્યું. 'હે ભાઇ ! તમે કયાંથી આવો છો ? અને અહીં શા પ્રયોજને બેઠા છો ? વળી તમે કોઈ મહાન આપત્તિથી પીડાતા હો તેમ તમારી મુખમુદ્રાપરથી સ્પષ્ટ સમજાય છે. કાંઇ હરકત ન હોય તો આ સઘળું મને જણાવશો.'

મદનશ્રેષ્ઠીએ તેનું વિવેકયુક્ત ભાષણ સાંભળી તે ગુણવાન અને કુલીન માણસ છે એમ જાણી પોતાની સર્વ વિતક વાત કહી સંભળાવી. એટલે ધનદેવ બોલ્યો 'હે ભાઈ ! સ્ત્રી જાત પ્રાયે કુડકપટ અને સાહસની ભરેલી હોય છે. જે પૂર્ણ ભાગ્યશાળી હોય તેજ સ્ત્રીના મોહથી દૂર રહી પરમાર્થ સાધી પોતાનું કલ્યાણ કરે છે. હવે હે મિત્ર ! હું તને મારા દુઃખની કથા કહુ તે તું એકચિત્તથી શ્રવણ કર કે જેથી તને કાંઇક સંતોષ થાય.' એમ કહી ધનદેવે પોતાની કથા કહેવી શરૂ કરી.

'આજ નગરમાં મહાન ધનાઢ્ય અને દાતાર એવો ધનપતિ નામે વ્યવહારીયો વસતો હતો. તેને ધનસાર અને ધનદેવ નામના બે પુત્રો હતા, અનુક્રમે ધનપતિ શેઠ મરણ પામી દેવલોકમાં ગયા. ત્યારપછી બંને ભાઇઓ કલહ થવાથી જુદા રહ્યા. લક્ષ્મી પણ ધીરે ધીરે નાશ પામવા લાગી અને ગરીબાઈ પોતાની સત્તા સ્થાપવા લાગી. તેવામાં ધનદેવ એક સ્ત્રી ઉપર બીજી પરણ્યો પણ તેને એ આશ્ચર્ય જણાયું કે બંને શોકયો હોવા છતાં અન્યો-અન્ય દ્વેષરહિત સગી બ્હેનોની પેઠે સ્નેહથી વર્તવા લાગી. આથી તે વિચારવા

લાગ્યો કે ' ધનવંતના ગૃહમાં પણ બે શોક્યો કદીએ સ્નેહથી રહે નહિ તો મારા જેવા નિર્ધનના ઘરમાં અતિશય પ્રીતિપૂર્વક આ બંને જણીઓ રહે છે માટે આમાં કાંઈ અવશ્ય ભેદ છે તે હું છુપાઈને જોઉં.'

આ પ્રમાણે વિચાર કરી એક દિવસ એવો ઢોંગ કર્યો કે ' આજે મારા શરીરને ઠીક નથી માટે વહેલાસર સુઈ જવું છે.' એમ કહી તે રાત્રીએ વહેલો કપટનિદ્રા કરી સુતો. થોડીવાર પછી ધનદેવને પૂર્ણ નિદ્રાવશ થયેલો જાણી પ્રથમની જુની સ્ત્રી નવીને કહેવા લાગી કે–' બ્હેન ! હવે જલદી તૈયાર થઈ જા.' એટલું સાંભળતાંજ નવી પોતાનો શૃંગાર લઇ હર્ષપૂર્વક શોક્ય સાથે જવા તૈયાર થઇ. બંને જણીઓ સપાટાબંધ નગરબહારના એક આમ્રવૃક્ષ પાસે આવીને તે પર ચડવા લાગી. તેમની પાછળ ધનદેવ પણ છુપાતોછુપાતો આવી પહોંચ્યો. જેવી તે સ્ત્રીઓ છેક ઉપર જઈને બેઠી એટલે ધનદેવ તે વૃક્ષના મૂળને બાઝી સાવધાનપણે બેઠો. તેવામાં તો તે આમ્ર પવન કરતાં પણ વધારે વેગથી આકાશમાર્ગે જવા લાગ્યો. થોડીવારમાં તો તે આમ્ર દક્ષિણસમુદ્રને ઓળંગી રત્નદ્વીપની અંદર આવેલા રત્નપુરનગરના કિલ્લા પાસે આવી નીચે ઉતર્યો. એટલે પેલી બે સ્ત્રીઓ તેની ઉપરથી ઉતરવા લાગી. તેઓને ઉતરતી જોઈ ધનદેવ શીઘ્રતાથી ત્યાંથી ઉઠી છુપાઇ ગયો. બન્ને સ્ત્રીઓ વૃક્ષપરથી ઉતરી નગરમાં ચાલી, તેની પાછળ ધનદેવ પણ ચાલ્યો. તે સમયે તે નગરમાં વસુદેવ શેઠના શ્રીદત્ત નામે કુમારનું અને શ્રીપુંજ શેઠની પુત્રી શ્રીમતિનું લગ્ન થવાનું હતું. તેથી બન્ને ઘેર અત્યન્ત આનંદ અને ધામધૂમ થઇ રહી હતી. તે જોવા માટે અનેક સ્ત્રી પુરૂષોનો સમૂહ મળ્યો હતો. વરઘોડો ઘણા ઠાઠથી નગરમાં ફરતો ફરતો શ્રીપુંજ શેઠને ઘેર આવ્યો. લગ્નક્રિયાની શરૂઆત થતાં વરરાજા તોરણે આવીને ઉભો રહ્યો. તેવામાં ક્રૂરકર્મવશાત્ પૂર્વસંચિત પાપકર્મોદયના સંયોગથી વરરાજા ત્યાંજ નિર્દય યમરાજનો ભોગ થઇ પડ્યો. આમ અચાનક પુત્રમરણથી વસુદેવ શેઠ અતિશય શોકાતુર થઇ ગયો. બીજો પરિવાર પણ દીલગીર થઇ આંસુ પાડતો પોતપોતાને ઘેર ગયો. તેવામાં શ્રીપુંજ શેઠે દેવવાણી સાંભળી કે ' હે શ્રેષ્ઠિ ! તું તારી પુત્રીને તારા ઘરની સન્મુખ છુપા વેષે ઉભેલા ધનદેવને આજેજ પરણાવી દે, કેમકે તે કન્યા તેનેજ લાયક છે.' આ પ્રમાણે દેવવાણી સાંભળી શ્રીપુંજ શેઠે ધનદેવને ખોળી કાઢી તેજ સમયે પોતાની શ્રીમતી નામે કન્યાને પરણાવી દીધી. તે વખતે નગરમાં ફરવા ગયેલી ધનદેવની બે સ્ત્રીઓ લગ્નવખતે ત્યાં આવી પહોંચી, અને જુએ છે તો ચોરીમાં પોતાના પતિને દીઠો. તેને જોતાંજ

આશ્ચર્ય પામી બન્ને જણીઓ માંહોમાંહે વિચારવા લાગી કે ' આપણો પતિ અહીં કયાંથી ? શું તે આપણને છેતરી આપણી પાછળ આવ્યો હશે. પણ ના, ના, તેમ ન હોય. ઘણાએ માણસોની આકૃતિ સમાન હોય છે. તેથી આપણને એમ જણાય છે. હજારો કોશ દૂર રહેલા આપણા નગરથી તે અહીં કેવી રીતે આવી શકે ? ' એ રીતે પોતાની મેળેજ અન્યોઅન્ય સમાધાન કરી લગ્નનો ઉત્સવ જોઈ બન્ને જણીઓ ઘર તરફ જવા લાગી.

લગ્ન પૂર્ણ થયા પછી ધનદેવે કન્યાના વસ્ત્રપર કુંકુમવતી આવો શ્લોક લખ્યો.

त्र व ती रत्न रं, ः । ौ ं श्चूतः ॥
धन ि सुत नदेवे, विधेर्व र कृतेश्चूतः ॥ १ ॥

અર્થ—' રહેવાનું સ્થલ રત્નપુર કયાં ? અને આકાશને ભૂષણરૂપ આ આંબો ક્યાં ? પણ તે સર્વ ધનપતિના પુત્ર ધનદેવને વિષે દૈવયોગથી અર્થાત્ વિધિવશાત્ તે આંબો સુખને માટે થયેલો છે. ' એ પ્રમાણે લખી ત્યાંથી કંઇ કાર્યનું મિષ કરી બહાર નીકળી ગુપ્ત રીતે શીઘ્રગતિથી નગર બહાર આવ્યો, ત્યાં સ્ત્રીઓને જલદીથી જતી જોઇ. થોડીવારમાં તો સઘળાં આમ્ર પાસે આવી પહોંચ્યાં. બન્ને સ્ત્રીઓ સપાટાબંધ ઉપર ચડી ગઇ, એટલે ધનદેવ પણ પૂર્વ-વત્ મૂળને બાઝી પડ્યો. એવામાં તો આમ્ર વૃક્ષ સૂસવાટાબંધ પૂર્ણવેગથી ગગનમાર્ગે વિહરવા લાગ્યો. ક્ષણવારમાં તો સમુદ્ર ઓળંગી પોતાના અસલ સ્થળે આવી આમ્ર સ્થિર થયો. એટલે ધનદેવ સ્ત્રીઓ ઘેર પહોંચે તે પહેલાં તરતજ ત્યાંથી ચાલી નીકળ્યો અને પોતાના ઘરમાં આવી સુખપૂર્વક સુઇ ગયો.

બીજે દિવસે પ્રભાતે વહેલાં નવી સ્ત્રી પતિને જગાડવા ગઇ. ત્યાં જઇ ને જુએ છે તો હાથે મીંઢલ અને લલાટમાં કુંકુમનો ચાંલ્લો જોયો. એટલે તે જુની પાસે આવી કહેવા લાગી કે ' બ્હેન ! આપણા પતિના હાથે મીંઢલ અને લલાટે ચાંલ્લો છે. તેથી અવશ્ય જણાય છે કે રાત્રિએ રત્નપૂરમાં શ્રીમતિને પરણનાર આપણા પતિજ છે. એમાં જરાએ શંકા જેવું નથી. તેણે આપણને છેતરી ગુપ્ત રીતે આપણું છિદ્ર જોયું. હવે કેમ કરશું ? '

જુની કહે ' કેમ કરશું શું ? એને શિક્ષા કરશું. ' એમ કહી એક દોરો મંત્રી સુતેલા ધનદેવના જમણા પગે બાંધ્યો એટલે તે પુરૂષ ફીટી પોપટ બની ગયો. તેને પકડી પાંજરામાં પૂરી અનેક પ્રકારની કદર્થના કરવા લાગી.

હવે રત્નપૂર નગર તરફ દ્રષ્ટિ ફેરવી જોઇએ તો ત્યાં  થયું તે જાણીએ. કંઈ કાર્યનું બહાનું કાઢીને ધનદેવ નીકલી ગયો, તે પ્રાતઃકાળ પર્યન્ત આવ્યો નહિ, એટલે શ્રીમતિએ તે વાત પોતાના પિતાને  ણાવી. શ્રીપુંજશેઠ તે વાત સાંભળી દીલગીર થયો. તેવામાં તેની દ્રષ્ટિ શ્રીમતિના વસ્ત્રપર લખેલા શ્લોકપર પડી. તે વાંચી શેઠ ખુશી થઈ બોલ્યો કે ‘ પુત્રી ! જો આ તારા વસ્ત્રપર તારા પતિએ શ્લોક લખ્યો છે તે પરથી તે પોતાનું ગામ અને નામ જણાવે છે. તે હસંતીપૂર નગરના ધનપતિ શેઠનો ધનદેવ નામે પુત્ર છે. તે કોઇ વિધિવશાત્ રાત્રિએજ પરણીને ચાલ્યો ગયો છે. હવે આપણે તેમનો પત્તો મેળવીશું. તું જરા પણ દીલગીર થઇશ નહિ. ’ એવામાં તેજ દિવસે ત્યાંથી સાગરદત્ત નામે વ્યવહારીયો વહાણ ભરી હસંતીપૂર તરફ જવાનો હતો, તેની સાથે શ્રીપુંજશેઠે એક પત્ર અને બહુમૂલ્યવાળો હાર ધનદેવને આપવા માટે સાગરદત્તને આપ્યો, શુભ મુહૂર્તમાં અનુકૂલ પવન સહિત વહાણ હંકારી કેટલેક દિવસે તે કુશળક્ષેમ હસંતીપૂર આવી પહોંચ્યો ત્યાં આવી ધનદેવનું ઘર પૂછી તેને ઘેર જઈ કહ્યું કે ‘ ધનદેવ શેઠ છે કે ? ’

ઘરમાંથી સ્ત્રીએ જવાબ આપ્યો કે ‘ ના તે તો રાજકાર્યનિમિત્તે તામ્રલિપ્ત નગરે ગયા  . તમે કયાં રહો છો અને તમારે તેમનું શું કામ  ? ’

સાગરદત્ત કહે ‘ હું રત્નદ્વીપમાં આવેલા રત્નપૂરનો વહાણવટી વેપારી છું. ત્યાંથી શ્રીપુંજશેઠે ધનદેવ શેઠને આ કાગળ અને હાર આપવા કહ્યું છે તે આપવા આવ્યો છું. ’

સ્ત્રી કહે ‘ બહુ સારૂં, લાવો અમને શેઠ જતી વખતે કહી ગયા છે કે જો કોઇ રત્નપૂર જનાર હોય તો તેમની સાથે આ ચતુર પોપટ શ્રીમતિને માટે મોકલ જો. માટે તમે આ પોપટ શ્રીમતિને આપજો. ’ એમ કહી પેલો પત્ર અને હાર લઈ પોપટનું પાંજરૂં સાગરદત્તને આપ્યું.

સાગરદત્ત વ્યવહારીયો તે લઇ કેટલેક દિવસે પાછો પોતાને નગરે આવ્યો ને પાંજરૂં શેઠને આપી સર્વ હકીકત બની હતી તે કહી. શેઠે તે પોપટ શ્રીમતિને આપ્યો. શ્રીમતિ નિરન્તર તેને પોતાની પાસેજ રાખતી અને વિનોદ કરતી. એક દિવસે પોપટના પગે દોરો બાંધેલો જોઇ તેને છોડ્યો એટલે તત્કાળ ધનદેવ પોતાના અસલ સ્વરૂપમાં પ્રગટ થયો. તે જોઇ સર્વ વિસ્મય પામી પૂછવા લાગ્યા કે ‘ આમ થવાનું શું કારણ ? ’ ધનદેવ તેના  ત્તરમાં

" કર્મ વશાત્ " એટલું કહી મૌન રહ્યો. પણ સ્ત્રીનું કર્મ ઘાડું પાડી તેની હલકાઇ જણાવી નહિ. કેટલાએક દિવસપર્યંત સુખપૂર્વક શ્રીપુંજ શેઠને ત્યાં શ્રીમતિ સહિત આનંદ કરવા લાગ્યો. પછી શ્રીમતિને લઇને તે પોતાની નગરીએ આવ્યો; પરંતુ પૂર્વની વાત કંઇ પણ ન સંભારતાં સુખપૂર્વક ત્રણ સ્ત્રીઓ સાથે રહેવા લાગ્યો.

એક દિવસે શ્રીમતિ સૂવર્ણ થાળમાં પતિના પગ ધોતી હતી. ધોઇ ર ા પછી થાળમાંહેનું પાણી જુની સ્ત્રીએ જમીનપર ફેંકી દીધું, એટલે તે પાણી ચારે બાજુથી ધીરે ધીરે સમુદ્રની ભરતીની માફક વધવા લાગ્યું. ક્ષણે ક્ષણે પાણીને વૃદ્ધિ પામતું જોઇ ધનદેવ હૃદયમાં અતિશય ગભરાવા લાગ્યો.

શ્રીમતિએ આવા પ્રકારનો બનાવ જોઇ પોતાની શક્તિવડે તે પાણીને એકદમ શોષી લીધુ. આ જોઈ ધનદેવ વિસ્મય પામી ચિન્તવવા લાગ્યો કે ' આ ત્રીજી વળી બન્ને કરતાં અધિક શકિતવાળી છે. ખરે ! મારા કોઇ દુષ્ટકર્મનો ઉદય થવાથીજ હું આવી સ્ત્રીઓ પામ્યો છું. ' શ્રીમતિની અધિક શક્તિ જોઈ પૂર્વની બન્ને સ્ત્રીઓ તેની આજ્ઞામાં પ્રીતિપૂર્વક રહેવા લાગ અને ધનદેવ હમેશાં તેઓથી ડરતો રહેવા લાગ્યો. આ પ્રમાણે કહી તે મદન શ્રેષ્ટિને સંબોધી કહેવા લાગ્યો હે મિત્ર ! હુ તેજ ધનદેવ છું કે તે જીવતી બલાઓના પાસમાં હમેશાં રહી ભય પામ્યા કરૂં છું. છતાંએ તેઓને છોડી શકતો નથી. "

એ રીતે ધનદેવના મુખથી હકીકત શ્રવણ કરી મદનશ્રેષ્ટિ કહેવા લાગ્યો કે ' અહો ! ધન્ય છે એ પુરૂષોને કે જેઓ સ્ત્રીના મોહમાં ન ફસાતાં સર્વ મમત્વનો ત્યાગ કરી એકાન્ત હિતકારી એવા ધર્મનું શરણ ગ્રહણ કરી નિર્મળ શિયળવ્રત અંગીકાર કરી પરમ શાન્તરસમાં ઝીલે છે. ' તેવામાં ત્યાં આગળ અમારૂં આગમન જાણી તે બન્ને જણા અમારી દેશના સાંભળવા આવ્યા. દેશના સાંભળી સંવેગપૂર્ણ હૃદયથી વૈરાગ્ય પામી સંસારસમુદ્રમાં પ્રવહણ સમાન ચારિત્ર તેમણે અંગીકાર કર્યું. અનુક્રમે અગીયાર અંગનું અધ્યયન કરી સમિતિગુપ્તિયુક્ત નિરતિચારપણે સંયમનું પાલન કરવા લાગ્યા. હે રાજન્ ! જે બે મુનિને તે માર્ગમાં ધ્યાનમાં ઉભેલા જોયા તેજ તે બે મહાભાગ્ય છે. "

રાજા કહે ' હે પ્રભુ ! આપે યૌવનઅવસ્થામાં શા કારણથી દીક્ષા ગ્રહણ કરી ? '

ગુરૂ કહે 'રાજન્ ! મારી દીક્ષાનું કારણ સાંભળ. ગૃહવાસમાં રહેવાથી સર્વથા ષટ્કાય જીવોનું રક્ષણ થઈ શકતું નથી, કેમકે ગૃહસ્થીપણે રહેવાથી ઘર, ઘંટી પ્રમુખ અનેક અધિકરણોથી મહા પાપારંભ થાય છે, અને તેથી ષટ્કાય જીવોની હિંસા થાય છે. વળી એક વખત સ્ત્રીસંભોગથી નવલાખ પ્રાણીની હિંસા થાય છે. જગતમાં શત્રુથી ભય પામેલા જીવોનું રક્ષણ કરનાર અનેક પુરૂષો મળી આવશે, પરન્તુ મૈથુનસેવનથી મરણ પામતા એવા જીવોને અભયદાન આપી મૈથુનનો ત્યાગ કરનાર પુરૂષો આ જગતમાં વીરલાજ જણાય છે.'

આ પ્રમાણે ગુરૂમુખે ઉપદેશ સાંભળી રાજા ચંદ્રવર્મા પ્રતિબોધ પામ્યો. ગુરૂને વંદના કરી રાજ્યમહેલમાં જઇ પોતાના ચંદ્રસેન નામે કુમારને રાજ્યાસનપર આરૂઢ કરી જિનગૃહમાં મહોટો ઉત્સવ કરી પોતે ગુરૂપાસે આવી ચારિત્ર અંગીકાર કર્યું. અનુક્રમે અગીયાર અંગનું અધ્યયન કરી સમિતિગુપ્તિપૂર્વક શુદ્ધ ચારિત્રનું પાલન કરવા લાગ્યા. એક દિવસ ગુરૂમુખે ઉપદેશ સાંભળતાં વીશસ્થાનકનો મહિમા સાંભળ્યો કે 'જે કોઇ વીશસ્થાનક પદનું આરાધન કરે તે સંસારભ્રમણ ટાળનાર ત્રૈલોક્યવંદ્ય એવા જિન-નામકર્મને ઉપાર્જન કરી શાશ્વત સુખને પામે છે. તેમાં જે કોઇ બારમા સ્થાનકને ત્રિકરણ શુદ્ધે આરાધે, દેવ ચળાવે તોપણ મેરૂની પેરે સ્થિર થઇ દ્રઢ શીળવ્રત પાળે તે સત્વર જિનનામકર્મ ઉપાર્જે છે. કેમકે સઘળાં વ્રતોમાં શીળવ્રત સૌથી વધારે શ્રેષ્ઠ કહ્યું છે.'

એ રીતે ગુરૂમુખે શીલવ્રતનું મહાત્મ્ય શ્રવણ કરી રાજર્ષિ મુનિ ત્રિકરણ શુદ્ધે નવવાડયુક્ત શીલવ્રત પાળવા લાગ્યા. કોઈ પણ સ્ત્રીની સામે સરાગથી દ્રષ્ટિ પણ ન નાંખે. સ્ત્રી સંબંધી વર્ણન તેમજ તે સંબંધી અન્ય કથા વાર્તાનો પણ ત્યાગ કરી સ્થિર ચિત્તથી શીલ પાળવા લાગ્યો.

એક દિવસ દેવસભામાં ઇંદ્રમહારાજ રાજર્ષિ મુનિની પ્રશંસા કરી કહેવા લાગ્યા કે 'મુનિઓમાં શિરોમણિ એવા રાજર્ષિ ચંદ્રવર્મા મુનિને ધન્ય છે કે જેને દેવેન્દ્ર ચળાવે તોપણ પોતાના વ્રતથી ચળાયમાન થાય નહિ.' એ રીતે સુરેંદ્રના મુખથી મુનિની સ્તુતિ શ્રવણ કરી તે મુનિની પરીક્ષા કરવા માટે વિજયદેવ નામે દેવતા જ્યાં રાજર્ષિ મુનિ કાઉસગ્ગ ધ્યાને ઉભા હતા ત્યાં આવ્યો. ત્યાં આવી અનેક અપ્સરાઓનો વૃંદ વિકુર્વ્યો. તે

અપ્સરાઓ અનેક પ્રકારના હાવભાવ અને કટાક્ષ કરતી મુનિ પાસે આવી પ્રાર્થના કરતી કહેવા લાગી કે 'સ્વામી ! આ પુન્યવડે પ્રાપ્ત થયેલા યૌવનથી યોગ તજી ભોગ આદરો. વળી આપ સર્વ જીવોપર કરૂણાળુ છો, તો અમે આશા રી આપની પાસે આવી છીએ, તેથી અમારી આશા ભંગ કરી અમોને દુઃખી ન કરતાં અમારો સ્વીકાર કરો.' આમ અનેક પ્રકારના કામોદ્દીપક વાક્યો કહેવા લાગી, તોપણ મુનિનું ચિત્ત જરાપણ શિથિલ થયું નહિ. છેવટે દેવ પ્રગટ થઈ મુનિની અત્યન્ત સ્તવના કરવા લાગ્યો. પછી તે દેવ ગુરૂમહારાજ પાસે જઈ પૂછવા લાગ્યો કે 'હે પ્રભુ ! રાજર્ષિમુનિ દ્રઢ શીલવ્રતથી શું ફળ પામશે ?' ગુરૂમહારાજ કહે 'તે મહાભાગ્ય શીલના પ્રભાવથી ત્રૈલોક્યપૂજ્ય જિનપદ પામશે.' એ રીતે શીલનું મહાત્મ્ય સાંભળી દેવ સ્વસ્થાનકે ગયો. અનુક્રમે ચંદ્રવર્મા મુનિ કાળધર્મ પામી બ્ર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં પુંડરીકિણી વિજયમાં પુષ્કલાવતી નગરીમાં તીર્થંકર પદ પામી અક્ષયસુખના ભોક્તા થશે.

## તેરમા શુભધ્યાન પ આરાધન પ હરિવાહન રાજાની કથા.

અતિશય ઋદ્ધિથી પૂર્ણ સંકેતપુર નામે મનોહર નગર હતું. તેમાં શત્રુઓને ત્રાસ આપનાર, સૂર્યસમાન પ્રતાપવાળો, શૌર્યાદિ ગુણયુકત હરિવાહન નામે ન્યાયી નૃપતિ સુખપૂર્વક પ્રજાનું પાલન કરતો હતો. તે રાજાનો નાનો ભાઇ યુવરાજ મેઘવાહન નામે હતો. તે હમ્મેશાં રાજાની આજ્ઞામાં રહી વિનયથી વર્તતો હતો. હરિવાહન નૃપતિ બીજી સર્વ બાબતોમાં નિપુણ હતો પરન્તુ ધર્મસાધનમાં અતિશય પ્રમાદી હતો.

અન્યદા તે નગરના ઉદ્યાનમાં ભવ્યજીવોરૂપી કમળોને વિકસ્વર કરવામાં સૂર્યસમાન ચાર જ્ઞાનને ધારણ કરતા એવા શ્રી શીલભદ્ર નામે આચાર્ય ઘણા મુનિઓના પરિવાર સહિત સમવસર્યા. તે વખતે તેમને વાંદવા માટે યુવરાજ શેઠ સામંતાદિના પરિવાર સહિત આવ્યો. દ્વાદશાવર્ત વંદનથી ગુરૂને વાંદી સર્વ ઉચિત સ્થાનકે બેઠા, એટલે સૂરિમહારાજે દેશના આપવા માંડી. તેવામાં ભવિતવ્યતાનાવશે હરિવાહન રાજા અશ્વને ફેરવતો અચાનક ત્યાં આવી પહોંચ્યો.

ગંભીર ગર્જનાયુક્ત ગુરૂની દેશનાનો ધ્વની કર્ણગોચર થતાં તે પણ અશ્વપરથી ઉતરી પર્ષદામાં આવી વિનયપૂર્વક ગુરૂને વાંદી યોગ્ય આસને બેઠો. એટલે ગુરૂમહારાજની અમૃતની ધારા માન દેશનાનો પ્રવાહ વહન થવા લાગ્યો.

"અહો ભવ્યજનો ! આ સંસારમાં જે જડબુદ્ધિ પ્રાણી મનુષ્ય જન્મ, આર્ય ક્ષેત્ર, ઉત્તમ કુળ, નિરોગી દેહ અને તિક્ષ્ણ બુદ્ધિ વિગેરે અનુકૂળ સાધનો પામીને પણ ધર્મને વિષે આદર નથી કરતા, તે પાછળથી પસ્તાય છે. જે માટે કહ્યું છે કે—

**ादित्यस्य ग । तैर : संक्षी ` जीवि म्,**
**व्यापारैर्बहुकर्मभारगुरुभीः । ो विज्ञायते ॥**
**द्रष्ट्वा । जन राविपत्ति रणं त्रा नोत्पद्यते,**
**पीत्वा ो मयीं ादमादिरा न्मत्त ृतं गत् ॥ १ ॥**

અર્થઃ—દિનદિન પ્રતિ સૂર્યના ઉદય અને અસ્તથી જીવિત ક્ષીણ થતું જાય છે; ઘણા કાર્યના ભારથી બોજાવાળા વ્યાપારોવડે કેટલો કાળ ગયો તે જાણી શકાતો નથી, લોકોનાં જન્મ, જરા, વિપત્તિ અને મરણ જોઈ ત્રાસ થતો નથી, તેથી જણાય છે કે મોહમય મદિરા પીને આ જગત્ ન્મત્ત થયેલું છે.'

જે ભવ્યપ્રાણી પ્રમાદ રહિત ધર્મકાર્યમાં ઉદ્યમ કરે છે તે પ્રાણી શીઘ્રતાથી ઇષ્ટ સ્તુની પ્રાપ્તિ કરે છે. તે પર બે વેશ્યાઓનું દ્રષ્ટાંત કહું છું તે એક ચિત્તથી શ્રવણ કરો.

અતિશય સમૃદ્ધિવાળી રાજગૃહી નગરમાં અનેક કળાઓથી યુક્ત અને સ્વરૂપવાન મગધસેના નામે પ્રસિદ્ધ નાયિકા રહેતી હતી. તે નગરમાં બીજી એક વેશ્યા રહેતી હતી, તે પણ મગધસેના કરતાં રૂપગુણમાં ઉતરે એવી ન હતી. તેનું નામ મગધસુંદરી હતું. તે બન્ને જણીઓ એકબીજાના રૂપ અને કળાઓ માટે અન્યોઅન્ય સ્પર્ધા કરતી રાજા પાસે આવી ન્યાય માગવા લાગી. એટલે રાજાએ કહ્યું કે 'જ્યારે હું તમારા બંનેની કળા જોઉં ત્યારે કહી શકું કે તમારા બેમાં કોણ કુશળ છે? માટે તમે બંને રાજસભામાં તમારી કળા બતાવો.' બંને જણીઓએ તે વાત કબુલ કરી. બીજે દિવસે રાજસભામાં આવી પ્રથમ મગધસેનાએ પોતાની કળા સામાન્ય હાવભાવથી બતાવી, તેથી રાજા કે

અન્ય કોઇ બહુ ખુશી થયા નહિ, પછી જ્યારે મગધસુંદરી દિવ્ય અલંકારથી વિભૂષિત થઇ સોળે શણગાર પહેરી હાવભાવ અને કટાક્ષ કરતી સભામાં આવી કે તેને જોતાંજ સભાસદો સ્થિર દૃષ્ટિવાળા થઇ તેનીજ સામું જોઇ રહ્યા, મગધસુંદરીએ સભામાં આવી કણેરના પુષ્પમાં સોય ઘોચી તેને જમીનપર ઉંધી મૂકી તે પર નાચ કરવા લાગી. વિવિધ પ્રકારે ચરણન્યાસ કરી અપ્સરાની પેઠે દિવ્ય નૃત્ય કરવા લાગી. તે જોઇ રાજા અને સર્વ સભાસદો વાહવાહ બોલવા લાગ્યા ને કહ્યું કે 'સમસ્ત કળાવાન નાયકાઓમાં આ એકજ મગધસુંદરી નાયિકા પ્રધાન છે.' એમ કહી તેને ઉત્તમ પ્રકારનું પારિતોષિક (ઇનામ) આપ્યું. પ્રમાદરહિત ઇષ્ટકાર્યની સિદ્ધિમાં તત્પર રહી મગધસુંદરી વિજય પામી અને પ્રમાદથી મગધસેના પરાજય સાથે ગ્લાની પામી. એ મુજબ જે કોઇ ભવ્યજન પુન્યકાર્યને માટે પ્રમાદરહિત ઉદ્યમ કરે છે તે આખરે ઈપ્સિત વસ્તુ પ્રાપ્ત કરે છે અને પ્રમાદમાં રહે છે તે પ્રાપ્ત કરી શકતો નથી. માટે હે ભવ્યજનો ! તમે પ્રમાદ તજી ધર્મને વિષે ઉદ્યમ કરો."

આ પ્રમાણે ગુરૂમુખે દેશના શ્રવણ કરી હરિવાહન નરપતિ સંવેગ પામ્યો, અને યુવરાજ મેઘવાહનને રાજ્યાસનપર સ્થાપી પોતે અંતઃપુર સહિત ગુરૂ પાસે ચારિત્ર અંગીકાર કર્યું, અનુક્રમે રાજર્ષિમુનિ દ્વાદશાંગીનું અધ્યયન કરી નિર્મળ સંયમનું પાલન કરવા લાગ્યા.

અન્યદા ગુરૂમુખે વીશસ્થાનક સંબંધી વ્યાખ્યાન સાંભળ્યું. તેમાં તેરમા શુક્લધ્યાન પદ વિષે એવું સાંભળ્યું કે 'જે કોઇ સમતાપૂર્વક સમ્યગ્ ભાવયુક્ત સ્થિર ચિત્તથી નિર્મળ ધ્યાન ધ્યાવે છે તે પ્રાણી અલ્પ સમયમાં લોકોત્તર લક્ષ્મીને પામે છે.' એ રીતે ગુરૂમુખે શ્રવણ કરી રાજર્ષિમુનિ હર્ષપૂર્વક તેરમા ધ્યાન પદનું આરાધન કરવા લાગ્યા. પ્રમાદરહિત નિઃકષાયપણે સ્થિર ચિત્તથી નિરન્તર મૌન ગ્રહી પ્રતિમા ધારણ કરી ઉજ્વળ લેશ્યાથી શુભ ધ્યાન ધ્યાવા લાગ્યા.

એક દિવસ શક્રેન્દ્રે દેવસભામાં રાજર્ષિમુનિની પ્રશંસા કરી કહ્યું કે 'મેરૂની પેઠે નિઃપ્રકમ્પ ચિત્તથી ધ્યાનમાં લીન થયેલા રાજર્ષિ હરિવાહન મુનિને ધ્યાનથી ચૂકાવવાને દેવ પણ શક્તિમાન નથી.' એ પ્રમાણે સુરપતિના મુખથી પ્રશંસા શ્રવણ કરી ઇન્દ્રની એક અગ્રમહિષી તેપર શંકા લાવી મુનિની પરીક્ષા કરવા માટે દેવાંગનાઓના સમૂહ સહિત જ્યાં મુનિ ધ્યાનમાં હતા ત્યાં આવી. વિવિધ પ્રકારના નૃત્ય અને સંગીતના આલાપ કરવા લાગી.

કે જે જોઈને બીજો હીનસત્વવાલો પ્રાણી તરતજ વિહ્વલ થઈ જાય. પરન્તુ મહાન ધૈર્યવાન રાજર્ષિ મુનિ તો કેવળ નાસાગ્રે નેત્ર સ્થાપી નિર્મળ ધ્યાનમાં લીન ર ા. નૃત્યકળા તરફ તો દ્રષ્ટિ પણ ન કરી. એ રીતે તે દેવીએ માસ પર્યન્ત નાટક કર્યું, પરન્તુ મુનિ જરા પણ ક્ષોભ પામ્યા સિવાય ધ્યાનમાંજ લીન ર ા. જ્યારે કોઇપણ રીતે ક્ષોભ પામ્યા નહિ ત્યારે ઇન્દ્રાણી પ્રગટ થઇ મુનિની પ્રશંસા કરી સ્વસ્થાનકે ગઈ. હરિવાહનમુનિ નિર્મળ ધ્યાનના પ્રભાવથી જિનનામકર્મ ઉપાર્જન કરી સનત્કુમાર દેવલોકમાં દેવપણે ત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહક્ષેત્રમાં જિનપદ પામી અનન્ત અવ્યાબાધ સુખના ભોક્તા થશે.



## ચૌ મા તપપદારાધન પર કનકકેતુ ાજાની કથા.

આ ભરતક્ષેત્રમાં અતિશય મનોહર એવા કાંપિલ્યપુર નામે નગરમાં મહાપરાક્રમી વિશ્વંભર નામે રાજા હતો. તેને શીલગુણથી વિભૂષિત રૂપમાં રતિ કે સરસ્વતિ સમાન કનકાવળી નામે પટરાણી હતી. તેનાથી કનકકેતુ નામે પુત્ર થયો. તે કુમારને યોગ્યવયે ગુરૂપાસે કળા શીખવા મૂક્યો. યૌવનવય થતાં સુધીમાં તો તે સર્વ કળાઓમાં પ્રવીણ થઇ ગયો. પરન્તુ મોહનીય કર્મના વશથી તે કુમાર ધર્મથી વિમુખ રહેવા લાગ્યો. તે જોઇ રાજા વિચારવા લાગ્યો કે 'પોતાના શરીરથી ઉત્પન્ન થયેલો મેલ અને રોગ જેમ અપ્રિય અને દૂર કરવા યોગ્ય છે, તેમ આ મારાથી ઉત્પન્ન થયેલો ધર્મહીણ અધર્મી પુત્ર મને અપ્રિય અને તજી દેવા યોગ્ય છે.' રાજા આ પ્રમાણે વિચાર કરે છે તેવામાં ઉદ્યાનપાલકે આવી વધામણી આપી કે 'ઉદ્યાનમાં સમ્યગ્દર્શનના દાતાર શ્રુતકેવલી શ્રી શાન્તિસૂરિ મહારાજ ઘણા મુનીઓના પરિવાર સહિત પધાર્યા છે.'

ગુરૂઆગમનની વધામણી સાંભળી તે લાવનારને પુષ્કળ દ્રવ્ય આપી રાજા કુમારને લઈ પરિવાર સહિત ગુરૂને વાંદવા આવ્યો, અને પાંચ અભિગમ સાચવી પ્રદક્ષિણાપૂર્વક વિનયસહિત વંદના કરી પોતાને ઉચિત સ્થાને બેઠો. પછી ગુરૂમહારાજે સંસારરૂપ રોગનો નાશ કરનાર દેશના આપવા માંડી.

" અહો ભવ્યજનો ! જે પ્રાણી આ સંસારમાં ધર્મ વિના ખ પ્રાપ્ત

કરવા ઇચ્છે છે તે તો પાણી વલોવીને ઘી પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે એમ સમજવું. દુઃખે પ્રાપ્ત થઇ શકે એવા પૂર્વપુન્યના સંયોગથી આ ઉત્તમ માનવ જન્મ પામી જેઓ ધર્મરહિત પ્રમાદમાંજ જન્મ ગુમાવે છે તે મૂઢમતિ સુવર્ણના થાળમાં ધૂળ નાખે છે, અમૃતથી પગ પ્રક્ષાલન કરે છે અને કાગ ઉડાડવા ચિન્તામણિ રત્ન ફેંકી દે છે એમ સમજવું. આ આખું જગત મોહરૂપ મદિરાથી ગાઢ નિદ્રામાં પડેલું છે અને તેમની ઉપર યમરાજ પોતાનું વિકરાળ મુખ ફાડીને ઉભો છે. તેની કોઇને પણ ક્યાં ખબર છે કે આ યમરાજ ક્યારે અને કોને પોતાના વિશાળ ઉદરમાં માર્ગ આપશે. માટે હે ભવ્યજનો ! મોહરૂપ નિદ્રામાંથી જાગૃત થઈ કંઇક ધર્મને વિષે ઉદ્યમ કરો."

ઇત્યાદિ ગુરુમુખે દેશના સાંભળી રાજા બે હાથ જોડી નમ્રતાથી બોલ્યો. 'હે સ્વામી ! આ મ્હારો પુત્ર સર્વ કળાઓમાં નિપુણ છે, પરન્તુ તે ધર્મરૂપ કળામાં કેવળ જડમતિજ છે. તો હે કૃપાસિંધુ ! એ મ્હારો પુત્ર કયારે પણ ધર્મ પામશે કે નહિ ?'

ગુરૂ કહે 'રાજન્ ! તું તે સંબંધી વૃથા ચિન્તા ન કર. કેમકે જીવો પોતાના કર્મના વશથીજ ધર્મી કે અધર્મી થાય છે. જેની જેવી ગતિ થવાની હોય છે તેવીજ તેની મતિ થાય છે. કદી સૂર્ય પૂર્વથી પશ્ચિમમાં ઉદય પામે, જલનિધિ મર્યાદા મૂકે, મેરૂ ચલાયમાન થાય તોપણ ભવિતવ્યતા મિથ્યા થઈ શકે નહિ; માટે જયારે ભવિતવ્યતા પરિપકવ થાય ત્યારેજ પ્રાણીને ધર્મ-ઉપર રૂચિ ઉત્પન્ન થાય છે.'

તે સાંભળી રાજા કહે 'હે પ્રભો ! જો ભવિતવ્યતાપરજ આધાર રાખી બેસી રહેવામાં આવે તો પછી રોગીજને રોગની ચિકિત્સા અને ક્ષુધાતુર માણસે ભોજનની ક્રિયા ન કરવી જોઇએ, કેમકે ભવિતવ્યતા પરિપકવ થયે એની મેળેજ તે પ્રાપ્ત થશે.'

તે સાંભળી સૂરિમહારાજ કહે "હે નરેશ ! દ્રવ્યક્ષેત્રાદિની સામગ્રી સિવાય મનુષ્ય ધર્મ પામી શકતો નથી. તે ઉપર તને એક દ્રષ્ટાંત કહું તે સાંભળ. એક વખતે ત્રણ મુનિઓએ કેવલી ભગવન્ત પાસે આવીને પૂછ્યું કે 'હે પ્રભો ! અમે કયારે પણ મોક્ષ પામીશું કે નહિ ?' કેવલીભગવન્તે ઉત્તર આપ્યો કે 'હે મહાભાગ્ય ! તમો આજભવમાં સર્વ કર્મનો નાશ કરી મોક્ષ

પામશે.' ાનીનું વચન કદી પણ મિથ્યા ન થાય, એમ ધારી ત્રણે મુનિઓ પ્રવ્રજ્યા તજી ગૃહસ્થ બની વિષયસુખ ભોગવવા લાગ્યા. જ્યારે ભોગાવળી કર્મ ક્ષય થયું ત્યારે તેઓ ભોગથી વિરક્ત થઇ પોતે કરેલા આચરણ માટે પોતાને નિન્દવા લાગ્યા. પછી પુનઃ ચારિત્ર ગ્રહણ કરી શુકલધ્યાનરૂપ અગ્નિથી કર્મમળને નાશ કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષપદ પામ્યા. તેમ ત્હારો પુત્ર પણ કર્મ ક્ષીણ થયે આ ભવમાં ધર્મરુચિવાળો થશે. અને અનુક્રમે ત્રીજા ભવમાં મહાવિદેહ ક્ષેત્રમાં અનેક જીવોને ઉપકાર કરનારા તીર્થંકર પદને પામી મોક્ષે જશે."

એ પ્રમાણે ગુરૂવચન શ્રવણ કરી નરનાથ પરમ સંવેગને પામ્યો. તેથી માર કનકકેતુને રાજ્યધૂરા સોંપી પોતે ઉત્સવસહિત સંસારને નાશ કરનાર એવું નિર્મળ ચારિત્ર અંગીકાર કર્યું. અનુક્રમે દુષ્કર તપશ્ચર્યા યુક્ત નિર્મળ ધ્યાનથી કિલષ્ટ કર્મને નાશ કરી કેવળજ્ઞાન પામ્યા.

કનકકેતુ રાજા લલિત લલનાઓથી વિવિધ પ્રકારનાં વિષયસુખ ભોગવતો ન્યાયપૂર્વક પ્રજાનું પાલન કરવા લાગ્યો. એમ સુખપૂર્વક કેટલોક સમય વિત્યાબાદ એક દિવસે કનકકેતુના શરીરમાં તીવ્ર દાહજ્વર ઉત્પન્ન થયો. તેની વ્યાધિથી નિરન્તર નિદ્રારહિત અતિશય વ્યથા અનુભવવા લાગ્યો. અનેક ઉપચારો કર્યાં છતાં કોઇપણ રીતે વ્યાધિ પશાન્ત થયો નહિ. એક દિવસે રાત્રિના મધ્ય સમયે કોઈના મુખથી આવો શ્લોક સાંભળ્યો કે—

ાય र्वजं नां, यः ः त्तयः ॥
न ध र्ण विना ौख्यं, धर्मश्चारंभव र्जनात् ॥ १ ॥

અર્થઃ—ઘણું કરીને સર્વ જંતુઓની પ્રવૃત્તિ સુખને માટે હોય છે. પરન્તુ તે સુખ ધર્મ વિના મળતું નથી અને તે ધર્મ પણ આરંભોને વર્જવાથી થાય છે. સારાંશ કે સુખાર્થી પુરૂષોએ ધર્મમાં તત્પર થવું.

તીવ્રવ્યાધિથી પીડાતો નરપતિ કનકકેતુ પરોક્ત શ્લોક સાંભળી સંવેગ પામી ચિન્તવવા લાગ્યો કે 'જો મારો વ્યાધિ શાંત થશે તો અનેક આરં અને પાપથી ભરેલા આ રાજ્યતંત્રને ત્યજી પ્રભાતમાંજ હું શાશ્વત્ સુખને આપનાર પ્રવ્રજ્યા ગ્રહણ કરીશ.' આવા શુભ વિચારમાત્રથીજ રાજાને વ્યાધિ ઉપશમ પામ્યો અને તેને સુખપૂર્વક નિદ્રા આવી. પ્રાતઃસમયે

સર્વ સચિવાદિને બોલાવી પોતાનો અભિપ્રાય નિવેદન કર્યો. સચિવાદિ રાજાના અભિપ્રાયને અનુકૂળ થયા. પછી પોતાના મલયકેતુ નામે પુત્રને ગાદીએ બેસાડી સુપાત્રને વિષે દાન આપી પુષ્કળ દ્રવ્યનો સદ્વ્યય કર્યો. જિનગૃહમાં મહાન ઉત્સવ કરી કેટલાએક સચિવ અને સામંતાદિકની સાથે શ્રી શાન્તિસૂરિ મહારાજ પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. અનુક્રમે ગુરૂ પાસે દ્વાદશાંગી ભણી શુદ્ધ ચારિત્રનું પાલન કરવા લાગ્યા.

એક દિવસે ગુરૂમુખે વીશસ્થાનક સંબંધી વ્યાખ્યાન સાંભળ્યુ કે ' જે કોઈ મહાભાગ્ય અરિહંતની ભક્તિ સહિત વીશસ્થાનકનું આરાધન કરે છે તે અનુક્રમે જિનપદ પ્રાપ્ત કરે છે. તેમાં એ ચૌદમું તપ પદારાધન જે કોઇ વિધિસહિત કરે છે તે પ્રાણીને જેમ લંઘન કરવાથી શરીરના ઉપચિત દોષો નાશ પામે છે તેમ દુષ્કર તપસ્યાથી ક્લિષ્ટ કર્મોનો નાથ થાય છે. ' એ રીતે ગુરૂમુખે વ્યાખ્યાન સાંભળી કનકકેતુ મુનિએ ઘોર અભિગ્રહ ધારણ કર્યો કે 'જ્યાંસુધી આ કાયા ટકે ત્યાંસુધી મારે નિરંતર દ્વાદશભેદ તપ કરવો. જધન્ય ચોથભક્તથી માંડી ઉત્કૃષ્ટ છ માસ પર્યન્તની તપસ્યા કરવી. તે દરમ્યાન નિરન્તર વિધિસહિત ત્રિકાળ દેવવંદન અને પારણે આચામ્લ કરવું. ' આવો અભિગ્રહ ધારણ કરી મુનિનિરન્તર સંતોષ અને ધૈર્યતાથી તપસ્યા કરવા લાગ્યા.

નિરન્તર ઘોર તપસ્યા કરવાથી મુનિનું શરીર જો કે કૃષ થઇ ગયું પરંતુ મુખનું તેજ દિનપ્રતિદિન સૂર્યની પેઠે તેજસ્વી થવા લાગ્યું, અન્યદા ગ્રીષ્મ-ઋતુના પ્રચંડ તાપની અંદર મુનિઓ સાથે વિહાર કરી શંખપુરીની નજીકમાં જઇ સૂર્યસન્મુખ આતાપના લેવા લાગ્યા. તે વખતે દેવસભામાં ઇન્દ્રમહારાજે તે મુનિની શ્લાઘા કરતા કહ્યું કે ' અહો ! મુનિઓમાં શ્રેષ્ટ એવા કનકકેતુ મુનિને ધન્ય છે, કે જેઓ ઘોર તપસ્યા કરતાં છતાં જરાપણ અનેષણીય ભાત પાણી ગ્રહણ કરતા નથી; એમ કહી ત્યાંજ બેઠાં શકેન્દ્રે ભાવપૂર્વક વંદના કરી.

ઇન્દ્રના મુખે મુનિની પ્રશંસા સાંભળી વરૂણ નામે લોકપાળ તેપર શંકા લાવી મુનિની પરીક્ષા કરવા માટે મુનિ પાસે આવ્યો. ત્યાં આવી ખેરના અંગારા સમાન ઉષ્ણ રેતી કરી અને જ્યાં જ્યાં મુનિ ગોચરી જાય ત્યાં ત્યાં સર્વસ્થળે અશુદ્ધ ગોચરી કરી નાખવા લાગ્યો. એ રીતે અહર્નિશ કષ્ટ પડવા લાગ્યું, તોપણ સમતાના સિન્ધુ જેવા રાજર્ષિમુનિ જરા પણ વિષાદરહિત

પણ સર્વ સહન કરવા લાગ્યા. છ માસ પર્યન્ત દેવે આ ઉપસર્ગ ચાલુ રાખ્યો અને મુનિ આહાર વિનાજ દિવસો નિર્ગમન કરવા લાગ્યા; તે ઉપરથી ગુરૂમહારાજે જ્ઞાનોપયોગથી દેવોપસર્ગ જાણી કનકકેતુ મુનિને બીજે દિવસે તે નગરમાં પરમ બ્રહ્મચર્યને પાળનાર ધનંજય નામે વ્યવહારી વસતો હતો તેને ઘેર ગોચરી માટે મોકલ્યા. કેમકે જે નિર્મળ શીળ પાળે છે તેને દેવો પણ ઉપસર્ગ કરી શકતા નથી. ગુરૂમહારાજની આજ્ઞાથી મુનિ બીજે દિવસે તે શ્રેષ્ઠિને ઘેર ગોચરી ગયા. અને ત્યાંથી શુદ્ધ આહારપાણી ગ્રહણ કર્યા. તે જોઇ વરૂણદેવે તેના ઘરમાં સુવર્ણની વૃષ્ટિ કરી. અને પ્રત્યક્ષ થઈ મુનિરાજની સ્તવના કરી ક્ષમા યાચી ગુરૂમહારાજ પાસે આવી પૂછવા લાગ્યો કે 'હે પ્રભુ ! કનકકેતુ મુનિ આવી તીવ્ર તપસ્યાનું શું ફળ પામશે ?' તે પરથી ગુરૂમહારાજે કહ્યું 'હે દેવ ! તે મુનિ એ તપના પ્રભાવથી તીર્થંકર થશે.' એ પ્રમાણે ગુરૂમુખે શ્રવણ કરી મુનિને નમસ્કાર કરી દેવ સ્વસ્થાનકે ગયો. રાજર્ષિમુનિ ત્યાંથી કાળ કરી ચોથા દેવલોકનાં સુખ ભોગવી મહાવિદેહ ક્ષેત્રમાં જિનપદ પામી ચિદાનંદપદ પ્રાપ્ત કરશે.



## પંદરમા સુપાત્રદાનપદ ઉપર હરિવાહન રાજાની કથા.

ભરતક્ષેત્રના આભૂષણરૂપ કલીંગ દેશમાં મહાન સમૃદ્ધિવાળું કંચનપુર નામે નગર હતું. ત્યાં શૌર્યાદિ ગુણાલંકૃત મહાન પ્રતાપી હરિવાહન નામે રાજા હતો, તેને મહાન બુદ્ધિશાળી સર્વ પ્રધાનોમાં મુખ્ય વિરંચી નામે પ્રધાન હતો, તેણે પુષ્કળ દ્રવ્યનો વ્યય કરી એક મનોહર દેવભુવન સમાન શ્રી ઋષભદેવ સ્વામીનો પ્રાસાદ કરાવ્યો. એક દિવસે મંત્રી મહારાજા હરિવાહનને તે પ્રાસાદમાં પ્રભુના દર્શન કરાવવા સારૂ તેડી લાવ્યો. તે વખતે તે પ્રાસાદની બાજુમાં ધનેશ્વર નામે શેઠને ઘેર વિવિધ પ્રકારનાં વાજીંત્રો વગતાં હતાં અને સ્ત્રીઓ ધવલમંગળનાં માંગલિક ગીતો ગાતી હતી. તે જોઇ રાજાએ મંત્રીને પૂછ્યું કે 'આજે અહીંઆ ઉત્સવ શાનો છે ?' તે સાંભળી મંત્રીએ કહ્યું 'મહારાજ ! આજે એ ધનેશ્વરશેઠને ઘેર પુત્રના જન્મનો ઉત્સવ છે. તેથી આ બધી ધામધૂમ

છે.' પછી મંત્રીસહિત જિનગૃહમાં જિનેશ્વરના દર્શન કરી નૃપતિ આનંદ પામ્યો. ચંદ્રકિરણ સમાન ઉજ્વળ પ્રાસાદ જોઈ રાજા તૃપ્ત થઇ પોતાને સ્થાને આવ્યો. બીજે દિવસે પુનઃ રાજા તેજ ચૈત્યમાં દર્શન કરવા માટે મંત્રીસહિત આવ્યો. તે વખતે ધનેશ્વરશેઠના ઘર આગળ તીવ્ર આક્રંદયુક્ત રૂદન સાંભળ્યું અને સર્વ જનોને શોકાતુર મુખમુદ્રાવાળા જોઇ રાજાએ મંત્રીને પૂછ્યું કે 'ગઇ કાલે અહીં ઉત્સવ થતો હતો અને આજે આ સઘળા કેમ આક્રંદ કરે છે?'

મંત્રી કહે 'મહારાજ ! જેના નિમિત્તે કાલે ઉત્સવ હતો તેનાજ નિમિત્તે આજે આ રૂદન થાય છે. અર્થાત્ કાલે જે પુત્રના જન્મથી આનંદોત્સવ થતો હતો તે પુત્ર આજે મૃત્યુ પામ્યો છે, તેથી સઘળા આક્રંદ કરે છે.'

મંત્રીના મુખે એ પ્રમાણે સાંભળી રાજા ચિત્તમાં વૈરાગ્ય પામી ચિન્તવવા લાગ્યો કે 'પ્રાણીઓનાં સાંસારિક સુખો કેવળ દુઃખથી પૂર્ણ અને દુઃખનાજ હેતુ રૂપ છે, વિવિધ પ્રકારના ભોગોનો સંયોગ પાણીના પરપોટાની પેઠે ક્ષણવારમાં નાશ પામે એવો છે, યૌવન સરિતાના વેગની પેઠે જલદીથી જનાર છે, લક્ષ્મી વિદ્યુતની પેઠે ચપળ છે અને સ્વરૂપવાન દેહ રોગથી પૂર્ણ તેમજ શીઘ્ર નાશ પામે એવું છે, છતાં પ્રાણીઓ મૃગજળ સમાન સાંસારિક સુખને સુખ માની તેમાંજ લુબ્ધ થઇ રહે છે. એ ખરેખર મહામોહનો જ પ્રભાવ છે.'

એ રીતે રાજા સંવેગપૂર્ણ હૃદયથી વિચાર કરે છે તેવામાં ખબર સાંભળ્યા કે 'નગર બહાર ઉદ્યાનમાં ધનેશ્વરસૂરિ પધાર્યા છે.' પછી રાજા જિનેશ્વરનાં ભક્તિપૂર્વક દર્શન કરી નગરબહાર ઉદ્યાનમાં જ્યાં સૂરિમહારાજ બિરાજમાન થયા હતા ત્યાં પ્રધાન સહિત આવી વિનયપૂર્વક વંદન કરી સૂરિની સન્મુખ બેઠો. એટલે ગુરૂમહારાજે સંસારરૂપ તાપથી સતપ્ત થયેલા ભવ્યજીવોને મેઘની વૃષ્ટિ સમાન દેશના આપવા માંડી.

"હે ભવ્યજનો ! દુઃખ અને ભયથી પૂર્ણ એવા આ સસારમાં સુખનો લેશમાત્ર પણ નથી, કેમકે દ્રવ્યમાં અગ્નિ અને ચોરનો ભય, ભોગમાં રોગનો ભય, જયમાં શત્રુનો ભય, માનમાં લઘુતાનો ભય, યૌવનમાં જરાનો ભય અને જરામાં યમરાજનો ભય છે. એ રીતે સસારમાં કોઇપણ સમય ભય વિનાનો નથી. જ્યાં ભય છે ત્યાં સુખની ગંધ પણ કયાંથી હોય ? માટે હે ભવ્યજનો ! તમે અનત સુખ આપનાર એવા વૈરાગ્ય તરફ ચિત જોડો."

એ રીતે ગુરૂમુખે દેશના સાંભળી નૃપતિ અવસર પામી બોલ્યો કે ‘ હે પ્રભુ ! આપ કૃપા કરી કહો કે ધનેશ્વર શેઠને ઘેર કાલે ત્સવ અને આજે વિષાદ શાથી થયો ? ’

ગુરૂ કહે ‘ રાજન્! એ સર્વ પૂર્વકર્મનાં જ ફળ છે, એ શેઠે તેના પૂર્વ વમાં મહામોહના વશથી ધર્મબુદ્ધિથી અનેક જીવોને વ્યથા કરી પુષ્કળ દ્રવ્યનો વ્યય કર્યો હતો. મિથ્યાદર્શનવડે શુ દેવ ગુરૂ ને ધર્મથી પરાઙ્મુખ થઈ હરિહરાદિ કામી અને સરાગી, દેવપણાના ગુણહીન એવા દેવને વિષે દેવપણાની બુદ્ધિ, બ્રહ્મચર્યરહિત પરીગ્રહ ધારણ કરી અનેક પ્રકારના આરંભ સમારંભ કરનારા એવા કુગુરૂને વિષે ગુરૂપણાની બુદ્ધિ તથા દયારહિત અને હિંસાથી પૂર્ણ એવા કુધર્મને વિષે ધર્મબુદ્ધિ થવી એજ મહામોહના પ્રભાવથી મિથ્યાત્વ છે. કોઇ પ્રકારના વ્યાધિથી ગ્રસ્ત થયેલો પ્રાણી તો તેજ જન્મમાં દુઃખી થાય છે; પરંતુ મિથ્યાત્વરૂપ મહાવ્યાધિથી ગ્રસ્ત થયેલો પ્રાણી તો અનેક જન્મપર્યન્ત દુઃખજ અનુભવે છે. એમ જાણી મિથ્યાત્વનો ત્યાગ કરી શુદ્ધ દેવ ગુરૂ અને ધર્મને વિષે રૂચિવંત થવું એ પરમ શ્રેયનું કારણ છે. ”

એ રીતે ગુરૂમુખે દેશના શ્રવણ કરી નૃપતિ સંવેગ પામ્યો અને રાજ્યમહેલમાં આવી પોતાના પુત્રને રાજ્ય સોંપી ઘણા ત્સવપૂર્વક સંયમ અંગીકાર કર્યું. સમિતિ ગુપ્તિ યુક્ત ચારિત્રનું પાલન કરતાં અનુક્રમે દ્વાદશાંગી ભણ્યા.

એક દિવસે ગુરૂમુખે દેશનામાં વીશસ્થાનકવિષે વ્યાખ્યાન આ રીતે સાંભળ્યું કે ‘ જે મહાભાગ્ય અન્નપાનાદિવડે ભકિતપૂર્વક સાધુસંવિભાગ કરે અર્થાત્ મુનિરા ને દાન આપે તે શ્રી જિનેશ્વરની સંપદા પામે અને છેવટે મો નું અનંત સુખ પ્રાપ્ત કરે છે.

એ મુજબ ગુરૂમુખે આધકાર સાંભળી રાજર્ષિમુનિ હરિવાહને અભિગ્રહ લીધો કે ‘ આજથી નિરંતર ઉત્તમ મુનિઓને અન્નપાનાદિ વડે સંવિભાગ કરી તેમાંથી જે અવશેષ રહે તેજ મારે વાપરવું. ’ આવા પ્રકારનો અભિગ્રહ ધારણ કરી નિરંતર મુનિઓને ભક્ત, પાન, ઔષધાદિવડે ભકિત કરવા લાગ્યા. એક વખતે ઈન્દ્રમહારાજે દેવસભામાં હરિવાહન મુનિની સાધુસંવિભાગપર અન-

ન્ય ભક્તિ જોઇ પ્રશંસા કરી. તેપર શંકા લાવી સુવેલનામે દેવ તે મુનિની પરીક્ષા કરવા માટે માયાવી સાધુનું રૂપ ધરી શ્રીપુર પત્તનમાં જ્યાં હરિવાહન મુનિ હતા ત્યાં તપસ્યાથી કૃશ દેહવાળો બની પારણું કરવા માટે આવ્યો. તે વખતે પોતાને વાપરવાનો જે આહાર હતો તે તેને આપ્યો. પછી ફરીને પોતાને માટે વહોરી લાવી ગુરૂપાસે આલોચી સઝ્ઝાય કરી વાવરવા બેઠા. તેવામાં તે માયાવી દેવે હરિવાહન મુનિના દેહમાં અત્યન્ત દુઃસહ વેદના ઉત્પન્ન કરી. તે વેદના જોઇ ગુરૂઆદિ સાધુજનો અતિશય ખેદ કરવા લાગ્યા. પછી વૈદ્યે બતાવ્યા મુજબ કોઇ ગ્રહસ્થના ઘરમાંથી જલદી ઔષધ લાવી મુનિને વાવરવા કહ્યું. પણ તે મુનિએ વાવર્યું નહિ. એટલે ગુરૂએ તેનું કારણ પૂછ્યું. તેના ઉત્તરમાં મુનિ બે હાથ જોડી કહેવા લાગ્યા. ' હે પ્રભુ ! તે ઔષધ કોઇ સુપાત્ર મુનિને આપ્યા સિવાય આથી અનંત ગણી વેદના થાય અને કદી પ્રાણનો પણ ત્યાગ થાય તો પણ મારાથી ગ્રહણ કરી શકાય નહિ, કેમકે જો તે અન્ય મુનિઓને આપ્યા સિવાય હું ગ્રહણ કરૂં તો મારા વ્રતનો ભંગ થાય અને હું દુર્ગતિનો ભાજન થાઉં. જે સંવિભાગ વ્રત પાળવાથી બાહુ નામા મુનિ સમસ્ત ભરતક્ષેત્રના સ્વામી થયા, વળી એજ સંવિભાગ વ્રતના પ્રતાપથી નંદીષેણ મુનિ વાસુદેવની ઋદ્ધિ પામ્યા. તે માટે હે પ્રભુ ! મને ગમે તેવી અસહ્ય વેદના થશે તોપણ લીધેલા વ્રતથી હું જરાપણ સ્ખલિત નહિજ થાઉં."

આ રીતે લીધેલા વ્રતમાં દ્રઢ પરિણામવાળા અને અતુલ્ય વેદના હોવા છતાં સમપરિણામવાળા મુનિવરને જોઇ દેવ પ્રત્યક્ષ થઈ વ્યાધિ સંહરી લઇ તેમની પ્રશંસા કરીને ક્ષમા યાચવા લાગ્યો. પછી તે દેવે ગુરૂને પૂછ્યું કે ' હે પ્રભુ ! આ મુનિએ નિશ્ચલ સંવિભાગ વ્રત પાળ્યું, તેથી તેમને શું ફળ થશે ? ' ગુરૂ કહે. ' એ મુનિએ નિશ્ચલ ભાવથી વ્રત પાળ્યું, તેથી તેમણે જિનનામકર્મનો નિકાચીત બંધ કર્યો છે. ' એ પ્રમાણે હકીકત સાંભળી દેવ સ્વસ્થાનકે ગયો. અનુક્રમે હરિવાહન મુનિ બહુદિનપર્યંત શુદ્ધ ચારિત્ર-યુક્ત અતિથિ સંવિભાગ વ્રત આરાધી અચ્યુત કલ્પમાં મહાન સમૃદ્ધિવાળા દેવ થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર પદ પામી અનન્ત અવ્યાબાધ એવા મોક્ષસુખને પામશે.

# સોળમા વૈયાવચ્ચ પ ના આરાધન ઉપર જિમૂતકેતુ રાજાની કથા.

જંબૂદ્વીપના દક્ષિણ ભરતમાં અતિશય મનોહર અને લક્ષ્મીના સ્થાનરૂપ પુષ્પપુર નામે નગર હતુ. ત્યાં મહાન પ્રતાપી જયકેતુ નામે રાજા હતો. તેને શીલગુણથી વિભૂષિત રતિસમાન સ્વરૂપવાન જયમાળાં નામે રાણીથી જિમૂતકેતુ નામે પુત્ર થયો હતો. તે અનુક્રમે યૌવનવય પામી સર્વ કળાઓમાં કુશળતા મેળવી પોતાના સદ્દગુણોથી સર્વ લોકને અતિશય પ્રિય થઇ પડ્યો. તેમજ બુદ્ધિ અને શૌર્યાદિ ગુણોથી તેની કીર્તિ સર્વત્ર પ્રસરી. કુમારના રૂપ, ગુણાદિકની કીર્તિ સાંભળી રત્નસ્થળપૂર નગરના સુરસેન રાજાની પુત્રી જે વિદ્યાકળામાં સરસ્વતી સમાન હતી તે કુમારપર અનુરાગવાળી થઇ અને તેનેજ વરવાની ઈચ્છાવાળી થઇ. સુરસેન રાજાએ પુત્રીનો અભિપ્રાય જાણી સ્વયંવરમંડપ રચ્યો, તેમાં સર્વ દેશના રાજાઓને તેમજ રાજકુમારોને આમંત્રણ કર્યું, તેમાં જિમૂતકેતુને પણ આમંત્રણ કર્યું. કુમાર પિતાની આજ્ઞા લઈ કેટલાએક સૈન્ય સહિત રત્નસ્થળપૂર તરફ ચાલ્યો. માર્ગમાં સિદ્ધપુર નગરની પાસે આવતાં કુમારને અચાનક મૂર્છા આવી. તે જોઇ સર્વસાથ અતિશય ઉદાસ થયો. અનેક પ્રકારના મંત્ર અને ઔષધોવડે ઉપચાર કર્યા પણ તે સર્વ પ્રયત્ન કુપાત્રને આપેલા દાનની પેઠે વ્યર્થ ગયા. તેવામાં ત્યાં આગળ અનેક ગુણોના સમુદ્ર અને શ્રુતના જાણ શ્રી અકલંકદેવ આચાર્ય પધાર્યા. તેમના પ્રભાવથી કુમાર મૂર્છા રહિત થયો, અને તત્કાળ તેમને વાંદવા માટે ઉઠ્યો. વિધિપૂર્વક વિનયસહિત વંદના કરી કુમાર ગુરૂ સન્મુખ બેઠો, એટલે તેને પ્રતિબોધવા નિમિત્તે મહાન કરૂણાસિન્ધુ એવા ગુરૂ મહારાજે સંસારરૂપ વ્યાધિનો નાશ કરવામાં અમૃત સમાન દેશના આપવા માંડી.

" આ જીવ કષાયના વશથી આર્ત્ત અને રૌદ્રધ્યાન કરવાવડે કરીને જેમ અરણ્યમાં પશુ ભ્રમણ કરે છે તેમ સંસારની અંદર અનેક યોનિઓમાં પરિભ્રમણ કરે છે. એવી કોઇ યોનિ, કોઇ કુળ, કોઇ જાતિ કે કોઇ સ્થળ નથી કે જ્યાં આ જીવે અનંતીવાર જન્મ મરણ ન કર્યાં હોય, જે મનુષ્ય પાપી, નિર્દય અને કુરૂપ હોય તે નરકથી આવેલો છે એમ સમજવું. જે કપટી અને

નિરન્તર ક્ષુધાથી આતુર ચિત્તવાળો હોય તે તિર્યંચ ગતિમાંથી આવેલો જાણવો. જે સુબુદ્ધિવાળો, જ્ઞાન અને વિવેકયુક્ત હોય તે મનુષ્ય ગતિથી આવેલો જાણવો. સૌભાગ્યવાન, પ્રાજ્ઞ, કવિ અને લક્ષ્મીયુક્ત હોય તેને સ્વર્ગથી આવેલો જાણવો. તેમજ જે પ્રાણી તીવ્ર કષાયી, અતિ આરંભ પરિગ્રહ અને વિષયમાં રકત તેમજ માંસાહારમાં લુબ્ધ હોય તે પ્રાણીને નરકગામી જાણવો. માયાવી, કટુભાષી અને અવિરતિ જે પ્રાણી હોય તે તિર્યંચ ગતિમાં જનાર છે એમ જાણવું. કરૂણાળુ, સત્યભાષી, દાની અને સદાચારવાળો હોય તે મનુષ્ય ગતિ પામનાર છે એમ જાણવું. સુપાત્રે દાન દેનાર, મિષ્ટભાષી, ત્રિકાળ જિનપૂજા કરનાર અને સમ્યક્ક્રિયા કરનાર સુરગતિ પ્રાપ્ત કરનાર છે એમ જાણવું."

એ પ્રમાણેની દેશના શ્રવણ કરી કુમાર બોલ્યો 'હે પ્રભુ! આપ કૃપા કરી કહો કે મને અહીં અચાનક મૂર્છા કયા કર્મના ઉદયથી આવી ?'

ગુરૂ કહે "કુમાર! તે સંબંધ કહું તે તું સાંભળ. પૂર્વે ધાતકીખંડમાં પારેતપત્તન નામે નગરમાં ગર્વથી તુંગાત્મા અને ક્રોધી એવો દુર્વાસા નામે યતિ હતો. તે યતિચર્યામાં નિરંતર પ્રમાદી અને શાતાદિ ગારવમાં લુબ્ધ હતો. અન્યદા ગુરૂ સંઘાતે સાકેતપુર જતાં માર્ગમાં આસનપુર નામે ગ્રામની નજીકમાં આવતાં ગુરૂએ બીજા બાળ ગ્લાનાદિ મુનિઓને તૃષાતુર થયેલા જોઇ પેલા દુર્વિનીત દુર્વાસા મુનિને કહ્યું કે 'તમે આ તૃષાક્રાંત થયેલા યતિઓ માટે આ પાસેના ગામમાંથી પ્રાસુક જળ લઇ આવો.' તે સાંભળી ક્રોધથી કાર્યાકાર્યના વિવેકશૂન્ય ચિત્તવાળો તે દુર્ભાગી ગુરૂને નિર્ભ્રછના કરતો ગમે તેમ બોલવા લાગ્યો. બીજા સ્થવિરોએ મૃદુવચનથી વાર્યા છતાં એ ઉપશાંત ન થયો ને ઉલટો આખા ગચ્છપર દ્વેષ ધરવા લાગ્યો. પછી તે ગચ્છ ત્યજી ત્યાંથી એકલોજ આગળ ચાલ્યો, આગળ જતાં અરણ્યમાં રૌદ્રધ્યાનના પરિણામથી મૃત્યુ પામી સાતમી નરક પૃથ્વીમાં તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળો નારકી થયો. વિનાકારણે મુનિની નિંદા અને દ્વેષ કરવાથી બાંધેલા તીવ્ર કર્મના વિપાકથી તેણે અતિશય વેદના ત્યાં અનુભવી. આયુ પૂર્ણ થયે ત્યાંથી નીકળી અનેક ભવમાં ભ્રમણ કરી અત્યંત કષ્ટ સહન કરતાં ઘણાં કર્મ ખપાવ્યાં. પછી અનુક્રમે કૌટુંબીક ગ્રામની અંદર માસોપવાસી મુનિ થયો. કેટલોક સમય એવી તપસ્યા કરી, સુખ મેળવવાની જિજ્ઞાસાથી નિયાણું કરી ત્યાંથી મૃત્યુ પામી તું રાજકુમાર થયો છે.

પૂર્વે કરેલી તપસ્યાના પુન્યથી આવી ઋદ્ધિ પામ્યો છે. અને જે મુનિનિંદાનું કર્મ બાંધ્યું હતું તે ભોગવતાં અવશેષ રહેલું તે આજે તને દયમાં આવ્યું તેથી તું મૂર્છા પામ્યો હતો. મુનિવંદનથી તે કર્મ હવે નાશ પામ્યું છે."

એ રીતે ગુરૂમુખે પોતાનો પૂર્વભવ સાંભળી કુમાર જાતિસ્મરણ પામ્યો. તેથી સવેગ પામી ગુરૂપાસે સંસારસમુદ્રને તરવામાં પ્રવહણ-સમાન નિર્મળ ચારિત્ર અંગીકાર કર્યું. પોતાના પતિએ ચારિત્ર અંગીકાર કર્યું એમ જાણી યશોમતિ રાજકુમારીએ પણ ચારિત્ર અંગીકાર કર્યું.

રાજર્ષિમુનિ અનુક્રમે વિનયપૂર્વક અગીયારે અંગ ભણ્યા. પૂર્વનો અભ્યાસ કરતાં એક દિવસ ગુરૂમુખે વીશસ્થાનક પદનો મહિમા સાંભળ્યો. કે 'જે કોઇ ભવ્યાત્મા જિનેશ્વરાદિક વીશસ્થાનકને સમ્યક્ત્વપૂર્વક વિધિસહિત એકાગ્રચિત્તે આરાધે તે પુન્યશાળી જગદાધાર એવા તીર્થંકર પદને પ્રાપ્ત કરે છે. તેમાં પણ સોળમા વૈયાવચ્ચ પદનું આરાધન પ્રધાન છે. તેનું આરાધન ગુરૂ, સંઘ, ગ્લાન, તપસ્વી આદિનું અન્ન પાન ઔષધ ભૈષજયાદિડે વૈયાવચ્ચ કર-વાથી થાય છે. અને તે વડે જિનનામકર્મનો નિકાચિત બંધ થાય છે.'

એ રીતે ગુરૂમુખે શ્રવણ કરી જીમૂતકેતુ મુનિએ અભિગ્રહ લીધો કે 'આ થી મારે નિરંતર શુદ્ધ ાવથી ગુરૂ ગ્લાન આદિનું વૈયાવચ્ચ સ્થિર ચિત્તથી કરવું.

અન્યદા દેવસભામાં ઇન્દ્રમહારાજે તે રાજર્ષિ મુનિની પ્રશંસા કરી, તે સાંભળી સોમનામે લોકપાલદેવ શંકા લાવી મુનિની પરીક્ષા કરવા માટે દાહજ્વરથી પીડા પામતા દેહવાળા ગ્લાનમુનિનું રૂપ ધારણ કરી જ્યાં જીમૂતકેતુ મુનિ હતા ત્યાં આવ્યો. મુનિએ તેમને ઉપાશ્રયમાં રાખ્યા અને પછી તેમના આહાર માટે જીમૂતકેતુ મુનિ ગોચરીએ ગયા. એટલે વેષધારી દેવ પોતાનું બીજું મુનિસ્વરૂપ કરી રાજર્ષિ મુનિને માર્ગમાં મળ્યા. અને અતિ ક્રોધયુકત વચનોથી તર્જના કરવા લાગ્યા. તો પણ મુનિ જરાએ ખિન્ન ન થતાં સમતા ભાવમાંજ રમણ કરવા લાગ્યા. પછી ાનુશ્રેષ્ટિને ત્યાંથી માધુ-કરી ભિક્ષા ગ્રહણ કરી મુનિ વસતીમાં આવ્યા અને ગ્લાનમુનિને આહાર કરાવ્યો. પછી દાહજ્વરની ઉપશાન્તિ માટે કોઈ વૈદ્યને બોલાવ્યો. વૈદ્યે વ્યા-ાધિની પરીક્ષા કરી કહ્યું કે 'આ મુનિને જો પાકાં ફળનો રસ કે જે મરચાંના

રસ જેવો હોય છે તે લાવી આપવામાં આવે તો વ્યાધિનો નાશ થાય, ' તે સાંભળી જીમૂતકેતુ મુનિ તે લેવા માટે નગરમાં ઘેર ઘેર ભમવા લાગ્યા, તો પણ દેવમાયાથી ક્યાંઇ પણ તેનો લાભ થયો નહિ. તેથી ખિન્ન થઇ પા । ઉપાશ્રયમાં આવ્યા. એટલે ગ્લાનમુનિ કોપના આટોપથી વિકાળ મુખાકૃતિ કરી તીવ્ર અને દુઃસહ વચનોથી તર્જના કરવા લાગ્યા. તોપણ રાજર્ષિ મુનિ જરા પણ ખેદ રહિત ગ્લાનમુનિના ચરણમાં નમસ્કાર કરી કહેવા લાગ્યા કે ' અરે ! આજે મારાથી આપનુ વૈયાવચ્ચ ન થયું, ખરે મને અંતરાયજ પડ્યો. ' એ રીતે શાંત વચનોથી ગ્લાનમુનિને કહેવા લાગ્યા. તે સાંભળી તે ગ્લાનમુનિ અવધિજ્ઞાન પ્રયુંજીને તે મુનિના ભાવ જાણવા લાગ્યા, તો શુદ્ધ- ાવ યુક્ત મન જોયું. એટલે તે દેવ પોતાનું અસલ સ્વરૂપ પ્રગટ કરી રા ર્ષિ મુનિના ચરણે મસ્તક નમાવી કહેવા લાગ્યો કે ' અહો મુનિશ્રેષ્ઠ ! આપને ધન્ય છે. ખરે આપ સમતાના સિન્ધુજ છો. મેં આપને જે તર્જના કરી તે ક્ષમા કરશો. ' એમ કહી દેવ સ્વસ્થાનકે ગયો. જિમૂતકેતુ મુનિએ દશ પદનું શુદ્ધ ભાવથી વૈયાવચ્ચ કર્યું. તેથી જિનનામકર્મ ઉપાર્જન ક ં. નિરતિચાર ચારિત્રનું પાલન કરી પ્રાન્તે અનશન કરી વિજયવિમાનમાં દેવ થયા. ત્યાંથી ચવી શ્રી કચ્છવિજયમાં તીર્થંકર થઇ મોક્ષપદ પામશે. અને યશોમતિ આર્યા તેમનાજ ગણધર થઈ અવ્યાબાધ સુખ પ્રાપ્ત કરશે.

•

## સત્તરમા સંઘપ ।રાધનપર પુરં ર રાજાની કથા.

અતિશય લક્ષ્મીથી પૂર્ણ અને મનોહર વણારસી નામે નગરીમાં વિસ્તિર્ણ કીર્તિવાળો વિજયસેન નામે રાજા ન્યાયપૂર્વક પ્રજાનું પાલન કરતો હતો. તેને પદ્મમાલા અને માલતી નામે બે સ્વરૂપવાન રાણીઓ હતી. તેમાં પટરાણી પદ્મમાલા રાણીથી પુરંદર સમાન કામદેવનો પણ પરાભવ કરે એવો પુરંદર નામે કુમાર થયો. અનુક્રમે તે કુમાર વૃદ્ધિ પામતો સમસ્ત કળાઓનો જાણ થઇ લલિત લલનાઓનાં ચિત્તને આકર્ષણ કરનાર યૌવનાવસ્થા પામ્યો.

એક દિવસે કુમાર એકલોજ અરણ્યમાં ક્રીડા કરવા માટે ગયો. ત્યાં

તેણે કોઈએક મુનિને જોયા. તેમને જોઇ પાસે જઇ વંદના કરી સન્મુખ બેઠો. એટલે તે ગુણનિધિ મુનિએ દેશના આપી કે ' સર્વ સંપદાઓના કારણરૂપ જે ધર્મ, તેનું મૂળ બીજ પરસ્રીનો ત્યાગ કરવો તેજ છે. ધન્ય છે તે પુરૂષોને કે જે દેવાંગના સમાન સ્વરૂપવાળી અને હાથીણીની પેઠે મલપતી ચાલથી ગતિ કરતી પ્રમદાઓને જોઇ પોતાનું ચિત્ત જરા પણ વિકારવશ થવા દેતા નથી. તેમજ તે સ્રીને પણ ધન્ય છે કે જે રતિપતિ સમાન અન્ય પુરૂષને જોઇ જરા પણ પોતાના ચિત્તને શિથિલ થવા દેતી નથી અને વિધિએ આપેલા પતિમાંજ સંતોષવૃત્તિ ધરી આનંદ માને છે. એ રીતે જે સ્રી પુરૂષો શીલવ્રતમાં દ્રઢ રહે છે તેઓ શ્રેષ્ટ ધર્મને પામી અનેક સંપદાઓના ભોક્તા બને છે. '

એ પ્રમાણે મુનિની દેશના શ્રવણ કરી કુમાર પરસ્રીત્યાગનું વ્રત લઇને સ્વસ્થાનકે આવ્યો. અને લીધેલા વ્રતને જરા પણ અતિચાર ન લગાડતાં ત્રિવિધે ત્રિવિધે દ્રઢ ચિત્તથી નાની એટલી બેન અને મ્હોટી એટલી માતા સમાન ગણી નિર્મળ ભાવથી વ્રતનું પાલન કરવા લાગ્યો. અનેક મૃગલોચની લલિત લલનાઓ કુમારને રાગથી જોતી પરન્તુ કુમાર તો તેઓની સામે દૃષ્ટિ પણ નાંખતો નહિ.

અન્યદા કુમારની સાવકી માતા માલતી રાણી અનંગ સમાન અદ્ભૂત રૂપવાળા કુમારને જોઇ તેનાપર અનુરાગવાળી થઇ. શશી સમાન કાન્તિયુકત યૌવનપૂર્ણ કુમારને જેમ જેમ સરાગપણે જોતી તેમ તેમ તે તેનાપર વિશેષ અનુરાગવાળી થઈ ને અથાગ વિરહ વ્યથા ભોગવવા લાગી, એ વિરહવ્યથાથી માલતી સમાન માલતીરાણી કૃશ શરીરવાળી થઈ. ઉદાસીન વદનથી નિશ્વાસ નાખતી કુમારને ઇચ્છવા લાગી. એક દિવસે કામાગ્નિથી સંતપ્ત થયેલી અને હિતાહિતના વિવેકશૂન્ય ચિત્તવાળી રાણીએ દાસીને મોકલી કુમારને બોલાવ્યો. કુમારને આવતો જોઈ માલતી રાણી હર્ષથી ઉભી થઇ. પ્રફુલ્લિત વદને તેની સામે ગઇ અને આદરપૂર્વક બોલી—' કુમાર ! આવો, પધારો, કઈ બહુ દિવસે આપનાં દર્શન થયાં. શું કંઈ હમણાં બહારગામ ગયા હતા ? '

કુમાર કહે—' ના, ના, અહીજ છું. કંઇ કાર્યપ્રસંગ વિના ઘણું બહાર નીકળતો નથી, ૫ માજી ! આપે મને આજે અહીં કેમ બોલાવ્યો વારૂ ? '

' કુમાર ! તમે મને માજી કહીને કેમ બોલાવો છો ? હું શાની તમારી માતા થાઉં. તમારી માતા તો પદ્મમાળા કહેવાય. ' એમ કહી કુમારની ઉપર એક કટાક્ષ નાંખ્યો. તે જોઇ કુમાર સમજી ગયો કે ' રાણી વિકારને વશ થઈ પોતાની સ્થિતિ ભૂલી ગઇ છે. ' એમ સમજી તે બોલ્યો–'પદ્મમાળા મારી જન્મદાતા માતા છે અને તમે અપરમાતા ( સાવકી ) છો. તફાવત એટલોજ છે. પણ તેથી કંઈ તમે માતા નથી એમ નહિ. '

રાણી કહે ' ના, ના, હું અને તમે તો સમવયના છીએ તેથી મારો અને તમારો એવો સંબંધ શોભેજ નહિ. આપણો સંબધ તો ...' એટલામાં કુમાર રાણીને આગળ બોલતી અટકાવીને કહેવા લાગ્યો–' માજી ! બીજી આડી અવળી વાતો કરવા કરતાં મને અહીં શા માટે બોલાવ્યો છે ? તે કહો. '

રાણી સ્મિત વદને કટાક્ષ નાંખતી બોલી–' ચતુર કુમાર ! શું તમે આપણી આટલી વાતચીત ઉપરથી બોલાવ્યાનું પ્રયોજન નથી સમજી ગયા ? '

કુમાર કંટાળીને બોલ્યો–' ના, હું કંઇપણ સમજ્યો નથી. સ્પષ્ટ રીતે સમજાવો તો ઠીક. '

રાણી તીવ્ર કામાગ્નિથી સંતપ્ત થઇ કુમારનો હાથ ઝાલી બોલી– ' રસીલા કુમાર ! જો ન સમજ્યા હો તો હવે ખુલ્લું કહું છું કે મારો ને તમારો સંબંધ માતા ને પુત્ર તરીકેનો નહિ, પરન્તુ આશક માશુકનો રાખવા ઈચ્છું છું. તમારા પિતા હવે વૃદ્ધ વૃષભ સમાન થઈ ગયેલા હોવાથી મને જરાપણ પ્રિય નથી. તેથી આ મારા ઉછળતી નદીના પૂર સમાન યૌવનના ભોકતા તરીકે હું તમને ઇચ્છું છું. તો વિરહાનળથી સંતપ્ત થયેલી મને આપ આલિંગન આપી શાંત પાડો. તમારી મોહક મૂર્તિ મારા હૃદયમાં કેટલાએક દિવસોથી રમી રહી છે. આજે આપનો મેળાપ થવાથી હું ભાગ્યશાળી થઈ છું. હે દયાળુ કુમાર ! મારી જિજ્ઞાસાનો ભંગ ન કરતાં મને સ્વીકારી મારા દુઃખની શાન્તિ કરો, હું તમારી દાસી છું '

કર્ણમાં સીસું રેડ્યાની પેઠે રાણીનાં વચનો સાંભળી કુમાર કાને હાથ દઇ બોલ્યો–' માજી ! માજી ! તમે કામરૂપી અગ્નિથી પીડિત થઈ હિતાહિત કે ધર્માધર્મના વિવેકશૂન્ય ચિત્તવાળાં થઇ ઇન્દ્રિયજન્ય ક્ષણિક સુખની લાલસાએ આ વ અને પરભવમાં મહાન દુઃખના હેતુરૂપ વિષયરૂપી વિષ

પીને શામાટે દુઃખ વ્હોરી લ્યો છો ? પર ીલંપટ પુરૂષ અને પરપુરૂષલંપટ ીને સ્વપ્ને પણ સુખ તો લેશમાત્ર હોતું નથી. વળી ગુરૂપત્ની, પિતાપત્ની, બંધુપત્ની અને પુત્રપત્નીની સાથે જે અધમ પુરૂષ ંગમ કરે છે તે નીચ ભયંકર રૌરવ નર્કમાં પડી અનંત દુઃખોનો ભોક્તા થાય . વિષ ખાઈને મૃત્યુ પામવું સારૂં, અગ્નિમાં પ્રવેશ કરવો તે પણ ઉત્તમ, અને પર્વતપરથી ઝંપાપાત કરી પ્રાણ રહિત થવું તે પણ શ્રેષ્ટ છે, પરંતુ પરસ્ત્રીસાથે સંગમ કરવો તે લેશ પણ ઇષ્ટ નથી. કૃત્યાકૃત્યના વિવેકશૂન્ય ચિત્તવાળી માતા ! જરા દયમાં વિચાર કરી મનને કબજે કરી વિકારથી વિમુખ થઇ આર્હતોક્ત ધર્મમાં ચિત્ત જોડો.” એમ કહી કુમાર આવ્યો હતો તેજ રસ્તે ચાલ્યો ગયો.

એ રીતે કુમાર તુચ્છકારીને ગયો જાણી પાપીણી માલતી રાણીએ સ્ત્રીચરિત્રનો આરં કર્યો. પોતાને હાથેજ પોતાનો કંચુક તોડી નાંખી હૃદયપર નખના ઉઝરડા કર્યા. પછી રૂદન કરતી મહેલમાં એકાન્તે ક્રોધીષ્ટ થઇને સૂતી. કેટલીકવાર પછી તેજ રાણીના મહેલે રાજા આવ્યા. રાજાએ રાણીને ક્રોધયુકત અને એકાન્તમાં દાસીન વદને રૂદન કરતી જોઈ મીષ્ટ વચને પૂછ્યું, ‘ પ્રિયા ! આજે કેમ આ વિચિત્ર સ્વ ાવ ધારણ કર્યો છે ? શું કંઈ પ્રકૃતિ નરમ છે ? ’ આમ મધુર વચને બોલાવ્યા છતાં તે કપટમૂર્ત્તિ એક શબ્દ પણ બોલી નહિ. પૂનઃ રાજાએ સોગન આપી સ્નેહપૂર્વક પૂછ્યું. ‘ વ્હાલી ! તું બોલ તો ખરી, કેમ આજે આમ થઇ ગઇ ? ંકોઇએ તને દુભવી છે ? કોઇએ તારો આ ાનો અનાદર કર્યો ? જો તેમ હોય તો સત્વર મને કહે, હું તેને યોગ્ય શિ ા કરૂં. પણ તું કાંઇએ બોલે નહિ તેથી હું શું જાણું. તને મ્હારા સમ છે. જે હો તે ખુશીથી કહે. ’

રાજાએ સોગન આપી ઘણો આગ્રહ કર્યો એટલે તે પાપી પિશાચિની ગદગદ કંઠે બોલી. ‘ હું શું બોલું, મારા શરીરપરથી શું તમે નથી જોઈ શકતા ? જુઓ ! આ મારા કંચુકને ચીરી નાખી દયપર નખના કેટલા ઝરડા કરેલા છે ? ’

રાણીનું દય ઉઝરડાવાળું થયેલું જોઈ રાજા ક્રોધથી રક્ત નેત્ર કરી બોલ્યો. ‘ કહે, જલ્દી કહે, કયા નરપિશાચ ચાંડાળે આ અકાર્ય કર્યું છે ? ંતેને તેનો બદલો ંમણાંજ આપું. ’

પોતાના પર આગ્રહ થયેલો જાણી રાણી બોલી. ' મહારાજ ! બીજાની શું સત્તા છે કે આ અંતઃપુરમાં આવી શકે ? પરન્તુ ઠામ કુઠામ ને નહિ જાણનાર કામાંધ નરપિશાચ આપનો લાડકવાયો કુમાર હું અબળા અહીં સૂતી હતી તેવામાં આવી મને બાઝયો અને આવી સ્થિતિ કરી. '

રાણીના પરોક્ત કથનથી ક્રોપના આટોપથી ધગધગતા અંગારા સમાન રક્ત નેત્ર કરી ત્યાંથી સત્વર રાજા પદ્મમાલા રાણીના મહેલે જયાં કુમાર હતો ત્યાં આવ્યો, અને કુમારને રાડ પાડી બોલાવ્યો. પુરન્દર કુમાર પિતાનો ક્રોધિષ્ટ અવાજ સાંભળી હૃદયમાં સમજી ગયો કે ' અવશ્ય અપરમાતાના ચરિત્રથીજ કંઇક નવાજુની થયેલી છે. ' એમ જાણી પોતાના આવાસમાંથી બહાર આવી બે હાથ જોડી વિનયપૂર્વક પ્રણામ કરી બોલ્યો—' કેમ પિતાજી ! શું આજ્ઞા છે ? ' રાજાના ક્રોધાવેશથી વદન અને નેત્ર રક્ત થયેલા જોઈ કુમાર નીચું વદન કરી ઉભો રહ્યો. આથી રાજાના ચિત્તમાં વધારે વહેમ ભરાયો કે ' ગુન્હેગાર માણસ ગુન્હો પકડાતાં સન્મુખ જોઇ શકતો નથી, માટે અવશ્ય તેણે એ કાળું કૃત્ય કરેલુંજ છે. ' એમ જાણી રાજા તીવ્ર ક્રોધથી દાંત પીસીને બોલ્યો. ' એ નરાધમ ! નીચ ! કુલાંગાર કુપુત્ર ! હું સ્વપ્ને પણ નહોતો ધારતો કે તું આવો પિશાચવૃત્તિનો પુરૂષ હોય. ' કુમાર કહે—' પિતાજી ! મારો દોષ શું છે ? તે તો આપ કહો, મેં કદી પણ આપની આજ્ઞા ઉલ્લંઘન કરી અયોગ્ય કાર્ય કર્યુંજ નથી. ' રાજા કહે—' એ નીચ ! મુખે મીઠું બોલનાર હૃદયમાં હળાહળ ઝેરથી ભરેલા પિશાચ ! તારી જીભ આગળ વધતી બંધ કર. ચાંડાળ પણ જે કૃત્ય ન કરે તે કૃત્ય કરીને પાછો સત્યતાનો ડોળ કરી પાપ છુપાવવા માગે છે ? ' કુમાર કહે—' પિતાજી ! આપ શું કહો છો, તે હુ સમજી શકતો નથી. ચાંડાળથી પણ અધમ કાર્ય કરવામાં મારી વૃત્તિ છે તેવું સ્વપ્ને પણ બનવું અશક્ય છે, તેમ છતાં આપ સ્પષ્ટ કહો કે મારાથી શું અકાર્ય થયું છે ? ' રાજા કહે—' એ પલીત ! શું સ્પષ્ટ કહેવરાવવા માગે છે. ચાંડાળ ! તું તારી અપરમાતાસાથે અગમ્ય ગમન કરતાં બળીને ભસ્મીભૂત કેમ ન થઇ ગયો ? ' રાજાનાં આ વચનો સાંભળી કુમાર કાને હાથ દઇ ચીસ પાડી બોલ્યો—' એ ! પ્રભુ! આ હું શું સાંભળું છું ? ' રાજા આગળ બોલ્યો—' શુ સાંભળે છે શું ? તેં કરેલા કાળા કૃત્યની ઉદ્ઘોષણા સાંભળે છે, એ કુલાંગાર કુમાર ! તું પુત્ર હોવાથી અવધ્ય માટે

દેહાન્ત શિ ા નથી આપતો, પણ જ્યાંસુધી મારી આજ્ઞા પ્રવર્ત્તતી હોય ત્યાં-સુધીની ભૂમિમાં તારે અત્યારથી પગ પણ ન મૂકવો.' કુમાર કહે—'પિતાજી! આપ આ બાબત સત્યાસત્યની તપાસ તો કરો, હું તદ્દન બીનગુન્હેગાર છું.' રાજા કહે.—'હવે એક પણ શબ્દ બોલ્યા સિવાય અત્યારેજ નગર બહાર ચાલ્યો જા, નહિંતર મારા વૃદ્ધિ પામતા ક્રોધાગ્નિમાં બળીદાન થઈ મૃત્યુ પામીશ.' કુમારે જાણ્યું કે 'હવે આજીજી કરવી ફોગટ છે.' એમ ધારી હાથમાં તરવાર લઇ માતાપિતાને પ્રણામ કરી એકદમ નગરબહાર નીકળી ચાલ્યો. પદ્મમાલા રાણી પુત્રના વિયોગથી અતિશય દુઃખ પામી મૂર્છિત થઈ. પછી સાવધ થઈ રૂદન કરતી વિચારવા લાગી કે 'અવશ્ય મારા પુત્રને દેશનિકાલ કરાવનાર મારી શોક્ય માલતીનુંજ આ ચરિત્ર છે.' એમ જાણી શોકપૂર્ણ દયથી દિવસો વ્યતિત કરવા લાગી.

કુમાર ત્યાંથી નીકળી અરણ્ય તરફ ચાલ્યો. ત્યાં એક પા પતિની સાથે યુદ્ધ થયું. તેમાં પલ્લિપતિને જીતી કુમાર આગળ ચાલ્યો. અનુક્રમે તે નંદીપુરના ઉદ્યાન સમીપે આવ્યો. ત્યાં સુવર્ણમય દંડ કલશ અને ધ્વજાથી સુશોભિ ત શ્રી આદીશ્વર ગવાનનું ચૈત્ય જોયું. તેથી શુદ્ધ જળથી સ્નાન કરી ભાવપૂર્વક લ્લસિત હૃદયથી તેણે ભગવન્તની સેવા કરી. પછી આનંદપૂર્ણ દયથી ભગવન્તનું બિંબ નિહાળતો સ્તુતિ કરવા લાગ્યો. તેવામાં ત્યાં આગળ કોઇએક સુંદર વસ્ત્રાભૂષણથી વિભૂષિત દેવસમાન કાન્તિવાળો પુરૂષ આવ્યો. તેને જોઇ કુમાર સ્તુતિ પૂર્ણ કરી બહાર આવી તે પુરૂષને પ્રણામ કરી મધુર વચને બોલ્યો—'અહો! ભાગ્યશાળી! આપ કોણ છો? અને અહીં અચાનક એકલાજ આપનું આગમન શાથી થયું છે? તે જો આપને કંઈ હરકત ન હોય તો જણાવશો?'

કુમારના વિનયયુક્ત મધુર વચનોથી આકર્ષાઈ આવેલો દિવ્ય પુરૂષ સ્નેહપૂર્વક સ્મિત વદને બોલ્યો.—'કુમાર! હું સિદ્ધગિરિપર રહેનાર વિદ્યા-સિદ્ધ પુરૂષ છું. ત્હારા પુન્યપસાયથી વિદ્યાઅધિદેવીની આજ્ઞાએ હું તને સર્વ અર્થને આપનારી ત્રૈલોક્યસ્વામિની નામે વિદ્યા આપવા આવ્યો છું. તે વિદ્યા દશાંગ હોમ કરી વિધિ સહિત એક લક્ષ જાપ કરવાથી તુરત સિદ્ધ થશે.' એમ કહી તે પુરૂષે તે વિદ્યા કુમારને આપી. કુમારે વિધિમુજબ જાપ કરી વિદ્યા સિદ્ધ કરી. પછી ત્યાંથી નીકળી કુમાર નંદીપુર નગરમાં ગૌરી નામે

વેશ્યાને ઘેર પાંચસો સોનૈયા આપી રહેવા લાગ્યો, વિદ્યાને પ્રભાવે પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કરી તે દ્રવ્ય હમેશાં અન્ય જનોને દાનમાં આપતો. આથી કરીને નગરમાં તેની કીર્તિ વિસ્તાર પામી. આ પ્રમાણે કેટલાએક દિવસો વિત્યાબાદ તેને નંદન મંત્રીના પુત્ર સાથે મિત્રાઇ થઇ.

એક દિવસે તે બંને મિત્રો મળી આનંદથી વાર્તાવિનોદ કરતા હતા, તેવામાં રાજ્યભુવન તરફથી કોલાહલ થતો સાંભળી કુમાર મંત્રીપુત્રને પૂછવા લાગ્યો કે–' હે મિત્ર ! આ કોલાહલ શાનો સં ભળાય છે ? ' મંત્રીપુત્ર કહે— ' મહારાજ ! આજ સરસ્વતી સમાન સૌન્દર્યતાવાળી રાજકુમારી બંધુમતિ પોતાના મહેલની અગાસીમાં સખીઓ સાથે ક્રીડા કરતી હતી, તેવામાં આકાશમાર્ગે જતાં કોઇ વિદ્યાધરે તેને જોઇ, તેથી તેનાપર મોહિત થઇ તે નભચર તેનું હરણ કરી ગયો છે. તેની રાજાને ખબર થતાં તેણે ર્વ સુભટોને તેને પકડી લાવવાની આજ્ઞા આપી, પણ તે તો ગગનમાર્ગે ક્યાંએ ચાલ્યો ગયો, અને સુભટો અહીં રહી અવાજો કરે છે, તેનો આ કોલાહલ છે. હવે તે કન્યાને કોણ લાવી શકે એમ ?'

ઉપરોક્ત બીના મંત્રીપુત્રના મુખે ાંભળી પુરંદર કુમાર બોલ્યો–' હે મિત્ર ! તું રાજાને જઇને કહે કે–મારો મિત્ર રાજકન્યાને લાવી આપશે.'

કુમારના કહેવાથી મંત્રીપુત્રે રાજા પાસે જઈ તે વાત કહી, એટલે રાજાએ પુરન્દરકુમારને બહુમાન સાથે બોલાવી આદરપૂર્વક કહ્યું—' હે વીર કુમાર ! જો તુ મારી પ્રિયપુત્રીને એ પાપી નભચરની પાસેથી છોડાવી લાવીશ તો તે કન્યા હું તને પરણાવીશ અને મારા અધિક સ્નેહનું પાત્ર હું તને ગણીશ.'

કુમાર કહે—' મહારાજ ! સાત દિવસની અંદર રાજકન્યાને ગમે ત્યાંથી શોધીને આપની પાસે લાવીશ. એવી હું પ્રતિજ્ઞા કરૂં છું. ' એ રીતે પ્રતિજ્ઞા કરી રાજાની આજ્ઞા લઇ કુમાર પોતાના આવાસે આવ્યો. ત્યાં આવી વિશ્વસ્વામીની વિદ્યાનું ધ્યાન ધરી એક દિવ્ય વિમાન બનાવી તેમાં બેસી મનમાં ચિંતવ્યું કે ' જ્યાં હરણ કરેલી રાજકન્યા હોય ત્યાં પહોચું. ' એમ ચિંતવતાંની સાથે તો વિમાન ધરરાટ કરતું આકાશમાર્ગે ચાલ્યું અને ણવારમાં વૈતાઢ્ય પર્વતપર પરનારીલંપટ મણિચૂડ વિદ્યાધરના ગંધસમૃદ્ધિ

નામે નગરમાં જ્યાં રાજકુમારીને છુપાવી હતી ત્યાં આગળ આવીને સ્થંભ્યું. તેવામાં મણિચૂડ વિદ્યાધર પણ ત્યાં આવી ચડ્યો. તે કુમારને જોઇ વિશ્વસ્વામીની વિદ્યાના પ્રભાવથી અંજાઈ ગયો. તેથી કુમાર સાથે કંઇ પણ તકરાર કર્યા સિવાય કુમારિકાને તેને હસ્તક સોંપી કુમારનો મિત્ર બન્યો. પ ફી ત્યાંથી રા કન્યાને લઇ પુરંદર માર નંદીપુર નગરમાં આવી રાજારાણીને તે કન્યા સોંપી, તેથી તેમને અત્યન્ત હર્ષ થયો. રાજાએ પોતાના વચન મુજબ ઘણા ઠાઠમાઠથી પુરન્દર કુમાર સાથે બંધુમતિનું પાણીગ્રહણ કરાવ્યું અને કન્યાદાનમાં પુષ્કળ લક્ષ્મી આપી, એક સાતભૂમિનો મહેલ રહેવા આપ્યો. વિવિધ પ્રકારના ભોગો ભોગવતો કુમાર સુખપૂર્વક ત્યાં રહેવા લાગ્યો.

અન્યદા તેજ નગરના ધાનમાં ત્રણ ાનને ધારણ કરનાર અનેક ગુણોના સમુદ્ર શ્રીમલયપ્ર નામા આચાર્ય ઘણા મુનિઓના પરિવાર ાથે આવી સમવસર્યા. તે વખતે પુરન્દરકુમાર સહિત રાજા સૂરિમહારાજને વાંદવા માટે આવ્યો. વિનયપૂર્વક પ્રદક્ષિણા આપી સર્વ પોતાના ચિત આસને બેઠા. એટલે ગુરૂમહારાજે સુધારસસમાન મધુર દેશના આપવા માંડી.

' અહો ! વ્યજનો ! સેંકડો વે પણ પ્રાપ્ત થવો દુર્લ એવો આ મનુષ્ય જન્મ પામી જે પ્રાણી કંઇ પણ સુકૃત ન કરતાં કેવળ પ્રમાદમાંજ જન્મ એળે ગુમાવે છે; તે પ્રાણી મિથ્યાત્વના પ્રબળપણાથી અનંત સંસારમાં ભ્રમણ કરે છે. જે પ્રાણી પાપાનુબંધી પુન્ય કરે છે તે પ્રાણી કિંપાક ફળની પેઠે તેનું ફળ અનુભવે છે, અને જે ભાગ્યશાળી પુન્યાનુબંધી પુન્ય કરે છે, તે કલ્પતરૂની જેમ તેનું ફળ ભોગવે છે. સર્વ પ્રાણીપર અનુકંપા, વિધિ સહિત વીતરાગ દેવની પૂજા વિગેરે કરવાથી પ્રાણી પુન્યાનુબંધી પુન્ય ઉપાર્જન કરે છે અને તેજ પ્રાણી જિનેશ્વરે કહેલા શુદ્ધ ધર્મને પ્રાપ્ત કરી શકે છે. તે ધર્મ બે પ્રકારે છે. એક સમકિતમૂળ બાર વ્રતરૂપ ગૃહસ્થ ધર્મ અને બીજો પંચ મહાવ્રતરૂપ સાધુ ધર્મ છે. એવા ધર્મનું સેવન કરવાથી પ્રાણી અનુક્રમે અવિચળ સુખ પ્રાપ્ત કરે છે. એમ જાણી હે ભવ્યજનો ! તમે ધર્મને વિષે આદર કરો.'

ઈત્યાદિ ગુરૂમુખે દેશના શ્રવણ કરી પુરન્દર કુમારે મ્યકત્વમૂળ બારવ્રત અંગીકાર કર્યાં. પછી ગુરૂને વાંદી સર્વ પોતપોતાના સ્થાનકે ગયા.

અન્યદા તેજ નગરમાંથી સમુદ્રદત્ત નામે શેઠ અનેક વસ્તુનાં કરીઆણાં

લઇ વાણારસી નગરીએ વ્યાપાર કરવા માટે ગયો. કેટલાએક દિવસ તે શેઠે તે નગરમાં વિવિધ પ્રકારનાં કરીઆણાનો સારો વ્યાપાર કરી પુષ્કળ દ્રવ્ય મેળવ્યું. એક દિવસ તે શેઠ રાજસભામાં રાજાને ભેટ આપવા ગયો. ત્યાં પ્રસંગોપાત વાતચીત કરતાં પુરન્દરકુમારના પિતા વિજયસેન રાજાની આગળ પોતાના નગરમાં રહેલા પુરન્દરકુમારની પ્રશંસા કરી. તે સાંભળી રાજા અત્યન્ત હર્ષ પામ્યો. કેમકે કુમારના ગયા પછી કેટલેક દિવસે રાજાને માલુમ પડ્યું હતું કે 'આ સર્વ તર્કટ માલતીરાણીનુંજ છે અને કુમાર નિર્દોષ છે.' આવું જાણ્યા પછી કુમારને વિનાવાંકે દેશનિકાલ કર્યો તે માટે તે બહુજ દીલગીર રહેતો હતો. શ્રેષ્ઠિના મુખે કુમારની હકીકત સાંભળી તરતજ રાજાએ કુમારને બોલાવવા માટે પત્ર લખી માણસને નંદીપુર મોકલ્યો.

રાજાએ આપેલો પત્ર લઈ માણસ થોડા દિવસમાં નંદીપુરમાં આવી પહોંચ્યો અને કુમારને રાજાએ આપેલો પત્ર આપ્યો. કુમાર પિતાનો પત્ર વાંચી અત્યન્ત આનંદ પામ્યો, પિતાએ શિઘ્ર આવવાનું લખેલું જાણી પુરન્દર-કુમાર પોતાના સસરાની રજા લઇ પ્રિયા સહિત વિદ્યાના પ્રભાવથી દિવ્ય વિમાન રચી તેમાં બેસી માર્ગમાં આવતાં તીર્થોની ભાવપૂર્વક યાત્રા કરતો પિતાની રાજધાની વાણારસી નગરીએ આવ્યો. રાજાએ કુમારને ત્સવ સહિત નગરમાં પ્રવેશ કરાવ્યો. કુમારે વિનય સહિત માતાપિતાને નમસ્કાર કર્યો. બંધુમતિએ પણ સાસુસસરાને વિનય સહિત નમસ્કાર કર્યો. પુત્ર, વધુ અને પુત્રની ઋદ્ધિ જોઈ માતાપિતા ઘણો આનંદ પામ્યા. પછી રાજાએ કુમારને ઘણાજ ઉત્સવપૂર્વક રાજ્યાસનપર આરૂઢ કરી પોતે મલયપ્રભાચાર્ય પાસે ચારિત્ર અંગીકાર કર્યું.

પુરન્દરકુમાર ન્યાયયુક્ત પ્રજાનું પાલન કરતો, વિદ્યાના પ્રભાવથી અનેક ગર્વિષ્ટ રાજાઓને તાબે કરી, સ્થળે સ્થળે મનોહર જિનાલયો બંધાવી, ભાવ-પૂર્વક વીતરાગની સેવાભક્તિ કરતો સુખપૂર્વક દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

એ રીતે ઘણા દિવસો રાજસુખ ભોગવતાં અનુક્રમે શરીરના તેજ અને બળને ક્ષીણ કરનાર જરાવસ્થા આવેલી જાણી બન્ધુમતિ રાણીથી ઉત્પન્ન થયેલા પોતાના જયન્ત નામે કુમારને રાજ્યાસનપર સ્થાપન કરી પાંચસો રાજાઓ સાથે ઉત્સાહપૂર્ણ હૃદયથી પોતાના પિતા પાસે દીક્ષા અંગીકાર

કરી, અને બંધુમતિએ પણ ચારિત્ર ધારણ કર્યું. અનુક્રમે પુરન્દરમુનિએ વિધિપૂર્વક અગીયાર અંગનું અધ્યયન કરી ગુરૂમુખે વીશસ્થાનકનો મહિમા સાંભળી શ્રીસંઘની ભક્તિ કરવાનો આકરો અભિગ્રહ ધારણ કર્યો. અને સ્વશક્તિ ગોપવ્યા સિવાય નિરંતર યથોચિત શ્રીસંઘની ભક્તિ ભાવપૂર્વક કરવા લાગ્યા. અન્યદા કોઇ એક નગરમાંથી શ્રીસિદ્ધગિરિની યાત્રા કરવા માટે સંઘ નીકળ્યો. તેમની સાથે પુરન્દરમુનિ વિગેરે સાધુનો સમુદાય પણ હતો. તે વખતે માર્ગમાં મુનિની પરીક્ષા કરવા માટે ઇન્દ્રમહારાજ આવ્યા. તેમણે સંઘમાં સર્વ માણસોને દ્રવ્ય અને પાથેય રહિત કરી નાંખ્યા અને સામેથી ચોરોનો સમૂહ સંઘને લુંટવા માટે હથીઆરબંધ માણસો સહિત ઉતાવળે આવતો સંઘના માણસોએ જોયો. આમ બન્ને પ્રકારના ઉપદ્રવથી દુઃખી થયેલા સંઘના માણસો ચિન્તાતુર હૃદયથી શ્રીમલયપ્રભ આચાર્યના ચરણે નમસ્કાર કરી કહેવા લાગ્યા—' હે પ્રભો ! આપ કૃપા કરો અચાનક કષ્ટમાં આવી પડેલા શ્રીસંઘને સમાધિ તપન્ન કરો. ' ત્યારે આચાર્ય મહારાજે કહ્યું કે—' તમે અનેક લબ્ધિઓથી યુકત એવા પુરન્દર મુનિને વિનંતિ કરો, તે પોતાની લબ્ધિથી સંઘને ઉપદ્રવ રહિત કરશે. ' આચાર્ય મહારાજના કહેવાથી સર્વ પુરન્દર મુનિને વિનંતિ કરવા લાગ્યા.

શ્રી સંઘની વિનંતિ સ્વીકારી ગુરૂમહારા ની આજ્ઞા લઇ રાજર્ષિ મુનિએ પોતાની લબ્ધિના પ્રભાવથી સંઘની અંદર સુવર્ણની વૃષ્ટિ કરી. તેમાંથી સર્વ જનોએ જેટલું જોઇએ તેટલું સુવર્ણ લીધું. અને લુંટવા માટે આવતા એવા ચોરોને રસ્તામાંજ સ્થંભિત કરી દીધા કે જેથી તેઓ આગળ પાછળ એક ડગલું પણ ભરવાને શકિતવાન થયા નહિ. પ્રાપ્ત થયેલા સુવર્ણથી પાસેના ગામમાંથી જોઇતું પાથેય લઇ સર્વ સંઘ આગળ યાત્રા કરવા તીર્થ ભણી ચાલ્યો. માર્ગમાં સ્થંભી રહેલા ચોરોને પ્રતિબોધ આપી મુનિએ તેઓને બંધનમુકત કર્યા. આ પ્રમાણે શ્રીસંઘને પુરન્દરમુનિએ પદ્રવ રહિત કર્યો છે એમ જાણી ઇન્દ્ર આચાર્ય મહારાજ પાસે આવી પ્રગટ થઇ નમસ્કાર કરી બોલ્યા—' હે કરૂણાસમુદ્ર ! આ સંઘને કરેલુ ઉપદ્રવરૂપ ચેષ્ટિત સર્વ મારૂંજ હતું, તે મેં પુરન્દરમુનિની પરીક્ષા જોવા માટેજ કર્યું હતું, તે આપ મા કરશો. વળી હે દયાનિધિ ! તે મુનિએ આવી શ્રીસંઘની ભક્તિ કરી તેથી તેમણે ંપુન્ય પા ંન ક ં ?' તે ા ળી આચાર્ય મ ારાજ બોલ્યા—

'હે સુરેશ ! તે મુનિએ સંઘવાત્સલ્યરૂપ ભક્તિ કરવાથી ત્રૈલોક્યપૂજ્ય જિન-નામકર્મ ઉપાર્જન કર્યું છે.' એ રીતે શ્રીસંઘની ભક્તિનું ફળ જાણી દેવેંદ્ર મુનિના ગુણની પ્રશંસા કરી સ્વસ્થાનકે ગયો. રાજર્ષિમુનિ યાવજ્જીવ પર્યન્ત સતરમું સ્થાનક અસ્ખલિતપણે આરાધી પ્રાન્તે મહાશુક્ર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચવી મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર પદ પામશે અને બંધુ-મતિનો જીવ તેમના પ્રથમ ગણધર થશે.



# અઢારમા અપૂર્વ શ્રુતપદ આરાધવા ઉપર સાગરચંદ્રની કથા.

આ ભરતક્ષેત્રની અંદર લક્ષ્મીથી પૂર્ણ અને મનોહર એવું મલયપુર નામે વિશાળ નગર હતું. ત્યાં પરનારીસહોદર ન્યાયયુક્ત પ્રજાનું પાલન કરનાર અમૃતચંદ્ર નામે પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. તેને ચંદ્રકળા સમાન ઉજ્વળરૂપ અને શીલવાળી ચંદ્રકળા નામે રાણીથી ઉત્તમ લક્ષણોપેત કામદેવ સમાન રૂપવાળો સાગરચંદ્ર નામે કુમાર થયો હતો. દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો તે કુમાર શીશુવયમાં વિવિધ પ્રકારની કળાઓનો અભ્યાસ કરી અનુક્રમે યૌવનવયને પ્રાપ્ત થયો. પોતાના ગુણથી માતાપિતાને તેમજ બીજા સર્વ જનસમૂહને તે કુમાર અતિશય પ્રિય થઈ પડ્યો. તે લોકોપર નિરન્તર ઉપકાર કરવાનીજ બુદ્ધિવાળો હતો તેથી તેની કીર્તિ પણ સર્વ સ્થળે ફેલાઇ ગઇ.

એક દિવસ કોઇ એક પંડિતે રાજકુમાર આગળ આર્યા ગીતિ કહી. તે સાંભળી કુમારે તે પંડિતને પાંચસો સોનામહોરો આપી, અને તે ગીતિ પોતાને કંઠસ્થ કરી. તે ગીતિ આ પ્રમાણે હતી.–

ાર્થિતमेव य , ेति दुः ं त ा मपीह ॥
तच्य त्वा ंो ं, यतद ं र्म एव ाः ॥ १ ॥

અર્થઃ—જેમ પ્રાર્થના કર્યા વગર દુઃખ આવે છે, તેમ સુખ પણ આ જગતને વિષે વગર માગ્યું પ્રાપ્ત થાય છે; માટે હે બુદ્ધિમાન પુરૂષો ! મો નો ત્યાગ કરી ધર્મને વિષે પ્રયત્ન કરો.

એ પ્રમાણેનો શ્લોક કંઠસ્થ કરી નિરન્તર તેનું જ સ્મરણ કરવા લાગ્યો. એક દિવસ તે કુમાર પોતાના મિત્ર સહિત લીલોદ્યાનની અંદર ક્રીડા કરવા ગયો. ત્યાં આગળ કોઇ પૂર્વ જન્મના વૈરી દેવતાએ કુમારનું હરણ કરી અથાગ જળથી પૂર્ણ ઉછળતા સમુદ્રની અંદર ફેંક્યો. તેમાં પૂર્વપુન્યના સંયોગથી કોઇ ફલક ( કાષ્ટનું પાટીઉં ) હાથમાં આવી જવાથી તેને આધારે તરતો તરતો સાત દિવસે તે સમુદ્રકિનારે પહોંચ્યો. ત્યાંથી નીકળી આગળ જતાં તે અમરદ્વીપે આવી પહોંચ્યો. ત્યાં પૂર્વોક્ત આર્યાગીતિ સંભારતો આમ તેમ ભ્રમણ કરવા લાગ્યો. એવામાં શીતળ છાયાવાળું પાકેલા આમ્રફળ યુકત ગંભીર આમ્રવૃક્ષ જોઈ તેની છાયા તળે જઇ પાકેલાં આમ્રફળ તોડીને તે ખાવા લાગ્યો. સાત દિવસ થયાં ક્ષુધાથી વ્યાકુલ થયેલા કુમારે આનંદથી તે ફળો ખાધાં, ખાતાં ખાતાં વિચારવા લાગ્યો કે ' અહો ! ક્યાં મારી સુખથી પૂર્ણ રાજધાની અને કયાં આ અપરિચિત ઉજડ સ્થાન ? ખરે ! કર્મની ગહન ગતિજ છે. ' કુમાર એ પ્રમાણે પોતાના મનમાં ચિન્તવે છે, તેવામાં તેની દૃષ્ટિ એક વૃક્ષની શાખાપર પડી. ત્યાં દોરડું બાંધી ગળે ફાંસો ખાવાની તૈયારી કરતી સૌન્દર્યતાની પરિસીમાવાળી સુન્દરીને ગદગદ કંઠે દુઃખી હૃદયથી આ પ્રમાણે બોલતી તેણે સાંભળી. ' અહો ! સર્વ વન દેવતાઓ ! અને આકાશમાં રહેલા જ્યોતિષિ દેવો ! તમે સર્વ કૃપા કરી મારી વિનંતિ એક ચિત્તથી સાંભળો. હું આ જન્મમાં તો સાગરચંદ્ર પતિ ન પામી પણ હવે પુનર્જન્મમાં તો તે સાગરચંદ્ર પતિ સાથે મને જરૂર મેળવજો. ' એ પ્રમાણે પોતાનું નામ સાંભળી વિસ્મય પામતો કુમાર ઉત્સાહથી શીઘ્ર તે સુન્દરી પાસે આવી પાસને છેદી મધૂર વચને બોલ્યો. ' સુન્દરી ! અજ્ઞાન મનુષ્યની પેઠે તું આત્મઘાત કરી મહાન પાપની ભાગી કયા દુઃખના કારણથી થાય છે ? '

કુમારના મધુર વચનો સાંભળી તે સુન્દરી ગુન્હેગારની પેઠે લાચારી અને શરમથી કંઇ પણ પ્રત્યુત્તર આપ્યા સિવાય નીચું વદન કરી શોકગ્રસ્ત મુદ્રાએ ઉભી રહી. કુમારે પુનઃ પૂછ્યું. ' સુન્દરી ! કેમ કંઇ પણ બોલતી નથી ? શું તારી હકીકત મને કહેવામાં કંઇ હરકત છે ? જો એમ હોય તો હું તને વધારે આગ્રહ નહિ કરૂં. તારે તારા પોતાના સ્થાનકે જવું છે ? ચાલ હું તને નિર્વિઘ્ને મૂકવા આવું. ' કુમાર આ પ્રમાણે કહે તેવામાં કોઈ એક વિદ્યાધર

ત્યાં આગળ આવી પહોંચ્યો અને બોલ્યો. હે ' પરાક્રમી પુરૂષ ! હું તે બાળાની કથા કહું તે તમે સાંભળો—

" આ અમરદ્વીપમાં આવેલા સુરપુર નામે નગરમાં ભુવનભાનુ નામે બળવાન રાજાની ઇન્દ્રાણી સમાન લાવણ્યતાવાળી ચંદ્રાનના નામે રાણીથી ઉત્પન્ન થએલી આ હેમમાલા નામે તેની અતિ વલ્લભ પુત્રી છે. તે અમૃતચંદ્ર રાજાના સાગરચંદ્ર નામે કુમારના સદ્દગુણો સાંભળી તેનાપર રકત થઇ. એક દિવસે તે બાળા પોતાની સખીઓ સહિત ઉદ્યાનમાં ક્રીડા કરવા ગઇ, તેવામાં ત્યાંથી કામાગ્નિથી ભસ્મ થઇ ગઈ છે બુદ્ધિ જેની એવો દુરાત્મા સુરસેન નામે વિદ્યાધર તેનું હરણ કરી ગયો. તેની પાસેથી અમિતતેજ નામે વિદ્યાધર દ્વંદ્વ યુદ્ધ કરી તે પાપીનો નાશ કરી પોતાને ઘેર તે બાળાને લઇ ગયો અને ત્યાં રાખી. ઈચ્છિતપતિ ન મળવાથી તે કુમારી આજે મૃત્યુ પામવાની ઈચ્છાથી અહીં આવી આત્મઘાત કરતી હતી. તેને હે કુમાર ! તમે બચાવી છે. એ રીતે આ બાળાની હકીકત યથાસ્થિત કહી. હવે તમે કોણ છો ? તે કૃપા કરીને જણાવો. "

એ રીતે વિદ્યાધરના મુખે વાત સાંભળી પોતાની શ્લાઘા સ્વમુખે કહેવી અયોગ્ય જાણી કુમાર મૌન રહ્યો. તેથી હેમમાલા વિચારવા લાગી કે ' કદાચ આપોઆપ તેજ સાગરચંદ્રકુમાર કેમ ન હોય ? કેમકે રૂપગુણમાં તેમના સમાન જણાય છે. ' કુમારી એ રીતે વિચાર કરે છે, તેવામાં વિદ્યાધરનો રાજા અમિતતેજ નામે વિદ્યાધર ત્યાં આવી પહોંચ્યો અને બોલ્યો. "હે મિત્ર ! એ રાજકુમાર પોતાના વખાણ પોતાના મુખે નહીં કહે. હુંજ તેમની પીછાન આપું તે તમે સાંભળો.

હું નંદીશ્વર દ્વીપે શાશ્વતા જિનને વાંદી પાછો આવતો હતો. ત્યાં માર્ગમાં મલયપૂર નગરમાં આ પરોપકારી ગુણાકર અમૃતચદ્ર નૃપતિના સાગરચંદ્ર કુમારને મેં જોયો હતો. કોઇ કારણથી અથવા આ કુમારીના પુન્યથી એ રાજકુમાર અત્યારે આ અરણ્યમાં આવેલ છે. માટે હે મિત્ર ભુવનભાનુ ! તમારી પુત્રી આ કુમારને પરણાવવા યોગ્ય જ છે. " આ ઉપરથી વાંચનારને સમજાયું હશે કે પ્રથમ આવેલ વિદ્યાધર તે હેમમાલાનો પિતા ભુવનભાનુજ હતો અને પછીથી આવ્યો તે હેમમાલાને દુષ્ટ વિદ્યાધર પાસેથી છોડાવનાર અમિતતેજ તે ભુવનભાનુનો મિત્ર હતો. પોતાના મિત્રના મુખે અપરિચિત પુરૂષની પ્રશંસા

સાંભળવાથી અને ઓળખાણ પડવાથી ભુવનભાનુ હૃદયમાં હર્ષ પામ્યો. પછી કુમારને તથા પુત્રીને અને અમિતતેજને પોતાના નગરમાં લઇ ગયો. ત્યાં ઘણા હર્ષથી ઉત્સવપૂર્વક હેમમાલાનું પાણીગ્રહણ સાગરચંદ્ર સાથે કરાવ્યું. સાગરચંદ્રકુમાર હેમમાલા સંઘાતે આનંદપૂર્વક સુખ ભોગવતો સસરાએ આપેલા દિવ્યભુવન સમાન મહેલમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

અન્યદા મહેલની અંદર રાત્રિએ નિશ્ચિંતપણે કુમાર નિદ્રાવશ થયો હતો, તેવામાં પૂર્વ ભવના વૈરી દેવે અત્યંત દ્વેષ ધરી ત્યાંથી ઉપાડી જ્યાં અનેક શિકારી પશુઓનો સમૂહ છે એવા પર્વત ઉપર ફેંકયો, પરન્તુ પુન્યના પ્ર ાવથી પર્વતપર ન પડતાં કોઇ સરોવરની અંદર પડ્યો. ત્યાંથી તરતો તરતો સૂર્યોદય થતાં બહાર નીકળ્યો.

થોડીવાર ત્યાં વિશ્રામ લઇ જંગલની અંદર ભ્રમણ કરતો કુમાર વિચારવા લાગ્યો કે ' અહો ! હજી એક દુઃખનો અંત આવ્યો નથી, ત્યાં તો બીજું દુઃખ આવી સન્મુખ થયું. ખરે, કર્મની ગહન ગતિ છે ! વજ્ર સમાન દેહવાળા શલાકા પુરૂષોને પણ પોતે બાંધેલા શુભાશુભ કર્મ ભોગવ્યા વિના છુટકો થતો નથી તો પછી મારા જેવાને તો તે ભોગવ્યા વિના ચાલે કેમ ? અરે ! પણ કોમળ કદલી સમાન દેહવાળી મારી પ્રાણપ્રિયા મહારા વિયોગથી કેમ જીવી શકશે ? ખરે તે બિચારી મહારા વિના ઝુરી ઝુરીને પ્રાણ ત્યાગ કરશે.' એ પ્રમાણે ' પ્રિયાના વિરહથી વ્યાકુળ ચિત્તવાળો કુમાર હૃદયમાં દુઃખ પામતો પૂર્વ પરિચિત ગિતિનું સ્મરણ કરી ધૈર્ય ધરી વનફળનો આહાર કરી અરણ્યમાં ભમવા લાગ્યો. તેવામાં વૃક્ષોની ઘટામાં એક પ્રતિમાધર ચારણમુનિને જોયા. તેમને જોતાંજ કુમાર વિનયસહિત પ્રણામ કરી મુનિની સન્મુખ જઇને બેઠો. મુનિએ કાયોત્સર્ગ પારી ધર્મલાભ આપી દેશના આપવા માંડી. મુનિની દેશનાથી સાગરચંદ્રે શ્રાવકધર્મ અંગીકાર કર્યો. પછી ગુરૂને વાંદી તે કુમાર આગળ ચાલ્યો, એટલે સામેથી વિવિધ પ્રકારના આયુધ સહિત ઉતાવળે આવતું સૈન્ય દીઠું. થોડીવારમાં તો તે સૈન્ય ભેટભેટા થઇ ગયું અને કુમારને વીંટાઇ વળ્યું. સૈન્યાગ્રણી પુરૂષ રક્ત નેત્ર કરી કુમારને ઉદ્દેશી કહેવા લાગ્યો. ' ઓ મૃત્યુના મુખમાં સપડાયેલા ગમાર ! પુરૂષાર્થહીન ! હથીયાર ગ્રહી સામો લડવા તૈયાર થા. યમરાજા તારી હજુર છે.'

તે પુરૂષનાં તેવાં વચનો સાંભળી કુમાર સિંહની પેઠે ગર્જના કરી બોલી ઊઠયો. 'અહો ! અનેક શિઆલવાંઓની મદદથી પોતાને બલીષ્ટ માનનાર હડકાયા શ્વાન ! તારા ભસવાથી આ સિંહ ડરી જાય તેમ નથી, ચાલ તૈયાર થા.' એટલું કહેતામાં તો કુમારની ઉપર અનેક આયુધોના પ્રહાર થવા લાગ્યા. કુમાર પણ વિજળી સમાન ચમકતી તલવાર મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી સૈન્યમાં ઘાસ કાપવાની જેમ અનેક સુભટોનાં મસ્તક ધડથી જુદાં કરવા લાગ્યો. થોડીવારમાં તો અર્ધ સૈન્યનો નાશ કરી નાંખ્યો. કુમારના અતૂલ પરાક્રમથી સૈન્ય ભયભીત થઇ ચારે દિશાએ વિખરાઇ જવા લાગ્યું. સૈન્યને વિખરાતું જોઇ સૈન્યાગ્રણી પુરૂષ અશ્વપર ચડી સૈન્યને શૌર્યના વચનોથી ઉશ્કેરી સ્થિર કરવાના પ્રયત્ન કરવા લાગ્યો. પરન્તુ સૈન્ય તો ભાગવા જ માંડયું. કુમાર અશ્વપર ચડેલા શત્રુની પાસે જઇ તેને પગથી ઝાલી અશ્વપરથી નીચે નાંખી છાતીપર પોતાના પગ મૂકી લોહીથી ટપકતી તરવાર તેના મુખ સામે ધરી બોલ્યો, 'અહો નીચ ! વિના કારણે વિરોધ કરી મૃત્યુના મુખમાં જવાને ઈચ્છનાર નરપિશાચ ! બોલ, હવે તારૂં રક્ષણ કરનાર સૈન્ય કયાં ગયુ ? મદ્યપાનીની પેઠે અતિશય વાચાલપણે લવારા કરતી તારી જીભ હવે કેમ સ્તબ્ધ થઈ ગઈ ! હવે કહે તારે અને મૃત્યુને કેટલું અંતર છે ? અહો નરાધમ નીચ ! હવે તું તારા ઇષ્ટ દેવનું સ્મરણ કરી લે. હું તને તારા અવિચારીપણાનું ઇનામ આપું છું તે તું સ્વીકાર.' એમ કહી તેને મારવા માટે કુમારે તરવાર ઉપાડી. તેવામાં અચાનક એક નવયૌવના સુન્દરી ત્યાં આવી પહોંચી અને બોલી–'અહો વીરપુરૂષ ! સબૂર, હારીને પૃથ્વીપર પડેલા શત્રુને વીરપુરુષો કદી પણ મારતા નથી.'

તે સુન્દરીનાં આવાં અચાનક વચનો શ્રવણ કરવાથી આશ્ચર્ય પામી કુમાર ગભીર શબ્દે બોલ્યો–' વરાનને ! આ પાશાચને મૃત્યુથી બચાવનાર તમે કોણ છો. ?'

તે સુન્દરી કર્ણપ્રિય મધુર વચને બોલી, 'વીરકુમાર ! હું કોણ છું, તે આપને કહું તે સાંભળો. કુશવર્ધનપુર નગરના કમલચંદ્ર નામે રાજાની સમરકાંતા નામે રાણીથી ઉત્પન્ન થયેલી ભુવનકાંતા નામે રૂપવતી પુત્રી હતી. તે યૌવનવતી થઈ, એટલે તેણે સાગરચંદ્ર કુમારના ગુણોની ખ્યાતિ સાંભળી, તેથી તે કુમારપર રાગ ધરતી નિરન્તર તેનુંજ સ્મરણ કરવા લાગી.

અન્યદા શૈલેશનગરના સુદર્શન નામે રાજાના સમરવિજય નામે કુમારે તે ભુવનકાન્તાનું હરણ કરી આ વનમાં લાવીને મૂકી. ત્યારપછી તેને કોઇ પ્રકારે ખબર પડી કે 'સાગરચંદ્ર આ માર્ગે એકલોજ ચાલ્યો આવે છે.' એમ જાણી તેણે આપની સાથે યુદ્ધ કર્યું, અને પરિણામ શું આવ્યું તે આપ જાણો છો ?'

કુમાર કહે ' હા તે તો હું જાણું છું, પણ તમે કોણ છો ? તે કેમ નથી કહેતાં ?'

તે સુન્દરી નીચું વદન કરતી શરમાતી શરમાતી ધીરે ધીરે બોલી- 'નાથ ! હું તે ભુવનકાન્તા છું કે જે નિરન્તર આપનુંજ રટણ કરી દિવસો વ્યતિત કરતી હતી. હવે આપ કૃપા કરી આ દાસીનો હાથ ગ્રહણ કરી દુઃખથી મુક્ત કરો, અને આ સમરવિજયને પણ મુક્ત કરો, કેમકે તે વધ કરવા યોગ્ય નથી.'

ભુવનકાન્તાના વચનોથી સમરવિજયને કુમારે પોતાના હાથે ભો કર્યો, ભુવનકાન્તાએ પોતાનો જીવ બચાવ્યો, એમ જાણી સમરવિજય વૈરભાવ તજી મિત્ર થયો. પછી કુમારને તથા ભુવનકાન્તાને પોતાના નગરમાં આગ્રહથી લઇ ગયો. ત્યાં ઘણા ઉત્સવસહિત સાગરચંદ્રે ભુવનકાન્તાનુ પાણી ગ્રહણ કર્યું. પછી ત્યાંથી રથમાં બેસી પ્રિયાસહિત પોતાના નગર તરફ કુમાર ચાલ્યો. માર્ગમાં જતાં અરણ્યની અંદર પ્રકાશથી દેદીપ્યમાન સુંદર મહેલ જોયો. નિર્જન સ્થાનમાં આવો સુન્દર મહેલ જોઇ કુમારને ત્યાં જઇ તે મહેલ કોનો છે તે જાણવાની ઉત્કંઠા થઇ. તેથી પ્રિયાને રથમાંજ રાખી પોતે એકલો તે મહેલ જોવા ગયો. મહેલની નજીક તેના અગ્રદ્વાર પાસે જઈને ઉભો ર ો, ત્યાં કોઇ માણસ જણાયું નહિ, પણ તેના ઉપરના ભાગમાં વિવિધ પ્રકારના વાજિંત્રયુક્ત મધુર સંગીતાલાપનો મિષ્ટ ધ્વનિ કર્ણગોચર થયો. તેના આકર્ષણથી કુમાર નિર્ભય ચિત્તે અસ્ખલિતપણે મહેલની ઉપર ચડ્યો. મહેલની પ્રથમ ભૂમિકા મૂકી બીજી ભૂમિકાએ જઇને ઉભો રહ્યો, તો ત્યાં કિન્નરી સમાન કંઠથી વીણા આદિ વાજિંત્રો સહિત સંગીત કરતી પાંચ દિવ્ય કન્યાઓ દીઠી. કુમારને જોઇ તે સુન્દરીઓએ ઉભા થઇ વિનયસહિત આદરપૂર્વક બોલાવી બેસવાનું આસન આપ્યું. પછી તે માંહેની મોટી કન્યા બે હાથ જોડી વિન-

ચસહિત બોલી–' દેવાંશી પુરૂષ ! આપ કોણ છો, ક્યાં રહો છો ? અને ક્યાંથી આવો છો ? તે કૃપા કરી જણાવશો. '

સસ્મિત વદને કુમાર બોલ્યો ' હું મલયપુર નગરના અમૃતચંદ્ર રાજાનો પુત્ર છું. ' એમ કહી પોતાની યથાસ્થિત હકીકત સંક્ષેપમાં કહી સંભળાવી. પછી કહ્યું કે ' તમે આ અરણ્યમાં સ્ત્રીજાતિ થઇ એકલાંજ શા માટે રહો છો ? '

કુમારની ઓળખાણ થવાથી તે કન્યાઓ અત્યન્ત આનંદ પામતી કહેવા લાગ . ' રાજકુમાર ! સાંભળો. વૈતાઢ્ય પર્વતપર આવેલા રત્નપૂર નગરના સિંહ સમાન પરાક્રમવાળા સિંહનાદ નામે ખેચરપતિની ભદ્રા, જયા, ગૌરી, તારા અને રંભા એ નામની અમે પાંચ પુત્રીઓ છીએ. નૈમિત્તિકના વચનથી તમનેજ પરણવાની ઇચ્છાવાળી અમને જાણી અમારા પિતાએ વિદ્યાપ્રભાવે આ સ્થળે સુન્દર પ્રાસાદ બનાવીને રાખી. અમે આપની રાહ જોતી અહીંજ નિરન્તર રહેવા લાગી. આજે અમારા પુન્યોદયથી આપનો સમાગમ થયો. હવે આપ કૃપા કરી અમારૂં પાણીગ્રહણ કરી આપની અર્ધાંગનાઓ બનાવી સુખી કરો.'

મૃગલોચની લલિત લલનાઓની પ્રાર્થનાથી કુમાર હર્ષપૂર્ણ હૃદયથી તે પાંચે કન્યાઓને એકી સાથે ગાંધર્વવિવાહથી પરણ્યો. પછી તે પાંચે પ્રમદાઓને પૂર્વના રથમાં બેસારી પોતાની છએ પ્રિયાઓ સહિત આગળ ચાલ્યો. થોડેક ગયો એટલે એક વીતરાગ દેવનું મનોહર ચૈત્ય જોયું. તે જોઈ પ્રભુના દર્શનની તીવ્ર ઉત્કંઠાવાળો સાગરચંદ્ર છએ પ્રિયાઓ સહિત દેવાધિદેવને વંદન કરવા વિધિસહિત પ્રાસાદમાં પેઠો. પૂર્ણ ભક્તિથી ભગવન્તનાં દર્શન કરી ઉલ્લાસપૂર્ણ હૃદયથી સર્વેએ સ્તુતિ કરી. પછી કુમાર પ્રાસાદની શોભા જોવા માટે શિખરપર ચડ્યો. ઉપર ચડી આમ તેમ જોતો હતો તેવામાં અચાનક વૃક્ષપરથી જેમ શાખા તૂટી પડે તેમ દેરાસરના શિખરપરથી કુમાર ભૂમિપર આવીને પડ્યો. પૂર્વ પુન્યના પસાયથી શરીરે કંઇપણ ઈજા થઈ નહી. થોડીવારે ત્યાંથી ઉઠી પ્રિયાની તપાસ કરવા જિન મંદિરમાં પેઠો તો ત્યાં કોઈ પણ જણાયું નહિ. બહાર નીકળી રથ પાસે જોયુ તો ત્યાં પણ માત્ર રથ જ પડેલો જોયો. આમ અચાનક પ્રિયાઓનું હરણ થયેલું જાણી કુમાર ચિન્તવવા લાગ્યો કે ' અવશ્ય કોઈ વૈરી દેવ યા વિદ્યાધર મારી સ્ત્રીઓને હરી

ગયો. ખરે મેં પ્રાપ્ત કરેલો નિધિ ગુમાવ્યો છે. હવે શું કરૂં ? કોણ હરી ગયું હશે ? કયાં તપાસ કરૂં ? ' એ રીતે વ્યાકૂળ ચિત્તે વિચાર કરતો ઉપાય ચિન્તવતો જિનગૃહ પાસે બેઠો. ક્ષણવાર પછી પૂર્વની આર્યાગીતિનું સ્મરણ થવાથી સ્થિર ચિત્તવાળો થયો. તેથી પુનઃ વિચારવા લાગ્યો કે ' સર્વ ઉપદ્રવનો નાશ કરનાર જિનેશ્વરની ભાવપૂર્વક પૂજા કરી પછી પ્રિયાને શોધવામાટે જાઉં. ' એ પ્રમાણે વિચારી પાસેના સરોવરમાં નિર્મળ જળથી સ્નાન કરી સુન્દર સુગંધીદાર પુષ્પોથી ભગવંતની પૂર્ણ ભાવથી ભક્તિપૂર્વક પૂજા કરી. પછી સ્તુતિ કરવા લાગ્યો.

તે વખતે શ્રીપુરનગરનો રાજા ધર્મસેન જે અમૃતચંદ્ર રાજાનો મિત્ર થતો હતો, તે નૈમિત્તિકના વચનથી ઘણા પરિવારસહિત પોતાની પુત્રીને લઇને ત્યાં આવી પહોંચ્યો. અને સિંહનાદ ખેચરપતિ પણ પોતાની પાંચ પુત્રીઓ સહિત ત્યાં આવ્યો ને કહેવા લાગ્યો કે ' હે કુમાર ! મારી પુત્રીઓ અને તમારી સ્ત્રીઓનું હરણ કોણે કર્યું તે હકીકત હું તમને કહું તે સાંભળો. પ્રથમ તમે સમુદ્રમાંથી નીકળી પાસેના દ્વીપમાં અમિતતેજ વિદ્યાધરને કનકમાળા ( હેમમાલા ) ના મેલાપ વખતે જોયો હતો. તેના પદ્મ અને ઉત્પલ નામે પુત્રો તમને શિખરપરથી નીચે ફેંકી તમારી છએ સ્ત્રીઓનું હરણ કરી ચાલ્યા જતા હતા, તેવામાં હું અહીં આવતો હતો. માર્ગમાં મારે તેમનો મેળાપ થયો. મારી પુત્રીઓનું હરણ કરી જાય છે એવું મને જણાયાથી મેં તેઓની સાથે સંગ્રામ કરી ઉત્પલને ઠાર કરી મારી પુત્રીઓને છોડાવી. પછી તેમણે લગ્નની વાત કહેવાથી હું તેમને લઈને અહીં આવ્યો. અને પદ્મ તમારી સ્ત્રી ભૂવનકાન્તાને લઇને વૈતાઢ્ય પર્વતપર ગયો. ભુવનકાન્તા તમારી સ્ત્રી છે એમ મને પાછળથી મારી પુત્રીઓના કહેવાથી ખબર પડી, જો પ્રથમ તે જાણવામાં આવ્યું હોત તો તેને પણ લઇ જવા દેત નહીં. હવે તમને હું કેટલીક વિદ્યાઓ આપું તે સિદ્ધ કરી તમે જાતે તે દુષ્ટનો પરાજય કરી ભુવનકાન્તાને છોડાવી લાવો. તે બિચારી નિરાશ્રિત તમારા વિયોગે કદાચ આત્મઘાત કરશે. '

એ પ્રમાણેની હકીકત સાંભળી કુમાર ભુવનકાન્તા માટે દીલગીર થયો અને પાંચ પ્રિયાઓ મળી તેથી હર્ષ પામ્યો. પછી હર્ષશોક સહિત ધર્મસેન રાજાની કન્યાને પરણી સિંહનાદ ખેચરપતિ પાસેથી અનેક વિદ્યાઓ ગ્રહણ

કરી. વિદ્યાપ્રભાવે દિવ્ય વિમાન રચી તેમાં સિંહનાદ સહિત સ્ત્રીઓને લઈ વૈતા પર્વતપર અમિતતેજ ખેચરના નગરે આવ્યો. અને કહેવરાવ્યું કે ' તમારા પદ્મકુમારે મૂર્ખાઈથી મારી સ્ત્રીનું હરણ કર્યું છે તો તેને સમજાવી મારી પ્રિયા મારે સ્વાધિન કરો નહિતર મોટો વિગ્રહ થવાથી તમારે તેનું બૂરું પરિણામ ભોગવવું પડશે. '

અમિતતેજને આ બધા સમાચાર મળવાથી તેણે પોતાના પુત્રને સમજાવી તેની પાસેથી ભુવનકાન્તાને છોડાવી સાગરચંદ્રને સોંપી. પછી સાગરચંદ્રને ઉત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કરાવ્યો. સાગરચંદ્ર કુમારે કનકમાલાને પણ તેના પીયરથી ત્યાં બોલાવી. આઠે સ્ત્રીઓ સહિત વૈતાઢ્યપર્વતપર રહી પંચવિષયસુખ ભોગવતો હર્ષપૂર્વક શાશ્વતા ચૈત્યોની યાત્રા કરતો મનુષ્ય જન્મ સફળ કરવા લાગ્યો.

કેટલાએક દિવસ એ રીતે સુખ ભોગવતો કુમાર ત્યાં રહ્યો, પછી પોતાને નગરે જવાની ઇચ્છા થવાથી પોતાનો અભિપ્રાય સર્વને વિદિત કર્યો. સર્વની અનુમતિ લઇ કુમાર વિમાનમાં બેસી સર્વ સ્ત્રીઓ અને બીજો પણ પરિવાર તેમજ પુષ્કળ સમૃદ્ધિ લઇ પોતાના નગર સમીપે આવ્યો, અને પિતાને પોતે આવ્યાની વધામણી મોકલી. રાજાએ કુમારનું આગમન જાણી નગરમાં ઉત્સવ કરાવ્યો અને પોતે કુમારને લેવા માટે ઘણા પરિવાર સહિત ઠાઠથી સામે આવ્યો. માતાપિતાને સામે આવતાં જાણી કુમાર વિમાનમાંથી ઉતરી વિનય સહિત તેમને ચરણે નમ્યો. વહુઓ પણ વિનયપૂર્વક સાસુસસરાને નમી. કુમારની સમૃદ્ધિ જોઇ માતાપિતા ઘણો આનંદ પામ્યા. પછી ઉત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કરાવ્યો. આવા આનંદપૂર્ણ સમયમાં વધારે આનંદદાયી ખબર મળ્યા કે ' આજે નગરબહાર સુર્યઉદ્યાનની અંદર સર્વ લોકને પવિત્ર કરનાર અને અનંતજ્ઞાનને ધારણ કરનાર ભુવનાવબોધ મુનિ પધાર્યા છે.'

કેવળી ભગવન્તનું આગમન શ્રવણ કરી રાજા કુમાર સહિત વાંદવા માટે આવ્યો. વિનયપૂર્વક ત્રણ પ્રદક્ષિણા દઇ રાજા અને કુમાર પોતાને ઉચિત સ્થાને બેઠા. પછી ગુરૂ મહારાજ સુધારસ સમાન મિષ્ઠવાણીથી ધર્મદેશના આપવા લાગ્યા.

" ल्क्ष्मी वैश्मनि भारती च वदने शौर्यं च दोः र्युगे,
त्यागः पाणित` सुधीश्च दये सौभाग्यशोभा तनौ ॥

ॉर्तिर्दि प । णि े यश ।दू भवेदंगिनां,
ोऽ ंवांछित ंग । लि ते धर्मः ।से॰ ।म् ॥ १ ॥

અર્થઃ—હે ભવ્યજનો! જે ધર્મથી ઘરને વિષે લક્ષ્મી, મુખમાં સરસ્વતિ, બન્ને ભુજાઓમાં શૌર્ય, હસ્તયુગલમાં દાન, હૃદયની અંદર સુંદર બુદ્ધિ, શરીરને વિષે સૌભાગ્ય શોભા, દિશાઓને વિષે કીર્તિ, અને ગુણવાન પુરૂષોમાં પક્ષપાત થાય છે, તે ધર્મનું વાંછિત મંગળમાળાની પ્રાપ્તિ માટે સર્વ પ્રકારે સેવન કરો.

અને વળી કહ્યું છે કે—

पू । ।ि णंदं सुरइ व े, त्तो । इ पोसहंमी ॥
दाणं सुपत्ते न णं तीत्थे, हुसेवा सिव ोयमग्गो ॥ १ ॥"

અર્થઃ—જિનેશ્વરની પૂજા, વ્રતોમાં પ્રેમ, સામાયિક પોસહવડે યુકત, સુપાત્રમાં દાન, સુતીર્થમાં નમન અને સુ સાધુની સેવા—એ શિવગમનનો માર્ગ છે.

એ રીતે ગુરૂમુખે દેશના શ્રવણ કરી અવસર પામીને રાજા બોલ્યો—'હે પ્રભુ! મારા કુમારને કોણે અને શા કારણથી હરણ કર્યો? તે આપ કૃપા કરી મને જણાવો.'

ગુરૂ કહે 'હે રાજન્! પૂર્વવિદેહક્ષેત્રમાં એક નગરની અંદર બે ભાઇઓ સ્નેહપૂર્વક રહેતા હતા. તેમાં મોટાભાઈની સ્ત્રી પોતાના પતિપર અતિશય સ્નેહવાળી હતી. ગમે તેવું કામ હોય તોપણ તે તેને દૂર જવા દેતી નહી. આવો ગાઢ સ્નેહ જોઈ નાનો ભાઇ એક દિવસ પરીક્ષા કરવા માટે તેના મોટા ભાઈને કહેવા લાગ્યો કે 'ભાઇ! આજે અમુક કાર્યને માટે તમારે બહારગામ ગયા વિના ચાલશેજ નહિ, કેમકે તે કામ તમારા વિના બની શકે તેમ નથી.' નાનાભાઇના કહેવાથી મોટા ભાઈ સ્ત્રીને મહા મહેનતે સમજાવી જલદી પાછા આવવાનું કહી પોતે બહારગામ ગયો. મોટાભાઇના ગયા બાદ થોડા દિવસે નાનોભાઈ ભાભી પાસે આવી શોકગ્રસ્ત મુદ્રાએ બોલ્યો. 'ભાભી! અરેરે! હું શું કહું, કહેતાં મ્હારી જીભ ઉપડતી નથી, પણ કહ્યા વિના ચાલે તેમ નથી. મારો ભાઇ અહીંથી ગયા બાદ અચાનક દુર્ભાગ્યવશાત્ તીવ્ર રોગ થવાથી મરણ પામ્યો છે.'

તીક્ષ્ણ તીર સમાન દિયરનાં વચનો સાંભળતાંજ તે ી 'ઓ નાથ!'

એટલું કહેતાંજ પ્રાણ રહિત થઈ મૃત્યુ પામી. ગાઢ સ્નેહને ધારણ કરનાર પત્નીને પંતિનું મૃત્યુ સાંભળી પ્રાણહીન થયેલી જોઇ તે લઘુ ભ્રાતા અતિશય પશ્ચાતાપ કરવા લાગ્યો કે 'અરેરે! મેં મૂર્ખાએ સહજ પરીક્ષા કરવા માટે આટલું અઘટિત વચન કહ્યું. એટલામાંજ તે બિચારી કાળનો ભોગ થઇ. ખરે હુંજ નિર્ભાગી એ સ્નેહી જોડાને ખંડિત કરવાના હેતુરૂપ થયો. હવે મોટાભાઇની આગળ હું શું જવાબ આપીશ.'

કેટલાએક દિવસો વિત્યા બાદ મોટો ભાઇ બહારગામથી આવ્યો, એટલે નાનાભાઈએ સર્વ હકીકત કહીને પોતાનું અવિચારીપણું પ્રગટ કર્યું અને ક્ષમા યાચી. મોટા ભાઇ સ્ત્રીના મરણના સમાચાર સાંભળી અને તેના મૃત્યુનું કારણ પોતાનો લઘુભાઈ છે એમ જાણી પોતે સ્ત્રીના સ્નેહનું સ્મરણ કરી વિલાપ કરવા લાગ્યો. તેમજ ભાઇ સાથે દ્વેષ ધરવા લાગ્યો. તેની સાથે બોલવા ચાલવાનો તથા ખાવા પીવાનો વ્યવહાર બંધ કરી નિરન્તર શોકાતુર રહેવા લાગ્યો. અનુક્રમે મોહથી વૈરાગ્ય પામી મોટા ભાઇએ તાપસી દીક્ષા ગ્રહણ કરી અને બાળતપસ્યાથી કષ્ટ સહન કરી તે અસુરકુમાર થયો. નાના ભાઇએ પણ અનુક્રમે સમકિતયુક્ત વૈરાગ્ય પામી શુદ્ધ સંયમ અંગીકાર કર્યું. ગુરૂપાસે વિનયપૂર્વક અગીયાર અંગનું અધ્યયન કરી નિરતિચારપણે ચારિત્રનું પાલન કરવા લાગ્યો. અન્યદા તાપસીદીક્ષા લઇ અસુરકુમાર થયેલ મોટા ભાઇના જીવે પૂર્વના વૈરનું સ્મરણ કરી તે મુનિનો ઘાત કર્યો. મુનિ કાળ-ધર્મ પામી દશમા પ્રાણત દેવલોકે દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી તે દેવ ત્હારો પુત્ર સાગરચંદ્ર થયો છે. મોટા ભાઇનો જીવ અસુરકુમારમાંથી ચ્યવી અનેક ભવમાં ભ્રમી મનુષ્યજન્મ પામી પુનઃ તાપસીદીક્ષા ગ્રહણ કરી મૃત્યુ પામીને અગ્નિકુમાર દેવ થયો. તેણે પૂર્વના વૈરથી કુમારને નિદ્રામાંથી ઉપાડી સમુદ્રમાં ફેંક્યો વિગેરે કષ્ટ આપ્યાં, પણ સાગરચંદ્રે પૂર્વે શુદ્ધ ચારિત્ર પાળેલું તેના પુન્યથી કોઈ પણ સ્થાનકે દુઃખ ન પામતાં સુખનેજ અનુભવવા લાગ્યો.

એ રીતે ગુરૂમુખે દેશના સાંભળી કુમાર જાતિસ્મરણ જ્ઞાન પામ્યો. એટલે તે ગુરૂને પૂછવા લાગ્યો—' હે કરૂણા સમુદ્ર! આ જીવ સંસારમાં ભ્રમણ કરતાં કેટલી કુલકોટી ને યોનિમાં ભમી દુઃખ પામે છે? તે આપ કૃપા કરીને જણાવો.'

કુમારની પ્રાર્થનાથી ગુરૂમહારાજ મધુર વાણીએ બોલ્યા. ' હે કુમાર ! યોનિ ને કુલકોટીનો વિચાર પૃથ્વીકાયાદિકના ભેદથી અનેક પ્રકારે કહ્યો છે. તો પણ હું તને સંક્ષેપમાં કહું છું તે તું એકચિત્તે શ્રવણ કર. પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય અને વાયુકાય એ પ્રત્યેકની સાત સાત લાખ યોનિ છે, પ્રત્યેક વનસ્પતિકાયની દશ લાખ યોનિ , સાધારણ વનસ્પતિકાયની ચૌદ લાખ યોનિ છે, વિગલેંદ્રિયની બે બે લાખ, નારકી દેવ અને તિર્યંચ-પંચેંદ્રિયની ચાર ચાર લાખ યોનિ છે, તથા મનુષ્યની ચૌદ લાખ યોનિ છે. એ રીતે સર્વ મળી ચોરાશી લાખ યોનિ છે. હવે તે સર્વની કુલકોટી કહું છું તે સાંભળ. બાર લાખ કુલકોટી પૃથ્વીકાયની, સાત લાખ કુલકોટી અપ્કાયની, ત્રણ લાખ કુલકોટી તેઉકાયની, સાત લાખ કુલકોટી વાયુકાયની, પચીશ લાખ કુલકોટી નારકીની, છવીશ લાખ કુલકોટી દેવની, બાર લાખ કુલકોટી મનુષ્યની, ૨૮ લાખ વનસ્પતિકાયની, ૭ લાખ બેઇંદ્રિયની, ૮ લાખ તેઇંદ્રિયની, ૯ લાખ ચૌરેંદ્રિયની, ૧૨ા લાખ જળચરની, ૧૨ લાખ ખેચરની, ૧૦ લાખ ચતુષ્પદની, ૧૦ લાખ ઉરપરીની, ૯ લાખ ભુજપરીની—એકંદર ૧૯૭ા લાખ કુલકોટી છે. તેની અંદર અનાદિ કાળથી આ જીવ મોહના વશથી અનન્ત દુઃખ પામે છે. જે અતિ તીવ્ર દુઃખ નારકીની અંદર છે તેના કરતાં પણ અનન્તગણું દુઃખ નિગોદની અંદર છે. એમ જાણી તે દુઃખથી મૂકાવનાર જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ ચાર પ્રકારનો જિનોક્ત ધર્મ આદરી અનન્ત સુખના ભોક્તા થાઓ. '

ઇત્યાદિ ધર્મોપદેશ શ્રવણ કરી સાગરચંદ્ર સંવેગ પામ્યો. તેથી પોતાની આઠે રાણીઓ સહિત ચારિત્ર અંગીકાર કર્યું. અમૃતચંદ્ર રાજાએ પણ સાગરચંદ્રના કુમારને ગાદીએ સ્થાપી આઠ દિવસ પર્યંત જિનગૃહમાં ઉત્સવ કરી સંસારસમુદ્રમાં પ્રવહણ સમાન ચારિત્ર અંગીકાર કર્યું. સાગરચંદ્ર મુનિ અનુક્રમે વિનયસહિત ગુરૂપાસે અગીયાર અંગ ભણ્યા. અન્યદા ગુરૂમુખે વીશસ્થાનકતપ આરાધવા સંબંધી અધિકાર શ્રવણ કરી અઢારમા પદરૂપ અપૂર્વ શ્રુત ભણવાનો અભિગ્રહ ધારણ કર્યો. તે આ પ્રમાણે—' પ્રથમ પોરિસિમાં વિધિસહિત સ્વાધ્યાય કરે, બીજી પોરિસિએ તેના અર્થનું ચિંતન કરે, ત્રીજી પોરિસિએ આહારપાણીની ગવેષણા કરે, અને ચોથી પોરિસિએ અપૂર્વ શ્રુતનું અધ્યયન કરે. ' એ રીતે નિરન્તર જ્ઞાનાચારયુક્ત નિરતિચારપણે સ્થિર ચિત્તથી અભિગ્રહનું પાલન કરવા લાગ્યા.

અન્યદા ચમરચંચા નગરીના સ્વામી ચમરેંદ્રે સભાની અંદર સાગરચંદ્ર મુનિની સ્તુતિ કરતાં કહ્યું કે 'વર્તમાન સમયે ભરતક્ષેત્રમાં સાગરચંદ્ર મુનિ સમાન કોઇ પણ શ્રુતોપયોગી અને સમતારસના સિન્ધુ સમાન મુનિ નથી.' ઈત્યાદિ ઇન્દ્રનાં વચન સાંભળી હેમાંગદ નામે દેવ શંકા લાવી તે મુનિની પરીક્ષા કરવા માટે જ્યાં તે રાજર્ષિ મુનિ ગુરૂપાસે અપૂર્વ શ્રુતનો અભ્યાસ કરે છે તે જયપુર નગરમાં આવ્યો. ત્યાં આવી દેવમાયાથી રાત્રિદિવસ અધ્યયન કરવામાં વિવિધ પ્રકારે અડચણ કરવા લાગ્યો. તો પણ મુનિ જરા પણ પ્રમાદરહિત જ્ઞાનાચારયુક્ત અધ્યયન કરવા લાગ્યા. કોઈપણ પ્રકારે મુનિ ક્ષોભ પામ્યા નહિ, ત્યારે તે દેવ પ્રત્યક્ષ થઇ મુનિને નમી ક્ષમા યાચી ગુરૂપાસે આવી વંદના કરી પૂછવા લાગ્યો કે–'હે પ્રભુ! આ મુનિ અપૂર્વશ્રુતાભ્યાસથી શું ફળ પામશે?' ગુરૂ કહે–'હે દેવ! તે મુનિ અપૂર્વશ્રુતાભ્યાસથી તીર્થંકરપદ પામશે.' એ રીતે શ્રવણ કરી દેવ હર્ષ પામી સ્વસ્થાનકે ગયો. રાજર્ષિ મુનિ યાવજ્જીવ પર્યન્ત અઢારમું સ્થાનક આરાધી વિજયવિમાનમાં દેવ થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર પદ પામી શાશ્વત સુખના ભોક્તા થશે.



## ઓગણીશમા શ્રુતભક્તિપદ આરાધવાપર રત્નચુડની કથા.

આ ભરતક્ષેત્રની અંદર ઉન્નત શિખરોથી યુક્ત વિશાળ અને મનોહર જિનાલયોથી વિભૂષિત તામ્રલિપ્ત નામે સુન્દર નગર હતું. ત્યાં ન્યાયપૂર્વક પ્રજાનું પાલન કરનાર બુદ્ધિશાળી રત્નશેખર નામે રાજા રાજ્ય કરતો હતો. તેને શીલાદિ ગુણોથી વિભૂષિત સ્વરૂપવાન રત્નાવલી નામે રાણીથી રત્નચુડ નામે પુત્ર થયો. તે અનુક્રમે વૃદ્ધિ પામતો વિવિધ કળાઓનો અભ્યાસ કરી યૌવન અવસ્થા પામ્યો. એટલે તેને સુબુદ્ધિ મંત્રીના પુત્ર સુમતિ સાથે, શ્રીપુંજ સાર્થવાહના પુત્ર મદન સાથે, અને શ્રીધર વ્યવહારીના પુત્ર ગજની સાથે ગાઢ મિત્રાઇ થઇ. તે ચારે મિત્રો હમેશાં સાથેજ રહી ઉદ્યાનાદિકને વિષે ક્રીડા કરવા લાગ્યા.

કોઇએક વખતે એ ચારે મિત્રો સાથે ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયા. ત્યાં

અનેક ીવોને પકાર કરનાર સિંહસૂર નામે આચાર્યને દીઠા. તેમને જોઈ ચારે મિત્રો વિનયપૂર્વક વંદના કરી ગુરૂસન્મુખ બેઠા. એટલે ગુરૂમહારાજે ધર્મદેશના આપવા માંડી. દેશના આપ્યા બાદ પ્રાન્તે ગુરૂ એક શ્લોક બોલ્યા કે,—

" रः ं ंदास्यं, गौन्दर्ये ति िं नः ॥
द्धिः साहसीकी —प्र सहिता पुनः ॥ १ ॥ "

અર્થ:—મનુષ્યને તેનું પંચક એટલે ભાગ્ય દાસ્ય કરનારૂં થાય છે; તેમાં પણ જો સૌંદર્યવાન્ મનુષ્ય હોય અથવા પુણ્ય પ્રભાવે સહિત સાહસિકી બુદ્ધિવાન હોય તો તો શું કહેવું ? અર્થાત્ તેવા મનુષ્યનું તો દા પણું અવશ્ય કરે.

એ પ્રમાણે શ્લોક સાં ળી ચારે મિત્રો પોતાના ાગ્યની પરી ા કરવા માટે કંઈપણ સંબલ લીધા સિવાય તેમજ માતાપિતાની આજ્ઞા લીધા વિના પરદેશ વા ચાલ્યા. માર્ગમાં વનફળનો આહાર કરતા અને વિવિધ પ્રકારની કથા વાર્તા કરતા દશ દિવસે એક અટવી ંઘન કરી કોઇએક ગામે આવ્યા. ત્યાં શ્રેષ્ટિપુત્રને ત્રણ મિત્રોએ કહ્યું કે 'આજે આ ગામમાં તું તારી બુદ્ધિથી અમને સર્વને ાજન કરાવ.' શ્રેષ્ટિપુત્ર તે વાત કબુલ કરી ગામમાં ગયો. ત્યાં જઇ દેવદર્શન કરી ગામમાં ફરવા લાગ્યો. તેવામાં તે દિવસે કંઇ પર્વ હોવાથી એક વૃ વણિકની દુકાને ઘણી ઘરાકી હતી, તેથી તે વણિક કોઇની મદદ વિના આકુળવ્યાકુળ થઇ ગયો હતો. શ્રેષ્ટિપુત્ર વણિકનું ચિત્ત વ્યાકુળ જાણી તરતજ તેને વેચવા સાટવામાં સહાય કરવા લાગ્યો. થોડીવારે સર્વ ગ્રાહકોને પતાવી વિદાય કર્યા બાદ તે વણિકે શ્રેષ્ટિપુત્રને સમાચાર પૂછી પોતાને ઘેર જમવા આવવાનો આગ્રહ કર્યો. શ્રેષ્ટિપુત્રે કહ્યું કે 'અમે ચાર મિત્રો છીએ, તે દેશ જોવા નીકળ્યા છીએ, જેથી હું એકલો તમારે ત્યાં જમવા આવી શકીશ નહિ.' તે વણિકે કહ્યું 'તમારા બીજા મિત્રોને પણ તેડી લાવો અને આજે તો અવશ્ય મારે ઘરે ભોજન કરો.' તે વણિકના આગ્રહથી શ્રેષ્ટિપુત્રે તેનું કહેવું કબુલ રાખ્યું અને ચારે મિત્રો તે દિવસે ત્યાંજ જમ્યા. બીજે દિવસે તે ગામથી નીકળી બીજે ગામ આવ્યા. ત્યાં આવી સાર્થવાહના પુત્રને મિત્રોએ કહ્યું કે 'આજ સર્વને તું ભોજન કરાવ.' મિત્રોની વાત કબુલ કરી અનંગ સમાન અદ્દભુત રૂપવાળો તે સાર્થવાહનો પુત્ર ગામમાં વેશ્યાના મહોલ્લામાં ગયો. તેને

અત્યન્ત સ્વરૂપવાન જોઇ અનંગસેના નામે વેશ્યા તેનાપર મોહિત થઇ. તેથી તેણે તેને બહુમાનપૂર્વક બોલાવી પોતાને ઘેર રહેવા વિનંતિ કરી. એટલે સાર્થવાહના પુત્રે કહ્યું કે–' મારા બીજા ત્રણ મિત્રોને મૂકીને હું એકલો તારે ત્યાં રહી શકીશ નહિ. ' વેશ્યાએ કહ્યું–' તમારા બીજા મિત્રોને પણ બોલાવી લાવો, તેમની પણ યોગ્ય બરદાસ હું કરીશ. ' વેશ્યાના આગ્રહથી તે પોતાના મિત્રોને તેડી લાવ્યો, વેશ્યાએ સર્વને માનસહિત બોલાવી વિવિધ પ્રકારનાં ભોજન જમાડી સંતુષ્ટ કર્યા. ત્રીજે દિવસે ત્યાંથી નીકળી ચારે મિત્રો સુવર્ણપુર નગરે આવ્યા. ત્યાં બીજા મિત્રોએ મંત્રીપુત્રને કહ્યું કે–' આજે સર્વેને તું ભોજન કરાવ. મિત્રોની વાત કબુલ કરી મંત્રીપુત્ર નગરમાં રાજમંદિર તરફ ચાલ્યો. ત્યાં આવીને ઉભો એટલે રાજમંદિરમાંથી એક શ્લોક એક માણસ બોલ્યો ને કહ્યું કે ' જે કોઇ આ સમસ્યા પૂરશે તેને એક હજાર મોહોરો આપવામાં આવશે.' તે શ્લોક આ પ્રમાણે હતો.

> ` देवः शिवदायी, श्चनः गुरुर्भवसेतु मः ।
> ` ध ों विश्वहितः, सर्वेषां किं प्रियं परमं ॥ १ ॥

અર્થ—કલ્યાણદાયી અથવા મુક્તિદાતા દેવ કયો ? સંસારરૂપ સમુદ્રને વિષે પાજની પેઠે તારનાર અર્થાત્ સામે પાર લઇ જનાર ગુરૂ કોણ ? વિશ્વને હિત કરનાર ધર્મ કયો ? અને સર્વને પરમપ્રિય શું છે ?

ઉપરોક્ત શ્લોક સાંભળી મંત્રીપુત્ર કહે–' એ સમસ્યા હું પૂર્ણ કરીશ.' રાજસેવક કહે–' તો તમને રાજાના હુકમ મુજબ એક હજાર સોનામહોર આપવામાં આવશે.' મંત્રીપુત્ર કહે–' અસ્તુ, ચાલો રાજસભામાં.' એમ કહી રાજસભામાં આવી તેણે તે સમસ્યા પૂરતાં કહ્યું કે–' મોક્ષને આપનાર પરમ કૃપાળુ વીતરાગ શ્રી અરિહંત દેવ છે, સંસારસમુદ્રથી તારનાર પરમોપકારી શ્રી નિર્ગ્રંથ ગુરૂ છે, વિશ્વને હિત કરનાર જિનોક્ત દયામૂળ ધર્મ છે અને સર્વને પોતાનું જીવિત અતિ પ્રિય છે.'

એ રીતે યથાર્થ સમસ્યા પૂર્ણ કરેલી જાણી રાજા વિગેરે સર્વ જનો અતિશય પ્રસન્ન થઇ તેની પ્રશંસા કરવા લાગ્યા, અને એક હજાર મહોર આપી; તે લઇ મંત્રીપુત્રે જોઇતી સામગ્રી લઇ જઇ સર્વને ભોજન કરાવ્યું. ત્યારપછી ત્યાંથી નીકળી ચોથે દિવસે કંચનપુર નગરની સમીપે આવ્યા. ત્યાં

નૃપસુત રત્નચુડને બીજા મિત્રોએ કહ્યું કે 'આજે તમે અમોને ભોજન કરાવો.' રત્નચુડે તે વાત કબુલ કરી. પણ ભોજન મેળવવા માટે કાંઈપણ ઉપાય ન શોધતાં નગર બહારના ઉદ્યાનમાં પુન્ય ઉપર આધાર રાખી સર્વની સાથે વિશ્રામ લેવા બેઠો. તેવામાં તે નગરનો રાજા અપુત્રીઓ મરણ પામવાથી રાજયગાદીપર બેસાડવા માટે પંચદિવ્ય પ્રગટ કરેલાં તે ભમતાં ભમતાં જ્યાં રાજકુમાર મિત્રો સહિત વિશ્રામ કરવા બેઠો હતો ત્યાં આવી કુમાર પાસે સ્થિર થયાં. તે ઉપરથી પ્રધાન તથા નગરજનોએ મળી રત્નચુડકુમારને તે નગરનું રાજ્ય આપ્યું. 'ખરે પુન્યશાળીને પુન્યના પ્રભાવથી પગલે પગલે સંપદા પ્રાપ્ત થાય છે.' રાજકુમારને ઘણા ઉત્સવથી રાજ્યાભિષેક કરી સિંહાસનપર આરૂઢ કર્યો. તે સમયે અનેક દીનજનોને દાન આપી ગરીબાઇથી મુક્ત કર્યા. તેથી સર્વજનો રત્નચુડ નૃપતિની પ્રશંસા કરવા લાગ્યા. નૃપતિએ પ્રધાનપુત્રને મુખ્ય મંત્રીની જગ્યા આપી, સાર્થવાહના પુત્રને કોશાધિપતિ બનાવ્યો અને શ્રેષ્ટિપુત્રને નગરશેઠની પદવી આપી, પોતે ન્યાયપૂર્વક પ્રજાનું પાલન કરવા લાગ્યો.

અનુક્રમે રત્નશેખર રાજાને ખબર પડી કે 'પોતાના પુત્રને કાંચનપુરનું રાજ્ય પ્રાપ્ત થયું છે.' તેથી તે અતિશય હર્ષ પામ્યો. પછી પત્ર લખી કુમારને મિત્રો સહિત પોતાની પાસે બોલાવ્યો. પિતાનો પત્ર વાંચી બીજા પ્રધાનોને રાજ્ય સોંપી તરતજ મિત્રો સહિત તે પિતાના નગરે આવ્યો. રાજાએ ઘણા ઠાઠથી સામૈયું કરી પુત્રને નગરપ્રવેશ કરાવ્યો. કુમાર વિનયપૂર્વક માતાપિતાના ચરણે નમ્યો. પછી રાજાએ રત્નચુડ કુમારને પોતાનું રાજ્ય આપી પોતે ગુરૂ પાસે સંયમ ધારણ કર્યું.

ન્યાયપૂર્વક પ્રજાનું પાલન કરતાં રત્નચુડ રાજાને સોમેશ્વર અને સૂરસેન નામે બે પરાક્રમી પુત્રો થયા. તેઓ અનુક્રમે યૌવનવય પામ્યા. એટલે રાજાએ સોમેશ્વરને કંચનપુરનું રાજ્ય આપ્યું અને સુરસેનને તામ્રલિપ્ત નગરના રાજ્યાસને યુવરાજપદે સ્થાપ્યો. એ રીતે સુખપૂર્વક દિવસો નિર્ગમન કરવા લાગ્યા.

અન્યદા રાજસભામાં એક મિથ્યાદ્રષ્ટિ પંડિત આવ્યો. તેણે પોતાના વેદ પુરાણ સ્મૃતિ આદિક શાસ્ત્રોની પ્રશંસા કરીને કહ્યું કે 'તે સર્વ સંસ્કૃત ભાષામાં રચે ાં હોવાથી મો નાં હેતુરૂપ .' અને જિનાગમની અવગણના કરીને

કહ્યું કે 'તે જિનાગમ પ્રાકૃત ભાષામાં રચેલાં હોવાથી પ્રાણીને શિવસુખનાં હેતુરૂપ થતાં નથી.' એ પ્રમાણે જિનોક્ત તત્ત્વની અવગણના સાંભળી રાજા કંઇ પણ પ્રત્યુત્તર આપ્યા સિવાય મૌન ગ્રહી બેઠો. તે અવસરે ઘાનપાળકે ખબર આપી કે 'અનંત જ્ઞાનને ધારણ કરનાર અમરચંદ્રમુનિ નગર બહારના ઉદ્યાનમાં ઘણા મુનિઓના પરિવાર સહિત સમવસર્યા છે.' કેવળીભગવન્તનું આગમન શ્રવણ કરી રત્નચુડ નરપતિ હર્ષપૂર્વક અનેક મનુષ્યોના પરિવાર સહિત પેલા પંડિતને સાથે લઇ ગુરૂને વાંદવા ચાલ્યો. ગુરૂપાસે આવી વિનયપૂર્વક ત્રણ પ્રદક્ષિણા આપી ભાવથી નમસ્કાર કરી ગુરૂસન્મુખ ઉચિત આસને બેઠો. એટલે ગુરૂએ દેશના આપવા માંડી.

"હે ભવ્યજનો ! વિશાળ લક્ષ્મી, સુન્દર રૂપ, વિનયવંત પુત્રોનો પરિવાર, ઉદારતા, નિર્મળ બુદ્ધિ, ઉત્તમ પ્રકારના ભોગ, સત્યવાદીપણું, નિર્મળ શીલનું પાલન, દયાળુતા, લજ્જાળુપણું, ઉત્તમ કુળમાં જન્મ અને દેવગુરૂને વિષે શુદ્ધભાવથી અનન્ય ભક્તિ વિગેરે સત્કૃતિનાંજ ફળરૂપ છે. એમ જાણી ધર્મને વિષે યત્ન કરો.'

ઇત્યાદિ દેશના સાં ળી રાજા બોલ્યો—' હે ભગવાન્ ! જિનેશ્વરે પ્રાકૃત ભાષામાં આગમો શા માટે રચ્યા હશે ?' ગુરૂ કહે—' રાજન્ ! જિનેશ્વરની વાણ સર્વ જીવો સમ શકે તેવી અને અર્ધમાગધીયુક્ત હોવાથી આગમો પ્રાકૃત ાષામાંજ રચાયેલાં છે. અને વળી બીજું એ પણ કારણ છે કે—

बालस्त्रीमंदमूर्खाणाम्, नृणाम् चारित्र ांक्षि ाम् ।
ाय तत्त्व ैः, सिद्धान ः तः तः ॥ १ ॥

અર્થઃ—" ચારિત્રની આકાંક્ષા કરનાર બાળક, સ્ત્રી, મંદબુદ્ધિવાળા અને મૂર્ખ જીવોના અનુગ્રહમાટે તત્ત્વના જાણનારા જિનેશ્વરોએ સિદ્ધાન્ત પ્રાકૃત ભાષામાં કરેલા છે."

ઇત્યાદિ કહ્યા બાદ રાજાનો અભિપ્રાય જાણી કેવળીમહારાજ પૂર્વોક્ત મિથ્યાદૃષ્ટિ પંડિતને કહેવા લાગ્યા કે—' હે પંડિત ! આ સમસ્ત સચરાચર વિશ્વ નિત્ય છે કે અનિત્ય છે? જો નિત્ય છે તો તે કેવી રીતે નિત્ય ? અથવા જો અનિત્ય છે તો તે અનિત્ય કેવી રીતે છે?' ગુરૂના આટલાજ પ્ર થી પંડિત

સ્તબ્ધ થઈ ગયો. તેથી ત્યાં બેઠેલા સર્વજનો પંડિતની હાંસી કરવા લાગ્યા. આથી તે અતિશય શરમિંદો થઇ નીચું વદન કરી બેઠો. પછી પુનઃ કેવળીમહારાજ મધુર વાણીથી બોલ્યા—'હે ભવ્યજનો! જિનોક્ત આગમનું એકેકું વાક્ય અનન્ત અર્થ યુક્ત છે, તે મિથ્યાદૃષ્ટિને તદ્દન અગોચર છે, અને સમ્યગ્દ્રષ્ટિને તે સુલભ છે. અંધકારનો નાશ કરનાર જેમ દીપક છે તેમ અજ્ઞાનનો નાશ કરી સમ્યક્ અવબોધ આપનાર શ્રુત આગમ છે. જે માટે કહ્યું છે કે—

ों ि यो हरति ापथ च्छिनर्ि, ंवेगमुच्छ्रयति सत्प्रशमं नोति ॥
स्वर्गापवर्गपदवी द्मा नोर्ि, ैनं वचः श्रवणातः ि नातनोर्ि ॥१॥

અર્થઃ—તે ( શ્રુત આગમ ) બુદ્ધિના મોહને હરે છે, કુત્સિત માર્ગ-પાખંડનો ઉચ્છેદ કરે છે, સંવેગની વૃદ્ધિ કરે છે, શ્રેષ્ટ એવા પ્રશમને વિસ્તારે છે અને સ્વર્ગ તથા મોક્ષની પદવી સંબંધી હર્ષનો ચોતરફ વધારો કરે છે. શ્રી જિનનાં વચનો શ્રવણ કરવાથી કઈ વસ્તુનો વિસ્તાર કરતાં નથી? અર્થાત્ તે સર્વ પદાર્થોને આપે છે.

જે પ્રાણી ભાવથી આગમની ભકિત કરે છે, તે પ્રાણી જડત્વ, અંધત્વ, બુદ્ધિહીનતા અને દુર્ગતિ કદી પણ પામતો નથી. અને જે આગમની આશાતના કરે છે તે પ્રાણી દુર્ગતિના ભાજનરૂપ થાય છે.

ઈત્યાદિ શ્રુતભકિતનો મહિમા સાંભળી રાજાએ શ્રુતભકિત કરવાનો નિયમ ગુરૂ પાસે અંગીકાર કર્યો. કેટલાએક દિવસ પર્યન્ત ગૃહસ્થપણે શ્રુતજ્ઞાન અને શ્રુત જ્ઞાનીની દ્રવ્ય તથા ભાવથી વિધિસહિત ભકિત કરી. પછી વિશેષે શ્રુતની ભકિત કરવાની જિજ્ઞાસાવાળા રાજાએ સંસારથી વૈરાગ્ય પામી પોતાના જ્યેષ્ટ પુત્ર સુરસેનને રાજ્ય સોંપી સંસારરૂપ બંધનને છેદવા માટે અનન્ત જ્ઞાનને ધારણ કરનાર અમરચંદ્ર મુનિ પાસે ચારિત્ર અંગીકાર કર્યું. અનુક્રમે સત્તર ભેદે સંયમનું પાલન કરતાં અગીયારે અંગ સૂત્રાર્થપૂર્વક ભણી ગીતાર્થ થયા. શ્રુતભકિતના લીધેલા નિયમમાં વધારે દ્રઢ ચિતવાળા થઈ શ્રુતધરોની અન્ન-પાનઔષધાદિવડે નિરન્તર ઉત્સાહપૂર્વક ભકિત કરવા લાગ્યા.

એ રીતે ભકિત કરતાં કેટલાએક દિવસો વ્યતિત થયા બાદ અન્યદા ગુરૂસંગાતે ભારતિપુરપત્તને આવ્યા. ત્યાં આગળ ઇશાનદેવલોકાધિપતિ રાજર્ષિ મુનિની પરીક્ષા કરવા માટે વિપ્રનું રૂપ ધારણ કરી મુનિ પાસે આવી કહેવા

લાગ્યો કે ' હે મુનિ ! નિરસ એવી પ્રાકૃત ભાષામાં લખાયેલાં જિનાગમ કે જેના પાઠો ભણતાં પણ અતિ કષ્ટ પડે છે તેને તજી સંસ્કૃત ાષા કે જે દેવ-ભાષા કહેવાય છે તેમાં લખાયેલાં આગમ ભણો કે જેથી આત્માનું વાસ્તવિક કલ્યાણ થાય. '

સમતાસિન્ધુ રાજર્ષિમુનિ વિપ્રનાં વચન સાંભળી સ્મિત વદને મધુર વાણીથી બોલ્યા–' હા વિપ્ર ! ફોગટ જિનાગમની નિંદા કરી શા માટે પાપથી ભરાય છે ? જિનોક્ત આગમની નિંદા કરનાર પ્રાણી અતિશય કિલષ્ટ અને તીવ્ર વિપાકવાળા કર્મનો બંધ કરી મૂક થાય છે, અજ્ઞાની થાય છે, હીન યોનિમાં જન્મ લે છે અને દુર્ગતિને પામે છે. ત્યાં પૂર્વ કર્મવશાત્ અતિશય દુઃખનો ભોક્તા થાય છે. જે માટે કહ્યું છે કે—

तित्थयर पवय य, ायरियं गणहरं हड्ढियं ॥
ा ाएवो ब ो, नन्तसंसारिश्रो होइ ॥ १ ॥

અર્થઃ—તીર્થંકર, પ્રવચન, શ્રુત, આચાર્ય, ગણધર અને મહર્ધિકની ઘણી આશાતના કરનાર અનંતસંસારી થાય છે.

વળી મહામોહરૂપ અંધકારયુક્ત સંસારરૂપ માર્ગમાં વિચરનારા પ્રાણીઓને જિનાગમ દીપકતુલ્ય છે. તે માટે કહ્યું છે કે,—

ंधयारे दुरूत्तारे, घोरे ंसार ा ारे ॥
ए ोव हादीवो, ो ो ाव ेयणे ॥ १ ॥
एसो नाहो णाहारं, व्व भू ण भाव े ॥
भाववं ो चेव, व्व सु ाण ारणं ॥ २ ॥

અર્થઃ—"મોહરૂપ અંધકારથી પૂર્ણ અને દુસ્તર એવા ભયંકર સંસાર સમુદ્રમાં લોકાલોકને પ્રગટ કરવામાં એ ( શ્રુત ) મહાન દીપક તુલ્ય છે, વળી નિરાધાર એવા સર્વ જીવોનો ભાવથી નાથ અને ભાવથી બંધુ તેમજ નિશ્ચે સર્વ સુખનું કારણ છે."

ઇત્યાદિ રાજર્ષિ મુનિનાં શ્રુતભક્તિયુક્ત અમૃત સમાન વચનો શ્રવણ કરી, ઈશાનેન્દ્ર પ્રસન્ન થઇ પ્રગટ થયો, અને મુનિને પ્રદક્ષિણા આપી તેમની સ્તુતિ કરવા લાગ્યો. પછી ઇન્દ્ર ગુરૂમહારાજ પાસે જઇ પૂછવા લાગ્યો કે ' હે પ્રભુ ! આ મુનિ ભક્તિપૂર્વક શ્રુતની ભક્તિ કરવાથી ં ફળ પામશે ? ગુરૂ કહે

'દેવેન્દ્ર ! તે મુનિ શ્રુતભક્તિના પ્રભાવથી ઇન્દ્રોને પણ પૂજ્ય એવા જિનપદને પામશે.' એ રીતે આગમભક્તિનું ફળ જાણી ઇશાનેંદ્ર ગુરૂને તથા મુનિને પુનઃ ભાવપૂર્વક વંદના કરી તેમની સ્તુતિ કરતો સ્વસ્થાનકે ગયો.

રા ર્ષિમુનિ અનુક્રમે નિર્મળ ચારિત્ર પાળી શ્રુતભક્તિપદ આરાધી પ્રાન્તે કાળધર્મ પામી દશમા પ્રાણત દેવલોકમાં વીશ સાગરોપમના આયુષ્યવાળા દેવપણે ત્પન્ન થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકરપદવી પામી અનન્ત આનંદમય મોક્ષસુખને પામશે.

---

## વીશમા પ્રવચનપ્રભાવના નામે સ્થાનક આરાધવા ઉપર મે પ્રભ ાજાની કથા.

આ રતક્ષેત્રની અંદર સૂર્યપૂરનામે નગરમાં શત્રુઓને દમન કરનાર આરદમન નામે રાજા હતો. તેને મદનસુંદરી અને રત્નમંજરી નામે બે પટરાણીઓ હતી. તે રાણીઓથી અનુક્રમે મેરૂપ્રભ અને મહાસેન નામે પરાક્રમી બે પુત્રો થયા. દિવસો જતાં તે કુમારો યુવાવસ્થા પામ્યા.

અન્યદા રત્નમંજરીએ પોતાના પુત્ર મહાસેનકુમારને રાજ્યનો લોભી બનાવ્યો, અને પોતે મદનસુન્દરીના પુત્ર મેરૂપ્રભને મારી નાખવા માટે પોતાના કુમારની ધાવની મારફતે ઝેર અપાવવાની ગોઠવણ કરી. રત્નમંજરીની ગોઠવણ મુજબ અન્યદા તે ધાવ ઝેર લઇ મેરૂપ્રભ પાસે આવી. પણ કુમારના પુન્યપસાયથી તે ધાવના પરિણામ બદલાઇ ગયા. અને તે બોલી 'કુમાર ! તમે હવે કોઇપણ ન જાણે તેમ ગુપ્ત રીતે અહીંથી ચાલ્યા જાઓ, નહિ તો તમે મરણને શરણ થશો.'

ધાવના ઉપરોક્ત મર્મયુક્ત વાકયો સાંભળી મેરૂપ્રભ બોલ્યો. 'તું શું કહે છે ? તે હું બરાબર સમજી શકતો નથી. સ્પષ્ટ રીતે કહે કે મારે શામાટે અ ીથી ચાલ્યા વું ? મને અહીંયાં કોનો ભય છે ?'

ધાવ કહે 'કુમાર ! તમને અહીંથી જવાનું કહું છું તે સત્યજ કહું છું, કેમકે તમારી અપરમાતાએ પોતાના પુત્ર મહાસેનને રાજ્ય અપાવવા

અને તમને મારી નાખવા માટે અનેક કાવતરાં રચ્યાં છે. તેમાં પ્રથમ તો મારા હાથેજ આપને ભોજનઆદિમાં ઝેર અપાવવાની ગોઠવણ કરી છે. જુઓ આ રહ્યું ઝેર.' એમ કહી પાસેનું ઝેર કુમારને બતાવ્યું અને કહ્યું–' મારાથી એ ઘાતકી કામ નહિજ બને, એમ જાણી મેં સર્વ બીના આપની સમક્ષ પ્રગટ કરી છે. હવે આપ અહીંથી શિઘ્ર ચાલ્યા જાઓ, નહિ તો મને અને તમને બેઉને તે પાપમૂર્તિ મૃત્યુને સ્વાધિન કરશે. તમે અહીંથી જતા રહેશો અને જીવતા હશો તો કોઇ પણ ઉપાયે ફરી અહીંનું રાજ્ય મેળવશો. કહ્યું છે કે ' જીવતો નર ભદ્રા પામશે.' મને પછી તે પૂછશે તો હું ગમે તે જવાબ આપી તેનો મારાપરનો વ્હેમ દૂર કરીશ.'

એ પ્રમાણે ધાવના મુખેથી વચન સાંભળી મેરૂપ્રભકુમાર વેશ પરાવર્તન કરી હાથમાં ખડ્ગ ગ્રહણ કરી કોઇ પણ ન જાણે તેમ ગુપ્ત રીતે નગર બહાર નીકળી દેશાન્તરમાં ચાલ્યો. અનુક્રમે કેટલેક દિવસે તે લક્ષ્મીથી પૂર્ણ અને મનોહર એવા શાંતિપૂર નામે નગરે આવ્યો. ત્યાં આવી નગરમાં ભ્રમણ કરતાં અતિશય દેદીપ્યમાન અને વિશાળ શ્રીજિનેશ્વરનું ચૈત્ય જોયું. તે જોઇ કુમારે સ્નાન કરી પવિત્ર વસ્ત્રો પહેરી મૂળનાયક શ્રી શાન્તિનાથ પ્રભુની પ્રતિમાની સુગંધી પૂષ્પધૂપાદિવડે ઉલ્લાસપૂર્વક ભાવથી સેવા કરી. પછી વિવિધપ્રકારના સ્તોત્રે શ્રી જિનેશ્વરની સ્તુતિ સ્તવનાદિ કરી બહાર નીકળી જગતની શો ા જોવા લાગ્યો. તેવામાં તેણે જિનાલયની પાસે આવેલા મેદાનમાં પ્રાણીઓના દુરિતને હરણ કરનાર અભયઘોષ નામે મુનિને સુધાસમાન દેશના આપતા જોયા. તેમને જોતાંજ કુમાર તરતજ ત્યાં જઇ વિનયપૂર્વક ગુરૂને વંદના કરી પોતાને ઉચિત સ્થાને બેઠો. પછી ગુરૂમહારાજે દેશના આપવા માંડી.

" અહો ભવ્યજનો ! આ સંસારની અંદર પ્રાણીને ઉત્તમ પ્રકારનાં સુખ, સંપત્તિ અને ઐશ્વર્યાદિ આપવામાં સુરતરૂ સમાન કેવળ શ્રીજિનભાષિત ધર્મજ છે, વળી વિશાળ બુદ્ધિ, સુંદર રૂપ, લોકપ્રિયતા તેમજ સ્વર્ગ અને અપવર્ગની લક્ષ્મી પણ એ ધર્મથીજ પ્રાપ્ત થાય છે."

ઈત્યાદિ દેશના આપ્યાબાદ ગુરૂમહારાજ મેરૂપ્રભકુમારને જોઇ જ્ઞાનોપયોગથી શ્રાદ્ધવર્ગને ઉદ્દેશીને બોલ્યા કે–' આ તમારી બાજુએ બેઠેલો રાજકુમાર ભાવી તીર્થંકર થનાર છે. અને આ ભવમાં શાશનનો પ્રભાવક થનાર છે.

તેને તમે અત્યારે કોઇ નિ ંચ અને ગુપ્ત સ્થળે ગોપવી રાખો. કેમકે હમણાજ થોડીવાર પછી તેને મારવા માટે તેની પાપિણી અપરમાતાએ મારાઓ મોકલ્યા છે તે આવશે. માટે હમણાજ કોઇ નિર્ભય સ્થળે તેને ગોપવી દો.'

ઇત્યાદિ હકીકત ગુરૂમુખે શ્રવણ કરી ત્યાં બેઠેલા ધનેશ્વર શેઠે કુમારને પોતાને ઘેર ભૂમિગૃહમાં ગોપવી રાખ્યો. મધ્યાન્હ થતાંમાં તો ગુરૂએ કહ્યા મુજબ મારાઓનું થોડું સૈન્ય નગર બહાર આવી પહોંચ્યું, તેમાંથી કેટલાએક માણસો નગરમાં મેરૂપ્રભને શોધવા લાગ્યા, પણ કોઇ સ્થળે તેનો પત્તો લાગ્યો નહિ, તેથી તેઓ સર્વ નિરાશ થઇ ત્યાંથી બીજે સ્થળે શોધવા માટે ઉપડી ગયા.

સૈન્ય ગયા બાદ કુમાર ભૂમિગૃહમાંથી બહાર નીકળી ગુરૂપાસે આવી તેમના ચરણમાં મસ્તક નમાવી બોલ્યો. 'હે પ્રભુ ! હે કરૂણાસિન્ધુ ! આપેજ મને આજે જીવતદાન આપ્યું છે. હે દયાનિધિ ! હું કઈ રીતે આપના ઋણથી મુક્ત થઇશ. તે આપ મને કૃપા કરીને કહો.'

ગુરૂ કહે 'મહાભાગ્ય સમ્યગ્દર્શન યુક્ત જિનોક્ત ધર્મનું તું ભાવપૂર્વક પાલન કર. વિવિધ પ્રકારનાં પૂન્યકાર્ય કરી જિનોક્ત ધર્મની પ્રભાવના વૃદ્ધિ પામે તેમ કર. જેથી તું અમારા ઋણથી મુક્ત થઇ પ્રાન્તે અપાર સુખનો ભોક્તા થઇશ.'

ઇત્યાદિ ગુરૂવચન શ્રવણ કરી કુમારે ભાવપૂર્વક સમ્યગ્દર્શન કત શ્રાદ્ધધર્મ અંગીકાર કર્યો. પછી તેજ નગરની અંદર ગુપ્તપણે રહી ધર્મનું આરાધન કરતો દિવસો વ્યતિત કરવા લાગ્યો.

હવે સૂર્યપૂર નગરમાં કુમાર એકાએક ગુમ થયાની વાત જાણી રાજા અરિદમન અતિશય શોકાતુર રહેવા લાગ્યો. ચારે દિશાએ કુમારને શોધવા માટે માણસો નિરન્તર ફરવા લાગ્યા. કેટલેક દિવસે શોધતાં શોધતાં કુમાર શાન્તિપુર નગરમાં છે એવી ખબર રાજાને થઇ તેથી ત્યાં કુમાર પાસે પત્ર લખી માણસ મોકલ્યું કે 'આ પત્ર વાંચી તરતજ અહીં આવવું.' પિતાનો પત્ર વાંચી કુમાર તરતજ રાજાપાસે આવ્યો. કુમારને જોઇ રાજા ગદ્‌ગદ્‌ સ્વરે બોલ્યો. 'બેટા ! આમ એકાએક ગુપ્ત રીતે તું કેમ ચાલ્યો ગયો ? શું કોઇએ તારૂં અપમાન કર્યું હતું ? અથવા કોઇ પણ રીતે તારા હૃદયમાં ઓછું લાગ્યું હતું ?'

કુમાર કહે ' પિતાજી ! મારા મનમાં જરાએ ઓછું લાગ્યું નથી તેમ કોઈએ મારૂં અપમાન પણ કર્યું નથી, માત્ર દેશાન્તર જોવાની ઇચ્છાથીજ હું ગુપ્ત રીતે ચાલ્યો ગયો હતો. જો કદિ આપને તે બાબત કહું તો આપ કદાચ રજા આપો કે ન આપો તેથીજ હું ગુપ્ત રીતે ગયો હતો. ' ઇત્યાદિ વચનોથી રાજાના મનનું માધાન કર્યું પણ પૂર્વની સત્ય વાત કહી અપર-માતાનું દુષ્ટ આચરણ પ્રગટ કર્યું નહિ. જુઓ સજ્જનતા !

રાજા કહે ' પણ બેટા ! જરા મારી વૃદ્ધાવસ્થા ામું તો તારે જોવું હતું ? હશે હવે જે થયું તે ખરૂં. તું આવ્યો તેજ ઘણી આનંદની વાત છે. હવે તું આ રાજ્ય ગ્રહણ કર અને મને એથી છૂટો કરી સંસારરિ ન્ધુથી તારવાને પ્રવહણ સમાન ચારિત્ર અંગ કાર કરવા દે. '

કુમાર કહે ' પિતાજી ! એવો કોણ હીનભાગ હોય ? કે જે ધર્મસા-ધનમાં વિઘ્નભૂત થાય. આપ સુખેથી ચારિત્ર અંગીકાર કરો, પણ આ રાજ્ય-ભાર તો મ્હારા મહાસેન ભાઇનેજ આપો. હું તેની સેવાજ અંગ કાર કરીશ. તેમ કરવાથી મારી અપરમાતા વધારે ખુશી થશે. મને રાજ્યતૃષ્ણા જરા પણ નથી. '

રાજા કહે ' કુમાર ! એમ નહિ બને. જે લાયક હોય તેનેજ રાજ્યધુરા સોંપવી યોગ્ય છે. તારી અપરમાતા તને રાજ્ય આપવાથી નારાજ થશે તેની કંઇ દરકાર નથી. મારી આ આજ્ઞાનું તારે પાલન કરવુંજ પડશે. આ સંબંધી હવે બીજું કંઈ પણ તું બોલીશ નહિ. '

ઇત્યાદિ કહી રાજાએ મેરૂપ્રભકુમારને આગ્રહથી રાજ્યભાર સોંપી અને મહાસેનકુમારને યુવરાજ પદવી આપી પોતે ચારિત્ર અંગીકાર કરી અસ્ખ-લિતપણે તેનું પાલન કરી પ્રાન્તે શુભ ધ્યાનથી કાળ કરી સ્વર્ગે ગયા.

મેરૂપ્રભ રાજા ન્યાયયુકત રાજ્ય ચલાવતાં અનુક્રમે કુરૂરાજાની પુત્રી ત્રૈલોકયસુંદરીને પરણ્યો. દેવની પેરે સુખ ભોગવતાં તે રાણીથી એક પુત્ર અને પુત્રીની પ્રાપ્તિ થઈ. એ પ્રમાણે મેરૂપ્રભની સુખરૂપ લીલા જોઇ રત્ન-મંજરી નિરન્તર હૃદયમાં બળતી દ્વેષ ધરવા લાગ , અને કોઇ પણ ઉપાયે તેનો નાશ કરવા માટે પ્રયત્ન કરવા લાગી. વિવિધ પ્રકારના પાપયુકત વિચા-રોથી તર્ક વિતર્ક કરતાં રત્નમંજરીએ એક યુક્તિ શોધી કહાડી. હમ્મેશાં

મેરૂપ્રભ રાજા માટે સુરભિ પુષ્પની માળા લઇ જનાર માળીને બોલાવી કહ્યું કે ' જો તું મારી બતાવેલી યુક્તિ મુજબ મેરૂપ્રભને મારી નાખે તો હું તને મુખે માગ્યા દામ આપી તારા જન્મપર્યન્તનું દારિદ્ર દૂર થાય એટલી મોહોરો આપુ. '

માળી કહે 'મહારાણી ! મારાથી એ કામ નહિ બને. કેમકે તે વાત જો કદાચ રા ના જાણવામાં આવી જાય તો મારા આખા કુટુંબનો નાશ થઈ જાય. માતાજી ! મારે આપની મહોરો નથી જોઇતી. '

માળીને ય પામતો જોઇ સમયને જાણનારી રત્નમંજરીએ સુવર્ણ-મહોરોની એક થેલી છોડી તેની આગળ ઢગલી કરી કહ્યું–' લે જો આટલા દ્રવ્યથી તારી આખી જીંદગી સુખપૂર્વક વ્યતિત થશે. તારા મનમાં વાત ઉઘાડી પડવાનો ભય રહે તે હું જાણું છું, પણ મારી યુક્તિ મુજબ કર-વાથી તે ક્ષણવારમાં પ્રાણરહિત થઈ જશે અને કોણે માર્યો ? તેની કોઇને પણ ખબર નહિ પડે. જો સાંભળ. આ તાલપૂટ વિષની શીશી છે. તેનો એક રા પણ સ્પર્શ થતાં માણસ પ્રાણરહિત થઇ જાય છે. હવે તારે આનો કેવી રીતે પયોગ કરવો તે કહુ. રાજા માટે તું હમેશાં પુષ્પમાળા લઇ જાય , તે માળાની અંદર એકજ પુષ્પમાં આ શીશીમાંથી બે ટીપાં નાખવાં પછી તે માળા રાજાને આપવી. બસ આટલુંજ તારે કરવાનું છે. બોલ, આ યુકિત મુ બ કરવાથી કોઇ પણ જાણી શકે એમ છે કે આ કૃત્ય માળીએ કર્યું ? '

ચકચકિત સુવર્ણમહોરોની ઢગલી જોઈ ઘોર કૃત્ય કરવા તરફ માળીનું ચિત્ત લોભાયું. ગરીબ બિચારો માળી રાણીની પાપપૂર્ણ પ્રપંચજાળમાં ફસાઇ નિમક રામ બન્યો અને બોલ્યો–' પણ મહારાણીજી ! આટલી જ ? ' રા ી કહે–' બોલ, કહેવા માગે છે ? આટલી મહોરો ઓછી પડે છે ? લે આ બીજી. ' એમ કહી બીજી થેલી આપી કહ્યું–' આ કામ પૂર્ણ થયે વળી પણ આપીશ. '

પાપમૂર્તિ રાણીની યુકિત સફળ થઇ. માળી લોભગ્રસ્ત થઈ રાણીની વાત કબુલ કરી ત્યાંથી ગયો. હંમેશના નિયમ પ્રમાણે બીજે દિવસે માળીએ સુંદર સુગન્ધવાળા પુષ્પોની માળા ગુંથી દરબારમાં આવી મહારાજને આપી પાછો પોતાને ઘેર આવ્યો, તે વખતે રાજા પોતાના લઘુભાઇ મહાસેન તથા બીજા કેટલાએક સરદારો સાથે બેસી આનંદથી વાર્તાવિનોદ કરતો હતો.

માળીએ આપેલી માળા સ્નેહથી ભાઇના કંઠમાં રાજાએ આરોપણ કરી. થોડીજ વારમાં માળાના પુષ્પમાં મેળવેલ વિષનો સ્પર્શ થતાં મહાસેનકુમાર જેમ વૃક્ષથી શાખા તૂટી પડે તેમ એકદમ મૂર્છાવશ થઈ પૃથ્વીપર બેશુદ્ધ અવસ્થામાં પડ્યો. અચાનક આવો બનાવ જોઈ સર્વ રાજકુટુંબ અને રાજમંડળ ત્યાં એકઠું થઈ ગયું. રાણી રત્નમંજરી પોતાના પુત્રના કંઠમાં પુષ્પમાળા જોઇ તરત ચેતી ગઈ કે 'મારૂં પાપકર્મ મનેજ નડ્યું.' એમ જાણી છાતી કુટતી આક્રંદ કરતી કહેવા લાગી—'હા ! દૈવ ! તેં મારાપર આ શો જુલમ કર્યો? મેં તારૂં શું બગાડયું છે? અરેરે ! બેટા ! હવે હું શી રીતે પ્રાણ ધારણ કરી શકીશ ?' ઇત્યાદિ વચનોથી વિલાપ કરતી હૃદય ને મસ્તક કુટવા લાગી.

રાણી વિગેરેને અત્યન્ત વિલાપ કરતા જોઇ મેરૂપ્રભરાજા મહાસેનની નાડી તપાસી બોલ્યો. 'માતાજી ! હજી ગભરાવા જેવું નથી, કેમકે નાડી ચાલે છે, હમણાજ હું દક્ષ વૈદ્યોને બોલાવી મંગાવી ભાઇનો ઉપચાર કરાવું છું. તમે જરા શાન્ત થાઓ.' રાજાની આજ્ઞા થતાં થોડીવારમાં અનેક વૈદ્યો આવીને હાજર થયા. નાડી તપાસી પરીક્ષા કરી કે 'કુમારને કોઇએ વિષનો પ્રયોગ કર્યો છે. સદ્ભાગ્યવશાત્ અમોને જલદી બોલાવ્યા તે સારૂં કર્યું. હજી ઉપચાર કરવાથી સાવધ થઈ શકશે.' એમ કહી વૈદ્યોએ વિરેચન વમનાદિ વડે વિષ દૂર કરી કુમારને સાવચેત કરી કહ્યું કે 'આ કુમારના કંઠમાં જે પુષ્પમાળા નાખી હતી તેમાંજ વિષમિશ્રિત કરેલું છે. કેમક તેના વાસ્તવિક રૂપ રસ અને ગન્ધાદિમાં વિકાર થયેલો માલમ પડે છે.' વૈદ્યોના કહેવાથી તરતજ માળીને બોલાવી રાજાએ ધમકી આપી કહ્યું કે—'બોલ, આ માળામાં તેં શું નાખ્યું છે ?'

માળી કહે—'મહારાજ ! શું નાખ્યું છે એમ પૂછો છો ? સુગન્ધીદાર પુષ્પો નાખેલાં છે, બીજું શું હોય ?'

રાજા કહે—'અરે લુચ્ચા, એ તો સર્વ કોઇ દેખે છે. પણ એ પુષ્પોમાં તેં શું મેળવ્યું છે? જે હોય તે સત્ય કહીશ તો છોડી મૂકીશ, નહિ તો હમણાંજ ગરદન મરાવી તારા નીચ કૃત્યનું ફળ આપીશ.'

રાજાએ આપેલા અભય વચનથી માળી નિર્ભય થઈ સત્ય હકીકત પ્રગટ કરતો બોલ્યો—"મહારાજ ! આ બેઠેલાં આપની અપરમાતા રત્ન-

મ ંરી રાણીજીએ આપને મારવા માટે મને બે સુવર્ણમહોરોની થેલીઓ આપી. ાથે એક તાલપુટ વિષની શીશી આપી કહ્યું કે–'આમાંથી બેજ ટીપાં પુષ્પ-માળામાં નાખી તે માળા તું રાજાને આપજે એટલે રાજા થોડીજ વારમાં યમદ્વારે પહોંચી જશે.' મેં અ ાગીયાએ સુવર્ણમહોરોના લોભને વશ થઈ આ ભયંકર નીચ કૃત્ય કર્યું છે. હે કૃપાનાથ! એ રીતે જે યથાર્થ સત્ય હકીકત હતી તે મેં આપની સમક્ષ પ્રગટ કરી છે. હવે આપને જે યોગ્ય લાગે તે કરો. ખરી રીતે હું બીનગુન્હેગાર છું."

માળીએ કહેલી સત્ય બીના શ્રવણ કરી રાજા ક્રોધથી રકત નેત્રવાળો થઇ રત્નમંજરીને ઉદ્દેશી કહેવા લાગ્યો–'અહો નીચ કૃતઘ્ન પાપમૂર્ત્તિ! સંસા-રનાં ક્ષણીક પુદ્ગલિક સુખોમાં આસકત થઇ પાપપૂર્ણ રાજ્યલક્ષ્મીના લોભથી મારો ઘાત કરવા ઇચ્છનાર રાક્ષસી! તને ધિક્કાર છે. જે વખતે મહારાજા હ-યાત હતા અને મને રાજ્ય આપતા હતા તે વખતે જો મેં તારૂં પ્રથમનું કાળું કૃત્ય પ્રગટ કર્યું હોત તો તારી શી દશા થાત? મેં મારી ભલમનસાઈ વાપરી મને મારવા માટે કરેલી તારી પ્રપંચજાળ પ્રગટ ન કરી તેનો તું આ બદલો આપે કેમ? અહો માયાપૂર્ણ માનુની! તને હું શું શિક્ષા કરૂં?' આ પ્રમાણે કહેતાં અને વિચાર કરતાં રાજાનું ચિત્ત વિરકત ભાવ તરફ દોરાયું એટલે પુનઃ બોલ્યો–" માતા! આમાં તારો દોષ નથી. તું રાજ્યલક્ષ્મીના લો થી આ કૃત્ય કરવા દોરાઇ છે. ખરે વિબુધ પુરૂષો કહે છે કે—'રાજ્ય-ભોકતાને પ્રાંતે નરકાવાસજ પ્રાપ્ત થાય છે, કેમકે તે મેળવતાં અનેક પ્રકારના પાપાચરણ કરવાં પડે છે. જેમ જેમ તે પ્રાપ્ત થાય છે તેમ તેમ તે પ્રત્યેનો મોહ વધતો જાય છે, તેથી પુનઃ પુનઃ પાપાચરણ કરવા પ્રાણી પ્રેરાય છે, અને પ્રાંતે દુર્ગતિની અંદર પડી દીર્ઘકાળ પર્યંત અસહ્ય દુઃખો સહે છે; તેથી દુર્ગતિના હેતુરૂપ મૃગજળ સમાન આ રાજ્યલક્ષ્મીજ મારે ન જોઇએ. આજથી હું મારો હક તે પરથી ઉઠાવી લ છું, અને મહાસેનને સોંપું છું." એ રીતે કહી મેરૂપ્રભ રાજા સંવેગ પામી મહાસેનકુમારને રાજ્ય સોંપી પોતે અ યઘોષ આચાર્ય પાસે સંસારરૂપ વ્યાધિનો નાશ કરવામાં અમૃત સમાન વૈરાગ્યપૂર્ણ દયથી ચારિત્ર અંગીકાર કર્યું. ગુરૂપાસે રહી વિનયપૂર્વક દ્વાદ-શાંગ ભણી રાજર્ષિ મુનિ ગીતાર્થ થયા, પછી ગુરૂએ યોગ્યતા જાણી પોતાની પાટે ર ાપી આચાર્ય પદવી આપી.

અન્યદા મેરૂપ્રભાચાર્ય અનેક મુનિવરોના પરિવાર સહિત ઉગ્ર વિહાર કરતાં ચિત્રકૂટ નગરની સમિપે આવી ઉતર્યા. આચાર્યમહારાજને આવેલા જાણી નગરજનો ઉત્સાહપૂર્વક આવી ગુરૂને વાંદી દેશના સાંભળવા બેઠા. ગુરૂમહારાજ મધુર દેશનાથી ભવ્યજનોને બોધ આપવા લાગ્યા. તે વખતે એક યક્ષ પણ ગુરૂમહારાજની દેશના શ્રવણ કરી બોધિબીજ પામ્યો. તેથી તેણે ગુરૂ આગળ વિવિધ પ્રકારનું દેવમાયાથી નૃત્ય કર્યું. આથી કરીને આચાર્યની પ્રશંસા વધારે થવા લાગી. નગરમાં સર્વ સ્થળે એવીજ વાત થવા લાગી કે—' નગર બહાર મહાન પ્રભાવવાળા આચાર્ય પધાર્યા છે, કે જેમની આગળ દેવો પણ નૃત્ય કરે છે. ' આ પ્રમાણેની ખ્યાતિ અનુક્રમે તેજ નગરના રાજા જિતારીના સાંભળવામાં આવી. તેથી તે સામંતાદિકે પરવર્યો થકો ગુરૂમહારાજને વાંદવા આવ્યો. વિનયપૂર્વક વંદના કરી રાજા ઉચિત આસને બેઠો. એટલે ગુરૂએ રાજાને પ્રતિબોધવા પુનઃ દેશના આપવા માંડી.

" હે ભવ્યજનો ! આ અનાદિનિધન એવો સંસારસમુદ્ર કેવળ દુઃખથીજ ભરેલો છે. તેમાં પડેલા પ્રાણીને ધર્મ સિવાય કોઈ પણ આલંબન નથી. જન્મ, જરા અને મરણાદિ દુઃખથી છુટવા માટે જિનોક્ત ધર્મ સિવાય કોઈ પણ આધાર નથી. યથાર્થ તત્ત્વને જાણનારાઓએ તે ધર્મ બે પ્રકારે કહ્યો છે. એક દેશથી અને બીજો સર્વથી. દેશથી ગૃહસ્થને ઉચિત છે અને સર્વથી અણગારને આચરવા યોગ્ય છે. ભાવપૂર્વક એ ધર્મનું સેવન કરવાથી પ્રાન્તે અનંત અવ્યાબાધ મોક્ષલક્ષ્મીના ભોક્તા થવાય છે. એમ જાણી કેવળ ધર્મને વિષેજ યત્ન કરો. "

ઈત્યાદિ ગુરૂમહારાજની દેશના શ્રવણ કરી જિતારીરાજા પ્રતિબોધ પામ્યો અને શ્રાવકના બાર વ્રત અંગીકાર કરી અનેક પ્રકારે શ્રી જિનશાસનની પ્રભાવના કરી. ત્યારપછી ગુરૂમહારાજ ત્યાંથી વિહાર કરી ગ્રામ નગરાદિકમાં વિચરતા અનુક્રમે વેળાપૂર નગરે ઘણા મુનિઓના પરિવાર સહિત આવી સમવસર્યા.

ત્યાં નગર બહારના ઉદ્યાનમાં લક્ષ્મીદેવીના મંદિર પાસે મહારાજે દેશના આપવા માંડી. તેમની દેશનાથી ત્યાં આગળ રહેલી લક્ષ્મીદેવી સમકિત પામી અને ગુરૂ આગળ સુવર્ણની વૃષ્ટિ કરી, આથી આચાર્ય મહારાજનો મહિમા નગરમાં પ્રસર્યો. ગુરૂની ખ્યાતિ શ્રવણ કરી તે નગરનો અરિ-

મર્દન નામે રાજા ઘણા પરિવાર સહિત ગુરૂને વાંદવા આવ્યો. તેને બોધ પમાડવા ગુરૂમહારાજે અમૃત સમાન દેશના આપવા માંડી.

" અહો વ્યજનો ! આ સંસારની અંદર દુઃખે પ્રાપ્ત થઈ શકે એવો માનવ જન્મ પામી તેને ધર્મ રહિત પ્રમાદથી અફળ ન ગુમાવો. પૂર્વપુન્ય-વશાત્ માનવજન્મ પામ્યા છતાં ગુરુમુખે ધર્મશ્રવણની પ્રાપ્ત દુર્લ છે, તે પ્રાપ્ત થયે અનુક્રમે ધર્મ ઉપર શ્રદ્ધા, દ્રઢ પ્રેમ અને પ્રમાદરહિત તેનું આચરણ થવું મહાદુર્લભ છે. એમ જાણી પ્રમાદ તજી ધર્મસાધનમાંજ ધમ કરો. " ઈત્યાદિ ગુરૂની દેશના શ્રવણ કરી નરનાથે સમ્યક્ત્વયુક્ત શ્રાવકનાં દ્વાદશવ્રત ાવથી અંગીકાર કર્યાં.

ત્યારપછી મહિમાસાગર મુનિરાજ ત્યાંથી વિહાર કરી પરિવાર સહિત ઠાણાપૂર નગરે આવ્યા. આચાર્યના આગમનથી નગરમાં સર્વ સ્થળે ખબર પડી કે—' નગર બહાર મહાન્ વિદ્વાન્ આચાર્ય મહારાજ પધાર્યાં છે. તેમના સમાન વર્તમાન કાળે ભૂમંડળમાં કોઈ પણ નથી. ' આ પ્રમાણેની ખ્યાતિ તે નગરમાં રહેનાર નિર્મળધ્વજ નામે વાદીએ શ્રવણ કરી. તેથી તે અહંકારથી પોતાના ચિત્તમાં વિચારવા લાગ્યો કે—' અરે ! વળી આ કોણ નવો પંડિત જાગ્યો ? મેં સમસ્ત પૃથ્વીના વિદ્વાનોને પરાભવ પમાડી મ્લાન વદનવાળા કર્યાં છે, તેમાં વળી આ કોણ મગમાં કોરડુની માફક જીત્યા વિનાનો-રહી ગયો ? પણ મદોન્મત્ત હસ્તિ પોતાની સુંઢ પછાડીને ત્યાં સુધીજ અવાજ કરે છે, કે જ્યાં સુધી પ્રચંડ મૃગરાજની ગર્જના સાંભળી નથી. તેમ આ બીચારો પંડિત પણ મને જોતાંજ નાશી જશે. '

આ પ્રમાણે પોતાના મનમાં વિચારી તે વાદી રાજા પાસે જઈ ગર્વથી કહેવા લાગ્યો કે—' મહારાજ ! આજે આવેલા આચાર્યની સાથે મારે સરસ્વતીદેવીના મંદિર આગળ વિદ્વાનોની સમક્ષ વાદ કરવો છે, તો આપ ત્યાં પધારી અમારો ન્યાય આપશો. ' આ પ્રમાણે કહી તે વાદીએ આચાર્યને ારતીદેવીના મંદિરે આવી વાદ કરવાનું કહ્યું. સમય થતાં મુકરર કરેલા સ્થાને પંડિતો અને રાજા વિગેરે આવી એકઠા થયા. સૂરિમહારાજ પણ અનેક નગરજનોથી પરવર્યા થકા ત્યાં આવી પહોંચ્યા. એટલે રાજા વિગેરે જનોએ ઉ । થઈ સૂરીશ્વરનો આદર કર્યો. શામ્યાદિ અનેક ગુણાલંકૃત સૂરીશ્વરને પોતાને મંદિરે આવ્યા જાણી તેમના પ્ર ાવથી ભારતીદેવી

પ્રગટ થઇ ગુરૂના ચરણે નમી અને બહુમાનપૂર્વક સુવર્ણકમળપર બેસાડ્યા. આવા પ્રકારનો સૂરિનો પ્રભાવ જોઇ વાદી વિસ્મય પામી વિચારવા લાગ્યો કે–' અહો જેને સરસ્વતી પણ નમસ્કાર કરે છે એવા આચાર્યની સાથે વાદ કરી કોણ વિજય મેળવી શકે ? ખરે મેં હાથે કરીનેજ મારો પરાભવ માગી લીધો છે. હવે મારી કીર્ત્તિ શી રીતે રહેશે ? જો કદી આ વાદીને જીતું તો તો મારી કીર્ત્તિનો પારજ ન રહે. ' એ રીતે હૃદયમાં શંકાશીળ હોવા છતાં પણ વાદ આરંભ્યો. નિર્મળધ્વજે પૂછેલા સર્વ પ્રશ્નોના યથાર્થ જવાબ આચાર્યે આપ્યા, અને આચાર્યે પૂછેલા પ્રશ્નોના જવાબ તે આપી શકયો નહિ. આથી તે પરાભવ પામી અતિશય ખિન્ન થયો. પછી સૂરિમહારાજે સર્વેને પ્રતિબોધવા નિમિત્તે ઉત્તમ પ્રકારની દેશના આપી. તેથી સરસ્વતી દેવી બોધ પામીને સમ્યગ્દર્શન પામી. રાજાએ પણ પ્રતિબોધ પામી સમકિત યુકત શ્રાવકધર્મ અંગીકાર કર્યો. પછી વાદીએ પોતાના મનમાં રહેલી શંકાઓના સુક્ષ્મ વિચાર પૂછયા, તેના પણ આચાર્યે યોગ્ય ઉત્તર આપી સમાધાન કર્યું. તેથી તે વાદી પણ મિથ્યાત્વ તજી સમ્યગ્દર્શન પામ્યો. એ રીતે શાશનની પ્રભાવના કરી સૂરીશ્વર ત્યાંથી વિહાર કરી પાડલીપુર નગરે આવ્યા. ત્યાં આગળ તે નગરનો રાજા ભયંકર જ્વરથી પીડાતો હતો. તે સૂરિમહારાજના દર્શનમાત્રથી વ્યાધિરહિત થઇ ગયો. તેથી તેણે ભાવપૂર્વક શ્રાદ્ધધર્મ અંગીકાર કરી જિનશાસનની ઘણી પ્રભાવના કરી.

ત્યાંથી વિહાર કરી સૂરીશ્વર ભોગપુર નગરે આવી ચતુર્માસ રહ્યા. ત્યાં એવો અભિગ્રહ ગ્રહણ કર્યો કે–' આજ નગરની માંહે ચાર માસની અંદર મદ ઝરતો રાજાનો પટ્ટહસ્તિ જો મોદક વહોરાવે તો તપનું પારણું કરવું, અન્યથા નહિ. ' ઘોર તપસ્યા વિના ક્લિષ્ટ કર્મનો નાશ થતો નથી, એવું જાણી ઉપરોક્ત ઘોર અભિગ્રહ ધારણ કર્યો.

પૂર્વોકત અભિગ્રહયુકત તપસ્યા કરતાં બે માસ વ્યતિત થયા તોપણ અભિગ્રહ પૂર્ણ થયો નહિ. તે છતાં આચાર્યમહારાજ મનમાં જરા પણ અરતિ પામ્યા નહિ. ત્યારપછી અંતરાયકર્મના ક્ષયોપશમથી એક દિવસ રાજાનો પટ્ટહસ્તિ આલાનસ્તંભ ઉખેડી પોતાને માટે મૂકેલા મોદકનો થાળ સુંઢવડે ઉપાડી નગરમાં મદોન્મત્ત થઈ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં તે હસ્તિ અભિગ્રહ ધારણ કરનાર સૂરિમહારાજ સમિપે આવી ભો રહ્યો અને થાળમાંહેના

મોદક ભક્તિભાવથી વહોરાવવા લાગ્યો. સૂરીશ્વરે પોતાનો અભિગ્રહ યથાર્થ રીતે પૂર્ણ થતો જાણી તે મોદક ગ્રહણ કર્યા. તે વખતે દેવોએ પંચ દિવ્ય પ્રગટ કર્યા અને રત્નની વૃષ્ટિ કરી. આથી કરીને આખા નગરમાં આનંદોત્સવ થઈ રહ્યો, અને કેટલાએક ભવ્ય જીવો બોધિરત્ન પામ્યા. તેથી શાશનની અતિશય ઉન્નતિ થઈ.

ત્યારપછી ત્યાંથી વિહાર કરી સૂરીશ્વર મથુરા નગરીએ આવ્યા. ત્યાંનો રાજા તથા પ્રજા સર્વ બૌધધર્માનુયાયી હોવાથી નગરમાં ગોચરીએ ગયેલા સાધુઓને કોઇ પણ ભકતપાનાદિ આપતું નહિ, પણ ઉલટી સર્વે તેઓની નિભ્રંછના કરતા હતા. આ પ્રમાણે થતું જોઇ આચાર્યમહારાજે વિદ્યા-મંત્રના પ્રભાવથી નિભ્રંછના કરનાર બૌધોને સ્થંભા રાખ્યા. એ વાત ત્યાંના રાજા હેમધ્વજે જાણી. તેથી તેણે જૈનાચાર્યને મારવા માટે સૈન્ય મોકલ્યું. સૈન્યને આવતું જોઈ સૂરિના ભક્ત દેવોએ તે સમગ્ર સૈન્યને કાગળપર ચિત્રેલા ચિત્રની પેઠે સ્થંભી રાખ્યું અને આકાશમાં રહી તે દેવો બોલ્યા—'જો તમારે સર્વને જીવિતની ઇચ્છા હોય તો આચાર્યમહારાજની પાસે જઇ કરેલા અપરાધની ક્ષમા યાચી લોકોત્તર એવા જિનોકતધર્મને અંગીકાર કરો.'

એ મુજબ આકાશવાણી સાંભળી સર્વજનો વિસ્મય પામી ગુરૂને ચરણે આવી નમ્યા અને શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. પછી સર્વે બહુમાન-પૂર્વક ભક્તપાનાદિ માટે સાધુઓને આમંત્રણ કરવા લાગ્યા. તેમજ સૂરિની સ્તુતિ કરતા કહેવા લાગ્યા કે—'હે પ્રભુ! આપે અમને સંસારસમુદ્રમાં ડુબતા બચાવી મિથ્યાત્વ તજાવી સમ્યગ્ધર્મ પ્રાપ્ત કરાવ્યો છે. તેથી અમો આપના અતિશય ઓશીંગણ થયા છીએ.' એ રીતે તે નગરીમાં રાજા આદિ નગરજનોને શુદ્ધ ધર્મ પમાડી શાસનની ઉન્નતિ કરી આચાર્ય ત્યાંથી નાગપુર નગરે આવ્યા.

ગુરૂમહારાજને આવેલા જાણી સર્વ નગરજનો તથા રાજા પરિવાર સહિત વાંદવા આવ્યા. રાજાદિ નગરજનોને આવેલા જાણી સૂરીશ્વરે સંસારરૂપ તાપથી સંતપ્ત થયેલા પ્રાણીઓને મેઘની વૃષ્ટિ સમાન દેશના આપવા માંડી. ગુરૂની દેશનાથી રાજા પ્રતિબોધ પામ્યો અને ભાવપૂર્વક સમ્યગ્ધર્મ અંગી-કાર કર્યો. તે વખતે તે રાજાના દુશ્મન મ્લેચ્છ રાજાનું સૈન્ય ચડી આવ્યું. આમ અચાનક અગણિત મ્લેચ્છોનું સૈન્ય આવેલું જાણી રાજા ગભરા-

ઇને ગુરૂને કહેવા લાગ્યો–' કૃપાસિન્ધુ ! હવે આ શત્રુથી મારી પ્રજાનું શી રીતે રક્ષણ થશે ? જો કદી મને પ્રથમ ખબર પડી હોત તો હું લડાઇની સામગ્રી તૈયાર રાખત પણ હવે શું થાય ?'

ગુરૂ કહે–' રાજન ! ધર્મના પ્ર ાવે સર્વ ઉપદ્રવ વિનાશ પામશે. તું નિશ્ચિંત થઇ તારા મ્હેલમાં જા અને ધર્મારાધન કર.' એ પ્રમાણે કહી રાજાને ધીરજ આપી નગરમાં મોકલ્યો. થોડીજવાર પછી રાજાને દૂતે આવી કહ્યું કે–' મહારાજ ! મ્લેચ્છ સેનાનો અધિપતિ હમણાજ યમસદન ( જમદ્વારે ) પહોંચ્યો છે અને આખા શત્રુના સૈન્યમાં મહા ઉપદ્રવ થઇ રહ્યો છે, તેથી સર્વ પોતાનો જીવ બચાવવા નાશભાગ કરી ર ા છે.'

એ પ્રમાણે વધામણી સાંભલી રાજા અત્યંત હર્ષ પામ્યો અને ગુરૂપાસે આવી પુનઃ ભાવપૂર્વક વંદના કરી. નગરમાં સ્થળે સ્થળે આનંદોત્સવ કરી શાસનની બહુજ પ્રભાવના કરી.

મેરૂપ્રભાચાર્ય પછી ત્યાંથી વિહાર કરી પુનઃ ભોગપુર નગરે પધાર્યા. ગુરૂનું આગમન જાણી નગરજનો અતિ ઉ ાસથી ગુરૂને વાંદવા આવી દેશના શ્રવણ કરવા બેઠા. સૂરિમહારાજ અનેક ોપાર્જિત પાપકર્મોનો નાશ કરવાના હેતુરૂપ દેશના આપવા લાગ્યા. તે વખતે સૌધર્મદેવલોકાધિપતિ ત્યાં આવી સૂરિના ચરણકમળમાં નમી સ્તુતિ કરવા લાગ્યો—

' હે કરૂણાસમુદ્ર ! હે ગુણાકર ! હે પરમોપકારી સૂરીશ્વર ! આપે જિનોકત શાસનની અત્યંત ઉન્નતિ કરી ઉત્કૃષ્ટ પુન્યોપાર્જન કરી ત્રિલોકપૂજ્ય શ્રી જિનનામકર્મનો નિકાચીત બંધ કર્યો છે. તેથી આગામી કાળે અનેક સુરાસુરો આપના પદકમળમાં નમી પોતાના પાપનો પ્રલય કરશે. હું પણ કૃતાર્થ થયો છુ કે જેથી કરીને આપનું પવિત્ર દર્શન પામ્યો છું.' ઈત્યાદિ સ્તુતિ કરી ઇન્દ્ર સ્વસ્થાનકે ગયો.

સૂરિ મહારાજ ત્યાંથી વિહાર કરી સંમેતશિખરપર આવ્યા. ત્યાં આવી અનશન કરી બ્રહ્મ દેવલોકમાં મહાન્ સમૃદ્ધિવાળા દેવ થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર પદ પામી અનંત આનંદમય મોક્ષસુખ પામશે.

સમાપ્ત.

# વીશમા તીર્થ અથવા પ્રવચન પદનો મહિમા.

वि निमि वि ा- ादधर्म थादिभिः ।
, द्विंशा ं पुनः ॥ १ ॥
लद्धपून्नं ि भवोदयं च, ि थ स भावणा ।
तिथ्थेसरत्तं रिंद ज्जं, दसारसिंहो इव णि ोव ॥ २ ॥
वय ी धम्म ही, वाई मित्तिओ वस्सी य ।
विज्जा सिद्धो य कवी, पभा ा भ या ॥ ३ ॥
प्रभावनायै जिनशा स्य, रोति ण्योर ारि ा ।
भोर्वी ि त् ि , ा ोत्य ै विश्व ार्चनीयः ॥ ४ ॥

અર્થ—વિદ્યા, નિમિત્ત, કવિતા, વાદ અને ધર્મકથા વિગેરેથી જૈન-શાસનની જે પ્રભાવના કરવી તે વીશમું પદ ( સ્થાનક ) છે. ૧. તીર્થની—શાસનની પ્રભાવના કરવાથી જીવ અલબ્ધપૂર્વ—પૂર્વે નહીં પામેલો તેવો વૈ વ પામે છે તેમજ દેવેંદ્રોને પૂજ્ય એવું તીર્થંકરપણું દશારસિંહ—કૃષ્ણની જેમ તેમજ શ્રેણિકરાજાની જેમ પામે છે. ૨. પ્રાવચની, ધર્મકથી, વાદી, નૈમિત્તિક, તપસ્વી, વિદ્યા, સિદ્ધ અને કવિ—આ આઠ પ્ર ાવક ક ા . ૩. જૈનશાસનની પ્ર ાવનાને માટે જે મેરૂપ્ર રાજાની જેમ અનેક પ્રકારના પુણ્યોત્સવકારી કાર્યો કરે છે તે વિશ્વજનને—સમગ્રલોકને પૂજનીય એવી પ્રતિષ્ઠાને અર્થાત્ તીર્થંકર પદને પામે છે. ૪.

—※—

## ૯ શ્રી વીશસ્થાનકની સઝાય. ( શ્રી જ્ઞાનવિમળ સૂરિ કૃત )

સારદબુધદાઇ—એ દેશી.

અરિહંત પ્રથમપદે, લોગસ્સ ચોવીશ બાર; બીજે પદ સિદ્ધા, અડવન પનર વિચાર; પવયણપદે નવ સગ, સૂરિપદ છત્તીશ; થિવિરે દશ વાચક, દ્વાદશ વળી પણવીશ. ૧. ત્રુટક—તિમ ઈગવીસ અને સગવીસ, સાધુપદ આરાધો; નાણપદે પણ દંસણે સતસઠિ, વિનયપદે દશ સાધો; ચારિતપદે ખટ્ સતર કહીજે, બંભપદે નવ જાણો, કિરિયા તેર અને પણવીસા, બારસ તપ મનિ આણો. ૨. ગોયમપદે ઈગદસ, લોગસ દશ જિનનામ; ચારિતપદે સગદસ, નાણે પણ અવિરામ; ઇમ વળી પણ લોગસ્સ, શ્રુતપદે કાઉ ગ્ગ કીજે; પણ

લોગસ વીશ, તીર્થપદે પ્રણમીજે. ૩. ત્રુટક—તિમકીજે દોય સહસ ગુણનરયું, સ્થાનક આરાધીજે, વીશ વાર ઈમ વિધિશું, કરતાં તીર્થંકરપદ લીજે; નામ ફેર દીસે બહુ ગ્રંથે, પણ પરમારથ એક; ઉભય ટંક આવશ્યક જયણા, કીજે ધરિય વિવેક. ૪. કાઉસગ્ગનો વિધિ જે દાખ્યો, તપ આરાધન હેતે; શાસ્ત્ર-માંહી નવિ દિસે તોહી, પરંપરાથી વિગતે; ચોથે અથવા છઠ્ઠે સ્થાનક, કરતાં લહીએ પાર; ધીરવિમળકવિ સેવક નય કહે, તપ શિવસુખ દાતાર. ૫. ઇતિ.



### શ્રી વીશસ્થાનકના આરાધન કરનારે દરેક પદના આરાધન વખતે અમુક લોગસ્સનો કાઉસગ્ગ કરવાના સંબંધમાં જે વિકલ્પો છે તે નીચે પ્રમાણે—

૧ અરિહંતપદના આરાધનમાં ૨૪ લોગસ્સનો અથવા ૧૨ લોગસ્સનો કરવો
૨ સિદ્ધપદના આરાધનમાં ૧૫–૩૧ કે ૫૮ નો કરવો.
૩ પ્રવચનપદના આરાધનમાં ૪૫–૧૨–૯–૭ કે ૨૭ નો કરવો.
૪ આચાર્યપદના આરાધનમાં ૩૬ લોગસ્સનો કરવો.
૫ સ્થવિરપદના આરાધનમાં ૧૦ અથવા ૧૩ નો કરવો.
૬ ઉપાધ્યાયપદના આરાધનમાં ૨૫ અથવા ૧૨ નો કરવો.
૭ સાધુપદના આરાધનમાં ૨૭ અથવા ૨૧ લોગસ્સનો કરવો.
૮ જ્ઞાનપદના આરાધનમાં ૫ અથવા ૫૧ નો કરવો.
૯ દર્શનપદના આરાધનમાં ૬૭ લોગસ્સનો કરવો.
૧૦ વિનયપદના આરાધનમાં ૧૦–૧૩ અથવા ૫૨ નો કરવો.
૧૧ ચારિત્રપદના આરાધનમાં ૭૦–૧૭ અથવા ૬ લોગસ્સનો કરવો.
૧૨ બ્રહ્મચર્યપદના આરાધનમાં ૯ અથવા ૧૮ નો કરવો.
૧૩ ક્રિયાપદના આરાધનમાં ૨૫ અથવા ૧૩ નો કરવો.
૧૪ તપપદના આરાધનમાં ૧૨ લોગસ્સનો કરવો.
૧૫ ગૌતમપદ અથવા દાનપદના આરાધનમાં ૨૮ અથવા ૧૧ નો કરવો.
૧૬ જિનપદ અથવા વૈયાવચ્ચપદના આરાધનમાં ૨૦-૨૪ અથવા ૧૦નો કરવો.
૧૭ સંયમપદના આરાધનમાં ૭૦ અથવા ૧૭ નો કરવો.
૧૮ અભિનવજ્ઞાનપદના આરાધનમાં ૫૧ અથવા ૫ લોગસ્સનો કરવો.
૧૯ શ્રુતપદના આરાધનમાં ૧૨–૪૫–૫ અથવા ૮૪ નો કરવો.

૨૦ તીર્થ અથવા પ્રવચનપદના આરાધનમાં ૫-૨૦ અથવા ૩૮ લોગસ્સનો કરવો.

આમાં વિકલ્પ વિનાના માત્ર ત્રણ ( ૪-૯-૧૪ ) પદજ છે.

આમાં ાનને લગતા ત્રણ ( ૮-૧૮-૧૯ ) પદ છે.

આમાં બે નામવાળા ત્રણ ( ૧૫-૧૬-૨૦ ) પદ .

આમાં ચારિત્રને લગતા બે પદ ( ૧૧મું ને ૧૭મું ) છે.



# તપનો મહાપ્રભાવ, તેથી તપ ક વાની આવશ્યકતા.

" સમતા સહિત કરવામાં આવતા તપથી નિકાચીત કર્મનો પણ ક્ષય થઈ શકે છે, તો પછી બીજાં કર્મોનું કહેવુંજ શું ? "

" પ્રદીપ્ત કરેલા તપ-અગ્નિવડે અશુદ્ધ એવું જીવ-સુવર્ણ વિશુદ્ધ થઇ શકે છે. એટલે કે તીવ્ર તપ સેવનથી આત્મા ઉજ્વલ થાય છે. "

" તીર્થંકરોએ પોતે પણ તપ સેવ્યો છે અને તેથી અદ્દભુત લાભ જાણી વ્યજનોના હિત માટે તીર્થંકરોએજ તપનું સેવન કરવા ફરમાન કરેલું છે, તપથી દ્રવ્ય ભાવ લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે, ભવસંતતિનો ક્ષય થાય છે, રોગનું નિર્મૂલન થાય છે; કર્મનો અંત થાય છે, વિઘ્નો વિસરાળ થઇ જાય છે, ઇંદ્રિયોનું દમન થાય છે, મંગળમાળા વિસ્તરે છે, ઇષ્ટ અર્થ સિદ્ધ થાય છે, દેવતાનું આકર્ષણ થાય છે, તેમજ તેથી કામવિકાર નષ્ટ થાય છે; માટે મોક્ષના અર્થી જનોએ તપનું સેવન અવશ્ય કરવું જોઇએ. "

૧ દે ગવાન એક વર્ષ પર્યંત અને વર્ધમાન સ્વામી છ માસ પર્યંત અશનાદિક આહાર રહિત ઉપોષિતપણે વિચર્યા અને પ્રમાદ રહિત સંયમ-માર્ગને પાળતા ધ્યાનમાં ઝકઝોળ રહ્યા હતા. એમ ઉપદેશમાળાદિક શાસ્ત્ર થકી જાણી આત્માર્થીજનોએ એ રીતે તપનું યથાશક્તિ સેવન કરવામાં અધિક આદર રાખવો યુક્ત છે.

૨ દુષ્કર તપવડે ઘનઘાતિ કર્મોનો ક્ષય કરી નિર્મળ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી તીર્થંકરોએ ભવ્ય જીવોના હિત માટે દ્વાદશવિધ ( બાર પ્રકારના ) તપનું પ્રતિપાદન કર્યું. તેમાં ૧ અનશન, ૨ ઉણોદરી, ૩ વૃત્તિસંક્ષેપ, ૪ રસત્યાગ, ૫ કાયક્લેશ, ( દેહદમન ) અને ૬ કૂર્મવત્ કાયસંલીનતા,[1] એ છ પ્રકારનો બાહ્યતપ

૧ કાચબાની પેરે શરીરના અંગો પાંગ સંકોચીને રાખવા

અને ૧ પ્રાયશ્ચિત્ત, ૨ વિનય, ૩ વૈયાવચ્ચ, ૪ સ્વાધ્યાય, ૫ ધ્યાન અને ૬ કાયોત્સર્ગ, એ છ પ્રકારનો અભ્યંતર તપ કરવાનું પ્રકાશેલ છે. બાહ્યતપ સેવન કરવાનું અભ્યંતર તપની પુષ્ટિ માટે ભગવાને કહેલું છે. તેથી જેમ વિનયાદિક તપોગુણની વૃદ્ધિ થવા પામે તેમ લક્ષપૂર્વક તે બાહ્યતપનું સેવન કરવું ઘટે છે અને ત્યારેજ તેની સાર્થકતા છે. અભ્યંતર તપથી એકાંત હિત સંપજે છે.

૩. તપવડે સુવર્ણપુરૂષાદિક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તેમજ તપવડે ચિલાતિપુત્રાદિકની પેરે [1]ભવસંતતિનો પણ ક્ષય થાય છે. જુઓ! ચિલાતિપુત્રે ઉપશમ, વિવેક અને સંવર એ ત્રણજ પદોના શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપ વજ્રવડે પાપરૂપ પર્વતનું વિદારણ કરી પોતાના આત્માનો ઉદ્ધાર કર્યો, અને ભવાંતરમાં કર્મમાત્રનો ક્ષય કરી મોક્ષવધુની વરમાળા પણ વરશે. માટે જ કહ્યું છે કે-"જે કંઇ દૂર, દુરારાધ્ય અને દેવતાઓને પણ દુર્લભ છે તે સઘળું તપવડે સાધ્ય થાય છે. તપનો પ્રભાવ ખરેખર અચિન્ત્ય[2] છે."

૪ શ્રી સિદ્ધચક્રનું આરાધન કરતાં આયંબિલ તપવડે શ્રી શ્રીપાળ મહારાજાનો કુષ્ટરોગ ( કોઢ ) શાન્ત થયો અને તેની કાયા કંચનવર્ણી થઈ. એ રીતે બીજા સાતશેં કુષ્ટીઓનો રોગ પણ દૂર ગયો.

૫ બ્રહ્મ-સ્ત્રી-બાળ-ગૌહત્યાદિક દુષ્કર્મ કરનાર દ્રઢપ્રહારી પણ તપવડે કઠણ કર્મનો ક્ષય કરી સદ્ગતિ પામ્યા.

૬. દ્વારિકાનગરીમાં દ્વૈપાયનદેવકૃત ઉપસર્ગો આયંબિલ તપના પ્રભાવથી દ્વાદશ વર્ષ પર્યંત અટકી શકયા અને જ્યારે લોકો તપ કરવામાં મંદ-શિથિલ પરિણામી થયા ત્યારે ઉપસર્ગો પ્રગટ થયા, અને દ્વૈપાયનનું બળ ફાવ્યું.

૭. " ઇન્દ્રિયો રૂપ વિવરવડે વાંચ્છારૂપ પવનનું ભક્ષણ કરી ચિત્તરૂપી કરંડીયામાં સ્થિતિ કરનારા રાગાદિક દોષરૂપ ભુજંગો અતિ ભયંકર બને છે, પરંતુ જો તેમને સર્વથા ભુખ્યા રાખવામાં આવે છે તો ખરેખર થોડાજ વખતમાં તેઓ નાશ પામે છે અને પછી પૂર્વે નહિ અનુભવેલું અતિ અદ્ભુત સુખ પ્રગટે છે. " એવી રીતે તપવડે ઇંદ્રિયદમન અને રાગાદિ દોષોનો પણ નિગ્રહ થાય છે.

૮. કુગ્રહ પીડા અને દુર્નિમિત્તાદિકનો ક્ષય કરનાર અને સુખસંપદાને મેળવી આપનાર **તપ** ખરેખર મંગળકારી છે.

---

૧ જન્મ મરણની પરંપરા.

૨ શ્રી તીર્થંકર પદવી પ્રાપ્ત કરવા પહેલાના ત્રીજા ભવમાં અરિહંતાદિક વીશસ્થાનક પૈકી એક, બે યાવત્ વીશ સ્થાનકોનુ યથાવિધિ આરાધન કરીને કોઇ વીરલા મહાશયો તીર્થંકર નામકર્મને નિકાચે છે. જેના પરિણામે તેઓ ત્રિભુવનને પૂજવાલાયક બને છે.

૯. અઠ્ઠમતપના પ્રભાવવડે માગધ, વરદામ, ગંગા, સિંધુ અને પ્રભાસાધિપ દેવોનો પણ મનમાનતો જય ચક્રવર્તીઓ કરી શકે છે.

૧૦. તપવડે હરિકેશીબલ મુનિની પેરે દેવનું આકર્ષણ થાય છે, એટલે તપના પ્ર ાવે દેવતા પણ દાસ થઇ તપસ્વી જનોની સેવાભક્તિમાં હાજર રહે છે.

૧૧. "એક રસનેંદ્રિયદ્વારા જ્યાંસુધી અન્ન જળ નિયમ વગર મળ્યા કરે છે ત્યાંસુધી પ્રાણીઓના ઉદગ્ર[1] કર્મ દેહદુર્ગને[2] તજીને જતાનથી." એ રીતે તો રાગાદિક ઉલટા મજબુત બને છે. આ હેતુથીજ અનશન, ઉનોદરી પ્રમુખ બાહ્યતપનું નિર્માણ કરેલ છે, અને સરસ–માદક આહાર તેમજ અતિ ઘણો (જરૂર કરતાં વધારે) નીરસ આહાર પણ બ્રહ્મચારી જનોને અવશ્ય વર્જવો કહ્યો છે. ઇત્યાદિક અનેકાનેક હેતુઓવડે તપનો પ્રભાવ અને તપ કરવાની આવશ્યક્તા સહજ સિદ્ધ થાય છે.



# વીશસ્થાનકના વીશે પ ોનું ટુંક વિવેચન.

( એ તપનું આરાધન કરવા ઇચ્છનારને ખાસ પયોગ . )

**૧. શ્રી રિહંતપદ**—'સવી જીવ કરૂં શાસન રસી' એવી ઉત્તમ ભાવનારૂપ ભાવદયાના પરિણામપૂર્વક નિર્મળ આચાર વિચારવડે તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરી પ્રાય: ઉત્તમ પ્રકારના દેવલોકમાં ઉપજી, ત્યાંથી ચ્યવી ઉત્તમ કુળમાં ત્રણ જ્ઞાનસહિત મનુષ્યપણે અવતરી, અનુક્રમે સકળ ભોગ સામગ્રી તજી, પરમ વૈરાગ્ય પામી, વરસીદાનવડે દીન–દુ:ખીજનોનો ઉદ્ધાર કરી, સહુ સ્વજનવર્ગ પ્રમુખને સંતોષી, અપ્રમત્તભાવે દીક્ષા ગ્રહી, દુષ્કર તપવડે ઘનઘાતિ કર્મને ખપાવીને કેવળજ્ઞાનાદિક અનંત આત્મ–સંપદા પામે છે, અને સકળ ઇદ્રોવડે અર્ચિત થઇ, દેવનિર્મિત સમવસરણમાં સ્થાપિત કરેલા સિંહાસન ઉપર વિરાજમાન થઇને, ભવ્યજીવોને અમૃત સમાન હિત–ઉપદેશ અગ્લાનપણે આપે છે. તે **અરિહંત–તીર્થંકર પદ** ( પદવી ) સહુ કરતાં શ્રેષ્ઠ ઉપકારક હોવાથી અવશ્ય આરાધવા યોગ્ય છે- એ અરિહંત પદ પંચ પરમેષ્ઠીમાં પ્રધાન છે અને નામ સ્થાપનાદિક ચારે નિક્ષેપે સદાય ધ્યાન કરવા યોગ્ય છે.

**૨. શ્રી સિદ્ધપદ**—સકળ કર્મ ઉપાધિ સર્વથા નિવારીને આત્માનું સહજ નિરૂપાધિક શાશ્વત્ સુખ આપવા સમર્થ શ્રી જિનેશ્વર ભગવાન્‌ના સનાતન માર્ગને અનુસરી સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રયીનું યથાર્થ આરાધન કરી આત્માની અનંત શક્તિ–અનંત સુખ સમૃદ્ધિને આવરનારાં સકળ

---

૧ આકરાં. ૨ દ્દિષાને.

કર્મબંધનને તોડી નાખી, જેઓ જન્મ, જરા, મરણાદિક દુઃખથી રહિત, અક્ષય-અવિનાશી શિવસંપદાને વરે છે તે સઘળા સિદ્ધ પરમાત્માઓનું આરાધન આ સિદ્ધપદથી થઇ શકે છે. તે પદ પરમ નિર્મળ છે.

**૩. શ્રી પ્રવચનપદ**—તીર્થંકર ભગવાનનાં પ્રકૃષ્ટ વચન–આજ્ઞા પ્રમાણે વર્તનારા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘ તીર્થંકરની પેરે પરમ પ્રેમભાવથી સેવવા યોગ્ય છે. શ્રી તીર્થંકર મહારાજ પણ દેશનાના આરંભમાં ' નમો તિથ્થસ્સ ' કહે છે. એટલે શ્રી સંઘને નમસ્કાર કરે છે, તો પછી તીર્થંકર ભગવાને માન્ય કરેલા શ્રી સંઘને કોણ ન માને ? અપિતુ સહુ કોઈ શાસનરાગી જનોએ શ્રી સંઘનો વિશેષે આદર કરવો જોઇએ. શ્રી સંઘ અનેક સદ્ગુણી આત્માઓના સમુદાયરૂપ હોવાથી તેને અનંત ગુણ–રત્નોનો નિધાન માની સદાય સેવવા યોગ્ય છે. શ્રી સંઘની શુભ દૃષ્ટિ પ્રાણીઓના રાગદ્વેષાદિક ભાવરોગોને ટાળવા અમૃત સમાન ઉપયોગી છે. કોઇ ધન્ય–કૃતપુન્ય જનો શ્રી સંઘનું યથાવિધિ આરાધન કરે છે–કરી શકે છે.

**૪. ી ાચાર્યપદ**—પાંચે ઇંદ્રિયોનું દમન, નવવિધ બ્રહ્મચર્યનું પાલન, ચાર કષાયનો જય, પાંચ મહાવ્રતનું પાલન, પંચાચારનું સંસેવન, તેમજ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું પાલન–એ ૩૬ ગુણો અથવા એવા અનેક ગુણોનો સમુદાય જેમનામાં ઝળહળી રહ્યો હોય, જેઓ સંયમ પાળવામાં શિરોમણિ હોય, તેમજ સકળ શાસ્ત્રના પણ પારગામી હોય, તે આચાર્ય ભગવંતો જૈનશાસનને અત્યંત ઉપકારક હોવાથી સદાય સેવવા યોગ્ય છે.

**૫. શ્રી સ્થિવિરપદ**—નિર્મળ જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિક ગુણોનું સંસેવન કરવાથી જેઓએ પોતાના આત્માને સ્થિર–શાન્ત કરેલો છે, અને ઉત્તમ પ્રકારની ક્ષમા, મૃદુતા અને સરલતાદિક સદ્ગુણોવડે જેઓ અન્ય સાધુજનોને યથાઅવસર જરૂર પૂરતી સહાય આપી સંયમમાર્ગમાં સ્થિર કરે છે, તે સ્થિવિર સાધુઓ જૈનશાસનને દીપાવનાર હોવાથી, તેમજ નવીન અને શિથિલ થયેલા સાધુઓને આલંબનભૂત હોવાથી સદાય સેવવા યોગ્ય છે.

**૬. શ્રી ઉપાધ્યાયપદ**—નિર્મળ શાસ્ત્રબોધસહિત શુદ્ધ ચારિત્ર પાળવામાં સદાય સાવધાન રહી, કેવળ ઉપકારદૃષ્ટિથી સાધુસમુદાયને અનેક પ્રકારે સહાય અર્પી જેઓ પથ્થર જેવા જડબુદ્ધિવાળા શિષ્યોને પણ સુશિક્ષિત કરે છે અને ઉત્તમ રહેણી–કરણીવડે શિષ્યોને સુવિનિત બનાવે છે, તે આચાર્યને, ગચ્છને, યાવત શ્રી સંઘને સહાયક શ્રી ઉપાધ્યાય ભગવંતો સહુ કોઇ આત્માર્થી-જનોએ સદાય સેવવા યોગ્ય છે.

**૭ શ્રી ાધુપદ**—સાંસારિક સુખની અસારતા જોઇને તથા જન્મ

મરણનાં અનંત દુ:ખથી ત્રા પામીને સંસારનો ફેરો ટાળવા અને શાશ્વત્ સુખમાં ઠરવા માટે આત્મિકશક્તિ અજમાવી, અનુક્રમે સાંસારિક બંધનોને કાપી, ઉજ્વળ રત્નત્રયીનું પાલન કરતા ફગુરૂનું શરણુ લહી, પ્રમાદરહિત કેવળ આત્મામાંજ લક્ષ રાખી, જે સંયમમાર્ગને સારી રીતે પાળે છે અને અન્ય આત્માર્થી જનોને પણ યથાશક્તિ સહાય આપી સન્માર્ગે ચઢાવે છે, તે સાધુજનો સ્વપર ઉપકારક હોવાથી સદાય સેવવા યોગ્ય છે.

૮ **ી જ્ઞાનપ** —જેથી સ્વપરને, જડ ચેતનને, ગુણ દોષને, હિત અહિતને, ક્ષ્યાભક્ષ્યને, યાવત્ કર્તવ્યાકર્તવ્યને ઓળખી શકાય અને અનાદિ અજ્ઞાન–અવિદ્યા–જડતા ટાળી શકાય, જેથી સ્વઘટમાં વિવેકદીપક પ્રગટ થતાં આત્મપ્રકાશ થાય, અધ્યાત્મ સ્વરૂપ ઝળકે. તે જ્ઞાન અત્યંત ઉપકારક હોવાથી આત્મકલ્યાણને ઇચ્છતા સહુકોઈ . ાઈબહેનોએ તેનો અવશ્ય આદર કરવા યોગ્ય છે.

૯. **ી ર્શનપદ**—જેવડે સર્વજ્ઞ ગવાને ાખેલા જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર. બંધ, મોક્ષ અને નિર્જરારૂપ નવ તત્ત્વ તથા ષડ્ દ્રવ્ય, સપ્તંગી,[1] સપ્તનય,[2] ચાર નિક્ષેપા મુખ સર્વ ાવોને સત્ય પ્રમાણિક લેખી અવધારી શકાય, જે સંયમાદિક સકળ ગુણના પાયારૂપ છે તથા જેમ એકડા વગરના મીંડાં નકામાં છે તેમ જેના વગર કરેલી ક્રિયા કલેશરૂપ થાય છે, પણ કલ્યાણરૂપ થતી નથી તે દર્શનપદ સદા સેવવા યોગ્ય છે. ચિંતામણિ રત્ન સમાન સુખદાયી સમ્યક્ત્વને પામવા અને અભ્યાસવડે ભાગ્યયોગે પામી તેની રક્ષા અને પુષ્ટિ કરવા અન્ય સ્થળે વિસ્તારથી કહેલા તેના દૂષણ ભૂષણ પ્રમુખ ૬૭ બોલો સારી રીતે સમજી તેના આરાધનમાં વિવેક કરવા યોગ્ય છે.

૧૦. **વિનયપદ**—જે વડે રાગ દ્વેષાદિક દુશ્મનમાત્ર મૂળથી દૂર થઈ જાય તે વિનય કહેવાય છે. ગુણ–ગુણી પ્રત્યે મૃદુતા રાખી આત્મામાં ઉત્તમ ગુણ પ્રગટ કરવા માટે સદ્‌ગુણીને દેખીને કે સાંભળીને મનમાં પ્રમુદિત થવું; તથા તેવા સદ્‌ગુણી સજ્જનોની યથાશક્તિ ભક્તિ, બહુમાન, ગુણસ્તુતિ કરી આપણે પણ તેવા સદ્‌ગુણી થવા ઇચ્છા રાખવી, એટલુંજ નહિ પણ તેવા સદ્‌ગુણીનો વારંવાર પરિચય રાખવો. સંત સુસાધુજનોના નજીવા અવગુણ ઉઘાડા પાડી તેમની કોઇ રીતે વિગોવણા કરવી નહિં, તેમજ તેમની અવજ્ઞા–આશાતનાદિક કરવારૂપ વિરા-

* ૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪ પુદ્‌ગલાસ્તિકાય, ૫ જીવાસ્તિકાય, અને ૬ કાળ. ૧–૧ સ્યાત્ અસ્તિ, ૨ સ્યાત્ નાસ્તિ, ૩ સ્યાત્ અસ્તિ–નાસ્તિ, ૪ સ્યાત્ અવક્તવ્ય. ૫ સ્યાત્ અસ્તિ અવક્તવ્ય. ૬ સ્યાત નાસ્તિ અવક્તવ્ય, ૭ સ્યાત અસ્તિ–નાસ્તિ યુગપત્ અવક્તવ્ય. ૨–૧ નૈગમ, ૨ સંગ્રહ, ૩ વ્યવહાર પ્રમુખ.

ધનાથી તો સદંતર દૂરજ રહેવું. અને અરિહંતાદિક પૂજ્ય પદો પ્રત્યે પૂર્ણ પ્રેમ પ્રગટાવી યથાયોગ્ય વિનય કરવો. વિનયવડેજ વિદ્યા વિજ્ઞાન અને ચારિત્રધર્મની અનુક્રમે પ્રાપ્તિ થતાં છેવટે મોક્ષપદ પ્રાપ્ત થાય છે. તે માટે સકળ ગુણમાં સાર-રૂપ વિનય અવશ્ય સેવવા યોગ્ય છે.

**૧૧. શ્રી ારિત્રપદ**—જેથી અનાદિસંચિત કર્મમળથી મુક્ત થઇ શકાય અને શુદ્ધ સ્ફટિક રત્નસમાન નિર્મળ–નિષ્કષાય આત્માના સ્વાભાવિક સ્વરૂપને પામી શકાય, તે ચારિત્રપદને ઇન્દ્રાદિક દેવો પણ સદાય નમસ્કાર કરે છે. અનંતાનુબંધી આદિ કષાયોનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ થવાથી આ ચારિત્ર ગુણ પ્રગટે .છે ઉત્તમ પ્રક.રની ક્ષમા–સમતા રાખવી એ ચારિત્રનું ખરૂં રહસ્ય છે. એથી ચારિત્રવંત સજ્જનો શીઘ્ર સ્વહિત સાધી શકે છે, માટે તે સદાય સેવવા યોગ્ય છે.

**૧૨ શ્રી બ્રહ્મચર્યપદ**—જેથી સ્વરૂપચર્યા–સ્વરૂપ રમણતા અથવા શુદ્ધ ચારિત્રનો લાભ થાય, અનેક પ્રકારની વિષયાસક્તિ દૂર થઈ જાય અને આત્માના સ્વાભાવિક સુખનો અનુભવ થાય તે બ્રહ્મચર્ય પદ વિશ્વવંદિત છે. યથાર્થ બ્રહ્મચર્યનું પાલન કરનાર મહાસુકૃતી છે. ગમે તેવા અન્ય સુકૃત કરનાર પ્રાણી યથાવિધિ બ્રહ્મચર્ય પાળનારની હોડે આવી શકતાજ નથી. જેને માટે **વિજય શેઠ** અને **વિજયા શેઠાણી. સુદર્શન, જંબૂસ્વામી** અને **સ્થૂલ દ્રાદિક**નાં દૃષ્ટાંત સુપ્રસિદ્ધ છે. યથાર્થ બ્રહ્મચર્યનુ પાલન એ પરમ સંતોષનુ પરિણામ હોવાથી અંતે અક્ષય સુખ મેળવી આપે છે, તેથી સહુ કોઈ કલ્યાણાર્થી ભાઇબહેનોએ પૂર્ણ પ્રેમથી તેનું પાલન કરવું ઉચિત છે.

**૧૩ શ્રી ક્રિયાપદ**—ક્રિયા–આચરણ વગરનું એકલું જ્ઞાન પાંગળું છે; અને જ્ઞાન વગરની એકલી ક્રિયા પણ આંધળી છે. પરંતુ પરમાર્થની સમજ સાથે કરવામાં આવતી સઘળી શુભ કરણી લેખે થાય છે. સર્વજ્ઞદેશિત સતક્રિયા તરફ શુભ રૂચિ પ્રગટ થવી એ જ્ઞાનનુંજ શુભ પરિણામ સૂચવે છે. તેથી જેમને અત્યંત ક્રિયારૂચિપણું તેમજ ક્રિયામાર્ગમાં આદર હોય છે, તેમને જ્ઞાનદશા પણ આકરી (તીક્ષ્ણ) હોવી ઘટે છે. વળી ક્રિયારૂચિ શુકલપક્ષી એટલે અલ્પકાળમાં સંસારનો અંત કરી મોક્ષમાં સધાવનાર હોઈ શકે છે અને જેને હજુ ક્રિયારૂચિ પ્રગટીજ નથી તે કૃષ્ણપક્ષી એટલે સંસારચક્રમાં વધારે લાંબો વખત પરિભ્રમણ કરનાર હોઇ શકે છે. રહેણી–કરણી વગરની લૂખી કહેણી કેવળ કલેશરૂપ થાય છે. રસોઇનું નામ લેવા માત્રથીજ કંઈ ભૂખ ભાગતી નથી, પણ તેનું સેવન–આસ્વાદન કરવાથીજ ભૂખ શમે છે, અને ગતિ–ક્રિયા કરવાથીજ આપણે ધારેલા મુકામે પહોંચી શકીએ છીએ, એમ સમજી સતક્રિયામાર્ગમાં અધિક રૂચિ ધારવી યોગ્ય છે.

**૧૪ ી તપ પદ**—જેમ અગ્નિનો અધિક તાપ આપવાથી સોનામાં રહે-

લો મેલ બળી જઇ તે શુદ્ધ કાંચન-કુંદન થાય છે, તેમ શાસ્ત્રમાં કહેલા અનેક પ્રકારના બાહ્ય-અભ્યંતર તપનું ક્ષમા સહિત સેવન કરવાથી આત્મામાં રહેલાં ચિકણા-નિકાચીત કર્મ પણ ક્ષય પામી જાય છે અને આત્માનું શુદ્ધ સ્વાભાવિક સ્વરૂપ પ્રગટી નીકળે છે. એવો એ તપનો પ્રભાવ જાણી તીર્થંકર ગણધર જેવા તદ્ભવે મોક્ષ જનાર પણ તેનું ભાવથી સેવન કરે છે. માટે તે તપ સર્વથા સેવ્યજ છે.

**૧૫ શ્રી ગૌતમ પદ**—છઠ્ઠ છઠ્ઠ તપે પારણું કરનાર, ચાર જ્ઞાનના ધારક અને અઠ્ઠાવીશ મહાલબ્ધિના ધણી શ્રી **ઇંદ્રભૂતિ**, શ્રી વીરપ્રભુના મુખ્ય ગણધર હતા. તેમનું ગોત્ર 'ગૌતમ' હોવાથી અને મહાલબ્ધિ પાત્ર હોવાથી તેઓ 'ગૌતમ' નામથી વિખ્યાત થયા છે. તેમનું પવિત્ર નામ લેતાં ચોવીશે પ્રભુના સઘળા ૧૪૫૨ ગણધરોનું સ્મરણ કર્યું જાણવું. શ્રી વીરપ્રભુ પ્રત્યેનો તેમનો પ્રેમ અકૃત્રિમ અને અનહદ હતો, તે જાણીને સહુ કોઈ સજ્જનોએ સ્વગુરૂપ્રત્યે તેવોજ અકૃત્રિમ અને અપાર પ્રેમ ધારતાં શીખવું જોઇએ. પરમ વિનય ઉપર શ્રી ગૌતમસ્વામીનું દ્રષ્ટાંત અપાય છે. તેથી એ પદ અત્યંત પ્રેમથી આરાધવા યોગ્ય છે. વળી તીર્થંકર ગણધર જેવા પરમપુરૂષો રત્નપાત્રતુલ્ય ગણાય છે, સામાન્ય સાધુજનો કાંચન પાત્રતુલ્ય, વિરતિવંત શ્રાવકો રૂપાના પાત્રતુલ્ય, સમકિતવંત શ્રાવકો ત્રાંબાના પાત્રતુલ્ય અને બીજા અવિરતિવંત મિથ્યાત્વીજનો લોઢા અને માટીના પાત્રતુલ્ય કહ્યા છે. એ વચન અનુસારે જોતાં શ્રી ગૌતમપદ અતિ મહત્વનું જણાય છે.

**૧૬ શ્રી જિનપ** —ક્રોધાદિક પ્રસિદ્ધ અઢાર દોષોનો ક્ષય કરી નાખવાથી જેમને વીતરાગતા અને સર્વજ્ઞતાદિક આત્માની અનંત ગુણસમૃદ્ધિ પ્રગટ થયેલી છે, તે જિનપદ વિશ્વપ્રકાશક હોવાથી અત્યંત ઉપકારક છે. પ્રથમ અરિહંતપદમાં કેવળ તીર્થંકર ભગવાનનોજ સમાવેશ થાય છે, ત્યારે આ પદમાં તો ઉક્ત અરિહંત ભગવાનના ઉપદેશ અનુસારે ઉજ્વળ રત્નત્રયીનું આરાધન કરી જે કોઇ ઘાતિ કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાનાદિક આત્મઋદ્ધિ પ્રગટ કરે છે તે સર્વ કોઇનો સમાવેશ થઇ જાય છે. એટલે જેમને જેમને કેવળજ્ઞાનાદિક અનંત આત્મસંપત્તિ પ્રાપ્ત થયેલ છે તે સર્વ કોઇ સર્વજ્ઞને આ પદથી આરાધવામાં આવે છે.

**૧૭. ી સંયમ પદ**—વિષયસુખની આશંસા તજી, ક્રોધાદિક કષાયને જીતી; હિંસાદિક સકળ આશ્રવદ્વાર છંડી જે કોઇ આત્માર્થી જનો મન, વચન, કાયાની શુદ્ધિ કરે છે-આત્મનિગ્રહ કરે છે, તે સંયમી જરૂર આત્મકલ્યાણ સાધી શકે છે. સર્વસંયમી મુનિજનો છે, ત્યારે દેશસંયમી શ્રાવક હોઇ શકે છે. દ્રઢ અભ્યાસવડે ભવભીરૂ આત્માર્થી શ્રાવક પણ અનુક્રમે સર્વસંયમી થઇ શકે છે. તેનું સમાધિ સુખ અપાર છે. માટે સંયમપદનું સેવન-આરાધન શાસ્ત્રનીતિ મુજબ કરવું ખ રૂરનું છે.

**૧૮. ી ભિનવ જ્ઞાન પદ**—બુદ્ધિના આઠ ગુણ પામી પોતપોતાની યોગ્યતા પ્રમાણે નવાં નવાં ધર્મશાસ્ત્ર ગુરૂગમ મેળવી વાંચવા, વિચારવા અને તે પ્રમાણે પ્રમાદ રહિત વર્તન કરવા ખપ કરવો, એ આ ઉત્તમ પદ આરાધવાનું અનંતર ફળ સમજવાનું છે. બાહ્ય–ખોટો આડંબર તજી સત્ય માર્ગ સમજીને શકય ક્રિયામાં પ્રવર્તી સ્વશ્રેય સાધી લેવું એજ જ્ઞાનનું ફળ છે.

**૧૯. ી શ્રુત પદ**—સૂત્ર, આગમ, સિદ્ધાન્ત, ગ્રંથ અને પ્રકરણો તેમજ તે ઉપર ભાષ્ય, ચૂર્ણિ નિર્યુક્તિ અને વૃત્તિ ( ટીકા–વાર્તિક પ્રમુખ ) એ સર્વ આપ્તપુરૂષોએ કરેલા હોવાથી પ્રમાણ છે. સૂત્રથી રચના પ્રાયઃ ગણધરો, શ્રુતકેવળી–ચૌદપૂર્વી હોય તે કરે છે; ત્યારે અર્થથી તો તીર્થંકર ભગવાન્ તેનો પ્રકાશ કરે છે. સૂત્રનો પરમાર્થ ભાષ્ય, ટીકા પ્રમુખથીજ સમજાય છે, માટે સૂત્રની પેરે તે સર્વ પ્રમાણિક વાકયો માન્ય કરવા યોગ્ય છે. વિનય, બહુમાન, યોગ–ઉપધાન પ્રમુખ ઉચિત આચાર પાળી શ્રુતપદનું આરાધન કરવું બહુ જરૂરનું છે.

**૨૦. ી તીર્થ પદ**—જેથી આ ભવસાગર તરી શકીએ તે તીર્થ જંગમ અને સ્થાવર બે પ્રકારનું છે. વર્તમાન કાળે વિચરતા વિહરમાન વીશ તીર્થંકરો, તેમના ગણધરો તથા કેવળી પ્રમુખ સાધુઓની સંપદા તેમજ સામાન્યરીતે શાસનને શોભાવનાર સહુ કોઇ આત્માર્થી સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ એ જંગમ મહાતીર્થરૂપ છે. ત્યારે શ્રી શત્રુંજય, ગિરિનાર, અને સંમેતશિખર પ્રમુખ સ્થાવર તીર્થો છે. લૌકિક ૬૮ તીર્થો તજી ઉક્ત લોકોત્તર તીર્થની યથાયોગ્ય દ્રવ્યભાવથી આરાધના કરી પૂર્વે પણ અનંત આત્માઓ મુક્તિપદ પામ્યા છે, એમ સમજી પ્રમાદરહિત વિવેકસહિત સહુ ભાઇબહેનોએ તેનો લાભ લઇ સ્વમાનવભવ સફળ કરી લેવો ઉચિત છે. ઇતિશિવમ.

ઇતિ શ્રી વીશસ્થાનક સંબંધી આરાધન વિધિ,
અર્થ સહિત પૂજા, ચૈત્યવંદનો, સ્તવનો,
સ્તુતિઓ, સજ્ઝાયો અને આરાધકની
કથાઓ વિગેરે સમાપ્ત.